# 卐 શ્રી ગીતા માતાની આરતી 卐





ॐ જય ગીતા માતા ॐ જય ગીતા માતા,
અખિલ વિશ્વકી ત્રાતા સુખ સમ્પતિ દાતા. ॐ જય ગી૦ ૧
વેદ બ્રહ્માકી વાણી જ્ઞાનામૃત ધારા,
પ્રથમ સૂર્યને તુજ કો હૃદયકમલ ધારા. ॐ જય ગી૦ ૨
ફિર ક્રમસે મનુ ઇક્ષ્વાકુ, ઋષિયોને જાના,
જનકાદિક રાજોને તુજકો સન્માના. ॐ જય ગી૦ ૩
તૂ અવ્યય અવિનાશી સત્ ચિત્ આનન્દા,
તેરા રૂપ અલૌકિક સુન્દર સાનન્દા. ॐ જય ગી૦ ૪
તૂ દુર્ગા, તૂ લક્ષ્મી, તૂ હી સરસ્વતી,
તેરી શરણ જો આતે વે પાતે સુમતિ. ॐ જય ગી૦ ૫
તૂ નદીઓ મેં ગંગા સતીઓ મેં સીતા;
મંત્રોં મેં ગાયત્રી ગ્રન્થોં મેં ગીતા. ॐ જય ગી૦ ૬
હે જગદંબે તૂને અગણિત વીર જને:
તૂને બનકર કાલી અગણિત અસુર હને. ॐ જય ગી૦ ૭
યોગ યજ્ઞ જપ તપ કા તુજમેં જ્ઞાન ભરા;
ધર્મ કર્મ વિદ્યા કા હૈ વિજ્ઞાન ભરા. ॐ જય ગી૦ ૮
શૌર્ય ધૈર્ય શમ દમ તુ શિખા રહી ગીતે;
તેરા હી અમૃત પી અર્જુન રણ જીતે. ॐ જય ગી૦ ૯
બ્રહ્માનંદ વિનય યહ માતુ કૃપા કીજે;
પ્રભુ પ્રિય દેશ ધર્મ કી ભક્તિ હમેં દીજે. ॐ જય ગી૦ ૧૦

# અનુક્રમ

# નમ્ર નિવેદન

પરમકૃપાળુ પરમાત્માની અસીમ કૃપાથી તેમજ લેખકો, પ્રેમી પાઠકો, અને ગ્રાહકોના સહકારથી આ 'ગીતાધર્મ' માસિક બાવીસ વર્ષ પૂરાં કરી ત્રેવીસમા વર્ષમાં પ્રવેશે છે 'ગીતાધર્મ'ની આ લાંબી મજલમા જેમણે અખંડ નિષ્કામ સહયોગ આપ્યો છે, તેમને મારા અંતઃકરણના અભિનંદન છે

ગત વર્ષમાં અમારા માટે અને ગીતાધર્મ માસિકના ગીતાપ્રેમી સૌને માટે એક દુઃખદ પ્રસંગ બની ગયો. 'ગીતાધર્મ'ના સંસ્થાપક શ્રીમદ્ પરમહંસપરિવ્રાજકાચાર્ય ગીતાભ્યાસ લોકસંગ્રહી મહામંડળેશ્વર સ્વામીશ્રી ૧૦૮ શ્રી વિદ્યાનન્દજી મહારાજ સંવત ૨૦૧૩ ના વૈશાખ વદ ૧૨ તા ૨૬-૫-૧૯૫૭ ને શનિવારના રોજ સવારના ૩-૨૦ વાગતા મુબાઈ (અંધેરી) મુકામે શેઠશ્રી જીવણલાલ ચુનીલાલ ચીનાઈવાળાના બંગલે બ્રહ્મલીન થયા, આ દુઃખદ પ્રસંગ આજે અમને યાદ આવે છે. ગીતાપ્રેમી જનતાને તેમની મહાન ખોટ-પડી છે તે અમારું દુ.ખ કહેવા માટે અમારી પાસે શબ્દો નથી. પૂજ્યપાદ બ્રહ્મલીન સ્વામીશ્રીનું શરીર આપણી સામે આજે નથી પરંતુ એમનાં સંસ્મરણો અને એઓશ્રીએ આપેલો ઉપદેશ આપણી પાસે છે એ ઉપદેશને અનુસરીને ગીતાપ્રચારની એમની પ્રવૃત્તિ ચાલુ રાખવા સૌને પરમાત્મા પ્રેરણા આપે

બ્રહ્મલીન સ્વામીજી મહારાજ પછી તેમની ગાદી પર તેમના ઉત્તરાધિકારી તરીકે મ મં. સ્વામીશ્રી સદાનંદજી મહારાજ તા ૧૦ ૬ ૫૭ ના રોજ ગાદી પર આવ્યા છે. તેઓ 'ગીતાધર્મ' ના સંચાલનમાં, તેમજ આયુર્વેદાચાર્ય તરીકે, ગીતામંદિરમાં આવેલા ધન્વન્તરિગુરુ સ્વામીશ્રી શિવાનંદજી મહારાજ સંચાલિત ધર્માર્થ ઔષધાલયના કાર્યમાં ઘણો રસ લે છે તેઓશ્રી પ. પૂ. ગુરુદેવ સાથે આફ્રિકા અને યુરોપના પ્રવાસે ગયા હતા. ભારતમાં પણ બ્રહ્મલીન સ્વામીજી મહારાજની સાથે જ ફરતા હતા તેમને ગુરુદેવ પાસેથી ઘણો અનુભવ મળ્યો છે તેઓ સંસ્કૃતનું સારું જ્ઞાન ધરાવે છે અંગ્રેજી ભાષાથી પણ પરિચીત છે તેમની વાણી મધુર છે. સ્વભાવે ઘણા માયાળુ છે. ગીતાપ્રેમીઓ પ્રત્યે ઘણા દયાળુ છે. અને દેશમા જો કોઇ સંકટ આવે તો તે પ્રસગે ગરીબો પ્રત્યે હમદર્દી બતાવી બની શકે તેટલી તન મન અને ધનથી એમને-મદદ કરવામાં હંમેશા તત્પર રહે છે જનતાના કલ્યાણ અર્થે પોતાનું જીવન એમણે અર્પણ કર્યું છે. હુ આશા આશા રાખુ છુ કે સ્વામી સદાનંદજી મહારાજની દોરવણીથી સસ્થા વધુ પ્રગતિ સાધશે.

'ગીતાધર્મ' સંસ્થાના પ્રાણરૂપ પ પૂ. ધન્વન્તરિગુરુ સ્વામીશ્રી શિવાનંદજી મહારાજશ્રીની દોરવણી અને આશીર્વાદથી આ સંસ્થાનુ કાર્ય સુવ્યવસ્થિત ચાલે છે દર માસે 'ગીતાધર્મ'મા નિયમીત એઓશ્રી એક લેખ લખે છે અને ગીતાનો સદેશ ગીતાપ્રેમીઓને પહોચાડે છે

આ બન્ને મહાત્માઓના આશીર્વાદથી આ અંકથી 'ગીતાધર્મ' ત્રેવીસમા વર્ષમા પ્રવેશ

કરે છે. 'ગીતાધર્મ'નો આ વિશેષાંક છે. પ. પૂ. બ્રહ્મલીન સ્વામીજી મહારાજે એમની હયાતીમાં જ આ વિશેષાંક પ્રકટ કરવાની આજ્ઞા આપી હતી અને તેઓશ્રીની સૂચના મુજબ જ સરસ રીતે આ અંક તૈયાર થયેલો છે એ જોઈને અમને સંતોષ થાય છે.

આ વિશેષાંક—'ભક્તચરિતાવલી યાને ભક્ત-કથાઓ'ના લેખક છે સુપ્રસિદ્ધ સાહિત્યકાર અને સિદ્ધહસ્ત વાર્તાકાર કવિશ્રી **રવિશંકર નરોત્તમદાસ પાઠક**. લેખકે આ વિશેષાંકમાં ભક્તચરિત્રોને વાર્તા સ્વરૂપે રજૂ કર્યાં છે એથી વાંચકોને ઘણો આનંદ આવશે. ભક્તચરિત્રો ઉપરાંત ભક્તની ભાવના, ભક્તનાં કર્તવ્ય, સંતનો ઉપદેશ, ભક્તનાં લક્ષણ, ભક્ત અને ભક્તિ, ભજન બડી તલવાર, ભગત અને જગત, ભક્તિની શક્તિ, ભક્તિમાર્ગ, ભક્તની શ્રદ્ધા, ભક્તોનું જીવન—નામસ્મરણ, ભક્ત અને ભગવાન, ભક્તમહિમા, ભક્તને આધીન ભગવાન, ભક્તનું જીવન અને કવન, ભક્તના ભગવાન વિષે વિચાર, ભક્તનું હૃદય, ભક્તનાં વચનામૃત, ભક્ત એટલે જંગમતીર્થ, ભક્તોની વિશેષતાઓ, સંતકવિ વિષ્ણુપુરી અને ભક્તકવિ મયૂરની વાણી વગેરે સંત મહાત્માઓના અને વિદ્વાન લેખકોના લેખો પણ એમણે મેળવીને આ અંકને સમૃદ્ધ કરવામાં ઘણો પરિશ્રમ લીધો છે અને ખૂબ ઉત્સાહથી સંપાદન કર્યું છે તે માટે તેમને ધન્યવાદ આપું છું. મને આશા છે કે વાચકોને અને ધાર્મિક જનતાને આ સુંદર વિશેષાંક ગમી જશે.

આવો સચિત્ર અને દળદાર વિશેષાંક અને બીજા એક વર્ષમાં અગિયાર 'ગીતાધર્મ'ના ચાલુ અંકો રૂ. ૬-૨૫ ના લવાજમમાં ઘેર બેઠાં મળે છે. સરલ, શિષ્ટ અને પ્રેરક ધાર્મિક લખાણ 'ગીતાધર્મ'ના દરેક અંકોમાં પ્રગટ થાય છે. એ બધાનો વિચાર કરતાં લવાજમ કંઈ વધારે ન કહેવાય. હું આશા રાખું છું કે જૂના ગ્રાહક મિત્રો નવા ગ્રાહકો બનાવવા માટે પ્રયત્ન કરશે.

આ વિશેષાંક સમયસર છાપીને તૈયાર કરવાના કામમાં અને 'ગીતાધર્મ'ના પ્રચારના કાર્યમાં પ્રેસના કાર્યકરોનો, પ્રેસના મેનેજર શ્રી ગોરધનભાઈ અમીનનો, તેમજ ગીતાધર્મ કાર્યાલયના મેનેજર શ્રી વેણીભાઈ દવેનો ખૂબ સહકાર મળ્યો છે તે બદલ તેમને બધાને હું ધન્યવાદ આપું છું.

—રમણલાલ લલ્લુભાઈ





## સંપાદકીય

પરમાત્માની કૃપાથી 'ગીતાધર્મ' આ માસથી એના ત્રેવીસમા વર્ષમા પ્રવેશ કરે છે એ શુભ પ્રસગે 'ભક્તચરિતાવલી' જેવા સચિત્ર દળદાર વિશેષાંક ગ્રાહકોના કરકમલમાં રજુ કરતા અમે હર્ષ અનુભવીએ છીએ.

આ વિશેષાંકમાં શરૂઆતમા સંત-મહાત્મા એના અને વિદ્વાન લેખકોના ભક્ત, ભક્તિ અને ભગવાનના માહાત્મ્યને દર્શાવતા કેટલાક મનનીય લેખો રજૂ કરવામા આવ્યા છે એ પછી વાર્તાસ્વરૂપે-નવલિકાની ઢબે-લખાએલા ભારતના પ્રસિદ્ધ ભક્તોના ચરિત્રો પ્રગટ કર્યા છે ભક્તચરિત્રો તો અગણિત છે એ બધાં એક જ અકમા આવી શકે નહિ છતા જેમને પરમાત્માના સાક્ષાત દર્શન થયા છે એવા મુખ્ય મુખ્ય ભક્તોના ચરિત્રો વાર્તામા વણી લઇ આ અંકમાં રજૂ કર્યા છે ભક્તો મોટે ભાગે કવિઓ પણ હોય છે 'ભક્તચરિતાવલી' માં કેટલાક ભક્તકવિઓ પણ દર્શન દે છે એવા ભક્તોની વાણીનો પણ વાચકોને પરિચય થાય એ અર્થે દરેક ભક્તકવિના ચરિત્રના અતમા એમના ભજનોની વાનગી રજૂ કરી છે અમને શ્રદ્ધા છે કે 'ગીતાધર્મ' ના વાચકો, ગ્રાહકો, ચાહકો અને પ્રચારકોને-સૌને રંગી ચિત્રોથી શોભતી આ આકર્ષક ભક્તકથાઓ પ્રિય થઇ પડશે

આ અક તૈયાર કરતી વખતે ભક્તચરિત્રોને લગતા સસ્કૃત, હિંદી, ગુજરાતી અને મરાઠી ભાષાના ઘણા પુસ્તકો મે જોયા છે અને એમાની સામગ્રીનો ઉપયોગ 'ભક્તચરિતાવલી' તૈયાર કરવામાં કર્યો છે ઉપરાત દતકથાઓમા વણાએલા ભક્તજીવનના પ્રસગોની અને સતોની વાણીમા એમના વિષે થયેલા ઉલ્લેખોની પણ મેં મદદ લીધી છે એ બદલ એ તમામ ગ્રથોના લેખકો, સપાદકો અને પ્રકાશકોનો હુ હૃદયપૂર્વક ઉપકાર માનુ છુ.

પ. પૂ યોગીરાજ ધન્વન્તરિગુરુ સ્વામીશ્રી શિવાનંદજી મહારાજે તેમજ ધર્મધુરધર શેઠશ્રી રમણલાલ લલ્લુભાઈએ આ અંકની સામગ્રી જેમ જેમ તૈયાર થતી ગઇ તેમ તેમ એ જોઇને પોતાની પ્રસન્નતા પ્રકટ કરી વાર વાર આ લેખકને પ્રોત્સાહન આપ્યા કર્યું છે એ બદલ એમનો હું ઘણો આભાર માનું છું. તેવી જ રીતે કૃપાળુ સંતમહાત્માઓ અને વિદ્વાન લેખકો પણ આભાર અને અભિનંદનના અધિકારી છે મારી વિનતીને માન આપીને પોતાના કીમતી લખાણો મોકલી એમણે જે સહકાર આપ્યો છે તે ભૂલાય એમ નથી.

પ્રેસ વિભાગના અને કાર્યાલય વિભાગના તમામ બંધુઓને એમણે આપેલા સહકાર બદલ આ તકે અભિનંદન આપું છું. પ્રેસ મેનેજર **શ્રી ગોર્ધનભાઇ અમીને** ઝડપથી સમયસર આ અંક તૈયાર કરી આપ્યો છે એ બદલ એમને ખરેખર ધન્યવાદ ઘટે છે

અતમા જેમની આજ્ઞાથી આ વિશેષાકના લેખનકાર્યનો પ્રારંભ થયો હતો અને જેમની કૃપાથી 'ભક્તચરિતાવલી' તૈયાર થઇને હવે બહાર પડે છે એ ગુરુ અને ગોવિંદનાં ચરણકમલોમા હુ મનોમય પ્રણામ કરુ છુ

—રવિશંકર ન. પાઠક

સપાદક



# ગીતાધર્મ કાર્યાલયનાં ધાર્મિક પ્રકાશનો



### ગીતા ગૌરવ

ગુજરાતી ( પાંચ ભાગ ) કિં. ૩૦–૦–૦

જેની સાત આવૃત્તિઓ પ્રકટ થઇ ચૂકી છે. જેમાં પરિવ્રાજકાચાર્ય મહામંડલેશ્વર સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજની સરળ અને સચોટ દષ્ટાંત શૈલીમાં ભાષાભાષ્ય ટીકા રજૂ થઇ છે. તદુપરાંત જેમાં પ્રસંગોપાત દષ્ટાંતોની સાથે ત્રિરંગી, એકરંગી, સાદાં સરળ ચિત્રો રજૂ થયાં છે. સ્વામીજી મહારાજનાં ભાવિક ભક્તજનોમાં આ ગીતા ગૌરવને પરમ આદર મળ્યો છે.

### ગીતા ગૌરવ

હિન્દી ( પાંચ ભાગ ) કિં. ૪૦–૦–૦

હિન્દી ભાષામાં પણ ગીતા ગૌરવના પાંચ ભાગ ખૂબ જ આદરણીય બન્યા છે.

### ગીતા ગૌરવ

અંગ્રેજી ( બે ભાગમાં ] કિં. ૧૬–૦–૦

પદ, પદાર્થ ટીપ્પણ, વિવેચન સહિત અંગ્રેજીમાં ગીતા ગૌરવ બે ભાગમાં પ્રકટ કરવામાં આવ્યું છે. જેની પ્રસ્તાવના ભારતીય લોકસભાના એક વખતના માનનીય પ્રમુખ શ્રી ગણેશ વાસુદેવ માવલંકરે લખેલી છે.

### ઉપનિષદો

ગુજરાતી ( ત્રણ ભાગ ) કિં. ૧૫–૦–૦

ઇશા, કેન, કઠ, પ્રશ્ન, મુંડ, માંડૂક્ય, ઐતરેય, તૈતરેય, બૃહદારણ્યક, છાંદોગ્ય, શ્વેતાશ્વતર અને કૌષીતકિ એ મુખ્ય બાર ઉપનિષદો મૂળ સંસ્કૃત ગ્રંથ સાથે ગુજરાતી ભાષામાં અનુવાદ તેમજ વિદ્યાવિનોદીની ટીકા સહિત અત્યંત સરળ સચોટ ભાષામાં રજૂ થયાં છે

### ઉપનિષદો

હિન્દી ( ત્રણ ભાગ ) કિં. ૧૫–૦–૦

ગુજરાતી ભાષાનાં ઉપનિષદોની જેમ હિન્દી ઉપનિષદોને પણ ગીતાપ્રેમીજનો તરફથી સુંદર આવકાર મળ્યો છે.

### અધ્યાત્મ રામાયણ

ગુજરાતી ( ત્રણ ભાગ ) કિં. ૧૫–૦–૦

મૂલ સંસ્કૃત શ્લોકો અને ગુજરાતી ભાષાંતર ઉપરાંત રામચર્ચા ભાષ્ય આપવામાં આવ્યું છે. જેમાં દષ્ટાંતો સાથે ભગવાન શ્રી રામચંદ્રજીની જીવનચર્યા સચોટ રીતે રજૂ કરવામાં આવી છે. તેમાં પ્રસંગે પ્રસંગે એકરંગી ચિત્રો રજુ થયાં છે; તેમજ ત્રિરંગી ચિત્રો પણ આપવામાં આવ્યાં છે. અધ્યાત્મ રામાયણનું આ ગુજરાતી સંસ્કરણ એક નવી જ ભાત પાડે છે.

### મહાભારત

ગુજરાતી ( ત્રણ ભાગ ) કિં. ૧૨–૮–૦

ગીતાધર્મ કાશી તરફથી મહાભારત મૂલ શ્લોકો અને ગુજરાતી ભાષાંતર સાથે પ્રકટ થતાં હતાં. તેના બે વર્ષના વિશેષાંકોમાં મહાભારતના આદિ પર્વને પૂરી રીતે આપવામાં આવ્યું છે,

જેમાં વિશેષાંક ઉપરાંત સામાન્ય અંકો પણ આપવામાં આવે છે. અને ત્રિરંગી ચિત્રોથી તેને સુંદર રીતે સજાવવામાં આવ્યું છે, મહાભારતના રસિક જનોને તે ઘણું જ ઉપયોગી બન્યું છે.

### તુલસીકૃત રામચરિત માનસ

ગુજરાતી–બે ભાગમાં — કિ. ૧૨–૦–૦

આર્ય સાહિત્યમાં રામાયણનું મહત્વ અધિક છે, આ રામાયણની ખાસ ટીકા પૂ. સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજે પોતાની લાક્ષણિક શૈલીમાં કરી છે. વિદ્વાનો સદ્‌ગૃહસ્થો તેમજ ગીતાપ્રેમી ભક્તજનોમાં તેને સારો આવકાર મળ્યો છે.

### સદ્‌ગુરુ ગાથા

હિન્દી-ગુજરાતી — કિ. ૫–૦–૦

મહામંડલેશ્વર સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજની જીવનચર્યા સુંદર સુલલિત ભાષામાં રજૂ થઇ છે. તે ભક્તજનોને સુંદર માર્ગદર્શક બની છે. ,અને તેની પહેલી આવૃત્તિ ખલાસ થતાં બીજી આવૃત્તિ પ્રકટ કરવામાં આવી છે.

### વિદ્યાનંદ વિજ્ઞાન હિન્દી) — કિ. ૧–૧૨–૦

આ મહત્ત્વપૂર્ણ પુસ્તકમાં હિંદુધર્મના વ્યાપક સિદ્ધાંત ઇશ્વર, મોક્ષ, પરલોકવાદ, જ્ઞાન, ભક્તિ, કર્મ ઉપાસના જેવા વિષયો સરળ ભાષામાં તર્કપૂર્ણ દૃષ્ટિથી સમજાવવામાં આવ્યા છે. આ પુસ્તકના લેખક ઉચ્ચ પ્રતિભાશાળી ભૂતપૂર્વ વિદ્વાન શ્રી હિરાલાલ વર્મા છે.

### વેદાન્ત સૂર્યોદય (હિન્દી) — કિ. ૦–૬–૦

કુશળ પ્રવક્તા સ્વામી હરિહરાનંદ મહારાજ મંડલેશ્વરે અત્યંત સરળ ભાષાપદ્યમાં આ પુસ્તિકાની રચના કરી છે.

### નિત્ય કર્તવ્ય

ગુજરાતી–હિન્દી — કિ. ૦–૬–૦

આ નાની પુસ્તિકામાં ધન્વંતરિગુરુ સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજે સરળ ભાષામાં નિત્યકર્મનું વિધાન સમજાવ્યું છે. ગીતામંદિરોની નિત્યવિધિ અને પરિચયથી આ પુસ્તિકા આદર્શ બની ચૂકી છે.

### ગુરુ પ્રસાદી — કિ. ૦–૮–૦

જગદ્‌ગુરુ મહામંડલેશ્વર સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજની ૬૩ મી જન્મજયંતિ પ્રસંગે સ્વામીજીનાં મહામૂલાં વચનામૃતોની આ નાની પુસ્તિકા પ્રકટ કરવામાં આવી છે. સુવચનો અને બોધપ્રદ પ્રસંગોથી અલંકૃત 'ગુરુ પ્રસાદી' ગીતાધર્મના વાંચકોમાં અત્યંત આદર પામી છે,

### સ્વામીજીકી સાધના (હિન્દી) — કિ. ૦–૮–૦

જગદ્‌ગુરુ મહામંડલેશ્વર સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજની ૬૪ મી જન્મજયંતિ પ્રસંગે આ પુસ્તિકા હિન્દી ભાષામાં પ્રકટ કરવામાં આવી છે. તેમા સ્વામીજીનાં વચનામૃતો, તેમની ગીતા સાધના તેમજ ગીતામંદિરોનો પરિચય વગેરે અમૂલ્ય સામગ્રી આપવામાં આવી છે.

### પ્રવાસકથા (હિન્દી) — કિ ૩–૮–૦

સ્વામીજી યુરોપમાં ગીતાપ્રચાર અંગે ગયા તે સમયનુ સુંદર બયાન આ પુસ્તકમાં કરવામાં આવ્યુ છે. સ્વામીજીની સાથે ભારતીય લોકસભાના પ્રમુખ દાદાસાહેબ માવલંકર પણ પ્રવાસમાં હતા. પ્રવાસકથા ખૂબ જ મનનીય અને માર્ગદર્શક છે.

### શ્રી ગીતાજ્ઞાન (હિન્દી) — કિ. ૦–૧૨–૦

શ્રીમદ્ ભગવદ્‌ગીતાનો શ્લોકાનુવાદ સુંદર અને સરળ ભાષામાં રજૂ કરવામા આવ્યો છે. આ રચના ગીતાપ્રેમી જનતામાં ખૂબ જ આવકાર પામી છે.



## ગીતા પ્રશ્નોત્તરી

ગુજરાતી–હિન્દી કિં. ૧–૯–૦

આ પુસ્તકના વિદ્વાન લેખક જ્ઞાનતપસ્વી શ્રી ગીતાનંદજી શર્મા છે. પુસ્તક ખૂબ જ મનનીય છે. આ પુસ્તકની ઉપયોગિતાના સંબંધમાં ગીતાશાસ્ત્રના ધાર્મિક અભ્યાસકોનો સ્વાનુભાવજ પર્યાપ્ત પ્રમાણ સમજી શકાશે.

## વિદ્યાનંદ વિનોદ

ગુજરાતી–હિન્દી કિં. ૦–૮–૦

સ્વામીજીની પ્રાથમિક જીવન ઘટનાઓ ભક્તો દ્વારા વિનોદરૂપમાં એમના જ મુખે સાંભળીને સંગ્રહિત કરવામાં આવી છે. પુસ્તક ખૂબ જ મનોરંજક છે.

**આયુર્વેદ પરિચય** (હિન્દી) કિં. ૦–૧૪–૦

આયુર્વેદના અભ્યાસીઓ અને ઉપાસકો માટે આ પુસ્તક ખૂબ જ મનનીય અને ઉપયોગી છે. અનેક ભયંકર દરદોની ચિકિત્સા આ પુસ્તકમાં આપવામાં આવી છે.

**મહાભારત** (હિન્દી) કિં. ૮–૦–૦

જેવી રીતે પૂજ્ય સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજને ગીતાપ્રચારમાં એકમેવાદ્વિતીયતા પ્રાપ્ત છે, તેવી જ રીતે એમના શિષ્ય સ્વામીશ્રી હરિહરાનંદજી મહારાજને મહાભારત પ્રવચનનો સુયશ પ્રાપ્ત થયો છે. આ પુસ્તકમાં સુંદર ઝૂલણા–છંદોબદ્ધ મહાભારતની પર્વાનુસાર સમસ્ત કથા રચવામાં આવી છે. મહાભાતરની પદ્યરચના અત્યંત સુંદર છે.

**શ્રીહરિગીતામૃત** (હિન્દી) કિં. ૨–૪–૦

આ ગીતાનો સમશ્લોકી પદ્યાનુવાદ છે, કાવ્યપ્રેમીજનો માટે આ એક સુંદર અને અત્યંત ઉપયોગી રચના છે. આ પુસ્તકના રચયિતા કાવ્યકલાનિધિ, વ્યાખ્યાનવાચસ્પતિ વેદાન્તનિષ્ણાત સ્વામીશ્રી હરિહરાનંદજી મહારાજ છે.

## સૃષ્ટિ તત્ત્વ અને ભૂગોળ

હિન્દી સંસ્કરણ કિં. ૧–૪–૦

આ વિશ્વનું ક્યારે સર્જન થયું તેમજ પ્રાચીન કાળથી તે આજ સુધીમાં કેટલા શાસકો થઈ ગયા તેનું શાસ્ત્ર–પુરાણો અને પાશ્ચાત્ય વૈજ્ઞાનિકોની દૃષ્ટિથી સમન્વયાત્મક વિવેચન આ ગ્રંથમાં સુંદર રીતે કરવામાં આવ્યું છે.

**વ્યાસ** (હિન્દી) કિં. ૦–૮–૦

આ પુસ્તિકાના લેખક શ્રી વિઠ્ઠલ શર્મા ચતુર્વેદી છે. પુસ્તક ખૂબ મનનીય છે.

**આદર્શ ઔર યથાર્થ** (હિન્દી) કિં. ૦–૧૨–૦

આ પુસ્તકમાં કાવ્યોના આદર્શવાદ અને યથાર્થવાદની સુંદર ચર્ચા કરવામાં આવી છે.

**ભજનમાલા** (હિન્દી) કિં. ૦–૬–૦

કીર્તનકાર શ્રી રમાશંકર બ્રહ્મચારીજી સંગીત વિશારદ દ્વારા આ પુસ્તિકાની રચના થઇ છે.

**ગીતા ભજનાવલી** કિં. ૦–૮–૦

રવિવાર ભજન મંડળીની બહેનોએ સંગ્રહ કરેલાં સુંદર ભજનોનું આ એક પ્રકાશન ખૂબ જ આવકારદાયક છે.

તદુપરાંત નાની મોટી સાઇઝની ગીતાઓ પ્રકટ કરવામાં આવી છે જે નિત્ય પારાયણમાં અત્યંત ઉપયોગી બને છે. ઉપરોક્ત પ્રત્યેક પુસ્તકનું ટપાલ ખર્ચ અલગ સમજવું.

વિશેષ વિગત માટે સૂચિપત્ર મંગાવો.

પત્રવ્યવહારનું ઠેકાણું
ગીતા ધર્મ કાર્યાલય
ગીતામંદિર, અમદાવાદ-૧

# 'ગીતાધર્મ'ની આગેકૂચ

ગુરુદેવની કૃપાથી 'ગીતાધર્મ' ત્રેવીસમા વર્ષમાં પ્રવેશ કરે છે. એના વાચનથી ગુજરાતમાં તેમજ બહારથી જે ઉમળકાભર્યો આવકાર મળ્યો છે એ ખરેખર આનંદની વાત છે. અનેક કપરા સંજોગોમાં પણ 'ગીતાધર્મ' એની લાંબી મજલમાં ટકી રહ્યું છે

ગુજરાતને ગામડે ગામડે 'ગીતાધર્મ' વ્યાપક બને અને એનો સંદેશો હજારો સ્ત્રી પુરુષોનાં દિલને સ્પર્શ કરે તે પ્રકારનું પ્રચારકાર્ય એકે એક ગીતાધર્મી ઉપાડી લે તો આપણું ધ્યેય બહુ દૂર નથી પણ હાથમાં જ છે. 'ગીતાધર્મ' શરૂ થયું ત્યારથી તે અત્યાર સુધીમા સંખ્યાબંધ સ્ત્રી-પુરુષોએ એના પ્રચારમાં જ પોતાનું ગૌરવ અનુભવ્યું છે એની ઉપયોગીતા વિષે મહેજ પણ શંકાને સ્થાન નથી. 'ગીતાધર્મ'માં ગુરુદેવના સાદાં, સરળ અને ઉપદેશાત્મક લખાણોને લીધે ગીતા આજે ઘેર ઘેર પહોંચી ગઇ છે અને તેનું મહત્ત્વ પણ લોકોને સમજાયું છે. આવો લોકપ્રિય ગ્રંથ જનતાના દિલમાંથી વિસારે પડે એમાં આપણા દેશના ગૌરવને તો જરૂર હાનિ છે. આજે યુરોપ, અમેરિકા વગેરે સ્થળે ગીતાની લોકપ્રિયતા જરાય ઓછી નથી. આવા આપણા આધ્યાત્મિક ગ્રંથને લોકોના દિલમાં વસાવવાનો 'ગીતાધર્મ'નો મુખ્ય હેતુ છે અને તે હેતુ સફળ થયો છે.

એક વખત 'ગીતાધર્મ' નાનું ઝરણું હતુ. આજે તે વિશાળ સાગરમાં ફેરવાઇ ગયું છે. સંખ્યાબંધ લોકોએ એમાંથી પ્રેરણા મેળવીને પોતાની જાતને ઉન્નત બનાવવા પ્રયત્નો આદર્યા છે. આ રીતે કર્મ કરતા કરતાં તેઓ પોતાના જીવનમાં સફળ થયા છે. 'ગીતાધર્મ' માત્ર એકપક્ષીય માસિક ન બનતાં તે લાગલાગટ બાવીસ વરસથી માનવધર્મ અને પ્રેમનો પ્રચાર કરી રહ્યું છે; તેમાં એના સંચાલકોને ખુબ જ સફળતા મળી છે. આ એકપક્ષીય લેખોને સ્થાન ન આપતાં જેમનું વિશાળ દૃષ્ટિબિંદુ છે અને જેઓ માનવધર્મમાં માને છે તેમનાં લખાણોને પ્રથમ સ્થાન આપવામા આવ્યુ છે. 'ગીતાધર્મ'ના વાચકોને અત્યાર સુધી જે ઉપદેશાત્મક તેમજ જીવન વિકાસ સંબંધી અનુભવસિદ્ધ લેખોનું વાચન મળ્યુ છે અને એનો જેમણે રસાસ્વાદ મેળવ્યો છે તેમને 'ગીતાધર્મ'ના વાચન વગર પોતાનું રોજનું કાર્ય પણ લૂખુ જ લાગ્યુ છે. પોતાના રોજીંદા કાર્યોને વધુ સરળ બનાવવા માટે 'ગીતાધર્મ'નો ઉપદેશ સૌને માટે પ્રકાશ પાથરી રહ્યો છે.

આ ભાવનાને આધારે જ 'ગીતાધર્મ' આગેકૂચ કરી રહ્યું છે. એમા થોડા સમયથી એક ફર્માનો વધારો પણ કરવામાં આવ્યો છે. વ્યક્તિગત ટીકાને જરાયે સ્થાન ન આપતાં માત્ર જ્ઞાનનુ એ પ્રતીક બની રહ્યુ છે. 'ગીતાધર્મ'ની આગેકૂચ અનેક માનવીઓનાં જીવન ઉજાળો એ જ પ્રાર્થના !!!

શ્રી ગોરધનભાઈ અમીન
મેનેજર 'ગીતાધર્મ પ્રેસ'

શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય બ્રહ્મનિષ્ઠ લોકસંગ્રહી ગીતાવ્યાસ
શ્રી ૧૦૮ જગદ્ગુરુ મહામંડલેશ્વર બ્રહ્મલીન



સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજ

સંસ્થાપક:—શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય બ્રહ્મનિષ્ઠ લોકસંગ્રહી ગીતાવ્યાસ
શ્રી ૧૦૮ જગદ્‌ગુરુ મહામંડલેશ્વર બ્રહ્મલીન સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજ.




સર્વધર્માન્ પરિત્યજ્ય મામેકં શરણં વ્રજ । અહં ત્વા સર્વપાપેભ્યો મોક્ષયિષ્યામિ મા શુચઃ ॥

વર્ષ ૨૩ } જાન્યુઆરી ૧૯૫૮, અમદાવાદ. { અંક ૧

# પ્રાર્થના

वाणी गुणानुकथने श्रवणौ कथायां
हस्तौ च कर्मसु मनस्तव पादयोर्नः।
स्मृत्यां शिरस्तव निवासजगत्प्रणामे
दृष्टिः सतां दर्शनेऽस्तु भवत्तनूनाम्॥
( શ્રીમદ્ ભાગવત ૧૦–૧૦–૩૮ )

હે ભગવાન ! અમારી વાણી આપનું ગુણકીર્તન કર્યા કરે, કાન આપની લીલાકથા સાંભળ્યા કરે, હાથ આપની સેવાના કાર્યમાં અને મન આપના ચરણારવિંદના ચિંતનમાં તત્પર રહે. મસ્તક આપના નિવાસભૂત જગતને પ્રણામ કરતું રહે અને નેત્ર આપના સ્વરૂપ જેવા સંત-સાધુઓનાં દર્શન કર્યા કરે-એવું અમે માગીએ છીએ.

# ભક્તવત્સલ ભગવાનને નમસ્કાર



कृष्णाय वासुदेवाय देवकीनन्दनाय च ।
नन्दगोपकुमाराय गोविन्दाय नमो नमः ॥

દેવકીનંદન ભગવાન શ્રીકૃષ્ણ-વાસુદેવને નમસ્કાર હો ! નંદકુમાર ભગવાન ગોવિન્દને નમસ્કાર હો !

रामाय रामभद्राय रामचन्द्राय वेधसे ।
रघुनाथाय नाथाय सीतायाः पतये नमः ॥

હે ભગવાન રામ ! હે રામભદ્ર ! આપને હું પ્રણામ કરું છું. હે રામચંદ્રજી ! હે રઘુનાથજી ! હે સીતાપતે ! આપને હુ નમસ્કાર કરું છું.

जगद्गुरो नमस्तुभ्यं शिवाय शिवदाय च ।
योगीन्द्राणां च योगीन्द्र गुरूणां गुरवे नमः ॥

કલ્યાણને આપવાવાળા હે જગદ્ગુરો ભગવાન સદાશિવ ! આપ યોગીન્દ્રોના પણ યોગીન્દ્ર છો. ગુરુઓનાય ગુરુ છો આપને અમે પ્રણામ કરીએ છીએ.

सच्चिदानन्दरूपाय विश्वोत्पत्यादि हेतवे ।
तापत्रयविनाशाय श्रीकृष्णाय वयं नुम. ॥

સચ્ચિદાનંદ સ્વરૂપ ભગવાન શ્રીકૃષ્ણ આ વિશ્વની ઉત્પત્તિ સ્થિતિ અને લયનું કારણ છે. એવા એ ભગવાન કૃષ્ણચંદ્રને ત્રણે પ્રકારના દુઃખના નાશને માટે અમે નમસ્કાર કરીએ છીએ.

यं ब्रह्मा वरुणेन्द्ररुद्रमरुतः स्तुन्वन्ति दिव्यैः स्तवै
र्वेदैः साङ्गपदक्रमोपनिषदैर्गायन्ति यं सामगाः ।
ध्यानावस्थिततद्गतेन मनसा पश्यन्ति यं योगिनो
यस्यान्तं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ॥

બ્રહ્મા, વરુણ, ઇન્દ્ર, રુદ્ર, અને મરુદ્ગણ દિવ્ય સ્તોત્રો વડે જેની સ્તુતિ કરે છે, સામવેદનું ગાન કરવાવાળા અંગ, પદ, ક્રમ અને ઉપનિષદો સહિત વેદો દ્વારા જેનું ગાયન કરે છે, યોગીઓ ધ્યાનમા તલ્લીન બનેલા મન વડે જેનું દર્શન કરે છે, સુર અને અસુર કોઇ પણ જેનો પાર પામી શકતા નથી એ (પરમ પુરુષ ભગવાન નારાયણ) દેવને હું નમસ્કાર કરું છું.

# જગદ્ગુરુ મહામંડલેશ્વર સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજ

## (સંક્ષિપ્ત જીવનઝાંખી)

જેણે ગીતા માતા તણાં બહુ ભવ્ય મંદિર સ્થાપીને,
અગણિત જનોને ધર્મના માર્ગો વિવિધ બતલાવીને;
ફરકાવી ધર્મ તણી ધ્વજા, જનતા જનાર્દનને ગમે,
એ સંત વિદ્યાનંદજીના સ્મરણથી મસ્તક નમે.

—રવિ પાઠક

શ્રીમત્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય બ્રહ્મનિષ્ઠ લોકસંગ્રહી ગીતાભ્યાસ જગદ્ગુરુ મહામંડલેશ્વર સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજના શુભ નામથી આ જમાનામાં કોણ અજાણ હશે?

'ગીતાધર્મ' અને ગીતામંદિરોના સંસ્થાપક અને ભગવાન શ્રીકૃષ્ણચંદ્રની દિવ્ય વાણીના મહાન પ્રચારક સ્વામીજી મહારાજ એક પરમ સંત હતા.



આજથી ચોસઠ વર્ષ પહેલાં વિક્રમસંવત ૧૯૫૦ ના આસો માસની સુદ સાતમને દિવસે સ્વામીજી મહારાજનો જન્મ કાશી પ્રદેશમાં આવેલા મહાદેવપારા નામના ગામમાં એક કર્મનિષ્ઠ બ્રાહ્મણપરિવારમાં થયો હતો. એમના પિતાનું નામ હતું પં. બલદેવ ત્રિપાઠી અને માતાનું નામ હતું ફૂલાદેવી. સ્વામીજીનું નામ પડ્યું મુરારિ ત્રિપાઠી.

સ્વામીજી મહારાજનાં માતાપિતા બન્ને પરમ ધાર્મિક હતાં અને શ્રીકૃષ્ણ ભગવાનનાં અનન્ય ભક્ત હતાં એટલે નાનપણથી જ બાલક મુરારી શર્માના મન ઉપર ભગવદ્ભક્તિના સંસ્કાર પડવા લાગ્યા. એક જ બાલક હોવાથી માતાપિતાનો મુરારી શર્મા ઉપર અત્યંત પ્રેમ હતો પણ ભગવાનની ઇચ્છા કંઇ જુદી જ હતી. મુરારી શર્માની ઉમ્મર બાર વર્ષની થાય ત્યાર પહેલાં માતાજી પરમાત્માના ચરણકમલને પામી ગયાં ને એમની પાછળ એકાદ વર્ષ પછી પિતાજીએ પણ પ્રયાણ કર્યું. નાની વયમાં આમ મુરારિ શર્માએ મા–બાપનું છત્ર ખોયું.

પોતાના પ્રિય પુત્રને વિદાયની વેળાએ માતાજીએ પાસે બોલાવી ક્ષીણ સ્વરથી ભગવાન શ્રીકૃષ્ણની ભક્તિમાં લીન રહેવાનો ઉપદેશ આપ્યો હતો. તેવી જ રીતે પિતાજીએ પુત્રને વારસામાં 'શ્રીકૃષ્ણ ગોવિંદ હરે મુરારે, હે નાથ નારાયણ વાસુદેવ!' એ મહામંત્ર આપ્યો હતો.

માતાપિતા તરફથી મળેલા એ દિવ્ય વારસાને મુરારિ શર્માએ બરાબર જાળવી રાખ્યો હતો અને જીવનની છેલ્લી ક્ષણ સુધી એને અળગો કર્યો ન હતો.



માતાપિતાના સ્વર્ગવાસ પછી મુરારિ શર્માની જવાબદારી એમના કાકાએ તથા મામાએ ઉપાડી લીધી. ને બાલક મુરારિને માબાપની ખોટ ન જણાય અને તેને જરા પણ ઓછું ન આવે, એવી કાળજી લેવા લાગ્યા. પણ દિનપ્રતિદિન મુરારિ શર્માના અંતરમાં હરિદર્શનની ઇચ્છા પ્રબળ થતી જતી હતી એટલે તેમનું ચિત્ત સંસારનાં સુખો તરફ જરા પણ ઢળતું નહિ.

એક દિવસ હરિમિલનને માટે મુરારિ શર્મા છાનામાના ઘરમાંથી ભાગ્યા–ને સીધા વૃંદાવન પહોંચ્યા. વૃંદાવનની પવિત્ર ભૂમિનાં દર્શનથી તેમના હૃદયમાં કંઇક શાન્તિ મળી પરંતુ તે સાથે એમને જણાયું કે ગુરુ વગર ગોવિંદનાં દર્શન સુલભ નથી. એટલે તેમણે સદ્‌ગુરુની શોધમાં ફરવા માંડયુ.

આખરે તે યોગ પણ મળી આવ્યો. નિર્વાણી અખાડાના આચાર્ય મહામંડલેશ્વર સ્વામીશ્રી ગોવિંદાનંદજી મહારાજનાં ચરણોમાં એમનું ચિત્ત લાગી ગયુ ને તેથી અઢાર વર્ષની ઉંમરે આ મહાત્માની પાસેથી પોતે સંન્યાસદિક્ષા લીધી ને ગુરુદેવે એમને નામ આપ્યુ–'વિદ્યાનંદ.'

મુરારિ શર્મા હવે સ્વામી વિદ્યાનંદ બન્યા. પછી ગુરુદેવના આદેશ મુજબ કેટલાક સાધક સંતોની સાથે સ્વામી વિદ્યાનંદ કાશી, હરદ્વાર થઇને હિમાલયમાં આવેલા નિલકંઠસ્થાનમાં યોગાભ્યાસ માટે ચાલ્યા ગયા. થોડા વર્ષ ત્યાં સાધનામાં લીન રહ્યા. વેદાન્તનો અભ્યાસ પણ કર્યો. હવે સાધનસંપન્ન થયા પછી પુનઃ ભગવાનનાં દર્શનની તીવ્ર ઇચ્છા હૃદયમા જાગી ઊઠી. તેથી સ્વામીજી મહારાજ તીર્થયાત્રા માટે નીકળી પડ્યા–વૃંદાવન, દ્વારકા, ગિરનાર, આબૂપર્વત, અમરનાથ, બદ્રી–કેદાર, નેપાલ વગેરે પ્રસિદ્ધ સ્થળોએ અને તીર્થસ્થાનોમાં ફરી વળ્યા.

એક વખત નેપાલના પર્વતમાં ધ્યાનમાં એ બેઠા હતા તે વખતે એમને એક અદ્‌ભુત અલૌકિક આભાસ થયો ને ગીતાપ્રચારનું વ્રત લેવાની પ્રભુ તરફથી પ્રેરણા મળી.

પ્રભુની આજ્ઞા માથે ચઢાવીને સ્વામીજી ગીતાજ્ઞાનની દિવ્ય જ્યોતિનો પ્રકાશ લઇને બ્રહ્મદેશથી માંડીને જગન્નાથ, રામેશ્વર, વર્ધા, કાશી, રાજસ્થાન, પંજાબ, પેશાવર અને કોહાટ સુધી–દેશની ચારે દિશાએ ઘૂમી વળ્યા ને પરમાત્માની દિવ્યવાણી સંભળાવવા લાગ્યા. આ સમય પછી પંજાબના કટાસરાજ તીર્થમાં બ્રહ્મવિદ્યા ગીતાના આધિદૈવિક સ્વરૂપને પણ પ્રગટ–મૂર્તિમાન કરવાની દિવ્ય પ્રેરણા મળી.

સ્વામીજી મહારાજ પરમાત્માની પ્રેરણાથી જ ગીતાપ્રચાર કરતા કરતા ગુજરાતની ભૂમિમાં પધાર્યા ને તેમનાં પ્રવચન સાંભળી ગુજરાતની ધર્મિષ્ઠ પ્રજા એકદમ મુગ્ધ થઈ ગઇ. ડભોઇ, વડોદરા, અમદાવાદ, આણંદ વગેરે સ્થળોની જનતાએ સ્વામીજીને બહુ ભક્તિપૂર્વક સત્કાર્યા અને તેમની વાણીસુધાનું પાન કરીને તૃપ્ત થવા લાગી.

સ્વામીજી મહારાજને પણ ગુજસતની ભૂમિ ગમી ગઇ તેમણે ગીતાપ્રચારના પોતાના મહાન કાર્યના મુખ્ય કેન્દ્ર તરીકે ગુજરાતને બનાવવાનો મનમાં નિર્ણય કર્યો ને તે જ વખતે અમદાવાદે બહુ પ્રેમપૂર્વક સ્વામીજી મહારાજના સત્સંગનો સવિશેષ લાભ લેવા માંડ્યો. સ્વામીજી મહારાજ પણ અમદાવાદના ભક્તો ઉપર વિશેષ પ્રસન્ન થયા હતા. બોરડીમિલના મેદાનમાં અઢાર વર્ષ સુધી દરેક ચાતુર્માસમાં સ્વામીજીએ કથા કરી



હતી એ જ આ વાતનું મોટું પ્રમાણ છે. અહીંથી જ ઘેરઘેર અને ગુજરાતના ગામડે ગામડે અને જ્યાં જ્યાં ગુજરાતીઓ વસતા હતા ત્યાં ત્યાં અર્થાત્ મુંબઇ, મધ્યપ્રદેશ, હૈદ-રાબાદ, મદ્રાસ, જાવા–સુમાત્રા, ફીજીદ્વીપ, પૂર્વ–દક્ષિણ આફ્રિકા વગેરે વગેરે સ્થળોએ સ્વામીજી મહારાજે ગીતાનો સંદેશ પહોંચતો કર્યો.

ભગીરથની પેઠે ગીતાની જ્ઞાનગંગાને સ્વામી-જીએ સમગ્ર દેશમાં વહાવી એ જોઇને કાશીના પંડિતસમાજે સ્વામીજીને 'ગીતાવ્યાસ'ની પદવી અર્પણ કરી હતી. તેવી જ રીતે સંન્યાસી સમાજે એઓશ્રીને 'મહામંડલેશ્વર' પદ અર્પણ કર્યું હતું અને મહાનિર્વાણી પંચ સંસ્થાન અને નર્મદાતીરવાસી આસ્તિક જનવર્ગના પ્રતિનિધિ-ઓએ તેમને 'જગદ્ગુરુ' ની પદવી સમર્પિત કરી હતી. આ પ્રસંગ પછીની સ્વામીજી મહારાજના જીવનની ઘટનાઓ અખિલ ભારતની જનતા સારી પેઠે જાણે છે. સ્વામીજીની ઇચ્છા પ્રમાણે ભારતનાં કેન્દ્ર સ્થાનોમાં ગીતામંદિરોની સ્થાપના થઇ. ગીતાની લાખો પ્રતો, અનેક ધાર્મિક ગ્રન્થો અને લેખ પ્રકટ થયા, ધાર્મિક પર્વો, સંઘયાત્રાઓ, ગૌ–દેશ–ધર્મનાં આંદોલનો અને ભૂકંપ, પૂર વગેરે સમયે જે સહાયતા સ્વામીજીએ કરી છે તેનું વર્ણન કરવાની જરૂર છે ?

ગીતાને વિશ્વવ્યાપી બનાવવાને માટે સ્વા-મીજી મહારાજે આફ્રિકા, ઇટલી, ઇંગ્લેંડ, ફ્રાંસ, સ્વીડન, નોર્વે વગેરે દેશોમાં પણ પ્રયાણ કર્યું હતું.

જાપાન અને અમેરિકા સુધી જવાની પણ એમની યોજના હતી. પરંતુ એ કાર્ય પ્રભુએ એમને માટે નિર્માણ કર્યું નહિ હોય એટલે રહી ગયું.

સ્વામીજી સાચા અર્થમાં મહાત્મા હતા. આવા આદર્શ મહાત્માને પરમાત્મા કોઇ ખાસ કાર્ય માટે જ સંસારમાં મોકલે છે અને કાર્ય પૂરું થાય એટલે તરત એને પાછા બોલાવી લે છે. ભગવાને સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજને ગીતાજ્ઞાનના પ્રચાર માટે જ આ સંસારમાં મોકલ્યા હતા. એ કાર્ય પ્રભુની ઇચ્છા મુજબ એમણે પૂર્ણ કર્યું અને એ બાબતનો એમને સંતોષ પણ હતો.

છેલ્લા દિવસોમાં એ કહેતા હતા કે, 'હમને અપને નિર્ધારિત કાર્યકો પૂરા કર દિયા હૈ, અબ જો કર્તવ્ય શેષ હૈ ઉસે આપ લોગોં કો પૂરા કરના હૈ.'

હવે આપણું કર્તવ્ય એ છે કે સ્વામીજી મહારાજના ગીતાપ્રચારના કાર્યમાં મચ્યા રહેવું. તેમની સ્મૃતિરક્ષાનો આ જ સર્વોત્તમ ઉપાય છે.

ગીતાગૌરવ, ઉપનિષદો, અધ્યાત્મરામાયણ અને રામચરિતમાનસ આ ગ્રન્થો ઉપર સ્વામીજી મહારાજે જે ઉત્તમ ભાષ્યો લખ્યાં છે તે અત્યંત મહત્ત્વનાં છે. તે જનતાને પ્રેરણા આપે એવા ગ્રન્થો છે. તેનો લાભ પણ આપણે લઇએ.



# સંતનો સમાગમ

(લેખક· શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય બ્રહ્મનિષ્ઠ લોકસંગ્રહી ગીતાવ્યાસ શ્રી ૧૦૮ જગદ્ગુરુ મહામંડલેશ્વર બ્રહ્મલીન સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજ)

## ૧ સંગથી મોક્ષ

'જેવો સંગ તેવો રંગ.'

ભગવાને વાતની વાતમાં નારદને કહ્યું. નારદે જણાવ્યું કે "ભગવાન! આપના કહેવાનો અર્થ મારી સમજમાં ન આવ્યો. આપ જરા ફોડ પાડીને સમજાવો, તો દયા!'

નારદની સરળતા જોઇ, ભગવાન હસ્યા. ધીરેથી પૂછયું કે, 'નારદ! મૃત્યુ લોકમાં વાલ્મીકિ નામના એક મુનિ છે, તેમને ઓળખો છો?'

નારદ આજે જુદા જ રંગમાં હતા. પોતે કાંઇજ જાણતા નથી, એવા ઢંગથી જણાવ્યુ કે 'ભગવન્! કંઇ ધ્યાનમા આવતું નથી. જગત પર તો કેટલાય મુનિઓ રહે છે.'

"વાહ રે, નારદ." ભગવાને અચરજ પામતાં પૂછયુઃ "આજે શું આદર્યું છે? આ થોડા વખત પહેલાં, રામ નામ જપવાની દીક્ષા તો તેને તમે આપી હતી."

'તે હશે, ભગવન્! મારો ધંધો જ એ ને! જે મળ્યા, તેને દીક્ષા આપવી. જેટલા સુધરે તેટલી તમને ઉપાધિ ઓછી.'

"બરાબર છે, નારદ! તું મારો ભક્ત છે ને! મારાં કાર્ય, તું નહિ કરે તો કોણ કરશે? પણ સાભળ· તેં જેને રામ નામની દીક્ષા આપી; તે તો એક ભયંકર ધાડપાડુ હતો જંગલમા જે કોઇ મળે, તેને લૂંટી લે. સારું કે નરદું જુએ જ નહિ એક વખત તેના ઝપાટામાં તું જ આવી ગયો. તેણે તને બાઠ સાથે બાંધ્યો. તને તો મારા પર પૂરો વિશ્વાસ કે 'ભગવાન જેનું રક્ષણ કરે છે, તેનો વાળ પણ વાંકો નહિ કરે.' તેં તો નિર્ભયતાથી જણાવ્યું કે 'ઓ ચોર! તું આ ઘોર પાપ કરી રહ્યો છે. કેટકેટલા જન્મ લીધા પછી આ માનવ દેહ મળ્યો છે. માયાના મોહ માંથી છૂટવાનો અવસર ફરી નહિ આવે. જેવુ કરશે એવું પામશે. શા માટે પાપનો ભાર વધારે છે?"

તારા ઉપદેશની તેના પર ભારે અસર થઈ. તેણે તને છોડી મૂકયો. તેં આપેલા રામનામનો ઉલટો જપ શરૂ કર્યો 'મરા, મરા' કરતો તે દેહ ભાન ભૂલી ગયો. એની કાયા પલટાઇ ગઇ એ તો મહાન કવિ બની ગયો. એક ક્ષણ તારો સંગ થયો અને તેનો રંગ બદલાઈ ગયો.'

'આ તો ભગવન્! આપે રામનામનો મહિમા ગાયો. મારે તો સંગનો મહિમા કેવો હોય, તે આપની પાસેથી જાણવું છે.' નારદે જણાવ્યું.

ભગવાને મનમાં વિચાર્યું કે, 'નારદ એમ માને એવો નથી તેને કોઇ ચમત્કાર બતાવવો પડશે. ત્યારે જ તે ઠેકાણે આવશે ભગવાને એક યુક્તિ ગોઠવી દીધી તેમણે નારદને જણાવ્યું કે, હરિદ્વાર પાસે ગગાને કિનારે એક મુનિ તપ કરે છે. તપથી તેનું હૃદય નિર્મળ બની ગયુ છે તેનો મોક્ષ થાય તે પહેલાં તું તેની પાસે પહોંચી જા; તે તને સંગનો મહિમા સમજાવશે.

સંત પરમ હિતકારી, જગતમાંહી;  
પ્રભુપદ પ્રગટ કરાવે પ્રીતિ, ભ્રમને મટાડે ભારી,  
પરમ કૃપાલુ સકલ જીવન પર,  
હરિસમ સબ દુ:ખહારી,



ત્રિગુણાતીત ફરે તન ત્યાગી,
રીત જગતથી ન્યારી
બ્રહ્માનંદ સંતની સોબત, મળતા પ્રગટ મુરારી.

નારદ મુનિને તે સંતનો મહિમા સમજાય તેવી ભગવાને યુક્તિ વિચારી હતી.

## ૨ મુનિવરની મુલાકાતે

ભગવાનની આજ્ઞા માથે ચઢાવી નારદ તો આવ્યા. હાથમાં તંબૂરો છે અને હોઠ પર નારાયણનું નામ છે. તે તો સીધા જ હરદ્વાર જઇ પહોંચ્યા. જોયું તો ગંગાને કિનારે એક ઋષિ તપ કરે છે. તેની મુદ્રા શાંત છે. નારદનો પગરવ સાંભળી, મુનિએ આંખ ખોલી; જોયું, તો નારદ મહારાજ. મુનિ ઊભા થયા, તેમને પ્રણામ કર્યાં અને બેસવા આસન આપ્યું. હાથ જોડીને નમ્ર ભાવે પૂછ્યું કે 'મહારાજ! આપે પરમ કૃપા કરી, મને દર્શન આપ્યાં. જણાવો, ભગવન્! મારે યોગ્ય કંઇ કામકાજ!'

'પરમ પિતા પરમાત્માએ સંગનો મહિમા જાણવા મને આપની પાસે મોકલ્યો છે; તો મને સંગનો મહિમા જણાવો, મુનિવર'! નારદે નમ્રતાથી જણાવ્યું.

નારદનાં વચન સાંભળી મુનિની આંખો બીડાઇ ગઇ. તેના મુખ પર અવર્ણનીય કાંતિ ઝળકવા લાગી. જોતજોતામાં તો મુનિનું શરીર જડ બની ગયું. નશ્વર શરીર છોડીને, પ્રાણ પક્ષી ઉડી ગયું. શરીર ગંગાને કિનારે ઢળી પડયું. નારદ તો અવાક્ બની ગયા. શું બની ગયું તે સમજી શકયા નહિ. વિસ્મય પામતા તે ભગવાન પાસે જઇ પહોંચ્યા.

ભગવાનને ખબર હતી કે 'થોડી જ વારમાં નારદ આવશે,' ત્યાં તો નારદ આવી પહોંચ્યા. દીન વાણીથી તે ભગવાનને જણાવવા લાગ્યા કે; 'ભગવાન! આપે મને સંગનો મહિમા જાણવા મોકલ્યો, પણ ત્યાં તો અણધાર્યો બનાવ બની ગયો. મારી વાણી સાંભળતાંજ તે મુનિએ દેહનો ત્યાગ કર્યો. મારો પ્રશ્ન અધૂરો જ રહી ગયો. શું તેનો ઉદ્ધાર કરવા જ મને મોકલ્યો હતો?

## ૩ વાછરડાની નોળિયાની અને રાજકુંવરની મુક્તિ

ભગવાને આછું હાસ્ય કર્યું અને જણાવ્યું કે 'તમે સંગનો મહિમા ન જાણ્યો? હે પરમ ભક્ત! એક કામ કરો. વૃંદાવન ગામમાં એક કપિલા ગાય છે તેની પાસે જાવ. ચાંદી જેવા સફેદ ધવલ રંગનો એક વાછડો તેને હમણાં જ જનમ્યો છે. અનેક યોનિઓ ફરતો તે પશુ યોનિમાં આવ્યો છે. હજી તેની જીવન-યાત્રા પૂરી થઇ નથી. તે તમને સત્સંગનો મહિમા બતાવશે.

ભગવાનની આજ્ઞા થતાં જ નારદ મહારાજ વૃંદાવનમાં તરતના જન્મેલા ગાયના વાછરડા પાસે પહોંચી ગયા. ભગવાનના જણાવ્યા પ્રમાણે વાછરડો ઘણો જ સુંદર હતો. એ પોતાની માતાના આંચળમાંથી દૂધ પી રહ્યા હતો. ત્યાં મુનિવર નારદને આવેલા જોઇ વાછડાએ કાન ઉંચા કર્યાં અને તેમની સામે એકી નજરે જોવા લાગ્યો. મુનિવર નારદે તેને પ્રેમથી જણાવ્યું કે 'હે ગાયના પુત્ર! ભગવાને મને તારી પાસે મોકલ્યો છે. તો તું મને સત્સંગનો મહિમા કેવો હોય તે જણાવ.'

નારદનાં વચન જેવાં વાછરડાના કાન પર અથડાયાં; કે તેની નજર બંધ થઇ ગઇ. ચક્કર આવતાંજ તે ધરતી પર ઢળી પડયો. થોડીવાર




પહેલાં ખેલ કૂદ કરતો, મનોહર વાછરડો ચાર પગ પછાડવા લાગ્યો. ગાયની આંખમાં આંસુ આવી ગયાં. તે પોતાના વાછરડાને સૂંઘવા લાગી; ત્યાં તો તેના પ્રાણ ચાલ્યા ગયા.

વાછરડાની આવી ભૂંડી દશા જોઇને ત્યાં નારદ તો શાના જ ઉભા રહે! તે તો દોડતા ભગવાન પાસે પહોંચી ગયા. તેમની ધીરજ ખુટી ગઇ હતી. તેમના માથે મૃત્યુનુ આ બીજું કલંક હતું. મુનિવરના મૃત્યુનું કલંક તો હજી ભુંસાયુ ન હતું; ત્યાં આ વાછડાના મરણનું કલંક! તેમણે હાથ જોડીને વિનતી કરી.

'ભગવાન! આપ મને સત્સંગનો મહિમા બતાવો છો કે યમરાજનો? મારી વાણીમાં આપે શું જાદુ કર્યું છે કે તે સાંભળતાં જ પ્રાણી મૃત્યુને શરણ થાય છે!'

ભગવાને તો નારદની વાત સાંભળી કહ્યુ કે 'નારદ! સત્સંગનો મહિમા ન સમજાયો? ઠીક ત્યારે એક કામ કરો. કાશી અને પ્રયાગ વચ્ચે કાંતિપુરી નામે એક નગરી છે. ત્યાં ગંગાને કિનારે એક મોટા વડનુ વૃક્ષ છે. તેના કોટરમા એક સોનાના વર્ણનો નોળિયો રહે છે તે તમને જરુર સત્સંગનો મહિમા કહેશે. જાવ જલદી પહોંચી જાવ'

નારદ મહારાજને મનમા તો થયું કે, 'ભગવાનને ના પાડી દઉં, મારે સત્સંગનો મહિમા નથી જાણવો.' પણ પાછો વિચાર આવ્યો, 'ભગવાનને શી રીતે ના પડાય! તે જે કરતા હશે તે સારા માટેજ ને?'

પણ હવે પહેલા જેટલો ઉત્સાહ નહોતો રહ્યો. જ્યારે પ્રશ્ન જાગે છે, ત્યારે મનને ચેન નથી પડતું, પણ જ્યા એક બે કડવા અનુભવ થાય, એટલે મન ઠેકાણે આવે છે. નારદ તો ભગવાને બતાવેલ સ્થાને જઇ પહોંચ્યા. વડની બખોલમાં નોળિયો બેઠેલો જ હતો. જાણે કે નારદ મહારાજની આવવાની રાહ જોતો ન હોય!' ઘડીભર તો બંને એકબીજાની સામે જોઇ રહ્યા. નારદે નક્કી કરેલુ કે 'મારા બોલવાથી પ્રાણી મરી જાય છે અને સત્સંગનો મહિમા સંભળાતો નથી, માટે આ વખતે બોલવું જ નહિ.' એમ ધારી તે ચૂપ રહ્યા. ત્યાં તો નોળિયાએ મોં ઉઘાડ્યું અને જીભ હલાવી. જાણે કે તે નારદ મહારાજને પૂછી રહ્યો હતો કે, 'આપ શા માટે પધાર્યા છો?' હવે શું થાય! નારદે ન છૂટકે જણાવ્યું કે 'હે પ્રાણી ભગવાને મને તારી પાસે મોકલ્યો છે. જો તું સત્સંગનો મહિમા જાણતો હો, તો મને કહે.'

ભગવાનનું નામ કાન પર પડતાં જ નોળિયાને મૂર્છા આવી અને તે ચકરી ખાઇ, નારદના પગમાં આવીને પડયો. જોતજોતામા તેનું પ્રાણ-પંખેરૂં ઉડી ગયુ બીજાની જેમ તે પણ પરલોકને પથે ચાલ્યો ગયો

આ વખતે તો નારદ ગભરાઈ ગયા. 'ભગવાન મારી મશ્કરી કરી રહ્યા છે' એવી તેમને ખાત્રી થઇ ગઇ. તેમનો ક્રોધ પણ માતો નહતો. આ શું? એક પછી એક હત્યાનું કલંક લાગી રહ્યું છે! સીધા જ ભગવાન પાસે ગયા અને મીઠો ઠપકો આપતા, ભગવાનને જણાવ્યુ કે, ભગવાન! તમે મારી સાથે કેવી રમત આદરી છે! તમારે તો આસા કરવી છે, પણ અમારી તો દશા બદલાઇ જાય છે!

નારદના ક્રોધને કાંઇ ભગવાન ગણે એવા નહોતા. તે તો શાંત ચિત્તથી મંદ મંદ હસી



રહ્યા હતા. તેમણે નારદને બેસવાનું આસન આપ્યું અને જણાવ્યું કે—

'નારદ ! શાંત થાવ ! સત્સંગનો મહિમા જાણવો સહેલો નથી, તમે જો હજીય તેનો મહિમા ન સમજ્યા હો તો જાવ, પદ્મપુર નગરમાં. તે નગરના રાજાને ત્યાં હમણાં જ એક રત્ન જેવા પુત્રનો જન્મ થયો છે. તે નવો જન્મેલો રાજકુમાર તમને સત્સંગનો મહિમા બતાવશે.'

'પોતાના ક્રોધ કે પરિશ્રમની ભગવાનને તો જરાય અસર નથી અને જાણે કાંઇ ન બન્યું હોય, તેમ હસે છે અને આશા આપ્યા જ કરે છે! હવે શું થાય ? 'નારદે લાંબો વિચાર કર્યો, પણ ભગવાનની આજ્ઞા ટાળવાની તેમની શક્તિ ન હતી. ભગવાનને પ્રણામ કરી તે ગયા પદ્મપુરમાં.

રાજા ઘરડો થયો હતો, પણ તેને કોઇ સંતાન નહોતું. પોતાની છેવટની અવસ્થામાં તેને આ રાજકુમાર મળ્યો હતો. આખા નગરમાં ઉત્સાહ ફેલાયો હતો. રાજસભા ભરીને રાજા બેઠો હતો અને બ્રાહ્મણોના આશીર્વાદ લઇ રહ્યો હતો; ત્યાં નારદ મહારાજ આવી પહોંચ્યા, 'પોતાને ઘેર મુનિવર નારદ ક્યાંથી ? અને તેય આવા શુભ ઉત્સવ પ્રસંગે ! રાજા ખૂબ જ રાજી થઇ ગયો. તેણે ઊભા થઇ, નારદ મહારાજનો સત્કાર કર્યો અને તેમને બેસવાને એક ઊંચું આસન આપ્યું. બધાં શાંત થયાં એટલે નારદ મહારાજે જણાવ્યું કે, "રાજન્ ! ભગવાનની આજ્ઞા થવાથી હું તમારા રાજકુમારનું સુખ જોવા આવ્યો છું."

રાજા તો નારદમુનિનાં વચન સાંભળીને આનંદ પામ્યો. જે નારદનાં દર્શન કરવાથી પ્રાણીમાત્રનું કલ્યાણ થાય, તે નારદ મારા પુત્રનાં દર્શન કરવા આવ્યા; અને તેય ભગવાનની આજ્ઞાથી ! ધન્ય ઘડી, ધન્ય દહાડો ! તેમણે તરતજ રાજકુમારને જોવા માટે નારદજી પધારે છે એમ અંતઃપુરમાં ખબર મોકલાવી રાજા નારદ મહારાજને લઇને અંતઃપુરમાં પહોંચી ગયા. રાજકુમાર પારણામાં ઝૂલી રહ્યો હતો. તેની સુખની છબી દેવ જેવી તેજસ્વી હતી. દેખતાં નજર ઠરે તેવું તેનું રૂપ હતું. તેની નજર કોઇના આવવાની રાહ જોઇ રહી હતી, નારદની સામે તેણે મીટ માંડીને જોવા માંડયું. નારદે તેની સામે જોઇને જીજ્ઞાસાભરી વાણીથી જણાવ્યું કે :

'રાજકુમાર ! ભગવાન વિષ્ણુ નારાયણ વૈકુંઠ ધામમાં બિરાજે છે. તેમણે મને તમારી પાસે મોકલ્યો છે. મારે સત્સંગનો મહિમા જાણવો છે.'

જોતજોતામાં રાજકુમારની આંખો ભમવા લાગી. તેના સુખની શોભા ઉડી જવા લાગી. નારદની સામે જ તેનું પ્રાણ પંખેરું ઉડી ગયું. આવું ભયાનક દૃશ્ય જોઇને નારદ તો સ્તબ્ધ થઈ ગયા. કાપો તો લોહી ન નીકળે. રાજકુમારનું મૃત્યુ થવાં અંતઃપુરમાં હાહાકાર મચી ગયો. વૃદ્ધ રાજા અને રાણી પુત્રના મોહને વશ થઇ, નારદની પાસે જ ધરતી પર ઢળી પડયાં. દાસ-દાસીઓ નોકરો-ચાકરો રૂદન કરવા લાગ્યાં. ઘડીભર પહેલાં જે મહાન ઉત્સવ થઇ રહ્યો હતો; ત્યાં શોકનાં કાળાં વાદળો ઘેરાઇ ગયાં. નારદ તો વિમાસણમાં પડી ગયા. તેમને થયું કે, 'મૂર્છાને વશ થએલાં રાજા રાણી જાગશે, તો મારી દશાજ બદલાઇ જશે. પોતાને માથે ત્રણ કલંક તો આવ્યાં હતાં, પણ આ કલંક સૌથી ભયાનક હતું.' જરાક સાવધાન થતાં તેમણે પ્રયાણ કર્યું અને સીધા જ ભગવાન પાસે આવી ગયા.

તેમની ધીરજ ખુટી ગઇ હતી. તેમણે ભગવાનને જણાવ્યું કે 'ભગવાન! તમારે જો પ્રાણીઓને મારવાં હતાં, તો મને નિમિત્ત શું કામ બનાવ્યો! પ્રાણીઓને મારવાં એ તમારે મન રમત છે, પણ સંસારી જનોને પોતાનાં સગાં વહાલાંના મરવાથી કેટલું દુઃખ થાય છે, તેની કલ્પના તમને કયાંથી આવે? તમારે લક્ષ્મીનો સંગ રહ્યો, તે કદી છુટવાનો નહિ! પુત્ર સંતતિ તો હોય જ નહિ એટલે તમારે તો સદા આનંદમંગલ, મરણથી શાં શા દુઃખ પડે છે, તેનો તમને કયાંથી ખ્યાલ આવે! મારે માથે ચાર ચાર મૃત્યુના કલંક આવ્યાં, છતાં પણ જાણે કાઇ જ બન્યુ ન હોય, તેમ તમે તો હસી રહ્યા છો. હવે મારી ધીરજ ખુટી ગઇ છે. કૃપા કરી હવે મને આજ્ઞા ન આપો.'

ભગવાન નારદનાં વચન સાંભળી, આ વખતે તો ખડખડાટ હસી પડ્યા. તેમને થયું કે આમ નારદને મોકલવાથી હવે તે થાકી જશે. તે પોતે મહાન સંત મહાત્મા છે. છતા પણ અત્યંત નમ્ર છે, એટલે પોતાનાં દર્શનથી ચાર ચાર જીવોનો મોક્ષ થયો, તેનાથી વિશેષ સત્સંગનો મહિમા મારે શું બતાવવો?

તેમણે સત્સંગનો મહિમા જણાવતાં, નારદ મહારાજને કહ્યું કે, 'ભક્તવર! આ જગતમાં તમારા જેવો મારો બીજો કોઇ પરમ ભક્ત નથી. તમે મહાન સંત છો. તમારો સંગ થતાંની સાથે જ ચોરની મુક્તિ થઇ અને તે મુનિવર વાલ્મીકિ બની ગયા. તમારાં દર્શન થતાં જ હરદ્વારના મુનિનો મોક્ષ થયો. વાછરડો અને નોળિયો તમારી વાણી સાંભળતાં જ મુક્ત બની ગયાં અને પેલો રાજકુમાર, મહાન પુણ્યશાળી આત્મા હતો, તેને પણ તમારાં દર્શન થતાં જ મુક્તિ મળી ગઈ. નારદ! સત્સંગનો મહિમા તમે તમારી નજરે જોયો, છતાં પણ તમને તેની ખાત્રી ન થઇ?'

ભગવાનની વાણી સાંભળી, નારદની આંખમાથી આંસુ વહેવા લાગ્યાં. સત્સંગનો મહિમા સમજાવવા ભગવાને કેટકેટલા પ્રયત્નો કર્યા, તે તેમની આંખ સામે આવવા લાગ્યા. નમ્ર બનીને તે ભગવાનના ચરણકમળમાં પડી ગયા અને પોતાને સત્સંગનો મહિમા સમજાવ્યો, તે બદલ ભગવાનનો આભાર માનવા લાગ્યા.



# ભકિત મીમાંસા

( લેખકઃ શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય મહામંડલેશ્વર શ્રી ૧૦૮ સ્વામીશ્રી કૃષ્ણાનંદજી મહારાજ)

**આ** જીવ નિરંતર સુખની ઇચ્છા કરે છે, દુઃખ તો એને જરાપણુ ગમતું નથી. એની એ ઘૃણા કરે છે. મનુષ્ય સુખ કેમ ઇચ્છે છે? અને દુઃખની ઘૃણા કેમ કરે છે? આ એક એવો પ્રશ્ન છે કે જેના વિષયમાં પ્રાચીન કાળથી પૂર્વાચાર્યોએ પવિત્ર વિચાર વ્યક્ત કર્યો છે તથા આ પ્રશ્નનું સમાધાન પણ અનેક રીતે કર્યું છે. સંપ્રતિ આ ભૌતિક યુગમાં પણ આ જ પ્રશ્ન વિચારનો વિષય છે. એટલા માટે મોટા મોટા વિજ્ઞાનના વિદ્વાનો ભૌતિક અનુસંધાનમાં તત્પર છે. એનાથી એમ સમજાય છે કે જીવને જે કંઇ સુખ કિંવા દુઃખ પ્રાપ્ત થાય છે એ ભૌતિક પદાર્થોની સુલભતા અથવા દુર્લભતાને લીધે પ્રાપ્ત થાય છે એવી એમની સમજ છે. એટલા માટે એ લોકો એના જ વિકાસમાં સંલગ્ન છે. પરંતુ તેમ છતાં પણ જીવોને સુખ મળે છે એવું જણાતું નથી. આજનાં પ્રાણી તો આ ભૌતિક અનુસંધાનને પોતાના વિનાશનું કારણુ માનવા લાગ્યાં છે. અને એ પણ વિચાર કરવા જેવું છે કે જીવ જે કંઇ સુખ પ્રાપ્ત કરે છે એ ભૌતિક પદાર્થોથી પ્રાપ્ત કરે છે કે બીજા કોઇ કારણથી? જો ભૌતિક પદાર્થ જ વસ્તુતઃ સુખનું સાધન હોય તો એક વ્યક્તિ બધાં લૌકિક સાધનોથી સંપન્ન હોવા છતાં દુઃખી કેમ હોય છે? અતઃ આપણા પૂર્વાચાર્યોએ ભૌતિક પદાર્થોને સુખનું સાધન માન્યું નથી, પરંતુ દુઃખનું કારણુ ગણાવ્યું છે. હવે આ પ્રશ્ન પ્રત્યેક વિચારશીલ વ્યક્તિની સમક્ષ ખડો થાય છે કે જો લૌકિક પદાર્થ સર્વથા સુખનું કારણ નથી તો પછી આ જીવ એનો ત્યાગ કેમ નથી કરતો? આનાથી સમજાય છે કે લૌકિક પદાર્થ પણ સુખસાધન છે. ઠીક છે. આ જીવ ભૌતિક પદાર્થોમાં સુખ છે એવું અનાદિ કાળથી માનતો આવ્યો છે, એટલે અહીં એની પ્રવૃત્તિનો પ્રવાહ નિરંતર વહ્યા કરે છે. કિંતુ અહીં એ પ્રશ્ન થાય છે કે, આ લૌકિક પદાર્થ ખરી રીતે સુખનું કારણુ છે કે એ સિવાય કોઇ બીજું કારણુ છે? જો પદાર્થોમાં સુખ હોય તો નવજાત શિશુને માળા, ચંદન, વનિતા વગેરે રમણીય પદાર્થોમાં કેમ સુખબુદ્ધિ થતી નથી? અતઃ એ નિર્વિવાદ છે કે આ પદાર્થોમાં સુખ રહેલું નથી.

હવે જો પદાર્થોમાં સુખ નથી, સુખ દેવાની શક્તિ નથી, તો બીજા શામાં છે? શું પદાર્થોની સાથે જે ચક્ષુરાદિ ઇન્દ્રિયોનો સંબંધ છે એ સુખનું કારણ છે? તર્ક અને અનુભવ બન્નેથી આ વાત મિથ્યા ઠરે છે. કેમકે નવજાત શિશુની ચક્ષુરાદિ ઇન્દ્રિયોનો વિષયોની સાથે સંબંધ છે તેમ છતાં, રમણીય વનિતાદિ પદાર્થોથી એને કોઇ સુખ જણાતું નથી. અતઃ પૂર્વાચાર્યોએ સરાગ મનને જ ક્ષણિક લૌકિક સુખનું સાધન માન્યું છે. કેમકે જ્યારે સરાગ મન ઇન્દ્રિયો દ્વારા વિષયોમાં પ્રવૃત થાય છે ત્યારે જ જીવ કોઇ અનુકૂલ લૌકિક પદાર્થથી સુખનો અનુભવ કરે છે અને પ્રતિકૂલ પદાર્થના સંબંધથી દુઃખનો અનુભવ કરે છે. આ સુખ-દુઃખનું ચક્ર એટલું પ્રબળ છે કે જીવ સહસા પોતાને એમાંથી મુક્ત નથી કરી શકતો. એથી જીવને સુખ-દુઃખના ચક્રથી મુક્ત કરવાને માટે મહર્ષિઓએ વેદોનું વિવિધ રીતે

મંથન કરીને જગતના કલ્યાણને માટે ત્રણ ગૂઢ તત્ત્વ પ્રગટ કર્યાં છે, જેને અનુક્રમે કર્મ, ઉપાસના, અને જ્ઞાન તરીકે ઓળખાય છે. આ ત્રણ તત્ત્વો જ જીવના મોક્ષને માટે ગૂઢતમ પવિત્ર માર્ગ છે. આ ત્રણ માર્ગો સિવાય કોઇ પણ દેશમાં વા કોઇપણ કાલમાં હજુસુધી વાસ્તવિક સુખનું સાધન ઉપલબ્ધ થયું નથી. જે કંઇ સાધન પ્રાપ્ત કરવામાં આવ્યાં છે એ મૃગજળ-સમાન આ જીવ રૂપી મૃગને અત્યાધિક તૃષ્ણારૂપી જાળમાં ફસાવવાળાં સિદ્ધ થયાં છે. શાસ્ત્રોમાં જ્ઞાન, કર્મ, અને ઉપાસના–આ ત્રણેનો વિસ્તારથી વિચાર કરવામાં આવ્યો છે એટલા માટે હું આ લઘુ લેખમાં ત્રણેનો વિચાર નહિ કરું. કેવળ ભક્તિના જ સ્વરૂપની થોડી ચર્ચા કરીશ. એ મારો આજનો વિષય છે. અતઃ ભક્તિ શું છે? એ વિચારણીય છે. આ સ્થળે એવી શંકા કોઇ કરે કે વેદોમાં જ્ઞાન, કર્મ તથા ઉપાસના એ ત્રણ સાધન બતાવ્યાં છે તો પછી આ ભક્તિ ક્યાંથી વચ્ચે આવી ગઈ? પણ આવી શંકા બરાબર નથી. કેમ કે ત્રણ સાધન જે બતાવ્યાં છે એમાં ઉપાસના શબ્દ છે એ જ ભક્તિ છે. ઉપાસના શબ્દનો અર્થ છે પોતાના ઇષ્ટદેવની સમીપમાં સ્થિત થવું. આ સ્થિતિ ભક્તિ સિવાય બીજા કોઇ સાધનથી થઇ શકતી નથી. કર્મ તો કેવળ સ્વર્ગાદિ દિવ્ય સુખોને આપવાવાળું છે, અને જ્ઞાન તો અજ્ઞાનનો નાશ કરીને બ્રહ્મસ્વરૂપ જ કરી દે છે. અતએવ એ સ્પષ્ટ છે કે પ્રિય ઇષ્ટદેવની સમીપની સ્થિતિ, ઉપાસના ભક્તિદ્વારા જ શક્ય છે. આ રહસ્યને સૂચિત કરવાને માટે કર્મ, જ્ઞાન આ બન્ને સાધનોની વચમાં ઉપાસનાને મૂકવામાં આવી છે. કેમ કે જ્યાંસુધી જીવ કામનાની જાળમાં પરિવેષ્ટિત રહે છે ત્યાંસુધી સકામ કર્મોનું જ અનુષ્ઠાન કરવાનો અધિકારી છે. અને સકામ કર્મોનું ફળ સ્વર્ગપ્રાપ્તિ છે. આ સ્વર્ગરૂપી ફળ કર્માનુષ્ઠાનથી ઉત્પન્ન થાય છે. અતઃ એનો પણ ક્ષય થઇ જાય છે. જ્યારે આ જીવની અંદર વિચાર ઉત્પન્ન થાય છે ત્યારે જ એ ઉપાસનારૂપી ભક્તિ દ્વારા ઇશ્વરના દર્શનની તીવ્ર તૃષ્ણા પોતામાં જાગ્રત કરે છે. અને એવી ઇચ્છા કરવા માંડે છે કે, ભગવાન સર્વદા દર્શન દેતા રહે. જન્મ જન્માન્તરમાં પણ ભગવાનનાં દર્શન થતાં રહે. આ જ નિરંતર પ્રાર્થના કરે છે. કિન્તુ ભક્તિ કોને કહેવામાં આવે છે? એ જાણવું જરૂરી છે. મહર્ષિ શાણ્ડિલ્ય પોતાના સૂત્રમાં લખે છે કે, 'सा परानुरक्तिरीश्वरे' અ. ૧ સૂ. ૨ આ સૂત્રનો ભાવાર્થ એવો છે કે, પરમેશ્વરમાં એકરસ પરમ પ્રીતિ થાય એનું નામ ભક્તિ છે. જેવી રીતે માછલીની પાણીની સાથે, ભૂખ્યા માણસની અન્નની સાથે, લોભીની દ્રવ્યની સાથે અને કામીપુરુષની કામિનીની સાથે જેવી ગૂઢતમ પ્રીતિ હોય છે એવી રીતે પરમેશ્વરની સાથે ભક્તની એકરસ પ્રીતિ થાય એનું નામ રાગાત્મિકા ભક્તિ છે.

આ રાગાત્મિકા ભક્તિ જ છેવટે જ્ઞાનરૂપ પરાભક્તિના રૂપમાં પરિણીત થઇ જાય છે. આ જ સમગ્ર ઉપનિષદોનો ચરમ સિદ્ધાંત છે. કેમકે જ્ઞાનીને ભગવાન સ્વયં પોતાના આત્મારૂપ કહે છે:—

'ज्ञानी त्वात्मैव मे मतम्' ઇત્યાદિ ભગવાનના વચનથી એ સ્પષ્ટ થાય છે કે જ્ઞાનરૂપ પરાભક્તિનું અનુષ્ઠાન કરવાવાળો ભક્ત ચરાચર જગતના સ્વામી એવા પરમાત્માથી ભિન્ન હોતો નથી.

આ રાગાત્મિકા ભક્તિની પૂર્વે નવધા



ભક્તિનો નિર્દેશ શાસ્ત્રકારોએ કર્યો છે. નવધા ભક્તિનું વિશુદ્ધ સ્વરૂપ ભાગવતાદિ પવિત્ર ગ્રંથોમાં ઉપલબ્ધ થાય છેઃ—

श्रवणं कीर्तनं विष्णोः
स्मरणं पादसेवनम् ।
अर्चनं वन्दनं दास्यं
सख्यमात्मनिवेदनम् ॥

भा. स्क. ७ अ. ५ श्लो. २३

અનાદિકાલના દુઃખદાવાનલથી સંદગ્ધ થયેલો જીવ જ્યારે ભગવાનના દિવ્ય ગુણોને સાંભળે છે ત્યારે સર્વ પ્રથમ વિશ્વાત્મા પરમાત્માના દિવ્ય ગુણો સાંભળવાની પુનઃ પુનઃ પ્રબલ ઇચ્છા મનમાં જાગ્રત થાય છે. તથા મનમાં પ્રેમ એવં મહાન અનુરાગ પ્રગટ થાય છે. આને શ્રવણ-લક્ષણ ભક્તિ કહેવામાં આવે છે. નવધા ભક્તિનાં જેટલાં સ્વરૂપ છે એને પ્રાપ્ત કરવાને માટે સર્વ પ્રથમ ભક્તે ભગવાનના દિવ્ય ગુણોને શ્રવણ કરવા એ આવશ્યક છે. લોકમાં પણ આ જીવ જ્યાંસુધી કશું શ્રવણ કરતો નથી ત્યાંસુધી એને લૌકિક વિદ્યા તથા ગુણનો કાંઇપણ બોધ થતો નથી. અતઃ લોકમાં એવા મનુષ્યને મૂર્ખ કહેવામાં આવે છે. આથી એ સ્પષ્ટ છે કે શ્રવણ કર્યા સિવાય મનુષ્ય પવિત્ર ગુણોને પ્રાપ્ત કરી શકતો નથી. તો પછી એવી આશા કેવી રીતે રાખી શકાય કે ભગવાનના પરમ દિવ્ય ગુણોને શ્રવણ કર્યા સિવાય ઇશ્વરની પરમ ભક્તિ પ્રાપ્ત થાય છે? એટલે ભાવી માર્ગના અંધકારને નષ્ટ કરવા માટે સૌથી પહેલાં ભક્તે ભગવાનના દિવ્ય ગુણોને શ્રવણ કરવા જોઇએ. આથી શ્રવણ લક્ષણ પ્રથમ ભક્તિ છે. પ્રહ્લાદે માતાના ગર્ભમાં ભગવાનના દિવ્ય ગુણોને જ્યારે નારદજીના મુખથી શ્રવણ કર્યા ત્યારે એ ગુણોના સ્મરણ માત્રથી એ પરમ ભક્ત થઈ ગયો. જ્યારે એ સહેજ મોટો થયો તો પાઠશાલામાં ભણવા માટે એને મોકલવામાં આવ્યો. ત્યાં એ બાળક પાઠશાલામાં પણ ભગવાનના દિવ્ય ગુણોના સ્મરણ સિવાય બીજું કશું કરતો જ ન હતો. એક દિવસ પિતા હિરણ્યકશિપુએ પુત્રને પ્રેમથી બોલાવીને ખોળામાં બેસાડયો અને પૂછયું કે–હે પુત્ર! તું શું ભણે છે? બાલક પ્રહ્લાદે ઉત્સાહથી કહ્યુઃ 'પિતાજી! હું તો સર્વવ્યાપી ભગવાન વિષ્ણુને નિરંતર સંભારુ છું, એમનાં નામોનું કીર્તન કરું છું, તથા એમના શુદ્ધ સ્વરૂપનું એકાંતમાં સ્મરણ કરું છું. ભગવાન વિષ્ણુને તન મન ધન સમર્પણ કરીને એમનો હું તો દાસ બની ગયો છું.'

આ સાંભળીને પિતા ખૂબ ગુસ્સે થઇ ગયો. એણે બાલકને ખોળામાંથી નીચે પટકયો ને અસુરોને કહેવા લાગ્યો–અસુરો! આ દુષ્ટ બાલકને મારી નાખો. આ અસુરરૂપી મહા વનને નષ્ટ કરવા માટે મારા કુળમાં અગ્નિનો એક અંગારો બનીને આવ્યો છે.

दुरात्मा वध्यतामेषो
नानेनार्थोऽस्ति जीवता ।
स्वपक्षहानिः कर्तृत्वाच्चः
कुलाङ्गारतां गतः ॥

કિન્તુ પ્રહ્લાદ તો ભગવાનના શરણમાં ગયો હતો. તથા એ પૂર્ણ ભક્ત હતો એટલે એને કોઇ જાતનો ભય ન હતો. જ્યાં સુધી રાગ દ્વેષ મોહાદિ નાના પ્રકારની વાસનાજાલથી મનુષ્ય બંધાએલો હોય છે, ત્યાંસુધી એ ભય-ભીત રહે છે. ભગવાનનો ભક્ત તો એનાથી દૂર રહે છે. આ માનવપ્રાણી ઇશ્વરના દિવ્ય ગુણોનું

ચિન્તન કરીને ભગવત્ શરણમાં આવી જાય છે કે તરત વિશ્વાત્મા પરમેશ્વર એના માર્ગના ઘાડા અંધકારને દૂર કરી દઈ દિવ્ય પ્રકાશ એને આપે છે. આ પ્રકાશ મળવાથી ભક્ત નિર્ભય થઈ જાય છે. લોકમાં પણ પ્રાણી અંધકારમાં જ ભયલીન થાય છે. પ્રકાશમાં ભય એને લાગતો નથી. અતઃ ભક્ત પ્રહ્લાદ નિર્ભય થઈને પિતા હિરણ્યકશિપુને કહે છે.–

कः केन हन्यते जन्तु
र्जन्तुः कः केन रक्ष्यते ।
हन्ति रक्षति चैवात्मा
ह्यसत्साधु समाचरन् ॥

અર્થાત્ કોઈ કોઈને મારતું નથી. તેમ કોઈ કોઈની રક્ષા કરતું નથી. કિન્તુ માનવ સ્વયં જ્યારે રાગદ્વેષઘૃણાદિ દોષોથી ઘેરાઈ જાય છે ત્યારે એ સ્વયં પોતાનો વિનાશ કરે છે. અને ભગવત્ શરણ થઈને આ મહા દોષોને જ્યારે એ નષ્ટ કરે છે ત્યારે એ પોતાની રક્ષા પોતાની મેળે કરી લે છે.

ભક્ત પ્રહ્લાદનાં આ વચનોથી સ્પષ્ટ થાય છે કે નવધા ભક્તિના પવિત્ર અનુષ્ઠાનથી ભક્તજન રાગદ્વેષાદિ મહા દોષોથી મુક્ત થઈને પરાશક્તિ ભગવાનના દિવ્ય પ્રકાશને જોવા લાગે છે. અને ભયના કોઈ પણ કારણને એ જોતો નથી.

પરંતુ અહીં એક વાત એ ધ્યાનમાં રાખવા જેવી છે કે નવધા ભક્તિના અનુષ્ઠાનથી રાગાત્મિકા ભક્તિ સ્વયં પ્રાપ્ત થાય છે. પણ આ બે પ્રકારની ભક્તિઓથી ભક્તનો અહંભાવ તથા ઉપાસ્યોપાસક ભાવ સર્વથા ટળી જતો નથી. એથી અહંભાવ તથા ઉપાસ્યોપાસક ભાવથી મુક્ત થવાને માટે ભક્તને તત્ત્વજ્ઞાનલક્ષણ પરાભક્તિનું અનુષ્ઠાન કરવું પડે છે. આ તત્ત્વજ્ઞાન જ અનાદિ અજ્ઞાન તથા મોહમાયાનો પૂરેપૂરો નાશ કરે છે. અને અજ્ઞાન દૂર થતાં જ ભક્ત સર્વત્ર ભગવત્સ્વરૂપનું દર્શન કરવા લાગે છે. અતએવ ચાર પ્રકારના ભક્તોમાં ભગવાને જ્ઞાનીનેજ સર્વશ્રેષ્ઠ ભક્ત ગણ્યો છે કેમકે આ ભક્ત ભગવાનમાં જ સારા પ્રપંચને જુએ છે. અને સમગ્ર પ્રપંચમાં ભગવાનના દિવ્ય પ્રકાશમય સ્વરૂપનું નિરંતર દર્શન કરે છે. અતઃ પરાભક્તિ જ ભક્તના જીવનનું અંતિમ લક્ષ્ય છે. એને પ્રાપ્ત કરવાને માટે શાસ્ત્રોમાં વિવિધ પ્રકારનાં સાધનોનો ઉપદેશ કરવામાં આવ્યો છે. આ સાધનોથી સંપન્ન થઈને તત્ત્વજ્ઞાની ભક્ત પોતાને પણ ભગવાનના સ્વરૂપમાં જ દેખે છે. એટલે તત્ત્વજ્ઞાની ભક્ત ભગવાનને પરમ પ્રિય છે. જો કે બીજા ત્રણ પ્રકારના ભક્ત છે તે ભગવાનને પ્રિય નથી એવું કહેવાનો આશય નથી. એ બધા પણ ભગવાનને પ્રિય છે કેમકે એ પણ ભગવત્સ્વરૂપચિંતનમાં મગ્ન રહે છે. તથાપિ ઈશ્વરના સ્વરૂપમાં આ ભક્તોની ભેદદૃષ્ટિ છે એટલા માટે ઈશ્વરના તત્ત્વને યથાર્થ સ્વરૂપમાં નહિ સમજવાથી ભગવાને એમને આત્મરૂપ કહેવાને બદલે કેવલ ઉદાર ભક્ત કહ્યા. અને તત્ત્વજ્ઞાનીને તો પોતાના જ સ્વરૂપ તરીકે સ્વીકારે છે. અતઃ તત્ત્વજ્ઞાની ભક્ત જ પરમ પ્રિય છે એમાં શંકા નથી. એટલા માટે તત્ત્વજ્ઞાન લક્ષણ પરાભક્તિને પ્રાપ્ત કરવાને માટે મનુષ્યે નિરંતર પ્રયત્નશીલ રહેવું જોઈએ.*

* પૂ. સ્વામીજી મહારાજે હિન્દીમાં લખી મોકલેલા લેખનો અનુવાદ




( અનુવાદક: શ્રી રવિ પાઠક )

[ ભક્તકવિ શ્રી મયૂરની 'કેકાવલી' નામક એક કૃતિનો આ ભાવાનુવાદ છે. મરાઠી સાહિત્યના પ્રાચીન કવિઓમાં કવિ મયૂરનું બહુ માનભર્યું સ્થાન છે. જેવું સ્થાન આપણા ગુજરાતી સાહિત્યમાં મહાકવિ પ્રેમાનંદનું છે, તેવું જ ગૌરવભર્યું સ્થાન મયૂર કવિનું મરાઠી સાહિત્યમાં છે.

ઇ. સ. ૧૭૨૯ની સાલમાં મહારાષ્ટ્રમાં આવેલા પન્હાળગઢમાં આ ભક્તનો જન્મ થયો હતો. એમના પિતાનું નામ રામાજી પંત અને માતાનું નામ લક્ષ્મીબાઇ હતું. અનેક રીતે જગતના જીવોને અનુકરણ કરવા યોગ્ય જીવન જીવીને તેમ લોકોપયોગી વિપુલ સાહિત્ય સર્જીને ઇ. સ. ૧૭૯૪ માં આ ભક્તકવિએ જગતમાંથી વિદાય લીધી. એની ભાગ્યવની પત્નીનું નામ હતું રમાબાઇ અને પુત્રોનાં નામ અનુક્રમે હતાં, રઘુનાથ તથા રામકૃષ્ણ.

'કેકાવલી' એ મોરોપંતની (મયૂરની) એક ઉત્તમ કૃતિ છે. એ મૂળ પૃથ્વીછંદમાં લખાયેલી છે. પણ ભક્તિરસથી ભરપૂર હોવાને લીધે તેમ એને ગુજરાતીમાં કોઇએ ઉતારી હોય તેવું મારી જાણમાં નહિ હોવાથી એને ભાવાર્થરૂપે ગદ્યમાં ઉતારવાનો મેં પ્રયત્ન કર્યો છે.

'કેકાવલી'ને ગુજરાતીમાં ઉતારતી વખતે ભક્તિના, આનંદના, પ્રેમના, પ્રભુની કરુણાના અને ભક્તવત્સલતાના જેવા જેવા વિચારો મને આવ્યા તેવા તેવા આ કૃતિમાં જાણ્યે અજાણ્યે દાખલ થઇ ગયા છે. અને એથી ઘણે ઠેકાણે ભાવાનુવાદ વિસ્તારવાળો બન્યો છે. પરંતુ એથી મૂળ કાવ્યના રહસ્યને જરાપણ ક્ષતિ પહોંચી નથી. કારણ કે જે કાંઇ વિશેષ રીતે લખાયું છે, તે તમામ મૂળના ભાવના સમર્થનમાં જ લખાયું છે.

મૂળમાં પ્રભુને સંબોધીને જ ભક્ત કવિએ આખું કાવ્ય લખ્યું છે. વાંચનારને વધારે સરળ રીતે સમજાય અને વાંચતાં આનંદ આવે એટલા માટે મેં ભગવાન્ અને ભક્તકવિના સંવાદરૂપે આખીય કૃતિ ઉતારી છે. ભક્તકવિ કાવ્યરચના કરવા બેસે છે ત્યારે એના આત્મારામ સાથે એ સંવાદ જ કરતો હોય છે ને!

છેવટે મારું હૃદય, મારી વાણી અને મારી કલમ કંઇક અંશે પાવન થાય એવો યોગ આ કૃતિ દ્વારા પ્રભુએ મને મેળવી આપ્યો તે બદલ કવિની જ વાણીમાં એ અંતરયામીને હું પ્રણામ કરું છું.

सदाश्रितपदा, सदाशिवमनोविनोदास्पदा।
स्वदासवशमानसा, कलिमलांतकाकामदा॥
यदान्यतनसद्गुरो, प्रशमितामितासम्मदा।
गदारिदरनंदकांबुजधरा, नमस्ते सदा॥

—र. ]

(૧)

હે પ્રભુ ! તમારાં ચરણકમલોનો સાધુ પુરુષોએ આશ્રય કરેલો છે. તમે શંકરભગવાનના મનના આનંદનું સ્થાન છો. ભક્તોને પોતાનું મન આપે સ્વાધીન કર્યું છે. કલિના મળને આપ હરો છો. ઇચ્છિત વસ્તુને તમે આપો છો. દાતાઓમાં આપનું નામ સૌથી આગળ છે. હે નાથ ! અનેક દુષ્ટોના મદને આપે ઉતાર્યો છે. આપના અનેક ગુણોથી, પરાક્રમથી, ઉદારતાથી, સૌજન્યથી હું અંજાઇ જાઉં છું. શંખ, ચક્ર, ગદા, પદ્મને ધારણ કરનાર ખડ્ગધારી હે દિવ્યમૂર્તિ ! આપને હું નમું છું. મારા પ્રણામ સ્વીકારો !

(૨)

'અલ્યા, તું અહીં કેમ આવ્યો છે ? તારે શું જોઈએ છે ?' મયૂર કવિના પ્રણામ સ્વીકારતાં સ્તુતિથી પ્રસન્ન થઇ ભગવાને પૂછયું.

નીચા નમી હાથ જોડી કવિએ કહ્યું, 'મહારાજ ! હું આપના ચરણકમલની રજની ભિક્ષા માગવા આવ્યો છું.'

'મારા ચરણની રજ ? એને શું કરીશ ?'

'પતિતપાવન !

તું દયાળ દીન હું, તું દાની હું ભિખારી,
હું પ્રસિદ્ધ પાતકી, તું પાપપુંજહારી,
તું દયાળ દીન હું....'

હસીને ભગવાને કહ્યું, 'હાં સમજ્યો; તારે મારી પદરજ મેળવીને પાવન થવું છે કેમ ?'

'જી'

'અરે પણ એનામાં પાપીને પાવન કરવાનો ગુણ છે ? તને વિશ્વાસ બેઠો છે ?'

'રાધાના પ્રેમમાં ડૂબેલા પ્રભુ ! આવો તે પ્રશ્ન હોય ?

આપની ચરણરજમાં તો પાવનકારી વસ્તુઓનેય પાવન કરવાનું સામર્થ્ય છે. એણે સામાન્ય પાપી નહિ પરંતુ મોટા મોટા પાપના પર્વતોને ય પાવન કર્યા છે. આપ શું ભૂલી ગયા કે અજામીલ, અઘાસુર, પૂતના અને પિંગળા જેવા મહાન પાપીઓ પણ આપના ચરણકમલની રજના પ્રતાપથી જ દુર્ગમ સંસારસિંધુને સરળતાથી તરી ગયા છે, અને એમણે ઉચ્ચપદને પોતાનું કર્યું છે ! દીનબંધુ ! અગ્નિની જ્વાળામાં ઘાસનું એકાદ તણખલું નાખવામાં આવે તો તે શું સલામત રહે કે ?'

(૩)

'મારા ચરણકમલની ધૂલિના મહિમાની તેં કહી એ વાતો જૂઠી હશે તો ? તું એવી પ્રત્યક્ષ અનુભવ વગરની વાતોને એકદમ માની કેમ લે છે ?' સ્મિતભર્યા વદનથી કમલાકાંતે બીજો પ્રશ્ન પૂછયો.

એ સાંભળી આશ્ચર્ય પ્રગટ કરતાં મયૂર કવિ બોલી ઊઠયો, 'હું એ વાતો જૂઠી છે— પ્રમાણ વગરની છે એમ કેમ કહું ? અરે પ્રભુ, તો તો મારા જેવો નીચ જગતમાં બીજો ખોળ્યોય ના જડે ! મોટા મોટા સાધુ પુરુષો અને ઉત્તમ આચારવાળા ભક્તજનો નિરંતર લોકોમાં જે વાત છાતી ઠોકીને કહે છે અને જે વાતો રોજ રોજ મારી જિંદગીમાં હું સાંભળતો આવ્યો છું, તે સત્યથી વેગળી છે એવી કલ્પના ય કેમ કરીને થાય ?'

(૪)

'આ ભિક્ષુક કંઈ ઓર છે' એમ સમજતાં



પ્રભુનું મુખકમળ ખીલી ઊઠયું. એ જોઇને હિંમત આણી મયૂર કવિ પુનરપિ બોલવા લાગ્યોઃ

'દીનદયાળ ! આ વખતે મને એક વિચાર આવે છે.'

'કે....'

'કે હજુ સુધી પ્રભુએ મારો ઉદ્ધાર ન કરતાં મને જેવો ને તેવો જ કેમ રાખ્યો હશે ! શું હું પાપી નથી ? જગતના નાથ ! પાપીનો ઉદ્ધાર કરવાનું તો આપને વ્યસન છે. અને હું કંઇ અપાપી નથી. એટલે આપે મારો ઉદ્ધાર કરવો જ જોઇતો હતો. છતાં તેમ થયું નથી. એનું શું કારણ ? શું આપનામાંથી દયા ઘટી ગઇ છે ? અથવા મારા ઉપર નજર પડી નથી એ કારણ છે ? જો તેમ ના હોય તો હું એમ માનું કે આપ મારા ઉપર ગુસ્સે થયા છો ?'

'ઘડીભર એમ માની લે તો' ભક્તના હૃદયના ભક્તિભાવનું માપ કાઢવાના હેતુથી પ્રભુએ જવાબ આપ્યો.

'શું માનું રાખ ! આ તો બધા પાયા વગરના તર્કો છે. આપના સંબંધમાં જરા સ્થિર બુદ્ધિથી વિચાર કરતાં રજૂ કરેલી આ શંકાય નિર્મૂળ થઇ જાય છે.'

'એમ ?'

'વાહ, જાણે કંઇ જાણતા જ નથી ! અરે, આપનામાંથી દયા જે દિવસે ખુટી જશે તે દિવસે જગત જેવી કોઇ ચીજ રહેશે ખરી ? જગતના પતિ ! સર્વસાક્ષી સૂરજદેવ આપનું નેત્ર છે. એટલે આપની પ્રાણીમાત્ર ઉપર નજર પણ સદાય ફરતી જ હોય છે. અને એથી આપની મારા ઉપર નજર ન પડે, એ બનવા જેવું નથી. તેમ જે કામધેનુ છે, એ કદાપિકાળે કોઇને ઝેર આપે જ નહિ. મીઠું મધુરું દૂધ જ એની પાસેથી મળે, માટે 'મયૂર' નામનો કોઇ એક પાપી જગત ઉપર વસે છે એનો ખ્યાલ આપને ન હોય એ બને જ નહિ. પણ પ્રભુ ! ત્યારે મને કેમ વિસારી મૂકયો ?'

( ૫ )

ભક્તના ભગવાન !....આગળ બોલતાં મયૂર કવિના અવાજમાં સહેજ કંપ આવવો શરૂ થયો. 'ગોકુળનું રક્ષણ કરવા માટે આપે ટચલી આંગળી ઉપર આખો ગોવર્ધન પર્વત ઊંચકયો હતો એ વાત આખું જગત જાણે છે. તેમ સમુદ્રમંથન વેળાએ મોટા મંદરાચળ પર્વતનો ભાર તમે પોતાની પીઠ ઉપર સહન કર્યો હતો એ વાત પણ જગજાહેર છે. અનાથના નાથ ! હિરણ્યાક્ષ નામના દૈત્યને મારીને પૃથ્વીને આપે વારાહ-અવતાર ધારણ કરીને પોતાના દાંતના અગ્રભાગ ઉપર ઉંચકીને પાતાળમાંથી બહાર આણી હતી આ મહાન પરાક્રમની હકીકત પણ હજારો વર્ષોથી ભક્તજનો ગાતા આવ્યા છે એ શું હું નથી જાણતો ? આપ ધારો તો ભક્તને માટે કઠણમાં કઠણ પણ કામ કરો છો. અને તેવે વખતે આપને થનાર કષ્ટનો જરાપણ વિચાર કરતા નથી પણ પ્રભુ માઠું લગાડશો મા. મારા જેવા એક પતિતનો ઉદ્ધાર કરવો એ કાર્ય ઉપરનાં કામોથી ય આપને શું વધારે કઠણ લાગ્યુ ?'

( ૬ )

સરળ હૃદયના ભક્તનાં ઉપરનાં વચનો સાંભળવાથી પ્રભુને ગમ્મત પડી અને એવાં મીઠાં મીઠાં લાગતાં વચનો વિશેષ સાંભળવા પોતે ઉત્સુક છે, એવો ભાવ મુખ ઉપર ધારણ કર્યો.

મયૂર કવિને તો એટલું જ જોઇતું હતું. તેણે પ્રચ્છન્ન ઉલ્લાસથી પોતાની વાણી વહેવા દીધીઃ

જગતના ઇતિહાસમાં તો પ્રભુ !–ભક્તોને કાજે આપે જે કષ્ટો સહન કર્યાં છે, જે દોડધામ કરી છે, જે અગણીત કામો બાજુ ઉપર મૂકીને ભક્તોના કામને વધારે મૂલ્યવાળું ગણ્યું છે, તેનાં સંખ્યાબંધ પ્રમાણો છે. આપને તે જોવું છે ? ભૂલી ગયા હો તો કહું. સાંભળો !

પૂર્વે ત્રિકુટાચળ પર્વત ઉપર એક મહાન ગજેન્દ્ર વસતો હતો. તે જ્યારે ખરેખર સંકટમાં આવી પડયો અને નોધારાના આધાર એવા આપને જ્યારે તેણે છેવટની ઘડીએ યાદ કર્યા ત્યારે ગરુડની પીઠ ઉપર ચઢીને ઉતાવળું ઉતાવળું એના મોક્ષ માટે કોણ દોડી ગયુ હતું ? યાદ આવે છે ? તેવી જ ઉતાવળ આપે વિશ્વવંદિતા સતી દ્રૌપદીના દુઃખના સમયે બતાવી હતી. કૌરવોની સભામાં ખળ દુર્યોધનની આજ્ઞાથી દુષ્ટ દુઃશાસન જ્યારે એ પરમ સતીને ઘસડી લાવ્યો અને વસ્ત્ર ખેંચવા લાગ્યો ત્યારે એ પોતાની પરમભક્ત સતીના સતીત્વનું રક્ષણ કરવા આપ દોડી ગયા હતા. એ હકીકત ભૂલી જવાય તેવી તો નથી જ. તેવી જ રીતે કૌરવ–પાંડવના મહાયુદ્ધમાં પોતાના અનન્ય ભક્ત પાંડુકુમાર અર્જુનનો જયજયકાર થાય એ માટે એના રથનું સારથીપણું સ્વીકારી પ્રગટ દયા એના ઉપર આપે બતાવી હતી. તે કોઇ બીજું હતું ખરું ? બોલો !

મહાનંદ ! આ ઉપરથી શું સિદ્ધ થતું નથી કે સંસારરૂપી દુઃખમય અરણ્યમાં તમારે શરણે જે આવે છે એના ઉપર જરાપણ સંકટ આવતાં આપ એનું રક્ષણ કરવા વેગથી દોડો છો ?'

(૭)

'અહોહો ભગવાન ! આપની ભક્તવત્સલતા જોઇને હું છક્ક થઇ જાઉં છું. આપે ગીતામાં આપેલા કોલ મુજબ પોતાને ભજતા ભક્તને આપ પોતે ભજો છો અને પ્રસંગ આવે એનું હલકામાં હલકું કામ કરવામાં ગૌરવ લો છો. એ આપના ભક્ત પ્રેમના મહિમાને કોણ વર્ણવી શકે ? દયાળુ દેવ ! લક્ષ્મીદેવી જેવી સર્વગુણસંપન્ન પત્નીની પણ આપ ઝાઝી દરકાર કરતા નથી. તેને રીઝવવાના કામ કરતાં ભક્તને પ્રસન્ન કરવાના કામને આપ બહુ મહત્ત્વ આપો છો. તેમ ના હોત તો યુધિષ્ઠિરના યજ્ઞમાં એઠાં પત્રાળાં ઉંચકવાનું કામ આપે જે કર્યું, તે કદાપિ કરત ખરા ?'

(૮)

'પણ પ્રભુ ! હું તો આપને "જાલમુના પીર" કહીને બોલવીશ. કારણ કે હજુ સુધી આપે મારા ઉપર કૃપા કરી નથી. જો કે મેં મૂકેલો આ આક્ષેપ સત્રાજિત યાદવે મણિ ચોર્યાનો આપના ઉપર જે આક્ષેપ મૂકયો હતો તેના જેવો જ પાયા વગરનો છે એમ હું સમજું છું. પરંતુ અસંખ્ય દીન જનોનો ઉદ્ધાર કર્યો અને આપ મને જ એક ભૂલી ગયા એટલે એમ ના કહું તો શું કહું ?

હજુય પ્રભુ, અવસર છે.. ઝટપટ આ સેવકને ચરણકમલનો આશય આપી અભય કરો. નહીં તો પછી હજારો માણસને અન્નવસ્ત્રથી તૃપ્ત કરનાર કોઇ એક દાતા એકાદ ભિખારીને નજર ચુકથી ભૂલી જાય અને એ વાત જગજાહેર થયા પછી પેલા ભિખારીને સંતોષવા એ લજાતો, લજાનો આવે, તેમ આપને લજાવું પડશે.

(૯)

પ્રભુ ! 'આ ગરીબ બિચારો દુઃખીદુઃખી થઇ ગયો છે. એના ઉપર કૃપા કરી એનાં સંકટ દૂર કરું' એવું આપ જરૂર મનમાં વિચારતા હશો. મને એ બદલ ખાતરી છે. કારણ કે આગળ થઇ ગયેલા સારા સારા ભક્તજનો આપના વિષે કહી ગયા છે કે 'ભગવાન તો બહુ દયાળુ છે. એમના ચરણમાં જે નમ્યો એને લાગલા એ પોતાનો બનાવી દે છે.'

(૧૦)

એકશ્વાસે મયૂરકવિ ભગવાનની સામે ઘણી



વાતો કહી ગયો. એ સાભળી કમળ સરખા નેત્ર વાળા ભગવાને મુખને જરા ગભીર બનાવી કહ્યું 'અરે પાગલ, પાપી લોકોને તારવા માટે તો ગગાદિ તીર્થોને મે નિર્માણ કર્યા છે. ત્યાં જવાને બદલે અહીં સીધો મારી પાસે આવી શીદને માથું પકાવે છે ?'

પણ મયૂરકવિ જરાય વિચાર કરવા રહે તેવો ન હતો. એણે તાત્કાલિક વિનયથી બે હાથ જોડીને કહ્યું, 'નાથ ! હું મારા પાપ દૂર થાય એ માટે આપના પાદપદ્મમાથી પ્રગટ થયેલી એ ગગાદેવી પાસે પ્રથમ ગયો હતો. પરતુ મને દૂરથી જોતાં બરોબર એણે આખો બધ કરી અને કાન ઉપર હાથ મૂકીને કહ્યું·

'અરે આવો મોટો પાપી મે કોઇ દિવસ જોયો નથી કે સભળ્યો નથી.' હવે કહો, મારુ દુ:ખ હું ત્યાં કેવી રીતે રજૂ કરુ ? જો કે, કાર્ય લોભી હોય છે તે સામાના અણગમાને કે કષ્ટને જોતા નથી એ તો પોતાનુ કામ સાધવામા જ શૂરા હોય છે. પરંતુ મને તેમ કરવું ગમ્યુ નહિ એટલે પછી સીધો આપના શરણમા આવ્યો છું'

આ ચતુરાઇ ભરેલો જવાબ સાભળતા ભગવાનના મુખ ઉપર આવેલી કૃત્રિમ ગભીરતાએ વિદાય લીધી અને તેની જગ્યાએ કોટિ કદર્પના મદને ઉતારી દે એવુ મધુરું સ્મિત આવીને બેઠુ

( ૧૧ )

એ ભક્તોના ચિત્તને જીતી લેનારા સ્મિતને જોતાં જ મયૂર કવિએ વળી પાછું કહેવા માંડ્યુ:

'અને પ્રભુ ! આપને જે નમે છે તેનો ઉદ્ધાર કરતા નથી તો તેટલું ઋણ આપના ઉપર ચઢે છે તેવી માન્યતા આપ સેવો છો. એટલે આપના ચરણમાં જે માથુ નમાવે છે, તેનો તાબડતોબ તમે ઉદ્ધાર કરો છો અને પછી છુટકારાનો શ્વાસ ખેંચી કહો છો 'હાશ ! હવે હું ઋણમુક્ત થયો !' આવી માન્યતા રાખનાર દયાળુ દેવના ચરણમાં નિત્ય નમતો એવો હું શરણ ન શોધું તો મારા જીવતરને-અભક્તના જીવનની માફક ધિક્કાર છે.

( ૧૨ )

વળી ભગવાનને બોલવાને પ્રસંગ મળ્યો. તેમણે રમુજ ભરેલા અવાજથી કહ્યું: 'અરે રામ ! આ તે કેવો માણસ છે ! કોઇ જાતની તૃપ્તિ જ નહિ. અનેક ગણું આપ્યુ છે તોય ભૂખ્યો ને ભૂખ્યો !'

વિશેષ નીચા નમી મયૂર કવિએ કહ્યું: 'પ્રભુ ! આપની દયાને કઇ બધ નથી. આપે મને ઘણું ઘણું આપ્યુ છે. પણ શું શું આપ્યુ છે તે જરા કહેવાની કૃપા કરો તો ખુબ ઉપકાર થશે !'

'કેમ ? તને યાદ નથી શું ? ઇન્દ્રિયો ઉપરનો કબૂ, સારા કુળમાં જન્મ, મનુષ્યનો દેહ, અને તેમાય અલભ્ય તેવુ બ્રાહ્મણત્વ, તે ઉપરાત મારી યશકથા શ્રવણ કરવાની અને તેનુ કીર્તન કરવાની રુચિ, આ સઘળું આપ્યુ છે તે ઓછું છે તે હજુય વર આપો ! વર આપો ! એમ અતૃપ્તની માફક બોલ્યા કરે છે !'

( ૧૩ )

'દયાળુ દેવ ! આપે ઉત્તમ ઉત્તમ બક્ષિસો જે આપી છે, તે નથી આપી એમ તો કેમ કહેવાય ? આ દાસની ઉપર તે બધાય પ્રકારની આપે કૃપા કરી છે પરતુ-હજુ તે બધાય કરતાં વધારે મૂલ્યવળી બક્ષિસ જે ખરેખર આપવા જેવી છે તે આપી નથી એમ કહું તો મને ક્ષમા કરશો ?'

'જો ખરુ ? મે કહ્યુ ને કે તૃપ્તિ વળવાની જ નથી. હજુ શું બાકી રહી ગયુ ?

એવો તે કોઇ માણસ હશે કે આટઆટલી વસ્તુઓ મળ્યા પછી પણ કહે કે 'હજુ બાકી છે !' પ્રભુએ કહ્યુ.

'ભગવન્ ! આ ગાંડા ઉપર ગુસ્સે થશો નહિ. હું મારો અપરાધ થતો હોય તો તે બદલ

પ્રથમગી હાય જોડું છું. જ્યાંસુધી આપના ચરણ-કમલમાં સ્થાન આપી મને ભયમુક્ત કર્યો નથી, ત્યાં સુધી હું તૃપ્ત થવાનો જ નથી. કારણ કે તેમ ન થાય તો પછી આપે દયા કરીને આપેલી બક્ષિસોનું મૂલ્ય જ રહેશે નહિ.'

'અલ્યા, એ કેવી રીતે ?'

'આવી સહેલી વાતોનો ય ઉકેલ મારી પાસેથી માગો છો પ્રભુ!'

'તું શું કહેવા માગે છે તે મારે સ્પષ્ટ સમજવું જોઇએ ને!'

'સાંભળો ત્યારે' એમ કહી કવિએ કહેવા માંડ્યું:

'જુઓ પ્રભુ, એકાદ સતી સ્ત્રી છે, એને કોઇ લાખો રૂપીઆના દાગીના અને વસ્ત્રો આપે અને કહે કે સ્વામીની સેવાથી તારે દૂર રહેવાનું છે તો તે સ્ત્રી તૃપ્તિ અનુભવશે ખરી? સ્વામીના સાન્નિધ્ય માં રહીને એની સેવા કરવાનું મહદ્ ભાગ્ય એને મળે ત્યારે જ તે સ્ત્રીને મન પોતાના મળેલા અલંકારો અને વસ્ત્રોનું મૂલ્ય સમજાય.. નહીં તો એક કોડીનુંય મૂલ્ય દાગીના અને વસ્ત્રોનું એને મન ન હોય; પછી ભલે ને એની અબજો રૂપિયા કિંમત હોય।

(૧૪)

'આવી જ વાત પ્રભુ! આ સેવકના સંબંધમાં જાણવી. આ સેવકને આપે અગણિત વસ્તુઓ આપી છે. પરંતુ જ્યાં સુધી આપના પાદપદ્મમાં એને આશ્રય આપ્યો નથી, ત્યાં સુધી એને કેવી રીતે તૃપ્તિ વળે? માટે કૃપા કરીને જેમ બને તેમ વહેલી તકે આપના ચરણમાં શરણ આપો!'

થોડીવાર અટકી, પ્રભુનું મુખકમળ જોતાં જોતાં વળી પાછું મયૂરકવિએ કહ્યું:

'પણ પ્રભુ! જો મારી માગણી મુજબ કૃપા કરવાની આપની ઇચ્છા ન હોય તો જે કંઇ આ સેવકને આપ્યુ છે, એ પાછું લઇ જેને મન એની કિંમત લાગતી હોય એવાને તે આપજો, કારણ કે એટલાથી મને કંઇ સંતોષ વળવાનો નથી. એટલે મને આપ્યું તોય શું? ને ન આપ્યું તોય શું?'

(૧૫)

'વાહ, આપેલું પાછું લેવડા વીને તારે મારી અપ-કીર્તિ કરાવવી છે કેમ?' એવા પ્રકારનો ભાવ પ્રભુના વદનકમળ પર જોઇને કવિ મયૂરે કહ્યું: 'દુઃખિયાના બેલી! એક વખત દાન આપેલી વસ્તુ પાછી લઇ લેવામાં આવે તો તેમાં દાતાની મોટી અપકીર્તિ થાય છે; તે વાત બરાબર હું જાણું છું. અને તેથી આપની જગતમાં અપકીર્તિ થાય તેવું કાંઇ પણ થાય તે જોવા હું રાજી નથી. માટે મારા કહ્યા મુજબ મને આપેલી બક્ષિસ પાછી નહિ લેતાં મારો ઉદ્ધાર જ કરો ને! કે જેથી મારી ભૂખ ભાગે અને આપની આબરૂ રહે. આમેય હું મોડો વહેલો આપના ચરણનું શરણ તો મેળવવાનો જ છું તો પછી આ સમયે જરા વહેલી દયા કરો તો શું બગડી જવાનું છે? આપને જો મારા ઉદ્ધારનું કામ કંટાળાભરેલું લાગે તો આપના જે ભક્તજનો છે એમને તે સોંપો. તેઓ મારા જેવા કમઅક્કલ-વાળાને સમજ પડે તે રીતે ઉદ્ધારના માર્ગો બતાવશે. કેમ આમ બનશે કે નહિ? કે તેમાંય આપને લાજ આવશે?

(૧૬)

'લાજ આવશે?' એવો અવિનયયુક્ત શબ્દ બોલાઇ જવાયો તેનો ખ્યાલ આવતાં મયૂર કવિ એકદમ ભડક્યો. તેણે દાંત વતી જીભ દબાવી માથું શરમથી નીચું નમાવી દીધું. અને કેટલીક વાર સુધી મુંગો ઊભો રહ્યો. ત્યાર પછી ધીરે ધીરે સ્વસ્થતા મેળવી દર્દભર્યા કંઠથી હાથ જોડી તે બોલ્યો, 'ઓ નાથ! મારાથી મોટો અપરાધ થઇ ગયો છે. મેં આપની સાથે અઘટિત ભાષણ કર્યું છે માટે મને તે બદલ ઘટિત શિક્ષા કરો. હું તે ભોગવવા તૈયાર છું કારણ કે અન્યાયના માર્ગને જે અનુસરે છે,



તેને શિક્ષા ન કરવામાં આવે તો તેની શાન ઠેકાણે રહેતી નથી.'

(૧૭)

ભમ્મર ચઢાવી કૃત્રિમ રોષથી ભગવાને પૂછ્યું, 'જિંદગીમાં આ તેં પહેલવહેલો જ અપરાધ કર્યો છે કેમ?'

પ્રશ્નના વ્યંગને સમજી જતાં મયૂર કવિની દશા ઓર જોવા જેવી થઇ ગઇ. તેણે ક્ષીણ અવાજથી કહ્યું: 'ઓ પ્રભુ! મારા અવગુણની કંઇ સીમા નથી. આવા આવા તો કઇ લાખો કરોડો અપરાધો આપના મેં જિંદગીમાં કર્યા છે. અને હજુ ય: રોજ રોજ થયા કરે છે.'

'ત્યારે મોટું શાણપણ શાનું બતાવે છે?'

'ઓ નાથ! હું શું કરું? અપરાધ કરીને ક્ષમા આપો ક્ષમા આપો એમ કહેવા આવતાં મને પોતાની જાત માટે તિરસ્કાર ઉત્પન્ન થાય છે. પરંતુ હવે પાછું સમજાય છે કે બધાની રીતસર જો શિક્ષા આપવા આપ બેસો તો મારા બાર જ વાગી જાય. એટલે અવગુણના આ સાગરના દોષો જેમ આપ માફ કરતા આવ્યા છો તેમ આ વાંકુ બોલ્યાનો દોષ પણ માફ કરો! આપના ઉદરમાં તો આખું બ્રહ્માન્ડ સમાયેલું છે. અરે, કૃષ્ણાવતારમાં દાવાનળને પણ પોતાના ઉદરમાં આપે સ્થાન આપ્યું હતું માટે મારા આ અપરાધને આપના વિશાળ ઉદરમાં સ્થાન આપો!'

(૧૮)

જો કે બીજા અનેક શરણે આવેલા ભક્તોના દોષને આપે આપના ઉદરમાં શમાવ્યા છે. તેમ છતાં મારો જ દોષ કદાપિ એ સુજબ સ્થાન નહિ પામે તો તે બદલ મારાથી કંઇ દોષ દેવાશે નહિ. કારણ કે वक्रे विधौ वद कथं व्यवसाय સિદ્ધિઃ જેનું નસીબ વાંકું હોય તેને સિદ્ધિ કેવી? (થોડીવાર અટકી) પણ પ્રભુ! એમ કરો તો? દાવાગ્નિનું પાન આપે કર્યું છે, તેથી આપને ખૂબ ભૂખ લાગી હશે. એથી મારા અપરાધ રૂપી અન્નને આપ સ્વીકારો તો કેવું સારું? આપની ક્ષમાને અંત નથી. આપની કરુણાનો પાર નથી એ પાવનકારી નદી જેમ તેમાં મજ્જન કરનારના મળને દૂર કરે છે, એમ આપના આશ્રયમાં આવેલાને તે તૃષ્ણા વગરનો બનાવી મૂકે છે.

(૧૯)

હે પ્રભુ! જગતના મનુષ્યોનો પણ એવો સ્વભાવ હોય છે કે એક વખત જેને પોતાનું એ ગણે છે તેનાં દુઃખો દૂર કરવા માટે તે પોતાનાથી બનતું બધું જ કરે છે તો આપ તો સર્વસત્તાધીશ છો જગતના ચાલક પાલક છો. બીજાને જે અત્યંત કષ્ટમય લાગે અને બીજાથી જે ન બની શકે તેવાં કામ આપ રમતાં રમતાં કરી નાખો એવા છો. એટલે મારો ઉદ્ધાર કરવો તે કંઇ આપને મન કોઇ મોટી વાત નથી, પણ નાથ! ત્યારે મને સમજાતું નથી કે આપ શાનો વિલંબ કરો છો?

(૨૦)

ઓ દયાના મેઘ! તું જો અમારા તરફ વળીશ તો તારા સેવક રૂપી અમે જે ચાતક છીએ એમને કશું બાકી રહેવાનું નથી. માટે કટાક્ષ લાવ્યા સિવાય નિજાશ્રિતો ઉપર દયા વરસાવ! જે અનાથ છે અને જે સંકટમાં પડેલો છે એવાને જોતાં બરોબર તારું હૃદય કરુણાથી ઉભરાઇ જાય છે એ વાતની મને ખુબ ખાતરી છે.

(૨૧)

ઓ નાથ! આપના ચરણારવિંદના શરણ વગર હું એવો તો દુઃખી દુઃખી થઇ ગયો છું કે ઘડીવાર પણ જીવને ચેન પડતું નથી. મારા દુઃખનો ખ્યાલ હું કેવી રીતે આપું? આપ તો અંતરયામી છો એટલે સામાનું હૃદય આપ વંચી શકો છો છતાં મને કહેવા દો કે, અગ્નિની મોટી ભભકતી

જાળાઓની વચ્ચે એકાદ નાનું સરખું પખીનું બચ્ચું આવી જાય અને તેની જે સ્થિતિ થઇ જાય તેવી અત્યારે મારી સ્થિતિ છે. પુણ્યશ્લોક નળ-રાજાને મહાદુષ્ટ કલિ જે રીતે પજવતો હતો તેવો ત્રાસ મારા ઉપર થઇ રહ્યા છે. મહારાજ ! શું કહું ? જંગલમાં ઘવાયેલા પશુના ઘાની ઉપર ચાંચો મારવા જેવી રીતે કાગડા તૈયાર રહે છે તેવી રીતે મારા મનના દુઃખને અનેકગણું વધારવા કામક્રોધાદિ અહોનિશ ખડને ખડા મારી ચોતરફ ફર્યા કરે છે. માટે મારો ઉદ્ધાર કરો, નહિ તો જરા પણ આપના તરફ પોકાર કરવાની મતિ સૂઝે છે તેવ સૂઇ જશે ને હું દેડકાને જેમ સર્પ ગતપ્રાણ કરે છે તેમ સાવ જડ થઇ જઇશ.

## ( ૨૨ )

જો કે સંસારરૂપી મહાનદી તરી જેવી એ કંઇ જેવી તેવી વાત નથી. પરંતુ આપના બળથી તેને તરી જવાની હું ઉમેદ રાખું છું. માટે મારી નૌકાના નાવિક બનીને મને સામી પાર લઇ જાવ ! નદી પાર કર્યા બદલ જે ભાડું આપવાનું હશે તે આપવા હું બંધાઉં છું સાવ મફતીઓ નદી તરી જવા હું માગતો નથી. આ ભિખારી તે શું આપવાનો છે, ફોગટની સામે પાર લઇ જવાની કોણ મહેનત કરે ? એવું આપ મનમાં લાવશો નહિ. તેમ 'ક્યાં છે ભાડું ! લાવ પહેલું !' એવું આપ પૂછશો નહિ. કારણ કે મારા ગજવામાં ખણખણતું નાણું કંઇ તૈયાર નથી. એમ તો હું આપ ધારો છો તેવો ભુખડીબારસ જ છું. પરંતુ પ્રભુ ! હૃદયનો હું સાચો છું. આપનું મૂલ્ય હું ચૂકવ્યા વગર રહેવાનો જ નથી.'

'અલ્યા કંઇ સમજાય એવું તો બોલ ! ઘડીમાં કહે છે નાણાં નથી ને ઘડીમાં કહે છે કે પાર કર્યા બદલ ભાડું આપવા હું તત્પર છું, મારે સમજવું શું ?' પ્રભુએ વચ્ચે શબ્દો ફેંક્યા.

'મહારાજ ! આપને સમજવાનું કશું જ બાકી નથી. છતાં અજાણ્યા રહેવા માગો છો તો જાણી લ્યો કે મારી જાતને હું વેચી નાખવા માગું છું. અને તે બદલ નાણાં આવે તે આપને ભાડા બદલ આપવા માગું છું. મહારાજ ! આપના સાધુ ભક્તો છે, તેઓ મને ખરીદી લેશે, એટલે એમને ત્યાં મને આપ વેચી નાખશો તો તેઓ મને ખુશીથી રાખશે. કારણ કે એમને ત્યાં સેવા કઇ પેરે ઉઠાવવી તે મને બરાબર આવડે છે.'

## ( ૨૩ )

પ્રભુની પુણ્યલીલાઓ અનેક વેળાએ સાંભળવા છતાં ફરી ફરીને સાંભળવાની ભક્તજનો લાલસા રાખે છે. તેવી જ રીતે પ્રભુ અંતર્યામી હોવાથી એના ભક્તોના હૃદયના ભાવને સારી પેઠે જાણતા હોવા છતા ફરીફરીને જાણવાને માટે ઉત્સુક રહે છે. આ સિદ્ધાન્ત પ્રમાણે ભક્ત મયૂરના ભક્તિભીના હૃદયને પ્રભુ સમજતા હતા છતા પણ પુનરપિ એ હેતુથી એમણે કહ્યુ, 'અરે પાગલ, એ બધી કડાકૂટ કરવાની મારી શી જરૂર ? તને બીજાને ત્યાં વેચી નાખું અથવા મારે ત્યાં નોકર તરીકે રાખી લઉં એથી મને શો ફાયદો ?'

'સાચી વાત છે, સાચી વાત છે. પ્રભુ ! આપ તો રાજાધિરાજ છો લક્ષ્મીના પતિ છો આપને દ્રવ્યની કંઇ ઓછી જરૂર છે ? પરંતુ રાજાના સંગ્રહાલયમાં બધીય જાતની ચીજો હોય છે. ભારેમાં ભારે અને હલકામાં હલકી. અમુક વસ્તુ ભારે હોવાથી એને રાખો અને અમુક વસ્તુ હલકી હોવાથી એને ફેંકી દો એવું કંઇ રાજા મનમા ધારતો નથી. એ તો બધીય ચીજોનો સરખી રીતે આદર કરે છે. અને એને લીધે પોતાનું સંગ્રહાલય શોભાવે છે. અને દીનદયાળ ! એક વાત કહું ? સૌ સૌના સમયે સૌ મહાન દેખાઇ આવે છે. લોખંડનો કે લાકડાનો ઉપયોગ કરવાનો વખત આવ્યો હોય તેવે વખતે અમૂલ્ય હીરા મોતીથી કાર્ય સરશે નહીં, લોખંડ કે લાકડાથી લાખો ઘણી કિંમતના હીરા હશે કે કરોડો ગણી કિંમતના મોતી હશે, પરંતુ તે લોખં-



ડના ઠેકાણે કે લાકડાની જગ્યાએ ચાલશે'નહિ. તેવે વખતે હીરા મોતી કરતાંય લોખંડ કે લાકડું જ વધારે કિંમતી ગણવાનું. માટે "આનાથી ફાયદો નથી માટે એને હડધૂત કરો, એવો વિચાર મક્કમ કરતાં પહેલાં થોડીવાર અટકી જવું સારું.'

( ૨૪ )

'ઓત્તારીનો! અસ્થા આવો તો મેં તને ધાર્યો ન હતો મોટી મોટી ડંફાસો મારવામાં તો તારો જોટો જડે તેમ નથી.' લક્ષ્મીકાન્તે ઉપરની હકીકત સાંભળી મયૂર કવિની જરા ટીકા કરી. એ સુશ્રુત કવિ તરત લિક બોલી ઉઠયો: 'ડંફાસ મારું છું પ્રભુ! હું આ પૂરવાર કરી આપવા તૈયાર છું કે આપના આ દાસમાં કેટલું ઝવેરાત છે!'

'એમ? એટલી બધી તૈયારી છે?'

'હા મારા નાથ! હા!'

'લો, પૂરવાર કરો ત્યારે.'

'એ પહેલાં આપની પાસે એક માગણી છે. અને તે એ કે ઇન્દિરા માતાના ખોળામાં જે ચરણ કમલો આપે ગોઠવ્યા છે તે જરા આ દાસના માથા ઉપર ઘડીવાર મુકો! બસ. પછી જોઇ લ્યો ભાયડનું શુગતન! પલકવારમાં આપની સન્મુખ ભગવાન સદાશિવ જેવો બનીને હું ઊભો રહું છું કે નહિ?"

'વાહ રે વાહ! શી શુગતનની વાત!' કહીને કમલાકાન્ત જોરથી હસી પડ્યા.

( ૨૫ )

'આપને હસવું હોય તો હસો પ્રભુ! મને તો જેવું આવડશે તેવું હું બોલીશ. મા બાપની સામે બાલક શું વિચાર કરીને બોલતું હશે કે! હું તો અજ્ઞાન બાલક જેવો છું અને એથી કેવી પદ્ધતિથી બોલવું જોઇએ એ મને આવડતું નથી. હું તો તોતડું તોતડું જેમ સુઝે છે તેમ બોલું છું. તેમ છતાંય આપને જો સારું ન લાગતું હોય તો મારે કેમ બોલવું તે તમે મને ધીરે ધીરે શીખવો! દીકરાના અવગુણને બાપ દૂર નહિ કરે ત્યારે બીજો કોણ કરશે?

( ૨૬ )

'સાચું પૂછાવો તો મારા નાથ! આપના રચેલા જગતની પણ આવી જ રીત છે. આ જગતમાં મા, બાપ હોય છે તે પોતાનાં સંતાનો નાનાં હોય છે તે વખતે ગાંડુંગાંડુ ગમે તેવું એ બોલે, એથી પરિતાપ પામવા ને બદલે ઉલટાં ખુશ થાય છે. અને દીકરો 'તું-તા' કહીને મા, બાપને બોલાવે તોય એનો અવગુણ એમના ચિત્તમાં વસતો નથી. મહીંમહીં તો બાળકો ઢંગધડા વગરની ભાષાય વાપરે છે અને સાથે સાથે ખરુંખોટું ય બરડે છે પણ એથી સ્હેજ પણ માબાપ બાળકોના એ અવિનય ઉપર ગુસ્સે થતાં નથી કે ટીકા કરતાં નથી. હે દયાનિધિ! આવી તો મનુષ્યની વાત છે. એ ઉપરથી આપના હૃદયની વિશાળતાની મેં કલ્પના કરી છે અને એથી ખરુ ખોટું બોલવામાં જરી શરમ મારાથી રહેતી નથી કારણ કે પિતાસિ લોકસ્ય ચરાચરસ્ય એવું હું ભણ્યો છું.

( ૨૭ )

હે ભગવન્! આપનો મહિમા નાનો સૂનો નથી. 'નેતિનેતિ' કહીને તો વેદ પણ થાકી ગયા છે એમ વેદ જાણનાર બ્રહ્મા કહે છે આપના ગુણની ગણના પણ કોઇ કરી શકે એમ નથી. આકાશમાં ઝગમગતા તારાઓની ગણતરી કદાચ કોઇ કરી શકે પણ તમારા ગુણ 'આટલા' એમ કોઇથી કહી શકાય નહીં. તેવી રીતે મહાન સાગરના જળમાં કેટલા તોલા પાણી સમાયેલું છે એનો આંકડો કદાચ કોઇ તૈયાર કરી શકે

તો પણ તમારા ગુણ આટલા થયા એમ કોઇ પણ ગણી શકે નહિ. એટલે ખરું જોતાં તો આપનું યોગ્ય રીતે સ્તવન કરવા માટે આપના જેવો જ કોઇ કવિ જોઇએ. જગતના નાના સરખા મગજવાળા માણસની અક્કલનું તે શું ગજું કે જરાપણ ઠીક કહેવાય એવી ય એ સ્તુતિ કરીશકે?'

( ૨૮ )

'તેમ છતાંય તમારી સ્તુતિ કરવા મન દોડે છે. કારણ કે જે આપના ચરણકમલમાં માથું નમાવે છે અને સ્તુતિ કરે છે, તેને આપ ઇચ્છિત વર આપો છો' એવી સત્ય વાતની મને પ્રતીતિ થઇ છે. એટલે આપના એ દયાળુ સ્વભાવનો લાભ લેવા બરાબર સ્તુતિ કરવાનું સામર્થ્ય ન હોવા છતાં પણ જેવી આવડે તેવી સ્તુતિ કરવા લાગું છું. પરંતુ પ્રભુ! બીજા શરણે આવેલાને અભય આપવા માટે આપનો ઝટ લઇને આગળ આવતો હાથ, મારામાં એવા તે શા દુર્ગુણ જોયા કે આટઆટલી વાર કરગરવા છતાંય આગળ આવી મારા મસ્તક ઉપર એ પડતો નથી?

( ૨૯ )

હે પ્રભુ! આપ તમામ દાતાઓમાં સૌથી શ્રેષ્ઠ છો. પણ તેવો હુ તમામ ગરીબોમાં સાથી વધારે ગરીબ તરીકે શ્રેષ્ઠ છું, એનો વિચાર કરજો. મતલબ કે બીજાને જરાતરા આપી આપ 'રીઝવી દો છો, એમ મને રીઝવી શકશો નહિ. મને તો મારી માગણી મુજબ પૂરેપૂરું મળશે ત્યારે જ મારી ભૂખ ભાગવાની છે. માટે દયાના સાગર! થોડું કહ્યું ઘણું માનીને આ ભિખારીને હવે સંતોષો! આપને તે હવે કંઇ પેર પોતાની માગણી વધારે સ્પષ્ટ રીતે એ કહી શકે?'

( ૩૦ )

'એટલે શું તું એમ માને છે મયૂર કે મારી જે વધારે ખુશામત કરે છે એને હું વધારે વરદાન આપી દઉં છું? તું શું મને ખુશામતખોરી ગમે છે એવો મારા ઉપર આરોપ મૂકે છે? નિર્લજ્જ કંઇનો!'–બોલવાનો પ્રસંગ શોધી રહેલા કલ્યાણકામને પ્રસંગ મળતાં કૃત્રિમ રોષથી એમણે કવિને ખખડાવ્યો.

'ઓ પ્રભુ! એમ ગુસ્સે ના થાવ. ગુસ્સે થવાના તો આપને બીજા ઘણા પ્રસંગો મળશે. આ તો વાત એમ છે કે આપની સ્તુતિ જે સારી પેઠે કરે છે એના ઉપર આપ એકદમ પ્રસન્ન થઇ જાવ છો અને ઇચ્છિત વરદાન એને આપી દો છો; જો કે એક રીતે જોવા જઇએ તો આ એક જાતનું દૂષણ કહેવાય.'

'હુ એ જ કહું છું ને ઘેલા! કે મારામાં તું દૂષણ જુએ છે. એ વાત કેટલા ટકા ખરી છે?'

'સોએ સો ટકા પ્રભુ!'

'શું કહે છે? અરે, આવી પાયાવગરની વાત કરતાં તને શરમ નથી આવતી? ભલા માણસ, મારા જે ભક્તો છે એમની આગળ તું લગાર પણ એમનાં વખાણ કરવા જઇશ તો લાગલા એ કાન ઉપર હાથ મૂકી નાસી જશે કારણ કે પોતાનાં વખાણ સાંભળવાથી પોતાના નિષ્કલંક જીવનમાં ડાઘ લાગે છે એવી એમની સમજ હોય છે. હવે મારા ભક્તોનો જ્યારે આવો સ્વભાવ છે અને એમને પોતાની સ્તુતિ ગમતી નથી ત્યારે મને એ ગમતી હશે એમ માની લેવાનું કારણ?'

હાથ જોડી કવિએ જવાબ આપ્યો:



'આપના ભક્તોની બાબતમાં આપે કહેલી વાત સોએ સો ટકા સાચી છે દેવ!'

'અને મારી બાબતમાં?'

'આપની બાબતમાં સોએ સો ટકા એ ખોટી છે મારા નાથ! પરંતુ મહારાજ! ગુસ્સે થવાનું કંઇ કારણ નથી. આપની ખરી મહત્તા તો એમાં જ સમાયેલી છે. આપની બધી જ રીતભાત લૌકિક ઓછી છે? એટલે આપનો બહારથી દેખાતો આ દોષ આપના વિષયમાં ગુણ થઇ જાય છે. જુઓને સમુદ્ર મંથન કરતી વેળાએ હળાહળ ઝેર જ્યારે પ્રગટ થયું ત્યારે બ્રહ્માન્ડ આખાનું રક્ષણ કરવા માટે આપે સદાશિવ બનીને ઝેર નો'તું પીધું? હવે ઝેર પીવાની ક્રિયા કંઇ ભૂષણ નથી. તોય આપની બાબતમાં એ ભૂષણ બની ગઇ અને ઝેર પીવાથી આપના ગળામાં જે લીલો ડાઘો પડી ગયો એથી ગોરા બદનમાં એ બીજાની બાબતમાં ખરાબ દેખાત તથાપિ આપની બાબતમાં તો એ ભૂષણરૂપ થઇ ગયો છે અને તે એવો કે અનેક ભક્તોએ ગળા આગળ એ ડાઘથી છૂપી ગયેલી આપની કાન્તિનાં ભારોભાર વખાણ કર્યાં છે.

( ૩૧ )

હે પ્રભુ! આપની જગ્યાએ બીજો કોઇ હોય અને તે આમ પોતાનાં વખાણ સાંભળી સાંભળી રાજી થતો હોય તો હું ખાત્રીપૂર્વક કહું છું કે એની કીર્તિ મલિન થઇ જતાં વાર લગાડે નહિ. કારણ કે આ તો હલાહલ ઝેર પીવા જેવું છે. એ તો આપ જ એવા છો કે દરરોજ ભક્તો તરફથી સ્તુતિરૂપી જે ઝેર મળે છે એને આનંદપૂર્વક પીઓ છો અને બદલામાં કીમતીમાં કીમતી વસ્તુઓ આપો છો! હે કરુણાના સાગર! આમ બાબત હોવાથી હું જે સ્તુતિ રૂપી ઝેર આપની સમક્ષ રજૂ કરું છું એનો આપ અનાદર કરશો એમ શી રીતે માની લેવાય?

( ૩૨ )

ભક્તો જે નિરંતર સ્તુતિ કરે છે એનું ખરું પાત્ર આપ જ છો એ વાત બીજી રીતે કહું પ્રભુ? જૂઓ, કવીશ્વરો છે એમના મનરૂપી સમુદ્રમાંથી લક્ષ્મીદેવીના સરખી રૂપગુણવાળી કવિતાદેવી જન્મે છે. એ સ્તુતિરૂપી કવિતા જન્મતાં બરોબર આપના સરખા ગુણવાળા આપના પ્રિય જે સાધુ-સંતો છે એમના ગળામાં જઇને પડે છે. પરંતુ-ભગતો તો તરત સમજી જાય છે કે ભગવાનને વરવાનું મૂકીને એમના જેવા ગુણને જોતાં ઝાઝી તપાસ કર્યા સિવાય કવીશ્વરોની કવિતાપુત્રી અમારા ગળે પડે છે એ એની ભૂલ છે એટલે તાત્કાલિક એ સ્તુતિમય કવિતાને ભક્તજનો આપનાં ચરણારવિંદ બતાવી દે છે અને કહે છે કે 'ખરા સ્વામી એ છે' એટલે પછી આપની સાનિધ્યમાં લજાતી લજાતી એ આવે છે એનો આપ સ્વીકાર કરો છો એમાં અજુગતું કયાં છે?

( ૩૩ )

ઉપરના શ્લોકની કલ્પના પ્રભુને ખૂબ ગમી ગઇ. પરંતુ એમ ઝટપટ હાર કબૂલ કરીદે એવો શ્રીપતિનો સ્વભાવ નથી. એટલે એમણે વાતોને લંબાવીઃ

'અલ્યા પણ મયૂર! એ તો કવીશ્વરોની વાત છે. એને ઘડીભર સ્વીકારી લઇએ, પણ એમાં તું કહે છે એ સ્તુતિને સ્થાન આપવું શું યોગ્ય છે?'

'શા માટે નહીં પ્રભુ? હું શું કવિ નથી?'

'અરે વાહ રે કવિરાજ!' એમ કહી પ્રભુ હસવા લાગ્યા.

એ જોઇ સ્વસ્થતા ગુમાવ્યા સિવાય મયૂર કવિએ કહ્યું:

'મહારાજ! આપ હસવું હોયતેટલું હસો! આપનું નિર્મળ હાસ્યથી શોભી ઊઠતું મુખારાવદ જોઇને મારા જીવને જે શાતા વળે છે એને વર્ણવવા હું શબ્દો ખોળું છું તો ય મળતા નથી. નાથ! આપ હસો. મન મૂકીને હસો! પણ સાથે સાથે કહી દઉં છું કે એથી હું મારો કક્કો ખરો કરવાનું છોડી દઈશ એમ રખે માનતા!'

પ્રભુને આ સાંભળી વધારે ગમ્મત પડી. એમણે હસતાં હસતાં કહ્યું:

'એટલે તું શું એમ કહેવા માગે છે કે તું કવિ છે?'

'હા પ્રભુ! આપ જાણતા હશો કે,

पर्वते परमाणौ च पदार्थत्वं प्रतिष्ठितम्।

એટલે મોટો હિમાલય જેવો પર્વત હોય છે એ ય પદાર્થ કહેવાય છે અને એક પરમાણું હોય છે એ ય પદાર્થ કહેવાય છે. આ ન્યાયે મહર્ષિ વાલ્મીકિ અને ભગવાન વ્યાસ જેવા જેમ કવિઓ કહેવાય છે તેમ સામાન્ય કવિતા કરનાર મારા જેવો પણ કવિ તરીકે ખુશીથી પોતાને ઓળખાવી શકે. હા વ્યાસ-વાલ્મીકિ એ ઘણા મોટા કવિઓ છે એમ કહી શકાય જ્યારે હું નાનો સરખો કવિ કહેવાઉં, પરંતુ એથી હું કવિ જ નથી એમ કાંઇ ઓછું કહેવાય એમ છે? અને આમ છે એટલે હે પીતામ્બર! મારા હૃદયરૂપી સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલી તમારી સ્તુતિરૂપી કવિતાસુંદરી ભલે કે પેલા કવીશ્વરોની કવિતાપુત્રીઓની માફક બહુ રૂપવતી કે ગુણવતી નથી, છતાંય એનો આપે સ્વીકાર કરવો ઘટે છે. માટે મારી આ કવિતાપુત્રીનું પાણી ગ્રહણ કરી ગજેન્દ્રને મગરથી જેમ છોડાવ્યો હતો તેમ આ કવિતા રૂપી કન્યાનો ભાર મારા માથા ઉપર છે તેમાંથી મને મુક્ત કરો!

(૩૪)

હે નાથ! મેં આપના અનેક અપરાધો કર્યા છે. તે બદલ કંઇ દંડ તો ભરવો જોઇએ ને? આપના કરેલા અપરાધનું સ્મરણ થતાં શો દંડ આપના ચરણમાં રજૂ કરવો એનો ઘણા સમયથી હું વિચાર કરી રહ્યો હતો. આજે હવે તે યાદ આવે છે કે દંડ તરીકે મારી કવિતાપુત્રી જ જો હું આપને અર્પણ કરું તો તે ઠીક ગણાશે. કારણ કે સત્રાજિત યાદવે આપનો અપરાધ કર્યો હતો તે બદલ એણે પોતાની પુત્રી સત્યભામાને આપની દાસી બનાવી હતી અને એથી આપ પ્રસન્ન થયા હતા.

(૩૫)

સત્યભામાની વાત આવતાં પ્રભુ બોલી ઉઠ્યા: 'ચલ, ચલ, પાગલ કંઇનો! અલ્યા મારી પટરાણી સત્યભામાના જેવી તારી કવિતા છે? ક્યાં એ ને ક્યાં આ? ક્યાં કંચન અને ક્યાં કથીર?'

'હું પણ એજ કહું છું નાથ! કે, ક્યાં હંસ ને ક્યાં બગલો? ક્યાં કોયલ ને ક્યાં કાગડો? ક્યાં રાજા ને ક્યાં રંક? પરંતુ નાથ સત્યભામાદેવી જેવી મારી કવિતા રૂપવતી કે ગુણવતી નથી તો ચાહવું, પણ એથી રૂપાળીને જ આપ વરો છો એવું કાંઇ આપના વિષે બન્યું નથી'

'એટલે?'



'એટલે એમ કે પેલા ખાળ જાંબુવાન હતો ને કે જેની સાથે સત્તાવીશ દિવસ સુધી આપને યુદ્ધ થયુ હતું એની પુત્રી જાંબવતીને પણ આપ પરણ્યા છો. અને એ જાંબવતીદેવી રૂપરૂપના અંબાર જેવાં હતાં એમ આપનાથી ઓછું કહેવાય એમ છે ?'

(૩૬)

'માળો જબરો છે' એમ આત્મગત બોલીને પ્રભુ મનમાં ને મનમાં હસી રહ્યા. એ પ્રસન્ન થયેલા હૃદયકમલની અમર મુખકમલ ઉપર થયેલી જોઇને મયૂર કવિ આગળ બોલવા લાગ્યો:

'આ વાત ખોટી હોય ભગવાન! અને તે આપને ના રુચતી હોય તો—જાંબવતીદેવી એ રૂપરૂપનો અંબાર છે, એમ કહો. મને કંઇ એ બાબતનો વાંધો નથી.'

'કેમ ? તારી વાત એથી મારી નહિ જાય ?' કમલાકાન્તે પૂછ્યું.

'મારી વાત મારી જાય જ નહિ પ્રભુ ! આપ જાંબવતીદેવી ખૂબ સુંદર છે એમ કહેશો તો ય મારી વાતના સમર્થનમાં એ ગણાશે.'

'ઓત્તારીનો ! અલ્યા તું જે જે બોલે છે તે તે બધું ય તારી અરજીના સમર્થનમાં ?'

'એ પ્રભુ ! એવું અભિમાન તો મારાથી કેમ થાય ? પણ આપ ધીરા પડો તો આ બાબત મારી તરફે કેમ આવી છે ? એનો ખુલાસો કરું'

'ઠીક, ચલાવ તારું પુરાણ.'

'જુઓ દેવ, આપના વરદ હસ્તમાં એવો ચમત્કાર ભર્યો છે કે જેને એનો સ્પર્શ થાય છે, તે મહાન ગુણવાળું, અને મહાન કીર્તિવાળું બની જાય છે. પછી ભલેને તે પ્રથમ કુરૂપ હોય, નિન્દ્ય હોય–કે નિર્બળ હોય, મતલબ કે જ્યાં સુધી આપે અમુક વસ્તુનો સ્વીકાર કર્યો નથી, ત્યાં સુધી જ તે વસ્તુ હલકી હોય છે. પણ જે ઘડીએ આપે એનો અંગીકાર કર્યો તે પળથી જ તેનું આખું સ્વરૂપ પલટાઇ જાય છે. એટલે હવે એમને રૂપવતી કહેવામાં કશી હરકત નથી. પેલી અહલ્યાની વાત પણ આવી જ છે. શાપને લીધે તે પત્થર થઇને પડી હતી પરંતુ આપના પાદપદ્મનો જરાક જેટલો સ્પર્શ થયો કે લાગલી પત્થરપણામાંથી મુક્ત થઇ એ પ્રથમના જેવી ઋષિપત્નિ બનીને ઊભી રહી. રામાવતારની આ હકીકત જગજાહેર છે એટલે મારી કવિતા રૂપવતી કે ગુણવતી ન હોય તો પણ આપે એનો સ્વીકાર કરવો ઘટે છે. જો કે મારી કવિતાનાં હું પોતે ગુણગાન કરું એ ન શોભે તો પણ એટલું તો કહીશ જ કે એ પેલી અહલ્યાની પેઠે શાપિત નથી કે પત્થર જેવી નથી.

(૩૭)

'આટલી હકીકત બસ થશે કે હજી બીજી કહું ?' જરા વાર અટકી પોતે દલિલ સારી કરી છે એથી કંઇક આનંદ પામી કવિ મયૂરે ભગવાનને પૂછ્યુ:

'ચલાવ, ચલાવ, તારા પૂરાવાના જેટલા ચોપડા હોય તેટલા ખુલ્લા મૂક, હું જોઉં તો ખરો કે તારી કેટલી તૈયારી છે ?' ભગવાને માધુર્યભર્યા કંઠે જવાબ આપ્યો.

'મહારાજ ! આપનો હું આભાર માનું છું આપ મારો કચકચાટ સાંભળવા તૈયાર છો. તો હું તે સંભળાવવા પણ તૈયાર છું. સાંભળો પ્રભુ !' ઘણી નમ્રતાથી મયૂરે આમ કહી આગળ ચલાવ્યુ:

'ભગવાન! કંસની પેલી દાસીને તો આપ ભૂલી ગયા નહિ હોય? એ કુબ્જાના જેવી કદરૂપા દેખાવની આખા મથુરામાં કોઈ સ્ત્રી હતી ખરી? કાળી–ખાડી–ગટ્ટી–વાંકડા મોંઢાની? પણ પ્રભુ! આપના કપાળનો ચંદન કરતાં એને જ્યાં સ્પર્શ થયો કે લાગલી એની આકૃતિ ફરી ગઇ.

(૩૮)

વળી દુર્બલ દેહધારી સુદામાના તાંદુલનો સ્વાદ પણ આપને બરાબર યાદ હશે. બાપડાએ મહામુશ્કેલીથી પડોશીને ત્યાંથી ચપટી–જાડા–કોઇને ન ભાવે તેવા તાંદુલ આણેલા. પણ મૂઠી ભરીને આપે જ્યાં એને હાથમાં લીધા કે એનો સ્વાદ એવો તો વધી ગયો કે ખુદ સુધાને કબૂલ કરવું પડ્યું કે મારા કરતાં સુદામાના એ તાંદુલમાં વિશેષ સ્વાદ હતો. તે જ પ્રમાણે ભક્ત વિદુરના ઘરની ભાજીની વાત છે. સાધુજનો તો કહે છે કે પ્રભુના કરનો સ્પર્શ થતા બરોબર એ ભાજીનો સ્વાદ એવો વધી ગયો કે ના પૂછો વાત.

(૩૯)

અને પ્રભુ! શબરીનાં બોરની વાત તમે શું ખોટી કહેશો? 'આ બોર મીઠાં છે કે ખાટાં છે એમ પરીક્ષા કરવા માટે શબરીએ આપની પાસે રજૂ કરેલાં બોર પ્રથમ સુંધ્યાં હતાં. વળી એનો સ્વાદ કેવો છે એ જાણવા કેટલાંક બોર દાંત બેસાડી ચાખ્યાં હતાં. આવાં વગડાઉ–સુંઘેલાં–એંઠાં બોર આપે હાથમાં લીધાં કે એનો મહિમા વધી ગયો. આવા આવા તો ઘણા દાખલા છે મારા નાથ! આપને ગણવા હોય તો ગણી જુઓ!'

'તે હશે, પણ તેમાં તારે શું?' પ્રભુ બોલ્યા.

'ઓ નાથ! આવું સંબંધ વગેરેનું કેમ બોલો છો? મારે જ બધું આમાં છે ને! આપ તો નીતિમાન છો, હિતકર્તા છો, એટલે બેધડક કહેવામાં ભય હું રાખતો નથી. અને એથી કહું છું કે પેલા દુષ્ટ કંસની દાસી કુબ્જા આપને ગમી, પેલા સુદામાના કંઇ માલ વગરના તાંદુલ આપને બહુ સારા લાગ્યા, વિદુરની દમ વગરની ભાજી અને શબરીનાં એઠાં બોર વખાણી વખાણીને આપે સ્વીકાર્યાં. અને મારી સ્તુતિની વાત આવી ત્યારે કહો છો, 'જા, જા! એમાં તે શા દમ છે?' ઓ કરુણાના સાગર! મારામાં એવા તે શા અપરાધ જોયા કે મારો આવો અનાદર કરો છો?

(૪૦)

'અલ્યા ગંડુ, પણ તું અહીં દોડતાં દોડતો તે શીદને આવ્યો? તારામાં ગુણ છે, તો યોગ્ય સમયે એ જોવાત અને ઉદ્ધારનો વિચાર કરવામાં આવત. અહીં આવીને વ્યર્થ લવારો તે શું કરવા કરે છે?'

આના જવાબમાં જરાય વિલંબ લગાડ્યા સિવાય મયૂર કવિ કહેવા લાગ્યો; 'એ વાત ખરી પ્રભુ! આપને મન સર્વ સરખા છે. પ્રાણીમાત્રની આપ કાળજી રાખો છો. પરંતુ મેઘના જળની ઇચ્છા હોય તો ચાતકે પોતાનું મુખ પહોળું કરી ઉંચું રાખવું જોઇએ ને! જો ચાતક તેમ ન કરે તો પછી સહસ્રધારે મેઘ વરસતો હોય તો ય એક બિન્દુ પણ એના પેટમાં શી રીતે જાય? તેવી રીતે આપ તો કૃપા બધે વરસાવો છો પરંતુ તે માટે જો હું આપના ચરણમાં આવી પોકાર ના કરું તો મારાથી પુનિત થવાય શી રીતે? હે બાપ! મારી આવી સમજ છે. અને એથી હું આપની સન્મુખ આવી લપ લપ કરું છું. માટે કંટાળો લાવ્યા સિવાય મારી હકીકત સાંભળી મારો ઉદ્ધાર કરો!

# न मे भक्तः प्रणश्यति ।

(લેખક : શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય બ્રહ્મનિષ્ઠ લોકસંગ્રહી ગીતાવ્યાસ શ્રી ૧૦૮ જગદ્‌ગુરુ મહામંડલેશ્વર બ્રહ્મલીન સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજ)

ભગવાન શ્રીકૃષ્ણ ગીતાના નવમા અધ્યાયમાં કહે છે કે न मे भक्तः प्रणश्यति । અર્થાત્ મારો ભક્ત નષ્ટ થતો નથી. ભગવાનના કહેવાનો એ ભાવાર્થ છે કે મારી ભક્તિનું અવલંબન લીધા પછી મારા ભક્તે એના ઉદ્ધારની જરાપણ ચિંતા કરવાની જરૂર નથી કારણ કે એનો ઉદ્ધાર થવામાં લેશ પણ વાર લાગતી નથી. મારી ભક્તિનો એ ચમત્કાર છે કે એનો આશ્રય લેનાર નિત્ય નિરંતર શાન્તિ પ્રાપ્ત કરતો કરતો પરમ ઉચ્ચ ગતિએ પહોંચી જાય છે.



મિત્રો ! ભગવાનની આ વાણી સ્પષ્ટ છે. અનન્ય ભાવથી ભગવાનને જે ભજે છે એની અધોગતિ કદાપિ થતી નથી. કારણ કે પોતાના ભક્તની તમામ જવાબદારી પોતે સ્વીકારી લે છે. અર્જુનને એમણે છેવટે કહ્યું હતું કે सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ! અરે અર્જુન ! બધા ધર્મો છોડીને તું મારે શરણે આવ. તારાં બધાં પાપોમાંથી હું તને મુક્તિ અપાવીશ. આમ પ્રભુ ભક્તની જવાબદારી પોતાના માથા પર લઈ લે છે ને એને નિર્ભય બનાવે છે.

'न मे भक्तः प्रणश्यति' એ શબ્દો દ્વારા પ્રભુ જાણે કોઈ પ્રતિજ્ઞા કરતા ન હોય એવું સમજાય છે.

ભગવાન કેટલા બધા દયાળુ છે! લોકોને ભયમુક્ત કરવા ખાતર જ એમણે અર્જુનને ઉપદેશ આપવાના નિમિત્તે આવી વાણી ઉચ્ચારી છે.

લોકો પોતાના પાપના ડુંગરા જોઈને ભગવાનના શરણે જતા ડરે છે. પણ ભગવાન કહે છે,

अपि चेत्सुदुराचारो
भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः ।

હે અર્જુન ! ભલે કોઈએ પોતાનો આખો જન્મારો પાપાચારમાં વિતાવ્યો હોય, પરંતુ પૂર્વ જન્મના સંસ્કારથી અને સત્સંગ દ્વારા તેનામાં મારા પ્રતિ ભક્તિભાવના જાગ્રત થઈ હોય અને અનન્ય ભાવથી મારી ભક્તિનો આશ્રિત થઈને મારું ભજન કરતો હોય તો તે પાપી પણ સજ્જન-

પુણ્યશાળી બની જાય છે.

એટલે પાપી અપાપી, નાનું મોટું, સ્ત્રી પુરુષ, વિદ્વાન મૂર્ખ, રાજા રંક,–જે કોઇ પ્રભુની ભક્તિ કરે છે એ પ્રભુને પ્રિય થઇ પડે છે ને એની પછી અધોગતિ કદાપિ થતી નથી, એ સોએ સમજી લેવું જોઇએ.

જેમ મેલામાં મેલું કપડું ધોબીને ત્યાં જઇને પૂર્ણ સ્વચ્છ અને સુંદર બની-જાય છે, તેવી જ રીતે મહાનમાં મહાન પાપી પણ ભગવાનનો ભક્ત બનીને પરમપદનો અધિકારી બની જાય છે.



મિત્રો! ભગવાનના ધામનો માર્ગ સર્વને માટે ખુલ્લો છે ત્યાં કોઇને માટે પક્ષપાત કે કોઇને માટે વિરોધ નથી જો તમે બ્રાહ્મણ હો તો ખુશીથી આવો અને તમે નીચ જાતિના હો તો બહાર નીકળો એવી શરત નથી. અહીં તો કેવળ ભક્તિની, ભગવાનની સાચા હૃદયની શરણાગતિની એક માત્ર શરત છે. સમાજ ભલે સ્ત્રીઓને વેદ ભણવાનો અધિકાર ન આપે, શૂદ્રોને ઉત્તમ ઉપદેશ સાંભળવાના અધિકારથી વંચિત રાખે, પણ ભગવાન એવી ભેદદષ્ટિ રાખતા નથી. તેમણે પોપટને ભણાવતી ગણિકાને તારી છે, નિષાદરાજ ગુહને રામરૂપે હૃદય સાથે ચાંપ્યો છે, ભીલડી શબરીનાં વખાણી વખાણીને બોર ખાધાં છે. શ્યામસુંદર રૂપે ગોવાળીઆઓ સાથે ખેલ્યા-કૂદ્યા છે. આવા ભગવાન શું ભેદભાવ રાખે?

પણ પ્રભુના પ્રેમીઓ! મનુષ્યના મનનો સ્વભાવ વિચિત્ર છે. પ્રભુના ચરણકમલમાં એ સહેલાઇથી ચોંટતું નથી. મનનો એવો સ્વભાવ હોવાને કારણે કોઈ પોતાની સ્ત્રીમાં, કોઇ પુત્ર મિત્રમાં, કોઇ દેશપ્રેમમાં તો કોઇ નિરંતર સ્વતંત્ર આમોદપ્રમોદમાં મનને સંતુષ્ટ રાખવાનો પ્રયત્ન કર્યા કરે છે. કહેવાનું તાત્પર્ય એ છે કે, મન જે વિષયમાં આસક્ત થઇ જાય છે તેજ વિષયનું ચિંતન મનન મનુષ્યને પરવશપણે કરવું પડે છે. તેથી એ મન, જો ભગવાનમાં લાગી જાય તો માણસ ભગવાનના વિષયમાં જ શોચતો રહે. જેનું મન જે વિષયમાં લાગી જાય છે તેના સિવાય તેને બીજું કાંઇ ગમતું નથી. કોઇ સ્ત્રીની ચિંતામાં દુઃખી થયા કરે છે તો કોઇ પુત્રને માટે રોઇ રહ્યો છે. કોઇ મિત્રને સારુ વ્યાકુળતા પ્રગટ કરે છે, તો કોઇ ધનને સારુ તરફડી રહ્યો છે. એમ શા માટે થાય છે? બધા લોકો શા માટે એક જ વિષયને માટે વ્યગ્ર થતા જોવામાં આવતા નથી? બધા જુદી જુદી વસ્તુઓ માટે કેમ ફિકર ચિંતા કરતા જોવામાં આવે છે? તેનું કારણ એ જ છે કે સ્ત્રીમાં આસક્તિ રાખનારનું મન તેને બીજા વિષયોનો વિચાર કરવાની તક આપતું જ નથી. તેથી તે હમેશ સ્ત્રીના વિચારમાં જ રહે છે. પુત્ર મિત્રાદિના પ્રેમમાં ફસાએલાનું મન પુત્ર-મિત્રના વિરહમાં શોકમગ્ન રહે છે-વ્યાકુળ થાય છે. તથા ધનની કામનામાં લાગેલું મન ધન મેળવવાને સારુ તરેહ તરેહના ઉપાયની શોધમાં રહે છે. આ સર્વ કારણોથી વ્યથિત મન જ્યાં સુધી પોતાની ચિંતનીય વસ્તુની પ્રાપ્તિ થતી નથી ત્યાં



સુધી શાન્ત થતું નથી આ જ મન જો ભગવાનમાં લાગી જાય તો ભગવાનના જ વિચારોમાં ગૂંથાએલું રહેશે.

પરંતુ મનુષ્યના મનને એવી ટેવ પડી ગઇ છે કે તેને ભગવાનના સંબંધી કોઇ પણ જાતની ચર્ચા સાંભળવી ગમતી જ નથી. લોકો સત્તાધીશો, ધનપતિઓ અને લાગતાવળગતાઓમાં મન લગાડવામાં, એમને ઝૂકીઝૂકીને નમન કરવામાં, એમની ખુશામત કરવામાં પોતાને કૃતકૃત્ય માને છે. એ કહે છે-તેમ કરવાથી કુટુંબપરિવારને સુખી બનાવવા માટે જોઇતી સહાય મળી જાય છે.

પણ લોકો એમ વિચાર નથી કરતા કે સત્તાધીશોની પ્રસન્નતાથી પ્રાપ્ત થયેલાં ધનધાન્ય પણ જો તેમનાં કર્મ દુઃખ ભોગવવાને જ યોગ્ય હશે તો તે કુટુંબ પરિવારનાં દુઃખ દૂર નહિ કરી શકે. પરંતુ જો ભગવાનની પ્રસન્નતા પ્રાપ્ત થઇ જાય અને ભગવાનની સેવામાં સર્વસ્વ અર્પણ કરી પોતાના કુટુંબ આદિનું ભરણપોષણ કરવાનો ભાર તેમના જ ઉપર છોડી દેવામાં આવે તો દુષ્કર્મથી પ્રાપ્ત થનારું દુઃખ પણ ભગવાનની કૃપાથી દૂર થાય છે. ભગવાન જ્યારે દુરાચારીને પણ પરમ સુખ આપે છે, તો શું સદાચારી ગૃહસ્થનું કુટુંબ સુખથી વંચિત રહેશે? કદી નહીં.

સંસારમાં ભગવાનની ભક્તિનુ માહાત્મ્ય દર્શાવતી અનેક ઘટનાઓ જાણવા અને સાંભળવા છતાં પણ જો કોઇ ભગવાનની ભક્તિ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરતું નથી તો એના જેવું અજ્ઞાની અને મૂર્ખ બીજું કોણ હોઇ શકે?

મિત્રો! તમે અંધારામાં અથડાશો નહિ. સાચી વાત સમજી લઇ પ્રકાશમાં આવો. તમે બીજી નકામી વાતો છોડી દઇ ભગવાનની – સમદર્શી પરમાત્માની ભક્તિ કરવાનું શીખો અને મનમાં દૃઢ વિશ્વાસ રાખો કે, ભગવાનની ભક્તિ મને અહીં તહીં–સર્વત્ર વિજય પ્રાપ્ત કરાવશે. ભગવાનના ભક્તને નથી અહીં દુઃખનો અનુભવ કરવો પડતો કે નથી ત્યાં જઇને પાછા ફરવું પડતું. આવો વિશ્વાસ રાખવાથી જ તમે ભગવાનમાં મન લગાડવાને સમર્થ થશો અને ત્યારે જ તમારાથી ભગવાનની ભક્તિ બરાબર થઇ શકશે.



આ ભક્તિસાધન એ કંઇ સાધારણ વાત નથી. તેમાં સર્વ કોઇ સફળતા પ્રાપ્ત કરી શકતા નથી. આ માર્ગમાં એ જ મનુષ્ય આગળ વધી શકે છે જેનો નિશ્ચય દૃઢ હોય છે અને જેને न मे भक्तः प्रणश्यति એ પ્રભુના શબ્દો ઉપર વિશ્વાસ હોય છે.



# ભક્તની ભાવના

(લેખક : સ્વામીશ્રી શિવાનંદજી મહારાજ, યોગીરાજ, ધન્વન્તરિગુરુ)

ભક્તની ભાવના વંદનીય હોય છે. ભગવાન સિવાય બીજો વિચાર ભક્તને આવતો જ નથી. 'જે કંઇ જીવનમાં અને જગતમાં બને છે એ પ્રભુની આજ્ઞાથી કિંવા પ્રભુની પ્રેરણાથી જ બને છે. અને ભગવાન જે કરશે તે સૌના ભલા માટે જ કરશે.' આવી ભાવના ભક્તની–સાચા ભક્તની હોય છે. અને એથી એને સુખ–દુઃખ સ્પર્શી શકતાં નથી. એ માયાના સપાટામાં આવી જઇ દુઃખી બનતો નથી. તેમ ધન વૈભવને મિથ્યા સમજી એનાથી રાજીરાજી થઇ જતો નથી.



કૈલાસપર્વત ઉપર એક વખત શંકરજી અને જગદંબા પાર્વતી બેઠાં હતાં. જ્ઞાનચર્ચા ચાલતી હતી. એમાં પાર્વતીજીએ ભગવાન શંકરને પૂછ્યું:

'મહારાજ! આપ આપના ભક્તોને વારંવાર યાદ કરો છો તે ભક્તો કેવા હોય છે?'

પ્રસન્નતાથી ભોળા શંભુએ કહ્યું:

'સતી! મારા ભક્તો જોવા જેવા છે.'

'તો તો મહારાજ! મને એક વખત તમારા ભક્તને બતાવો. હું જાણું તો ખરી કે સાચો ભક્ત તે આનું નામ.'

'ભલે, તમારી ઇચ્છા હશે તો આપણે બન્ને ભક્તને મળવા જઇશું.' મહાદેવજીએ સંમતિ આપી.

થોડા દિવસ પછી શંકર–પાર્વતી તૈયાર થઇ ભક્તને મળવા નીકળ્યાં. શંકરજી નંદી પર બેઠા ને પાર્વતીજી બેઠાં સિંહ ઉપર. બન્નેએ પોતાનાં દિવ્ય સ્વરૂપ છુપાવી સામાન્ય જોગી–જોગણનો વેશ ધારણ કર્યો હતો.

ચાલતાં ચાલતાં એક ગામ આવ્યું. ગામમાં પેસતાં ગામનો પટેલ મળ્યો.

મહાદેવજીએ એને ઊભો રાખી પૂછ્યું:

'ભગત! અમારે એક રાત માટે તમારા ગામમાં મુકામ કરવો છે. એની વ્યવસ્થા તમે કરી શકશો?'

પટેલે જોગી અને જોગણના મુખ તરફ ઝડપથી નજર ફેરવી કહ્યું:

'મહારાજ! વ્યવસ્થા તો થઇ શકે પણ આ તમારી સાથે સિંહ છે એનું શું?'

'એ અમારી સાથે રહેશે.'



પટેલે હાથ જોડીને કહ્યુ'

'ના મહારાજ! એનાથી તો બધાંને ડર લાગે. વળી એને ભૂખ્યો પણ રખાય નહિ. ને એને જે જોઇએ તે અમે આપી શકીએ નહિ. એથી અમે લાચાર છીએ.'

શંકર-પાર્વતી મનમાં હસીને આગળ ચાલ્યાં. રસ્તામાં એક પછી એક ગામ આવવા માંડયા ને સારાં સારાં ઉજળાં કપડાંવાળાં, અને ધનિક મનુષ્યો પણ મળવા લાગ્યાં પણ કોઇ સિંહ સાથે શંકર-પાર્વતીને ઉતારો આપવા કબૂલ થયુ નહિ.

પાર્વતીએ માર્ગમાં પૂછયુ'

'મહારાજ! આ બધા રસ્તામા મળે છે એ જ તમારા ભક્તો કે!'

શંકરજીએ કહ્યું:

'ના, મારા ભક્તો કઇ જ્યા ત્યા મળતા નથી. હવે થોડી ધીરજ રાખો. મારો એકાદ ભક્ત અવશ્ય મળી જશે.' આમ વાતો કરતા કરતા જાય છે ત્યાં રસ્તામાં નાનુ સરખુ એક ગામ આવ્યુ. એની ભાગોળે મહાદેવજીએ નંદીને અટકાવ્યો.

એવામાં સામેથી માથે ઘાસનો મોટો ભારો મૂકીને એક તદ્દન ગરીબ જેવો જણાતો આદમી આવતો દેખાયો.

મહાદેવજીએ એના તરફ પાર્વતીનુ ધ્યાન દોરતાં કહ્યું'

'દેવી! જો પેલો મારો ભક્ત આવે' પાર્વતીજીને આશ્ચર્ય થયુ—અરે આવો તે ભક્ત હોય! આ તો ગમાર જેવો છે.

પણ એ આદમી તો અજબ નીકળ્યો શંકર પાર્વતીને જોઇ એણે તો માથા ઉપરનો ભારો જમીન પર નાખી દીધો ને દોડીને 'મહારાજ! મહારાજ!' કહીને પગમા પડચો

ભગવાને એ માણસને ઊઠાડતા કહ્યુઃ

'ભગત! આ ગામમા રહો છો!'

'હા બાપજી! પધારો! મારા આંગણાને પાવન કરો.'

'પણ ભગત! અમે બે એકલાં નથી. અમારી સાથે બે બીજા પ્રાણી પણ છે.'

'તે ભલેને રહ્યા.'

'આ નદી છે એનો તો તમને વાધો નહિ હોય પણ આ સિંહ છે એ પણ અમારી સાથે આવશે એથી તમને તકલીફ તો નહિ પડે?'

'નારે બાપજી! તકલીફ શાની? નંદી અને સિંહ બન્નેને પણ સાથે જ લેવાનાં.'

'ઠીક, ચાલો.' કહીને પાર્વતી અને શંકર પેલા ગામડાના માણસની પાછળ પાછળ ચાલ્યાં. થોડીવારે ઘર આવ્યુ. પેલા માણસે ઘાસનો ભારો એક બાજુ નાખી દઈ નંદીને આગણામાં બાંધી દીધો અને જોગી-જોગણને બેસવા માટે પોતાના ઘરનો એક ઓરડો ખાલી કરી આપ્યો.

સિંહને વાડામા એક ઝાડના થડ સાથે બાંધી માતાજી ભગવાનની પાસે આવીને બેઠાં.

ભગતે ભોજનની તૈયારી કરવા માંડી. થોડીવારમા ભોજન તૈયાર થઇ ગયુ એટલે એણે હાથ જોડીને કહ્યુ

'મહારાજ! ભોજન તૈયાર છે. આજ્ઞા કરો તો અહીં લાવું.'

શંકરજીએ કહ્યુ

'અમારાં બે પ્રાણી જ્યાંસુધી ભૂખ્યાં હોય ત્યાંસુધી અમારાથી જમાય શી રીતે? તમે નંદીની તો વ્યવસ્થા કરી દીધી છે પણ સિંહને માટે શું આપશો?'

'આપ કહો તે.'

'એ તો હિંસક પ્રાણી છે. એને માટે તો માંસ જોઇએ'

ભગતે કહ્યુ'

'મહારાજ! થોડીવાર રાહ જુઓ તો હું માંસ પણ લઇ આવુ'

પણ ભગવાનને તો એમના ભક્તનું ખરુ સ્વરૂપ પાર્વતીજીને બતાવવું હતું એટલે એ બોલ્યાઃ

'અમારો સિંહ પશુપખીનું માંસ ખાતો નથી.

એને તો નરમાંસ ખાવાની ટેવ છે' અને તેમાંય બાળકનું માંસ એને બહુ પસંદ આવે છે.'

માતાજી સમજ્યાં કે આ શબ્દો સાંભળીને ભક્તનો મિજાજ જશે. પણ ભક્ત કંઇ જેવો તેવો નહતો. એણે જરા પણ ગુસ્સે થયા સિવાય કહ્યું:

'મહારાજ! આપ કહો છો એવી વ્યવસ્થા થશે. મારો એક બાળક છે. પ્રભુના ચરણમાં એને હું ધરી દઇશ.'

આમ કહીને બાળકને એણે બોલાવ્યો. બાળક રૂપાળો હતો. હસતો હસતો એ આવ્યો.

ભગતે એના માથે હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું:

'બેટા! ભગવાન તને બોલાવે છે. તું જઇશને?'

'હા, હા. ભગવાનની પાસે જવાનું મને બહુ ગમે.'

'તો જા, આ મહારાજ સાથે વાડામાં. ત્યાં સિંહના રૂપમાં ભગવાન છે. ગભરાતો નહિ.'

બાળક વાડા તરફ દોડયો. પાછળ મહાદેવજી અને ભગત પણ ગયા.

બાળક જ્યાં પાસે ગયો કે વાઘે પંજો ઉઠાવ્યો ને બાળક જોતજોતામાં સિંહનો આહાર બની ગયો.

પોતાનો એકનો એક પુત્ર મૃત્યુ પામ્યો છતાં ભગતના મુખપર દુઃખની રેખા સરખી પણ દેખાઇ નહિ. 'નમઃ શિવાય, નમઃ શિવાય' કરતો કરતો એ ઘરમાં ગયો. ને બે થાળીઓમાં ભોજન પીરસી જોગી મહારાજ પાસે આવ્યો.

'કેમ બે જ થાળીઓ લાવ્યો?' ભગવાને પૂછ્યું.

'આપ બે જ જણ છોને મહારાજ!'

'બીજી બે થાળીઓ પણ લેતો આવ. તારે અને તારા દીકરાએ પણ અમારી સાથે જ ભોજન લેવાનું છે.'

ભગતને કંઇ સમજ પડી નહિ. એણે કહ્યું:

'બાપજી! મારે એક જ દીકરો હતો. અને તે તો આપને હમણાં અર્પણ કરી દીધો છે.'

હસીને ભોળા શંભુએ કહ્યું:

'એ દીકરો તને પાછો મળશે. તારા જેવા અનન્ય ભક્તનો દીકરો કોણ લઇ શકે એમ છે?' આમ કહી મહાદેવજીએ ઝોળીમાંથી શંખ કાઢી ફૂંકવા માંડયો.

તરત જ વાડામાંથી ભગતનો છોકરો દોડતો દોડતો આવી પહોંચ્યો અને પિતાના ચરણમાં પડયો.

હવે ભગત સમજવાનું સમજી ગયો. એણે ભગવાનના પગ પકડી લીધા. આંસુથી પગ પખાળવા લાગ્યો.

ભગવાન વિશ્વનાથે અને માતા પાર્વતીએ આ વખતે પોતાનું દિવ્ય સ્વરૂપ પ્રગટ કર્યું અને ભક્તના મસ્તક ઉપર હાથ મૂકી કહ્યું:

'વત્સ! સિંહ માયાવી હતો. તારી શ્રદ્ધા અને ભક્તિની કસોટી કરવા આવો પ્રસંગ યોજ્યો હતો. એમાં તું સફળ થયો. એ જોઇ હું પ્રસન્ન થયો છું. માગ, ગમે તે વરદાન માગી લે.'

સામાન્ય દેખાતો ભક્ત અસામાન્ય બની ગયો હતો એ જોઇને પાર્વતીજીએ પણ કહ્યું:

'ભક્તરાજ! માગી લો, કંઇ પણ વરદાન માગી લો. અમારું દર્શન નિષ્ફળ જતું નથી.'

ભગતે આંસુભરી આંખે હાથ જોડીને કહ્યું:

'દીનબંધુ! મારે શી ખોટ છે તે હું માગું? આપની કૃપા છે એ જ મારે માટે બસ છે.'

'છતાં પણ કંઇક માગી લે.' ભગવાને આગ્રહ કર્યો.

પણ ભક્ત કંઇ કાચોપોચો ન હતો. એણે કહ્યું:

'પ્રભુ! મને કંઇ સમજ પડતી નથી કે શું માંગવું? છતાં આપનો આગ્રહ હોય તો મારે શું માગવું તે આપ જ બતાવી દો. બાકી મારે કશાની જરૂર નથી. હું પરમ સુખી છું.'

શંકરજીએ પાર્વતીના મુખ સામે જોયું. પાર્વતીજી ભગવાનના ભક્તનું ખરું સ્વરૂપ જોઇ પ્રસન્ન થયાં ને માગ્યા સિવાય પણ અચલ ભક્તિનું વરદાન આપી કૈલાસમાં ગયાં.




# ભક્તનાં કર્તવ્ય

(લેખક પરમહંસ પરિવ્રાજકાચાર્ય મહામંડલેશ્વર સ્વામીશ્રી સદાનંદજી મહારાજ)

એકવાર પૂ ગુરુદેવને મેં પ્રશ્ન કર્યો 'ગુરુદેવ! પ્રભુભક્તનું જગત પ્રત્યે કંઈપણ કર્તવ્ય છે કે કેવળ ઈશ્વરારાધન, પ્રભુભક્તિ, શ્રી હરિસ્મરણ જ એનું એકમાત્ર કર્તવ્ય છે ?'

ગુરુદેવે કહ્યું ·

'ભાઈ, ભક્તના બે કર્તવ્ય છે. એક પ્રભુ તરફનું અને બીજું જગત તરફનું. એ બન્ને કર્તવ્યો એકીસાથે જ અમલમા લાવવા જોઇએ. એમ ન કરતા જો કેવળ પ્રભુભક્તિ જ કરે તો તેની ભક્તિ એક તરફી થઇ જાય છે જેમ કે વાત રોગથી પીડાતા રોગીનુ અર્ધું શરીર ખોટુ પડી જાય છે અને પક્ષાઘાતી કહેવાય છે, જેમ એક પૈડાની ગાડી ચાલી શકતી નથી અને એક પાંખથી પક્ષી આકાશમા ઉડી શકતુ નથી, તે પ્રમાણે ફક્ત ભક્તિ પરાયણ મનુષ્ય આજના યુગમા



પોતાની જીવનયાત્રા સારી રીતે કરી શકતા નથી મનુષ્ય માટે પ્રભુભક્તિ જેટલી જરૂરી છે, એથી ઓછું મહત્વ લોકસેવાનુ નથી. આપણે પ્રાણીમાત્ર સાથે સહાનુભૂતિથી વર્તવુ જોઇએ પ્રાચીન પુરુષો ઉભય કર્તવ્ય પાલન કરતા હતા અને એથી જ એમની ભક્તિ ફલપ્રદ બનતી હતી '

ભાઇઓ! ધ્યાનમા રાખો કે જે પ્રમાણે ભક્તિની ઉપાસના માટે પ્રભુપરાયણ થવુ જરૂરી છે એ પ્રમાણે ઇશ્વરકૃત સંસારરૂપી ઉપવનમાં વિહાર કરવો અને ઉપવનની સંભાળ લેવી પણ જરૂરી છે ભક્તો વિશ્વમા પ્રભુને જોવા પડશે અને પ્રભુમા વિશ્વને ઓતપ્રોત થયેલુ જોવું પડશે 'સર્વં ખલ્વિદં બ્રહ્મ' અથવા 'સિયારામમય સબ જગ જાની' એ ભાવ હૃદયમા ઉતારી ભક્તે જનતા જનાર્દનની પૂજા ઉપાસના કરવી પડશે. અને સાથે સાથે એ ખ્યાલ પણ રાખવો પડશે કે, પરાન્ન ભોજનથી બળી ગયેલી જીભને, દાન લઈને બળી ગયેલા હાથને, તથા પરસ્ત્રીનું ચિંતન કરી કરીને બળી ગયેલા મનને ફરી મારી સ્થિતિમા કેવી રીતે લાવી શકાય ?

ભક્તો કહે છે, હરિનામ જપ દ્વારા જીભને, પરોપકારના કાર્યો દ્વારા હાથને તથા હરિસ્મરણ ને આત્મચિંતન દ્વારા મનને ફરી મૂળ સ્થિતિમા લાવી શકાય છે અર્થાત્ મુખથી 'રામ રામ' જપ્યા કરો હાથથી સેવાના કાર્યો કરો, અને બુદ્ધિથી રામચરિતનુ ચિંતન મનન કરતા રહો આ પ્રમાણે પ્રભુભક્તિ અને સત્કર્મો કરવાથી મનમા તે વાણીમા અને વાણીમાં તે જ આચરણમા મૂકવાની ભાવનાઓ દૃઢ થશે જે મહાપુરુષનું—સાચા ભક્તનું લક્ષણ છે.



ભક્તની દૃષ્ટિ—સર્વમાં ઇશ્વરદર્શન



# સંતનો ઉપદેશ

(લેખક : સ્વામીશ્રી રામાનંદજી મહારાજ, દર્શનશાસ્ત્રી, વ્યાકરણાચાર્ય)

આ લેખમાં અમે ઇસા મસીહ (સંત ઈશુ) ના ઉપદેશને રજૂ કરીએ છીએ. આ ઉપદેશ ઈશુએ પોતાના શિષ્યોને પર્વત ઉપર બેસીને આપ્યો હતો. આ ઉપદેશ કોઈ ખાસ સમાજને માટે નહિ પણ મનુષ્ય માત્રને માટે ઉપયોગી છે એટલા માટે 'ગીતાધર્મ'ના પ્રેમી પાઠકોની સન્મુખ રજૂ કરીએ છીએ.

ઈશુ કહે છેઃ—

'દીન આત્મા ધન્ય છે કેમકે સ્વર્ગરાજ્ય તેમનું છે.' અર્થાત્ જે પોતાના હૃદયમાં કોઇ ઉંચા વિષયનો અભાવ અનુભવ કરે છે, જે એમ સમજે છે કે અમારામાં અમુક ત્રુટી છે, તે જરૂર તેને દૂર કરવાનો પ્રયત્ન કરશે. અને જે પ્રયત્ન કરશે તે અવશ્ય સફળ થશે. પછી 'સ્વર્ગરાજ્ય' અથવા 'ઇશ્વર રાજ્ય' તેને જરૂર મળશે. તે ઇશ્વરની ઉત્તમમાં ઉત્તમ વિભૂતિનો અધિકારી થશે કેમ કે તે દૈન્ય, નમ્રતા અને શિષ્ટતાનો ઉપાસક છે.

(૨)

'શોક કરનારા ધન્ય છે. કેમ કે તેમનું સાન્ત્વન કરવામાં આવશે.' એટલે કે જે પોતાની ભૂલોનો પશ્ચાતાપ કરશે, જે પોતાનાં પાપકર્મો ઉપર અફસોસ કરશે, તેમને વિધાતા તરફથી શાન્તિ મળશે. કેમકે તેમને પોતાની ભૂલોનું દુઃખ થતું હોય છે, અને તેથી તે ફરીથી કોઇપણ દુઃખદાયક કાર્ય કરશે જ નહિ. અને તેથી તેઓ જરૂર હર્ષને પ્રાપ્ત કરશે.

(૩)

'વિનયશાળી ધન્ય છે. કેમકે તે પૃથ્વીને પોતાના અધિકારમાં લાવશે.' અર્થાત્ જે નિરાભિમાની છે, જે નમ્ર છે, તેમની પાસે ધન, સંપત્તિ ઇત્યાદિ પોતાની મેળે અનાયાસે એવી રીતે ચાલ્યાં આવે છે કે જેવી રીતે સમુદ્ર પાસે નદીઓ ચાલી આવે છે. વિનયશાળીને અનેક પ્રકારના સુખો જ નહિ પણ પૃથ્વીમંડલનું રાજ્ય પ્રાપ્ત કરવામાં પણ વિલંબ લાગતો નથી.

(૪)

'સાધુતાને માટે જેમને ભૂખ અને તરસ છે તે ધન્ય છે. કેમકે તેમને તૃપ્ત કરવામાં આવશે.' એટલે કે ગમે તેટલું દુઃખ પડે, ભૂખ્યા અને તરસ્યા પણ રહેવું પડે, પ્રાણ પણ નીકળી જાય, પરંતુ જે સાધુતા, અને ભલમનસાઇનો કદી પણ ત્યાગ કરતા નથી, તેમને પ્રભુના દરબારમાં સંતોષવામાં આવશે. અને તેથી તે ધન્યવાદને પાત્ર છે.

(૫)

'કૃપાપરાયણ ધન્ય છે, કેમકે તેમના ઉપર દયા કરવામાં આવશે.' મતલબ કે જે ભૂતમાત્ર ઉપર દયાભાવ રાખી કોઇ જીવનો અપરાધ કે

દ્રોહ કરતા નથી તે સદા ભગવાનના કૃપાપાત્ર છે. તે ગમે તેવી સ્થિતિમાં રહે, તેમની પાસે ભલે કોઇ સાધનસામગ્રીનો અભાવ દેખાતો હોય, તોપણ તેમને કોઇપણ પ્રકારનો ક્લેશ કરવો પડતો નથી.

(૬)

'પવિત્ર આત્મા ધન્ય છે, કેમકે પરમેશ્વરનાં દર્શન કરી શકશે.' તાત્પર્ય કે, જેમાં અંતઃકરણ શુદ્ધ છે, તેમને જ પરમાત્માનાં દર્શન થઇ શકશે. પવિત્રતા પ્રભુને પ્રિય છે. જેને પ્રભુદર્શન કરીને ધન્ય બનવું છે એણે શુદ્ધ અંતઃકરણવાળા થવાની ઘણી જરૂર છે.

(૭)

'શાન્તિસ્થાપક ધન્ય છે. કેમકે તે ઇશ્વરના પુત્ર કહેવાશે.' અર્થાત્ જે અશાન્ત જગતમાં શાન્તિ અને પ્રેમનો ખૂબ પ્રચાર કરીને પ્રાણીઓના હૃદયમા શીતલતાનો સંચાર કરે છે તે જરૂર ઇશ્વરના પ્યારા છે. ધન્ય છે તેમને કે જેઓ પ્રેમનો પ્રચાર કરીને પરમેશ્વરનો પ્રેમ પ્રાપ્ત કરે છે.

(૮)

'સત્યનિષ્ઠા માટે જે બીજાઓથી પીડાયા છે તે ધન્ય છે કેમકે 'સ્વર્ગરાજ્ય' માં તેમનો જ અધિકાર રહેશે.' મતલબ કે જેઓને દુષ્ટો તરફથી દુઃખ પડે છે છતાં પોતાના સત્યધર્મને છોડતા નથી તેમને ધન્ય છે. તેઓ સ્વર્ગના અધિકારી થશે. મોક્ષની પ્રાપ્તિ તેઓ જ કરશે.

(૯)

હું તમને કહું છું કે, અસાધુતાની સામે વિરોધ ન કરો. જો કોઇ તમારા જમણા ગાલ ઉપર તમાચો મારે તો તેના તરફ ડાબો ગાલ પણ ધરો. અથવા તો કોઇ તમારું કુર્તું કાઢી લે તો તેને તમારો ખેશ પણ આપી દો.

(૧૦)

તમે તમારા શત્રુઓની સાથે પણ પ્રેમથી વર્તો. જે તમારું અહિત ચાહે તેને આશીર્વાદ આપો. જે તમારી ઘૃણા કરે તેનું મંગળ ચાહો. અને જે તમારી નિંદા અથવા દ્વેષ કરે અને તમને સતાવે તેમના કલ્યાણ માટે પ્રાર્થના કરો.





# ભક્તનાં લક્ષણ

(લેખક: સ્વામીશ્રી મંગલાનંદજી)

શ્રીમદ્ ભગવદ્ગીતાના બારમા અધ્યાયમાં શ્લોક ૧૩ થી ૨૦ સુધીમાં ભગવાનના ભક્તનાં લક્ષણ વર્ણવવામાં આવ્યાં છે. એ લક્ષણો આ પ્રમાણે છેઃ

ભગવાન કહે છેઃ

જે પ્રાણીમાત્રનો દ્વેષ કરતો નથી, સૌનો જે મિત્ર છે, જે દયાવાળો છે, મમતા અને અહંકાર રહિત છે, તેમ જ જે ક્ષમાવાળો અને સુખ દુઃખમા સમભાવવાળો છે, એને મારો ભક્ત જાણવો.



જે સંતોષી છે, મન અને ઇન્દ્રિયો જેને વશ છે, જે યોગી અને દૃઢ નિશ્ચયવાળો છે, મારામાં જેણે મન અને બુદ્ધિ અર્પણ કરી દીધાં છે, એ મારો ભક્ત છે.

જેનાથી કોઇપણ પ્રાણી સંતાપ પામતું નથી તેવી જ રીતે જે કોઇપણ પ્રાણીથી ઉદ્વેગ પામતો નથી અને જે હર્ષ, મત્સર, ભય અને શોકથી રહિત છે તેને મારો ભક્ત જાણવો.

જે મારા સિવાય બીજા કોઈની આશા રાખતો નથી. જે ચતુર અને પવિત્ર છે, જે કોઇ જાતનું દુઃખ માનતો નથી (દુઃખથી જે મુક્ત થયેલો છે) જે ઉદાસીન છે, જે સર્વ આરંભોનો ત્યાગ કરનાર છે, એને મારો ભક્ત જાણવો.

જે લાભ મળવાથી હર્ષ પામતો નથી ને નુકસાન થવાથી દુઃખી થતો નથી કે કોઇનો દ્વેષ કરતો નથી, જે કોઇ વસ્તુની ઇચ્છા રાખતો નથી, ને જેને શુભ અશુભની તથા નથી તેને મારો ભક્ત ગણવો.

વળી જે શત્રુ અને મિત્રમાં, માન અને અપમાનમા, તથા સુખદુઃખાદિ દ્વન્દ્વોમાં સમાન રહે છે અને જે આસક્તિ રહિત છે તેને મારો ભક્ત જાણવો.

તેવી જ રીતે જે નિંદા અને સ્તુતિને સરખાં ગણે છે, જે મનનકરવાવાળો છે, અનાયાસે જે કંઇ મળી જાય એનાથી જે સંતોષ પામે છે, જેને ઘરમાં કોઇ જાતની મમતા નથી અને જેની બુદ્ધિ સ્થિર છે તે મારો ભક્ત છે.

ગોસ્વામી તુલસીદાસજી મહારાજે પણ ભક્તના આવાં જ લક્ષણ 'રામચરિતમાનસ'મા બતાવ્યાં છે.

બિષય અલંપટ સીલ ગુનાકર,
પરદુખ દુખ સુખ સુખ દેખે પર,
સમ અભૂતરિપુ બિમદ બિરાગી,
લોભામરષ હરષ ભય ત્યાગી,

સંતો લંપટ હોતા નથી. શીલ તથા સદ્ગુણની ખાણ હોય છે. બીજાનાં દુઃખ જોઇ તેમને દુઃખ થાય છે અને સુખ જોઇને સુખ થાય છે. તેઓ સર્વમાં સર્વ સ્થળે ને સર્વ સમયે સમભાવ રાખે છે, તેમને કોઇ શત્રુ કે મિત્ર નથી. તેઓ મદ રહિત અને વૈરાગ્યવાળા હોય છે. તેમનામાં લોભ, હર્ષ, ક્રોધ, તથા ભયને સ્થાન નથી.

કોમલચિત દીનન્હ પર દાયા,
મન બચ ક્રમ મમ ભગતિ અમાયા;
સબહિ માનપ્રદ આપુ અમાની,
ભરત પ્રાન સમ મમ તે પ્રાની.

ભક્તોનાં ચિત્ત ઘણાં જ કોમળ હોય છે. તેઓ દીન પર દયા કરે છે. મન વચન તથા કર્મથી મારી શુદ્ધ ભક્તિ કરે છે. સર્વને માન આપે છે, પણ પોતે માનરહિત હોય છે. આવા સંતો (ભગવાન રામચંદ્રજી કહે છે) મને પ્રાણસમાન પ્રિય છે.

બિગત કામ મમ નામ પરાયન,
સાંતિ બિરતિ બિનતી મુદિતાયન;
સીતલતા સરલતા મયત્રી,
દ્વિજ પર પ્રીતિ ધર્મ જનયત્રી.

તેમને કોઇ ઇચ્છા હોતી નથી. તેઓ હરિનામપરાયણ રહે છે. શાંતિ, વૈરાગ્ય, નમ્રતા, અને પ્રસન્નતાના ધામરૂપ તેઓમાં શીતળતા, સરળતા, સર્વ પ્રત્યે મિત્રભાવ અને બ્રાહ્મણોના ચરણમાં પ્રીતિ હોય છે કે જે ધર્મ ઉત્પન્ન કરનારી છે.

એ સબ લચ્છન બસહિં જાસુ ઉર,
જાનેહુ તાત સંત સંતત ફુર;
સમ દમ નિયમ નીતિ નહિં ડોલહિં,
પરુષ બચન કબહૂ નહિં બોલહિં.

આ સર્વ લક્ષણો જેમના હૃદયમાં વસે છે તેમને સદા સાચા સંત જાણવા. જેઓ શમ, દમ, નિયમ, તથા નીતિથી કદી ડોલતા નથી અને મુખથી કદી કઠોર વચન બોલતા નથી.

નિંદા અસ્તુતિ ઉભય સમ,
મમતા મમ પદકંજ,
તે સજ્જન મમ પ્રાનપ્રિય,
ગુનમંદિર સુખપુંજ.

જેમને નિંદા તથા સ્તુતિ બન્ને સમાન છે અને જેમને મારાં ચરણકમળોમાં મમતા છે, તે ગુણોના ધામ તથા સુખના સમૂહ સંતજનો મને પ્રાણ સમાન પ્રિય છે.






(લેખક શેઠશ્રી રમણલાલ લલ્લુભાઈ)

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन।
मा कर्मफलहेतुर्भूर्मा ते सङ्गोऽस्त्वकर्मणि ॥

ગી. ૨।૪૭

ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે તું પરબ્રહ્મપ્રાપ્તિની ઇચ્છાવાળો હોવાથી તે પ્રાપ્ત કરવા યોગ્યતા પણ મેળવવી જોઇએ. માટે લૌકિક ફળની ઇચ્છા છોડી કર્મ કરવા જોઇએ અને પ્રભુ પ્રીત્યર્થે જ કર્મો કર.

ભક્તિ એટલે ભગવત્ પ્રાપ્તિ માટેનો માર્ગ. ભગવત્ પ્રાપ્તિ મનુષ્ય યોનિમાંજ થઈ શકે બીજી યોનિ ઓમાં ભગવત્ પ્રાપ્તિ થતી નથી. ભગવત્ પ્રાપ્તિ માટે ભગવાને નિષ્કામ કર્મ કરવાનું કહ્યું છે.



પ્રાણીમાત્ર સુખની ઇચ્છા રાખે છે. પરંતુ સુખ મેળવવાના માર્ગ જુદા જુદા ગ્રહણ કરવામાં આવે છે. સુખ મેળવવાના બે માર્ગ છે તેમાંથી મોટા ભાગના મનુષ્યો એક માર્ગ જે સંસારના પદાર્થોમા સુખ માને છે તેની પ્રાપ્તિ માટેનો માર્ગ પકડે છે. બીજો માર્ગ છે ભગવત્ પ્રાપ્તિનો જેને જ્ઞાનમાર્ગ કહેવામાં આવે છે. તે કોઇ વીરલાઓ પ્રભુના ભક્તો એ માર્ગ ગ્રહણ કરે છે. પ્રથમ માર્ગમાં—સંસારના પદાર્થોમા જે સુખ માને છે તે સુખ અનિત્ય છે અને જ્ઞાનમાર્ગથી મેળવેલું સુખ નિત્ય છે. એનાથી જન્મમૃત્યુથી મૂક્તિ મળે છે. જન્મમૃત્યુની મૂક્તિ સિવાય સ્થાયી સુખ નથી. અને તેથી જ્ઞાનમાર્ગ માટે ભક્તિની જરૂર છે. ભક્તિ એટલે મન, બુદ્ધિ સર્વસ્વ પ્રભુને અર્પણ કરવુ તે. ભક્ત પ્રભુને સર્વસ્વ આત્મસમર્પણ કરી પ્રભુમય થઇ સાક્ષાત્કાર કરે છે. એવા અનેક ભક્તો થઇ ગયા છે. જેવા કે ભક્ત પ્રહ્લાદજી, ભક્તકવિ નરસિંહ મહેતા, મીરાબાઇ વિ૦ આવા ભક્તો પ્રભુને સર્વસ્વ સમર્પણ કરી ભગવાનને જ શરણે રહે છે તેથી આવા ભક્તો માટે ભક્તોની ચિંતા ભગવાનને રાખવી પડે છે.

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते।
तेषां नित्याभियुक्ताना योगक्षेम वहाम्यहम् ॥

જેઓ સર્વસ્વ મને અર્પણ કરીને મારા ઉપર જ શ્રદ્ધા રાખીને મને ભજે છે તેમની ચિંતા મારે રાખવી પડે છે અને તેમની પ્રાર્થના વિના પણ એમના યોગક્ષેમનુ હુ વહન કરું છું.

આ માટે શબરીનું દૃષ્ટાંત લઇએ.

પ્રાચીન સમયમાં દક્ષિણમાં કિષ્કિંધા નામે સ્થળ પ્રસિદ્ધ હતું જેને દણ્ડકારણ્ય પણ કહેતા. હાલમાં અનાગંદી નામે ગામ છે જે સોલાપુરથી ગડગ સધર્ન રેલ્વેનું સ્ટેશન આવે છે. ગડગ જંકશને ગાડી બદલી હોસ્પેટ સ્ટેશને ઉતરવું પડે છે. ત્યાંથી આઠ માઇલ છેટે હમ્પી ગામ આવે છે. બસ સરવીસ પણ છે. હમ્પીથી ત્રણ માઇલ દૂર તુંગભદ્રા નદી આવે છે. આ નદી પાર કરવા



લોખંડનો ચામડે મઢેલો ટોપલો (હોડી) ૧૦ ફુટ વ્યાસનો પંદર માણસો બેસી શકે તેવો હોય છે તેમાં બેસી નદી પાર કરી સામે પાર જવાય છે. નદીથી એક માઇલ છેટે આનંદી ગામ છે. કિષ્કિધા સુગ્રીવના સમયે રાજધાનીનું શહેર હતું. હાલ તો નાનું ગામ છે. અહીંથી બે માઈલ દૂર આગળ જતાં પંપાસરોવર આવે છે. આ સરોવર ૨૨૫ ફુટ લંબાઇ પહોળાઇનું છે. ચારે તરફ પથ્થરના પગથીઆં બંધાવેલાં છે. એક ફર્લાંગ દૂર તુંગભદ્રા નદીનો પ્રવાહ છે. સરોવરના કાંઠા ઉપર શબરીનું સ્થાન (ખંડેર હાલતમાં) છે.

અહીં પતિ-પુત્ર વિહીન એક ભીલડી નામે શબરી રહેતી હતી. ભીલજાતિની હોવા છતાં ભક્તિ અને શ્રદ્ધાસંપન્ન હતી.

ભીલજાતિનો એક રાજા હતો તેને શબરી નામે કન્યા હતી. શબરી જ્યારે વિવાહ યોગ્ય થઇ ત્યારે એના પિતાએ એક ભીલકુમાર સાથે શબરીનો વિવાહ કર્યો. લગ્નનો દિવસ આવ્યો અને ભીલરાજાએ સેંકડો બકરાં ઘેટાં ભેંસો બલીદાન માટે એકઠાં કર્યાં. આ બધુ શબરીએ જોયુ જાણ્યુ અને વિચારવા લાગી કે આ રીતનો વિવાહ કેવો જેમાં આટલાં બધાં પ્રાણીઓની હત્યા થવાની હોય? તેથી વિવાહ નહીં થવા દેવા માટે રાત્રીના સમયે ઘરમાંથી નાસી ગઇ. અને જંગલમાં જતી રહી; જંગલમાં ઋષિઓના આશ્રમો હતા ત્યાં ઝૂંપડી બાંધી રહેવા લાગી.

એકવાર શબરીએ માતંગ ઋષિનાં દર્શન કર્યાં જેથી એને ખૂબ આનંદ થયો અને ઋષિઓની સેવા કરી પોતાનું કલ્યાણ સાધવાની વૃત્તિ થઇ. તેથી ઋષિઓના આશ્રમથી થોડે દૂર એક નાની ઝૂંપડી બનાવી ત્યાં રહેવા લાગી અને કંદમૂળ ફળોથી પોતાનું ગુજરાન કરવા લાગી. પોતે નીચ જાતિની છે એમ સમજી અપ્રગટ રૂપે ઋષિઓના આશ્રમમાં સેવા કરવા લાગી. આશ્રમથી સરોવર સુધીનો માર્ગ કે જેના ઉપર થઇ ઋષિઓ પ્રાતઃકાળે સ્નાન કરવા જતા તે માર્ગ ઋષિઓ પ્રાતઃકાળે ઊઠે તે પહેલા વાળી ઝૂડી શબરી સાફ કરી દેતી. અને ઋષિઓ માટે સુકાં લાકડાં વનમાંથી



વીણી લાવી આશ્રમ પાસે ઢગલો કરી દેતી. દરરોજ આ પ્રમાણે થવાથી ઋષિઓ આશ્ચર્ય પામ્યા અને પોતાના શિષ્યોને આજ્ઞા કરી કે આશ્રમનાં આ કામ કોણ કરી જાય છે? એક દિવસે શબરીને લાકડાંનો ભારો માથે લઇ આવતી શિષ્યો જોઇ ગયા અને માતંગ ઋષિ પાસે લઇ ગયા. શિષ્યોએ ગુરુજીને કહ્યું કે મહારાજ દરરોજ રસ્તો સાફ કરનાર અને આશ્રમ આગળ લાકડાં મૂકી જનાર આ ચોરને આજે અમે પકડી લીધો છે. શબરી ભયભીત થઇ હાથ જોડીને ઋષિ પાસે રડતી રડતી ઊભી રહી. મુનિએ પૂછયુ 'તું કોણ છે? અને શા માટે આ પ્રમાણે દરરોજ કરે છે?' શબરી ધ્રુજતાં ધ્રુજતાં હાથ જોડી બોલી —ભગવાન! મારું નામ શબરી, કમનસીબે મારો જન્મ નીચ કુળમાં ભીલ જાતિમાં થયો છે. આ વનમાં જ એક ઝુંપડીમાં રહું છું. આપ જેવા ઋષિ મુનિઓના દર્શનથી મારી જાતને પવિત્ર કરું છું. મને બીજી સેવાનો અધિકાર નથી. આ સેવા કરી જાતને ધન્ય માનું છું. મને આપ ક્ષમા કરો.'

ઋષિ શબરીનાં આવાં વચનો સાંભળી શિષ્યો પ્રત્યે બોલ્યા કે આ શબરી બહુ ભાગ્યશાળી છે. અને એની ઝુંપડીમાં એ રહે છે ત્યાં અન્ન વિ૦નો બંદોબસ્ત કરો. ત્યારે શબરીએ કહ્યું કે 'મહારાજ! હું કંદમૂળ ફળોથી મારો નિર્વાહ કરું છું. અન્નની જરૂર નથી. મને સંસાર પ્રિય નથી લાગતો. મને આપ આશીર્વાદ આપો કે મને ભગવાનમાં પ્રીતિ થાય.'

મુનિએ કહ્યું 'તારું કલ્યાણ થાઓ અને નિર્ભય થઇને રહે. ભગવાનના નામનો જાપ કર્યા કરજે.'

શબરી ભગવાનમાં ચિત્ત લગાડી ભગવાનનો જાપ કર્યા કરે છે અને ઋષિ મુનિઓના આશ્રમો, અને રસ્તો ઝાડુથી સાફ કરે છે, લાકડાં વીણી લાવી આશ્રમો પાસે મૂકે છે. આ વાત બીજા ઋષિ મુનિઓને ગમી નહીં. એમણે માતંગ ઋષિનો બહિષ્કાર કર્યો. માતંગ ઋષિ વિચારવા લાગ્યા કે શબરીની ભક્તિનું આ ઋષિઓને ભાન નથી. શબરી એક ભક્તિપરાયણ સ્ત્રી છે. એના સ્વરૂપને એ લોકો ઓળખતા નથી. ઋષિ તો શબરીને ઉપદેશ આપતા જ રહ્યા અને તેની ભક્તિ વધારતા જ ગયા.

આમ કરતાં એક સમયે માતંગ ઋષિએ ઘણો સમય વીત્યા બાદ શરીર છોડવાની ઇચ્છા દર્શાવી. શિષ્યોને અને ખાસ કરીને શબરીને બહુ દુઃખ થયુ. શબરી બોલી 'આપની સાથે મને પણ લેતા જાઓ.' ત્યારે ઋષિએ કહ્યું કે ભગવાન રામચંદ્રજી હાલમાં ચિત્રકૂટમાં છે અને ત્યાંથી અહીં જરૂર આવશે અને તને જરૂરથી પ્રત્યક્ષ દર્શન આપશે. તેઓ સાક્ષાત્ નારાયણનું સ્વરૂપ છે. તેમના દર્શનથી તારું કલ્યાણ થશે. તારા આશ્રમમાં ભગવાન પધારશે ત્યારે તેમનું સ્વાગત કરજે અને તેમના આવતા સુધી રામ-નામનો જપ કર્યા કરજે. આ પ્રમાણે ઋષિએ શબરીને આશ્વાસન આપીને પોતાનો દેહ ત્યજી દીધો.

શબરીએ કંદમૂળ અને ફળોનો જ આહાર રાખી ભગવાન શ્રીરામનું જ ધ્યાન લગાવ્યુ. એને બીજી કોઇ વાતનું ધ્યાન જ રહેતું નહીં,

એ ભગવાન શ્રીરામ ક્યારે પધારશે અને દર્શન આપશે એનું જ રટણ કરવા લાગી ભગવાન પધારશે તેથી તેમના સારું રસ્તા સાફ કરવા લાગી અને ઊઠે ત્યારથી ભગવાન આવ્યા? ક્યારે આવશે? એના જ વિચાર કરવા લાગી. હવે એ વનમાંથી સૌથી સારાં ફળો હોય તે લાવી ભગવાન માટે રાખી મૂકે છે. ઝૂંપડી પણ સ્વચ્છ રાખે છે. એમ રામજીના આગમન માટે શબરી પાગલ બની ચુકી છે.



એક વાર ઋષિનાં બાળકોએ શબરીને કહ્યું કે તારા રામ આવી રહ્યા છે. બોર, ફળ ઝૂંપડી પાસે મૂકી શબરી સરોવરમાંથી ભગવાનને માટે જળ લેવા દોડી; સામા એક ઋષિ સરોવરમાંથી સ્નાન કરીને આવતા હતા તેમને ભૂલથી શબરીના શરીરનો સ્પર્શ થઇ ગયો. શબરીને ભાન નથી ઋષિને જોયા નહિ પરંતુ ઋષિને સ્પર્શ થઇ જવાથી ક્રોધાયમાન એ થયા અને બોલ્યા—

"હે દુષ્ટા! તું જાણી જોઇને મારું અપમાન કરે છે?" શબરીનું ચિત્ત તો ભગવાન રામમાં જ મગ્ન હતું તેથી તેણે ઋષિના શબ્દો સાંભળ્યા નહીં. ઋષિ પુનઃ સરોવરમાં સ્નાન કરવા ગયા ત્યાં તો સરોવરમાં જળની અંદર કીડા પડી ગયા અને જળનો રંગ લાલ રૂધિર જેવો થઇ ગયો. શબરી જળ લઇને ઝૂંપડીએ પહોંચે તે પહેલાં તો ભગવાન શ્રીરામ શબરીની ઝૂપડીની શોધ કરતા શબરી ક્યાં છે? એમ પૂછતા શબરીની ઝૂંપડીએ પધાર્યા. વનમાં ઋષિમુનિઓ તો રાહ જોઇ બેઠા હતા કે ભગવાન શ્રીરામ પ્રથમ તેમના આશ્રમોમાં પધારશે પણ શબરીની ઝૂંપડીએ ભગવાન પધાર્યા છે તે જાણી ઋષિમુનિઓ આશ્ચર્ય પામ્યા. શબરી માતંગ ઋષિના વચનો યાદ કરે છે, ભગવાનનાં દર્શન કરે છે અને આનંદમાં પોતાનું ભાન ભૂલી જાય છે, ચરણમાં મસ્તક મૂકી બે હાથ જોડી ભગવાનને અને લક્ષ્મણજીને પ્રણામ કરે છે. આનંદનો તો પાર નથી, હૃદય ભરાઇ જાય છે, પ્રેમનાં અશ્રુઓ વહી જાય છે.

શબરી દેખ રામ ગૃહ આએ;
મુનિકે વચન સમુઝી જિય ભાયે.
સરસિજ લોચન બાહુ બિસાલા;
જટામુકુટ શિર ઉર વનમાલા.
સ્યામ ગૌર સુંદર દોઉ ભાઇ;
સબરી પરી ચરન લપટાઇ.
પ્રેમ મગન મુખ વચન ન આવાં;
પુનિપુનિ પદસરોજ સિર નાવા.

શબરી ભગવાનના દર્શન કરી પાગલ જેવી બની ગઇ અને નૃત્ય કરવા લાગી. ભગવાન શ્રી રામચંદ્રજી શબરીને પ્રેમમાં મગ્ન થઇ ગએલી જોઇ ખૂબ પ્રસન્ન થયા, શબરીએ આસન



આપ્યાં. ભગવાન શ્રી રામજી અને લક્ષ્મણજી આસન ઉપર બેઠા. શબરી તેમની આરતિ પૂજા કરે છે અને ચરણોમાં પડી મસ્તક નમાવી પ્રણામ કરે છે. શબરીએ બન્ને ભાઈઓનાં ચરણો ધોયા. ભાવપૂર્વક પૂજન કર્યું. ભગવાન પ્રસન્ન થઈ શબરીને પૂછવા લાગ્યા–'શબરી ! તારી શી ઈચ્છા છે ?" શબરી કહે "ભગવન્ ! આપનાં દર્શન માત્રથી જ મારો જન્મ સફળ થઈ ગયો છે, મારા ગુરુની પૂજા સફળ થઈ ગઈ, હવે મને આપનાં દર્શન થવાથી મારા મોક્ષ માટે કોઈ સંદેહ રહ્યો નથી. પ્રભો ! આપના માટે કંદમળ, ફળ લાવી રાખ્યાં છે તે આપ ગ્રહણ કરી મારા મનોરથ સફળ કરો ! ભગવાન પણ પ્રેમથી ફળો આરોગવા લાગ્યા. અને વારંવાર ફળોની પ્રશંસા કરવા લાગ્યા. શબરી ફળોને ચાખીને સ્વાદિષ્ટ હોય તેજ ભગવાનને આપતી. ભગવાન પણ તેનો ભાવ દેખી માગી માગીને ખાવા લાગ્યા.

> કંદમૂલ ફલ સુરસ અતિ
> દિએ રામ કહું આમ,
> પ્રેમ સહિત પ્રભુ ખાએ
> બારંબાર બખાની.

ભગવાન વારંવાર ફળોને વખાણી વખાણીને આરોગતા જાય છે.

> શબરીકે બેર સુદામાકે તંદુલ
> રુચિ રુચિ ભોગ લગાએ,
> દુર્યોધનકે મેવા ત્યાગી,
> સાગ વિદુર ઘર ખાએ.

ભગવાન તો ભક્તિ અને ભાવના ભૂખ્યા છે.

ષિમુનિઓએ જાણ્યું કે ભગવાન શબરીને ત્યાં પધાર્યા છે તેથી શબરીની ઝૂંપડીએ જઈ ભગવાનને પધારવા સારું પ્રાર્થના કરવા લાગ્યા. ત્યારે ભગવાન તેમના આશ્રમે ગયા અને ઋષિમુનિઓએ ભગવાનને પ્રાર્થના કરી કે આ પંપા સરોવરમાં કીડા પડી ગયા છે અને રૂધિર જેવો લાલ રંગ જળનો થઈ ગયો છે તેથી એ જળ પીવાના કે કપડાં ધોવાના કે સ્નાન કરવાના ઉપયોગમાં આવતું નથી. માટે આપના ચરણનો સ્પર્શ આ પંપા સરોવરના જળમાં થાય તો જળ શુદ્ધ થાય અને પીવાના તથા નહાવા ધોવાના ઉપયોગ આવે. ભગવાને કહ્યું કે મારા ચરણનો સ્પર્શ કરવાથી તો શું પણ મારા એ જળમાં સ્નાન કરવાથી પણ એ જળ સ્વચ્છ થઈ શકશે નહીં પણ તમારી ઇચ્છા છે તો સરોવરમાં સ્નાન કરીશ. એમ કહી ભગવાન શ્રી રામજીએ પંપા સરોવરમાં સ્નાન કર્યું છતાં જળ શુદ્ધ થયુ નહીં ત્યારે મુનિઓએ પ્રાર્થના કરી અને ભગવાનને પૂછવા લાગ્યા કે–ભગવન્ ! એનો આપ કૃપા કરી ઉપાય બતાવો. ભગવાને કહ્યું કે– "તમારામાંથી કોઈ મુનિએ કોઈના ઉપર ક્રોધ કરી તિરસ્કાર કર્યો હતો ?" આ સાંભળી મુનિઓ ગભરાયા અને એક મુનિ કે જેમણે શબરીના ઉપર ક્રોધ કરી તિરસ્કાર કરેલો ત્યારથી જ જળ અશુદ્ધ અને બીન ઉપયોગી થઈ ગયું તે વાત જાહેર થઈ. ભગવાને કહ્યું કે, તમે શબરી પાસે જઈ વિનંતિ કરો. તે જો પંપા સરોવરના જળથી તેના ચરણને સ્પર્શ કરશે તો જળ શુદ્ધ અને ઉપયોગમાં આવે તેવું સ્વચ્છ થઈ જશે. મુનિઓ ભગવાનના કહેવા પ્રમાણે શબરી પાસે ગયા અને વિનંતી કરી. શબરી તો ભગવાનની પરમ ભક્ત હતી. તેનામાં કામ, ક્રોધ, મોહ, લોભ, અહંકાર હતાં નહીં, હૃદય શુદ્ધ હતું. મનમાં પણ કોઈનું

ન્હાવા ચાહતી નહીં તેથી મુનિઓએ કહ્યું ત્યારે બોલી કે, જો મારા ચરણુસ્પર્શથી જળ શુદ્ધ અને સ્વચ્છ થતું હોય તો જરૂર તે પ્રમાણે કરીશ. એમ કહી સરોવરમાં જઇ જળને ચરણસ્પર્શ કર્યો. ત્યા તો પંપા સરોવરનું જળ તદ્દન શુદ્ધ અને નિર્મળ થઇ ગયુ, મુનિઓ પણ આનંદ પામ્યા અને ભગવાનની સ્તુતિ કરી અને પોતાનું જે દુખ હતું તે દૂર થયુ તેથી સુખી થયા ભગવાન ભક્તવત્સલ છે ભગવાન ભક્તોને આધીન છે ભગવાન કહે છે, મારી શક્તિ હુ ભકતોને આપુ છું. તેથી હું નથી કરતો તે ભક્ત કરી શકે છે. ભક્ત એ ભગવાનનું જ સ્વરૂપ છે. તેથી જ ભગવાન શ્રી રામના પંપા સરોવરમાં નહાવાથી જળ સ્વચ્છ અને શુદ્ધ ન થયું અને ભક્ત શબરીના ચરણના સ્પર્શમાત્રથી પંપા સરોવરનું જળ સ્વચ્છ અને પવિત્ર થઇ ગયું. ભકતનો મહિમા વધારવા માટે જ ભગવાન આવી લીલા બતાવે છે






( લેખિકા: યોગિની શ્રી વસંતદેવી. સંચાલક, વડોદરા ગીતામંદિર.)

જે અભક્ત છે, ઇશ્વરથી વિમુખ છે, આસુરી લક્ષણોનો ભોગ બન્યાં છે, તેઓ 'અહમ્' ને વધુ મહત્વ આપી અહંકારનો અંચળો ઓઢી લે છે. માને છે કે પોતાને મળેલી સિદ્ધિ તે પોતાની જ બુદ્ધિશક્તિનું ફળ છે. પણ તે શક્તિ, સુંદર શરીર અને આત્મારૂપી જ્યોતિનો સર્જક કોણ છે તેનો વિચાર આવે છે ખરો? ઇશ્વરનો સાચો ભક્ત જ તેને સમજવા માટે શક્તિમાન હોય છે. તેથી જ તે પાલક પિતા પરમેશ્વરની સહાયથી શ્રદ્ધારૂપી નોકામાં બેસી ભવસાગર પાર કરી અલૌકિક આનંદ માણવાને માટે ભાગ્યશાળી બને છે.



શ્રીકૃષ્ણ ભગવાને સ્વમુખે ગીતાજીના બારમા અધ્યાયમાં કહ્યું છે કે—

मय्यावेश्य मनो ये मां
नित्ययुक्ता उपासते ।
श्रद्धया परयोपेतास्ते
मे युक्ततमा मताः ॥

એટલે કે જેઓ મનને મારામાં પરોવી નિત્યયુક્ત થઇને પરમ શ્રદ્ધાથી મારી ઉપાસના કરે છે, તેઓને મેં શ્રેષ્ઠ અતિ ઉત્તમ યોગી માન્યા છે. આ ઉપરથી સમજાય છે કે ભક્તિમાર્ગમાં ડગલું ભરતા પહેલાં અડગ શ્રદ્ધાની ખાસ જરૂર છે.

મુખ્યત્વે ધ્યાન ખેંચે એવી બાબત તો એ છે કે સાચા ભક્તને આ સંસારમાં કષ્ટકટોમાંથી પસાર થવું પડે છે. ઇશ્વર એની કસોટી કરે છે, પણ તેનામાં ઇશ્વર પ્રત્યેની એકનિષ્ઠા, શ્રદ્ધા, સહનશીલતા, વગેરે આદર્શો હોય તો તેનો સામનો કરી શકે છે. તેનો વાળ પણ વાંકો થઈ શકતો નથી. અરે દુન્યવી મનુષ્યો પાસે સ્વાર્થભર્યાં કામો કરાવવા માટે પણ આપણે શ્રદ્ધા રાખીએ છીએ અને કંઇક અંશે તેમાં સફળ થઇએ છીએ તો સર્વશક્તિમાન પરમાત્મા ઉપર જે ભક્ત શ્રદ્ધા રાખે તો તેમાં નિષ્ફળતા કેવી રીતે સંભવી શકે? ભક્તચરિત્રો જોતાં પણ ખ્યાલ આવે છે કે ભગવાને અનેક ભક્તોની શ્રદ્ધાની કસોટી કરી તેમનાં કાર્ય જાતે આવીને કર્યાં. નરસિંહ મહેતાની હુંડી સ્વીકારી, કુંવરબાઇનાં મામેરું પૂર્યું, દ્રૌપદીના ચીર પૂર્યાં, વગેરે. ભક્ત હંમેશાં ઇશ્વરસ્મરણમાં મસ્ત રહેતો હોવાથી ભગવાનને તેનાં સાંસારિક કાર્યો કરવાને માટે આવવું પડે છે.

સાચો ભક્ત એકમાત્ર શ્રદ્ધાને લીધે મૃત્યુને પણ હઠાવી શકે છે. સાવિત્રી સતીત્વ ઉપરની શ્રદ્ધાને લીધે સત્યવાનને યમરાજાના હાથમાંથી પાછો લાવી શકી. પ્રહ્લાદ બાળભક્ત હતો. પિતા હિરણ્યકશ્યપુએ રામનામ છોડાવવાને માટે તેને વારંવાર દુઃખ આપ્યું, છતાં રામનાં રખવાળાં હોવાથી મૃત્યુને અનેક વાર ભેટવા છતાં ઊની આંચ પણ ન આવી. મીરાંબાઇ ઝેરના પ્યાલાને પ્રસાદરૂપ માની પી ગયાં તો ગિરધરે અમૃત

બનાવી તેમને અમર કરી દીધાં. શબરી તો ભીલડી જ હતી ને? પરંતુ 'રામ જરુર આવશે' એમ માની પોતાની જીવનદોરી એક જ વિશ્વાસના આધારે ટકાવી રાખી. ઋષિમુનિઓની ક્રિયાકાંડ રૂપી તપશ્ચર્યા કરતા તેની શ્રદ્ધારૂપી તપશ્ચર્યા વધારે મહાન બની. હનુમાનજી સમુદ્ર ઓળગી શકયા એ રામનામ ઉપરની શ્રદ્ધાના બળે. આ રીતે આપણાં શાસ્ત્રપુરાણમાંથી આવા મહાન ભક્તોની અવિચળ શ્રદ્ધા વિષે ઘણું ઘણું જાણવા મળે છે.

આધુનિક સમયનો જ દાખલો લઇએ તો મહાત્મા ગાંધીજી પણ સાચા રામભક્ત જ હતા ને,! રામનામ અને ગીતાજી ઉપર શ્રદ્ધા રાખીને સ્વતંત્રતાની લડત લડયા અને સ્વપ્નવત્ લાગતી એવી આઝાદી પ્રાપ્ત કરી. તો એટલું જરૂર કહી શકાય કે ભક્તની ઇશ્વર પરની શ્રદ્ધા ખરેખર ઉત્તમ છે કે જે આ લોક અને પરલોકમાં તેને અમર કરી દે છે.

ભક્તિ:કરતાં ડગલે ને પગલે હર્ષનો દુઃખ તો દે છે જ. જો મનની દઢતા ન હોય, નિસ્વાર્થ પ્રેમભાવના ન હોય તો તેમાંથી ડગી જવાય છે, વિશ્વાસ ઉઠી જાય છે અને છેવટે પરમાત્મા અને ભજનભક્તિ વગેરેમાં રસ રહેતો નથી. આ માર્ગમાં જતાં પહેલાં મનની મક્કમતા હોવી જોઇએ. ટેક હોવો જોઇએ. ફળ તુરત જ મળે એવી આશા ન રાખવી જોઇએ. આ પ્રમાણે દઢ મનોબળ હોય વિશ્વાસ હોય તો પરમેશ્વરનો કૃપાપ્રસાદ મળે છે અને ત્યારે જ શ્રદ્ધાની સાચી કિંમત અંકાય છે.

આ સંસારમાં રહેવા છતાં પણ ભગવાનના ભક્તને હાર્દિક વૈરાગ્યની જરૂર છે. એ વૈરાગ્ય માટે જ્ઞાનની જરૂર છે. જ્ઞાન પુરાણ અને શાસ્ત્રોમાંથી મળી રહે છે. વાદવિવાદમાં ન ઉતરતાં જ્ઞાનમાં શ્રદ્ધા રાખી જો આગળ વધે તો તેનું શ્રેય થાય છે-કલ્યાણ થાય છે. ગીતામાં કહ્યું છે કે 'श्रद्धावान् लभते ज्ञानम्' યાને શ્રદ્ધાવાળો મનુષ્ય જ જ્ઞાન મેળવી શકે છે. એ તો જેણે શ્રદ્ધા-ભાવના હૃદયમાં સેવી છે તે જ સમજી શકે કે તેનાથી કયા લાભ થાય છે. ભક્તનું શ્રદ્ધાબિન્દુ રહે છે પરમાત્મા.



# ભજન બડી તલવાર

( લેખક : શ્રી. રવિશંકર નરોત્તમદાસ પાઠક )

નાનપણમાં એક ભજન મેં સાંભળેલું એની કડી હજુ પણ મારા કાનમાં ગુંજે છે. એ પંક્તિઓ આ પ્રમાણે છે:

'ભજન બડી તલવાર, રાધે ગોવિંદા!
ભજનથી ઉતરો પાર, રાધે ગોવિંદા!'

આ જોડાક્ષર વગરની લીટીઓમાં ભજનની તાકાત બતાવવામાં આવી છે. શબ્દો સાવ સહેલા અને ભાષા સાવ સરળ છે પણ એમાં જે કહેવામાં આવ્યું છે એ કેટલું બધું ઉપયોગી છે! કેટલું બધું સાચું છે!

કહે છે, 'ભજન એ તો એક તલવાર છે. અને એ જેવી તેવી તલવાર નહિ પણ 'બડી' એટલે પાણીવાળી, ચકચકિત તલવાર છે. પરદુઃખ-ભંજન રાજા વિક્રમની બેધારી તીખી તલવાર કરતાં પણ વધારે ચમત્કાર બતાવે તેવી એ તલવાર છે.

ભજન એ લાકડાની તલવાર તો નથી જ, કે જે કેવળ શોભામાં જ અભિવૃદ્ધિ કરે, તેમ એ અન્યનાં ગળાં કાપી રક્ત વહેવડાવનાર લોઢાની તલવાર પણ નથી કે જે દ્વારા હિંસક વૃત્તિ પોષાય; પરંતુ ભજન એ તો એક જુદા પ્રકારની તલવાર છે. એ એને પોતાની પાસે રાખનારના મહિમાને વધારે છે એને ધારણ કરનારને નિર્ભય બનાવી મૂકે છે. અને એનો જીવનમાં ઉપયોગ કરનારનાં બંધનોને કાપી એને એ સ્વતંત્ર બનાવે છે.

આવી તલવારનું પૂજન કરવાનું આપણને મન થાય છે? આવા અલૌકિક ખડ્ગને ધારણ કરી શક્તિ સંપાદન કરવાની ઇચ્છા એકાદ વખત પણ આપણામાં જાગી છે? આવા દિવ્ય સાધનનો ઉપયોગ કરી નિર્ભય બની જવાનો આપણને કોઈવાર વિચાર આવે છે ખરો? આવા પ્રશ્નો એકાંતમાં બેસીને શાંત ચિત્તથી દરેક માણસે પોતાને પૂછવા જેવા છે. જમાનો દિવસે દિવસે બહુ ઝડપથી બદલાતો જાય છે. માણસના આચાર વિચારમાં પણ બહુ ભારે પલટો આવી ગયો છે. મનુષ્યત્વનાં–માનવતાનાં દર્શન દુર્લભ થઇ પડયા છે. અથવા એમજ કહીએ તો ચાલે કે, આખા જગતનું વાતાવરણ ફેરવાઇ ગયું છે. લોકોની શક્તિ ક્ષીણ થતી જાય છે. લોકોનાં મન સાંકડાં થઇ ગયાં છે. ઇશ્વર, ધર્મ, શાસ્ત્ર, વેદાંત, સાધુ, આ શબ્દો સાંભળતાં લોકોનાં માથાં ચઢી જાય છે. આ બધું કોને આભારી છે? આ બધું શું સૂચવે છે? કોણ કહી શકે?

આવા સમયમાં ભજન તરફ લોકોની વૃત્તિ

ખેંચાય એ બહુ અઘરુ કામ છે. આવા જમાનામાં લોકોમાં ભજન પ્રત્યેનો પ્રેમ જાગૃત થાય એ બહુ કઠણ વાત છે; પરંતુ ભજન રૂપી 'બડી તલવાર' ધારણ કર્યા સિવાય માનવજાતનો ઉદ્ધાર નથી. એને એ જ માર્ગે જવું પડશે. શાન્તિ, આનંદ, સુખ અને પ્રેમની જરૂર હશે તો આખા જગતને 'ભજન' ના શરણે જવું પડશે.

કારણ કે એ દ્વારા જ પ્રભુદર્શન આ યુગમાં શક્ય બને છે, એ દ્વારા જ પ્રભુની પ્રીતિ મેળવી શકાય છે.

બળવાન બાહુવાળો પુત્ર હાથમાં ચમકારા મારતું ખડ્ગ લઈને જ્યારે ઊભો રહે ત્યારે કયા પિતાના મુખ પર પ્રસન્નતા છવાઈ ન જાય? કયો પિતા છૂપો છૂપો ગર્વ ન અનુભવે? જગત-પિતા પોતાનાં બાળકોને બળવાન જોવા ઇચ્છે છે, પરાક્રમી જોવા ઇચ્છે છે, પોતાનાં બંધન, પોતાની મુશ્કેલીઓ પોતાના હાથે નિવારી શકે એવાં સંતાનોને જોવા એ તલસે છે. એ જ્યારે પોતાનાં બાળકોને ભજનરૂપી તલવાર ધારણ કરતા જુએ ત્યારે શું હસ્યા વિના રહી શકે? એ શું ખુશ થઈને એવું ન બોલી ઊઠે કે, 'બચ્ચાઓ! તમે મને બહુ પ્રિય છો?'

પણ ભજન એટલે શું? અને ભજન કરવું કોનું? એ પ્રશ્નો આ ઠેકાણે ઉપસ્થિત થશે.

સાધુ પુરુષોએ અને ભક્તજનોએ આ પ્રશ્નોના પોતાના જીવન અને કવન દ્વારા બરાબર જવાબ આપ્યા છે. એ જો ધ્યાનથી જોઈએ તો આપણને સમજાશે કે ભજન ભગવાનનું કરવું જોઈએ કારણ કે સમગ્ર જગતના એ ચાલક-પાલક છે. એમના જેટલી અથવા એમના કરતાં વિશેષ શક્તિ કોઈ ધરાવતું નથી. અને એમની કરુણાને બંધ નથી. ઉપરાંત એમના જેવો કોઈ ન્યાયાધીશ નથી. અથવા એમ જ કહોને કે ભગવાન પરિપૂર્ણ છે, સંપૂર્ણ છે. કોઈ વાતની એમનામાં ખામી નથી. અને એમના સિવાયના બધા જ અપૂર્ણ છે, અધૂરા છે માટે ભગવાનનું ભજન કરવું જોઈએ.

જેનામાં બધા જ ગુણો ભરેલા હોય, જેની શક્તિ અપરંપાર હોય, અને જે સાક્ષાત્ કરુણા-સિંધુ હોય, એવાનું સતત ચિંતન કરવું. એવાના દિવ્ય ગુણોનું ગાન કરવું, એના ચરિત્રને સમજવા પ્રયત્ન કરવો, એની આજ્ઞાને માન આપવું અને એણે બતાવેલા માર્ગોએ જવા પ્રયત્ન કરવો એના કરતાં વધારે ઉપયોગી બીજું કયું કામ હોઈ શકે?

છતાં જગતના લોકોનું અજ્ઞાન જુઓ! એ બીજી વસ્તુઓ પાછળ દોડે છે, એનું રટણ કરે છે અને નિશદિન એના જ વિચારો કરે છે. મોટા ભાગના લોકોને ભગવાન કરતાં લક્ષ્મી-પોતાની સંપત્તિ બહુ વહાલી લાગે છે. ત્યારે કેટલાકને પ્રતિષ્ઠા બહુ મોટી જણાય છે. કેટલાકને વળી સત્તા મળી એટલે જીવનમાં હવે કંઈ કરવાનું નથી એવી ખાતરી થઈ જાય છે તો કેટલાક વળી 'વાહ વાહ' થાય, ફોટા છપાય, જીવનચરિત્રો લખાય કે મોટી મોટી સભાઓમાં માનપત્ર અર્પણ થાય એને જ જીવનની ધન્યતા સમજે છે. અને આ બધું સાચુ નથી, સંપત્તિ, સત્તા કે કીર્તિનું ભજન કરવાની કાંઈ જરૂર નથી. એવાં ભક્ત-જનોનાં વેણને વિસરી જાય છે.

પણ ધારો કે ભગવાન સિવાય સત્તા, સંપત્તિ, પ્રતિષ્ઠા કે બીજાં અશાશ્વત સુખોનું ભજન કર-વાની છૂટ આપવામાં આવે, ભગવાનનું ભજન ભલે ન કરો, જગતનાં અશાશ્વત સુખોનું ભજન કરો-એવું, ધારો કે કહેવામાં આવે તોપણ લોકો એના મર્મને સમજે છે ખરા?

સંપત્તિ એટલે લક્ષ્મી. અને લક્ષ્મીમૈયાનું સ્થાન પ્રભુના પાદપદ્મમાં છે. ભગવાનના એ ચરણ તળાંસે છે. ભગવાનને એ સતત ભજતી હોય છે. માટે પ્રભુએ પાદપદ્મની સેવા કરવાનો એને અધિકાર આપ્યો છે. આવી લક્ષ્મીનું, આવી માતાનું પુત્ર ભાવે ભજન કરવામાં આવે તો એમાં કશું ખોટું



નથી. કારણ કે ભક્તનું ભજન એ ભગવાનનું ભજન છે. કાળક્રમે ભક્ત જેને ભજે છે, એને જ ભક્તને ભજનાર ભજવાનું શરૂ કરશે. એટલે ભગવાનને બદલે લક્ષ્મીનું ભજન કરો તોય હરકત જેવું નથી. માત્ર ખ્યાલ એટલો રાખવાનો કે "પ્રભુ જ્યાં નથી ત્યાં નથી એ કદાપિ."

પણ આ ખ્યાલ લક્ષ્મીને ભજનાર રાખે છે ખરા? સંપત્તિને જ–લક્ષ્મીને જ સર્વસ્વ માનનારા પોતાની લક્ષ્મી પ્રત્યે જેવો આદર રાખવો જોઇએ તેવો રાખે છે કે? પ્રભુની આજ્ઞા ઉઠાવનાર લક્ષ્મીમૈયાનો ઉપયોગ પવિત્ર કામોમાં કરે છે ખરા? પ્રભુની કૃપાથી જ મળેલી સંપત્તિનો કે ધનનો ઉપયોગ પરહિતનાં કામોમાં કે દીનદુ:ખિયાંની સેવામાં એ કરે છે કે કેમ? જો આ પ્રશ્નોનો ઉત્તર હકારમાં હોય તો ભગવાનને તે પ્રિય થયા સિવાય રહેશે નહિ, કારણ કે એ ખરો લક્ષ્મીનંદન છે. એ 'મા' ની આરાધના કરતાં કરતાં પિતાને ભજતો થઇ જાય છે.

પણ જો લક્ષ્મીનો સદુપયોગ થતો ન હોય તો ખરાં લક્ષ્મીમાતા એનાથી દૂર રહે છે ને લક્ષ્મીનંદન ગણાતા માણસો સોનાચાંદીના કેવળ ટુકડા જ ઉછાળતા રહે છે. હૃદયની સંપત્તિ એમની નાશ પામે છે. શાશ્વત સુખના એ અધિકારી બનતા નથી.

આવી જ રીતે જગતનાં બીજા અશાશ્વત સુખોની દશા છે. એની આરાધના કરવાથી, એનું ભજન કરવાથી મનુષ્ય સાચા સુખનો અનુભવ કરી શકતો નથી. સાચુ સુખ એટલે શું? એનો આનંદ કેવા પ્રકારનો છે? એ તો કેવળ ભગવાનના ભજનથી સમજાય છે.

'શ્રી હરિં ભજ, શ્રી હરિં ભજ, શ્રી હરિં ભજ બુદ્ધિમન્' આ શબ્દો વિચારવા જેવા છે.

કેટલાક કહે છેઃ

ભગવાનનું ભજન ઘણાય કરે છે. પણ એમના જીવનમાં અમે કાંઇ ફેરફાર જોયો નહિ. અમેય ભગવાનના નામનો ઉચ્ચાર વારવાર ઘણા સમય સુધી કર્યો છે પરંતુ અમારી સ્થિતિમાં પણ કંઇ પલટો આવ્યો નથી. જેવા અમે પહેલાં હતા તેવા જ અત્યારે પણ છીએ. એટલે ઘેલાની માફક ઉઠયા ત્યારથી 'રામ, રામ રામ રામ!' કરવામાં નકામો કાળક્ષેપ શું કર્યા કરવો? એના કરતાં એટલો સમય બીજા કામમાં ગાળ્યો હોય, તો પાંચ પૈસા પ્રાપ્ત ન થાય? નીતિથી ચાલીએ તો બસ છે. ભજન-બજન તો ઠીક છે.'



આવા અશ્રદ્ધાથી ભરેલા વિચારો ઘણાને આવતા હશે. પણ આવા વિચારો કરનારા પ્રભુના નામના મહિમાને સમજતા નથી હોતા. એમને સૌથી પહેલાં તો શરત કરવી છે અને તેય ભગવાનની સાથે. જો તમે મારું સારું કરો, મને શક્તિ આપો, લક્ષ્મી આપો, આ આપો, તે આપો, તો હું ભજન કરું. અથવા હું તમારું ભજન કરું તો તમારે એ બધું મને આપવું જોઇએ. આ વાત કબૂલ હોય તો હું ભજન કરું નહિ તો નહિ. જાણે ભગવાનને ગરજ હોય તેમ!

આવી શરત કે માગણી અથવા ઇચ્છાથી ભગ

વાનનું ભજન શરૂ કરી શકાય નહિ. આ તો એકાદ ગુનેગાર હોય એ ન્યાયાધીશ પાસે જઈને એમ કહે કે–મારા લાભમાં તમે ન્યાય આપશો તો હું તમને આટલા રૂપીઆ આપીશ. અથવા એકાદ સત્તાધીશ હોય એની પાસે કોઇ માણસ જઈને કહે કે મારું અમુક અમુક કામ તમારા અધિકારની રૂએ તમે કરી આપશો તો હું જિંદગી સુધી તમારા ગુણ ગાઇશ, ને સેવક થઈને રહીશ. એના જેવી વાત થઈ. ભગવાનની સામે કોઇ શરત મૂકવી એ ભગવાનનું અપમાન કરવા જેવું કામ છે. કારણ કે ભગવાન એ જગત્‌પિતા છે. બાપની સામે દીકરો કોઇ કાળે શરત મૂકી શકે નહિ. કેવળ ફરજ સમજીને જ સુપુત્ર હોય એ બાપની આજ્ઞા ઉઠાવે અથવા પિતાને ગમતાં કામ કરે. ધર્મની પણ આ જ વ્યાખ્યા છે.

"ઇશ્વરને ઓળખવો, એને ભજવો, અને એને ગમતાં કામ કરવાં એનું નામ ધર્મ."

ભગવાનનું ભજન કશા પણ બદલાની આશા વગર કેવળ ફરજ માનીને જે કરે છે, એને અવશ્ય ભજનના બળની ખાતરી થાય છે. શ્રદ્ધા બેસે યા ન બેસે, ભગવાન પ્રત્યે ભક્તિભાવ પ્રગટ થાય કે ન થાય, ભજન કરવાથી ફાયદો મળે કે ના મળે, તો પણ ભજન કર્યા કરવું. એમ કરવાથી જ ભજન ઉપર રુચિ ઉત્પન્ન થાય છે, શ્રદ્ધા બળવાન બનતી જાય છે, ને સમય જતાં આપોઆપ ભજન કરનારને દિવ્યાનંદનો અનુભવ થાય છે.

હવે ભજન કરવા છતાં કઇ ફેરફાર થતો નથી કે ચમત્કાર જણાતો નથી. અથવા પહેલાંના કરતાં સુખી જણાતા નથી, એવી જે ફરિયાદ કરવામાં આવે છે, એના ઉપર વિચાર કરીએ.

ખરું પૂછાવો તો આ પ્રકારની ફરિયાદ અણસમજુ માણસ જ કરી શકે. જરાપણ વિચાર ... ની જેનામાં શક્તિ છે, તે એકદમ ભજન વિરુદ્ધ આવી ફરિયાદ કરવાનું સાહસ નહિ કરે. કારણ કે અગ્નિનો અજાણ્યે પણ સ્પર્શ થાય તો તે પોતાનો પ્રભાવ બતાવ્યા સિવાય રહેતો નથી. તેમ શ્રદ્ધાથી, અશ્રદ્ધાથી, સમજીને કે સમજ્યા વગર જે કોઇ ભગવદ્‌ભજન કરે છે, એને એનું ફળ મળ્યા વગર રહેતું જ નથી. મતલબ કે ભજનનો જે આશ્રય લે છે, એનામાં કોઇ જુદા જ પ્રકારની શક્તિનો સચાર થાય છે. એ દીવા જેવી સ્પષ્ટ વાત છે.

પણ ભજન કરવા છતાં તાત્કાલિક લાભ કેમ જણાતો નથી? એ વાત વિચારવા જેવી છે.

ભજન પાપનો ક્ષય કરે છે. ભજન કરનારનો પાપનો ભંડાર જેટલો વધારે હોય તેટલો ભજનદ્વારા મળનાર સુખોનો અનુભવ મોડો થાય છે. કારણ કે ભજન પ્રથમ પાપના ભંડારને નષ્ટ કરે છે. અને પછી જ એનો આશ્રય લેનારને દિવ્ય સુખનો લાભ અપાવે છે. એટલે થોડા દિવસ ભજન કરી 'કંઇ ફેરફાર જણાતો નથી. કઇ મઝા આવતી નથી.' એવું કહીને ભજન કરવાનું છોડી દેવું એ બરાબર નથી. એમ કરવું એ તો એક શાહુકારને ત્યાંથી કોઇએ હજાર રૂપીઆ ઉપાડયા હોય અને થોડા મહિના સુધી દર મહિને પેલો માણસ પાંચ પાંચ રૂપીઆ ભરે અને પછી કહે, 'હજુ ખાતું કેમ બંધ થતું નથી? હજુ તો કેટલા રૂપીઆ આપવાના નીકળે છે? કઇ કેટલાય મહિના થયા હું નિયમિત દર મહિને રૂપીઆ ભર ભર કરું છું છતાં ખાતું લંબાય જ કેમ કરે છે? માટે શાહુકારનું નામું ખોટું છે શાહુકાર અપ્રામાણિક છે. હવેથી કઇ જ આપવું નથી.' એવું વિચારી પૈસા ભરવાના બંધ કરે એના જેવી વાત થઈ.

આપણા જગતના શાહુકારો તો કેટલીક વેળા અપ્રામાણિક બને છે. ને ખોટું નામું લખી ગરીબ લોકોને ઠગે છે. પરંતુ ભગવાન તો સાચામાં સાચા ને મોટામા મોટા ન્યાયાધીશ છે. એમનું નામું,



ચિત્રગુપ્તનો ચોપડો, ખોટો લખાતો નથી. એટલે ભગવાનની વ્યવસ્થામાં ખામી જોઇ શકાય નહિ.

કેટલાક હરિસ્મરણ કરવાનું ચાલુ રાખે છે, પણ સાથે સાથે જગતના પ્રપંચોને પણ એ ચાલુ રાખે છે. એટલે એમનું ખાતું બંધ થતું જ નથી. વહેપારીને ત્યાં કોઇનું ખાતું હોય, એ ખાતા પેટે થોડા થોડા રૂપિયા એ માણસ જમા કરાવતો હોય પણ સાથે સાથે પાછો દુકાનમાંથી ઉધાર વસ્તુ ખરીદતો હોય તો વહેપારીને ત્યાંનું ખાતું બંધ થાય જ શી રીતે? પછી જો એ બબડાટ કર્યા કરે કે, "હજુ માગતું નીકળ્યા કરે છે. બળ્યું આ જીવન!" તો એમાં દોષ કોનો?

આવી જ રીત ભજનની છે. એક બાજુ ભજન માણસના પાપના ભંડારને દૂર કરતું હોય અને બીજી બાજુ માણસ જો પ્રભુની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને પોતાના પાપનો ભાર વધારતો જતો હોય તો પછી ભજનનો ચમત્કાર સમજાય જ શી રીતે? અને આમ બને એટલે "ભજનમાં કંઈ દૈવત નથી. 'રામ રામ રામ રામ' કરીને કાળક્ષેપ કરવો એ વ્યર્થ છે." એવો ફેંસલો આપી શકાય જ કેવી રીતે?

અહીં હવે ભગવાનનું ભજન કરવાનું શરૂ કરીએ તે વખતે કઇ કઇ બાબતો લક્ષ્યમાં રાખવાની છે એનો વિચાર કરવાની જરૂર પડશે.

'ભગવાનનું ભજન એ ઓષધ જેવું છે. એક જાતનું એ રસાયણ છે.' એવું પણ ભક્તજનોનું કથન છે.' એટલે એનું સેવન કરતી વખતે પથ્ય તો પાળવું જ જોઇએ ને! પથ્ય પાળવામાં ન આવે તો દવાની અસર થાય શી રીતે? અને દવાની અસર થાય નહિ તો પછી રોગીનો રોગ નિર્મૂળ થાય કેવી રીતે? એટલે જેમ દરદી, જે ડોકટર કે વૈદ્યની દવા લતો હોય તે ડાકટર કે વૈદ્યની સૂચનાનો કાળજી રાખી અમલ કરે છે, તેવી જ રીતે ભવરોગથી પિડાતા માનવોએ ભગવદ્‌ભજનરૂપી ઔષધનું સેવન કરતી વખતે સાધુપુરુષોરૂપી ડાકટરોએ પથ્ય પાળવાની જે આજ્ઞા કરી છે એને જરા પણ અશ્રદ્ધા રાખ્યા વગર પાળવી જોઇએ. એમ કરવામાં જો નહિ આવે તો ભજનનું માહાત્મ્ય તેવા માણસથી સમજાશે નહિ અને ભજન દ્વારા જે અલૌકિક સુખ અને શાન્તિ મળે છે એ એમને મળશે નહિ.

વારુ ત્યારે ભજનરૂપી ઔષધનું સેવન કરતી વખતે શું શું પથ્ય પાળવું જોઇએ તે સાથે સાથે જોઇ લઇએ.



સંત હરિદાસે કહ્યું છે:

"પહેલું પથ્ય અસત્ય ન વદવું,
નિંદા પરની થાય નહિ,
નિજ વખાણ કરવાં નહિ સુણવાં,
વ્યસન કશું જ કરાય નહિ."

પહેલું જ પથ્ય ભારે છે નહિ? કહે છે કે કદી પણ અસત્ય બોલવું નહિ. હંમેશાં સત્ય જ બોલવું. આ એક જ પથ્ય પળાય તો ય ઓછું નથી. પણ માણસ અસત્યને છોડી શકતો નથી. સત્ય બોલવામાં એક પાઇનો પણ ખર્ચ થતો નથી કે મુખને કોઇપણ જાતની તકલીફ પડતી નથી છતાં સાચું બોલવામાં ભારે આપત્તિ આવી પડતી હોય એવું આજના જમાનાના લોકોને લાગે છે. હા, 'સત્ય સત્ય' એ બોલશે ખરા, તમે કહેશો તો 'સત્ય' ઉપર વિદ્વતાપૂર્ણ એક મહાનિબંધ પણ

એ લખી આપશે અથવા હજારોની મેદનીમાં શ્રોતાઓને ચકિત કરી નાખે તેવું એ ભાષણ આપવાનું પણ શૂરાતન બતાવશે, તથાપિ એમના જ શબ્દોનું પાલન કરવામાં એમને મુશ્કેલી નડશે. સત્ય એ બોલી શકશે નહિ. કેવી આશ્ચર્યની વાત છે!

પણ ભગવદ્ભજનમાં એ નહિ ચાલે. એમાં તો સાચુ બોલવાની પહેલી શરત છે, જે સાચું બોલે છે અને એ નિયમને ટકાવી રાખે છે તે જ ભજનરૂપી ઔષધનું સેવન કરે તો તેનું દિવ્ય ફળ પ્રાપ્ત કરી શકે છે. ને અનેક આપત્તિઓને સુખેથી તરી જવાની એનામાં શક્તિ આવે છે.

બીજું પથ્યઃ—નિંદા પરની થાય નહિ. 'બીજાની કોઇ કાળે પણ નિંદા કરવી નહિ.' એ છે. આ પથ્ય પહેલાના જેટલું અઘરૂં નથી. સાચું ચોવીસે કલાક ન બોલી શકાય એવું હોઇ શકે; પણ બીજાની નિંદા ન કરવાનો નિયમ ટકાવી રાખવો એ શું અઘરૂં કાર્ય છે? એ તો ઝાઝા પરિશ્રમ વગર સાધ્ય થઇ શકે એવી હકીકત છે. પણ અફસોસ! એનુંય પાલન આપણાથી થઇ શકતું નથી. જરા પણ પરનિંદા કરવાની આપણને તક મળે તો તે આપણે જવા દેતા નથી.

ઠીક આગળ વધીએ.

'નિજ વખાણ કરવાં નહિ સુણવાં' એટલે પોતાનાં વખાણ પોતાને મુખે કરવાં નહિ અને કોઇને મોઢે સાંભળવાં પણ નહિ. આ ત્રીજી શરત છે. એનું પાલન પણ લોકો કરી શકતા નથી.

આત્મપ્રશંસા સાંભળવી આપણને બહુ ગમે છે. સૌ કોઇ પોતાનામાં છત હોય કે ન હોય, ગુણ હોય કે ન હોય તો પણ પોતાનાં વખાણ સાંભળવા હરહમેશ તૈયાર હોય છે. અને એટલુંય જાણે ઓછું હોય તેમ પોતાના ગુણોનું ગાન પોતાના મોઢે જ સમયે સમયે દરેક જણ કરતું રહે છે. મતલબ કે જે પથ્ય પાળવા સત્પુરુષો ભાર દઇને કહે છે એની આપણે ઝાઝી દરકાર રાખતા નથી.

ચોથી બાબત 'વ્યસન કશું જ કરાય નહિ' એ આવે છે.

ખરેખર નિર્વ્યસની માણસ જ વધારે ઝડપથી આગળ વધી શકે છે. એક સાચા સંતે કહ્યું છે કે 'જેને પ્રભુના માર્ગમાં આગળ ને આગળ વધવું છે, એણે વ્યસન માત્રનો ત્યાગ કરવો જોઇએ.' આ શબ્દ સાવ સાચા છે; કારણ કે વ્યસનોનો ગુલામ બનેલો માણસ પોતાની સ્વતંત્રતા ગુમાવે છે એટલે એના આત્માના અવાજને એ સાંભળી શકતો નથી. કદાચ સંભળાય તો પણ એને એ માન આપતો નથી.

કેટલાક એવી શેખી કરે છે કે, 'વ્યસનોના અમે કંઇ ગુલામ નથી. અમારે એના વગર ચાલી શકે છે. અમે જે વખતે ધારીએ તે વખતે અમે એને છોડી શકીએ એવા છીએ.'

પણ ખરું પૂછાવો તો એ બાપડાઓમાં વ્યસન છોડવાની તાકાત જ હોતી નથી. જેની બુદ્ધિ ગુમ એને શાની ગમ?

પણ પ્રભુભજનમાં વ્યસનોને છોડવાં જ જોઇએ. વ્યસનથી જે મુક્ત હોય છે, તે જ પ્રભુભજનનો સાચો અધિકારી ગણાય છે.

હજી કેટલાંક પથ્યો ગણાવવાનાં બાકી છે. રોગ ભારે એટલે પથ્ય પણ વધારે જ પાળવાં જોઇએ ને?

સાંભળો!

'પરનારી માતા સમ લેખી
　　　કદિ કુદૃષ્ટિ કરાય નહિ;
ત્યમ પરધન પાષાણ ગણીને
　　　ભૂલમાં પણ અડકાય નહિ.'

આને માટે તો તુલસીદાસ મહારાજ જામીન થવા તૈયાર થઇ ગયા હતા.



ગોસ્વામીજી કહે છે :

'પરધન પથ્થર માનીએ,
પરસ્રી માત સમાન,
ઇતને પર હરિ નવ મિલે,
તો તુલસીદાસ જમાન.'

આથી વધારે પુરાવો બીજો કયો હોઇ શકે? પણ સોનગઢી પથ્થર જેવા આપણે આ સંતવચનોને ગણકારતા નથી. માનતા હોઇએ, આચરણમાં મૂકતા હોઇએ તો ભજન પ્રત્યે અશ્રદ્ધા થાય શાની? ભગવાન ઉપર ભરોસો કેમ બેસે નહિ?

સંત હરિદાસની વાણી હજુ આગળ સાંભળવા જેવી છે.

'ઇતર નામ સરખું સાધારણ,
હરિનું નામ ગણાય નહિ,
લૌકિક નામની સાથે 'નામ' ને,
કદિયે સરખાવાય નહિ.'

પ્રભુનાં નામ દિવ્ય છે. એ પવિત્ર નામોના ઉચ્ચારથી હૃદય અને વાણી બન્ને પવિત્ર થાય છે. સાથે સાથે એના રટણથી પ્રભુની જગત-હિતાર્થે કરેલી લીલાઓના પ્રસંગો સ્મરણપટમાં તરી આવે છે. ભજનનો આ જ એક મોટામાં મોટો ચમત્કાર છે. પરમકૃપાળુ પરમાત્માની લીલાઓના પ્રસંગો મગજમાં હંમેશાં તાજા ને તાજા રહે તો એથી વધારે રૂડું બીજું શું હોઇ શકે?

હવે એક વિશેષ મહત્વની વાત કહેવાની છે.

હું હરિનો હરિ છે મમ રક્ષક
એહ ભરોસો જાય નહિ;
જે હરિ કરશે તે મુજ હિતનું
એ વિશ્વાસ ત્યજાય નહિ.

'હું ભગવાનનો છું અને ભગવાન મારા છે. ભગવાન સાથે મારે પિતાપુત્રનો સંબંધ છે. એ પિતા છે, હું પુત્ર છું. એ સ્વામી છે, હું સેવક છું. અને એથી એ જે કંઇ કરશે તો મારા ભલાનું જ હશે.' આવો ભરોસો, આવો દૃઢ વિશ્વાસ રાખનાર માણસને દુનિયાનાં દુઃખો સતાવતાં નથી. કારણ કે આવો વિશ્વાસ રાખનાર માણસ ભજનનો ખરેખરો અધિકારી બને છે.

આ રીતે, ભજન કરનારને, પથ્ય પાળવાનું છે. એ પાળીને જે મનુષ્ય ભજનરૂપી ઔષધનું સેવન કરે છે, એનો ભવરોગ નષ્ટ થાય છે. ને એ સાજોતાજો બની દિવ્ય સુખનો અનુભવ કરી શકે છે. અથવા એમ પણ આપણે કહી શકીએ કે ઉપરના નિયમોનું પાલન જે કરે છે, એનામાં ભજનરૂપી તલવારને ઉંચકવાનુ અને એને વાપરવાનું સામર્થ્ય આવી જાય છે.

ગમે તેવી પાણીદાર તલવાર પાસે પડી હોય પણ બાલક હોય કે નિર્બળ માણસ હોય એ એને ઉંચકી શકશે ખરો? અને કદાચ બેળે બેળે ઉંચકી શકે તો પણ એનો એ ઉપયોગ કરી શકશે ખરો? નહિ જ. કારણ કે તલવાર ફેરવવામાં કાંડામાં તાકાત જોઇએ છીએ. બાવડામાં બળ હોય તો જ માણસ તલવાર ધારણ કરી શકે છે અને વખત આવ્યે તલવારનું પાણી બતાવી શકે છે.

પણ આપણને આ સાદી વાત સમજાતી નથી. આપણને તો બબડાટ કરતાં આવડે છે. શક્તિ-સંપાદન કરવી નથી અને તલવારનો દોષ કાઢવામાં આપણે ગૌરવ અનુભવીએ છીએ.

આ ઠેકાણે એક નાનું સરખું દૃષ્ટાંત યાદ આવી જાય છે:

નદી કિનારે ઊભો રહીને એક માણસ બૂમો પાડતો હતો કે, 'મને તરતાં આવડતું નથી. મને તરતાં આવડતું નથી.'

કોઇ માણસે એને જવાબ આપ્યો કે, 'ભાઇ! નદીમાં પડ્યા સિવાય તને તરતાં કેવી રીતે આવડે? નદીના પાણીમાં તો પગ બોળતો નથી ને વ્યર્થ બૂમાબૂમ શું કરવા કરે છે કે—તરતાં આવડતું નથી. તરતાં આવડતું નથી!'

પેલા મૂર્ખે જવાબ આપ્યો:

'પણ ધારો કે હું પડુ ને ડૂબી જાઉ તો?'

પેલા સમજુ માણસે જણાવ્યુ

'કોઇ તરવાની કળા જાણતો હોય એવાને સાથે રાખીને તું તરવાનુ શીખ પછી જો એની મજા! રોજ નદીના જળમાં તરવાનુ મન થશે '

'પણ ધારો કે હું તરવાનુ શીખુ ને તરવામા તમે કહો છો તેવી મોજ આવે નહિ તો?'

'એવુ બને જ નહિ જે કોઇ જાણે છે એ તો એના વખાણ જ કરે છે ઉપરાત તરવાનુ શીખવથી પોતાનુ શરીર સુધરે છે ને કોઇ વખત કોઇને ડૂબતો પણ બચાવી શકાય છે '

પણ પેલા અણસમજુ માણસના મગજમા આ વાત ઉતરી નહિ એણે કહ્યુ.

'મને પ્રથમ ખાતરી થવી જોઇએ કે તરવાથી મોજ આવે છે તરવાથી શરીર સુધરે છે તરવાથી પરોપકાર કરી શકાય છે'

હસીને પેલા સજ્જને કહ્યુ:

'ભાઇ! તુ જ્યા સુધી જાતે તરવાનુ શીખે નહિ ત્યા સુધી તને ખાતરી થાય શી રીતે?'

'તો તો હુ એ બધી તકલીફ ઊઠાવુ જ શા માટે? હું તરવાનુ શીખવા માટે ઘણી મહેનત કરુ અને દિવસો બગાડુ એને બદલે બીજો કામ ધધો નહિ કરુ કે પાચ પૈસા દેખુ ભલે તરવાનુ મને નહિ આવડે, કશી ફિકર નથી '

આ અણસમજુ માણસના જેવી આપણી હકીકત છે–આપણી મતિની ગતિ છે ભજન કરવુ નથી ને કહેવુ છે ભજનમા શો ચમત્કાર છે? ભજન કરવાથી ભવરોગ ટળી જશે કે દિવ્ય સુખનો અનુભવ થશે જ એની શી ખાતરી? અમને તો પહેલા એની ખાતરી થાય તો જ ભજન કરવામા સમય બગાડવનુ મન થાય!

આ સમજ, આવુ અજ્ઞાન આપણામાથી જ્યારે ટળી જશે ત્યારે જ ભજનના મહિમાનો આપણને ખ્યાલ આવશે અને ત્યારે જ,

'ભજન બડી તલવાર,
રાધે ગોવિંદા!
ભજનથી ઉતરો પાર
રાધે ગોવિંદા!'

આ શબ્દો આપણને સાચા લાગશે






(લેખક: શ્રી. જગમોહનદાસ જ. મોદી એમ. એ, બી. ટી.)

'ભગત જગત કો ઠગત હૈ' ભગવાનના ભક્તને માટે જ્યારે આ કહેવત વપરાતી જોવામાં આવે છે ત્યારે સ્હેજે વિચાર આવે છે કે જનસમાજને ભગવાનના ભક્તને માટે એવો અભિપ્રાય બાંધવાનું શું કારણ હશે? જગતને ભક્તોનો એવો તે કેવો અનુભવ થયો હશે?

ભગવાનનો સાચો ભક્ત હોય તે જગતને તો શું પણ પોતાની જાતને ય છેતરી શકતો નથી. નાના બાળકને પણ એ ઠગી શકતો નથી તો પછી જગતને ઠગવાની એનામાં આવડત પણ ક્યાંથી હોય?

તો પછી ઉપરની કહેવત સમાજમાં પ્રચલિત થવા માટે કયાં કારણો હશે? કોનાં પાપે ભગવાનના ભક્તને માથે આ મિથ્યાવાદ ચોટ્યો હશે?

આજે સમાજમાં એવા માણસો ડગલે અને પગલે જોવા મળશે કે જેઓ ધાર્મિકતાનો ડોળ કરે છે, ભક્તના જેવો ઠઠારો કરે છે અને પોતાના સ્વાર્થને ખાતર સમાજને છેતરી રહ્યા હોય છે, ઠગી રહ્યા હોય છે. એમના બાહ્ય ડોળથી, દંભી આચારથી, ટીલાં ટપકાંથી, અજ્ઞ જનો ઘડીભર અંજાઇ જાય છે. એમના નિકટના સંપર્કમાં આવ્યા પછી જ્યારે એમની પ્રપંચ લીલાઓનો પ્રત્યક્ષ અનુભવ થાય ત્યારે સમાજનું હૃદય ઘવાય છે. આવા વખતે લોકો કહે છે કે 'ભગત જગત કો ઠગત હૈ' આવા ભગભગતો માટે આપણા આદિ કવિ નરસિંહ મહેતાએ ઠીક કહ્યું છે કે–

શું થયું સ્નાન સેવા ને પૂજા થકી?
શું થયુ ઘેર રહી દાન દીધે?
શું થયુ ધરી જટા ભસ્મલેપન કરે?
શું થયુ વાળલોચન કીધે?
શું થયુ તપ અને તીર્થ કીધા થકી?
શું થયું માળ ગ્રહી નામ લીધે?
શું થયુ તિલક ને તુલસી ધાર્યા થકી?
શું થયુ ગંગજળ પાન કીધે?
એહ પરપંચ સહુ પેટ ભરવા તણા,
આતમારામ પરિબ્રહ્મ ન જોયો,
ભણે નરસૈયો કે તત્ત્વદર્શન વિના
રત્નચિંતામણિ જન્મ ખોયો.

માત્ર સ્નાન, સેવા, તિલક, તુલસી અને માળાવડે જ પરમસંત કે પરમભક્ત થઇ શકાતું નથી. એ તો બધા બહારનાં સાધન માત્ર છે. એનીય જરૂર છે. સાધન વિના સિદ્ધિ નથી. પણ ખરેખર તો અંતરમાંથી સંતપણું કે ભક્તિ પ્રગટવાં જોઇએ તે માટે ભાગે નથી થતું.

પણ આપણે જોઇએ છીએ કે સમાજમાં ભક્તની અને સંતની પ્રતિષ્ઠા છે. એનું વચન સૌ કોઈ માને છે. સંતને ચરણે પોતાનુ સર્વસ્વ સમર્પણ કરી દેવા લોકો તત્પર રહે છે. આ બધાનું કારણ એ છે કે સંસારની માયાજાળ, આજીવિકા માટે મુશ્કેલી, ચારે તરફની દુનિયા દારીની અશાંતિ એ બધાથી કંટાળીને જ્યારે મનુષ્ય શાંતિ ઝંખે છે, આશ્વાસન માગે છે ત્યારે એને સંતના કે ભક્તના સમાગમથી શાતા વળી જાય છે. ઘડીભર એ પોતાનાં દુઃખ ભૂલી જાય છે. ઇશ્વરનો કાંઇક સાક્ષાત્કાર પામે છે. આમ સંસારમાં સંતો અને ભક્તોને સૌથી અગ્રસ્થાન આપવામાં આવ્યું છે. એની પ્રતિષ્ઠા સ્થાપિત થયેલી છે.

આ પ્રતિષ્ઠા અને તેનાથી મળતા લાભો જોઇને આજકાલ સમાજમાં સ્વાર્થસાધુઓ એટલા બધા વધી પડયા છે કે આજે સાચો સંત કયો અને બગભગત કયો તે પારખવું પણ મુશ્કેલ થઇ પડયુ છે. સાચા ભક્તને તો કશું ય જોઇતું નથી હોતું. ન તો એને સ્ત્રી દ્રવ્યાદિકની લાલસા છે કે ન તો કીર્તિની. પણ એવા સંતોને નામે ચરી ખાનારા તો લોકોનાં ખીસ્સાં ખાલી કરે છે અને અનેક અનાચારો કરે છે. આ ઢોળી ભક્તોને માટે ઉપરની કહેવત વપરાઇ છે. એવાઓનો તો સંગ પણ ન કરવો જોઈએ. એવાઓથી દૂર જ રહેવું. શિક્ષાપત્રીમાં કહ્યું છે કે—

भक्तिं वा ज्ञानमालम्ब्य स्त्रीद्रव्यरसलोलुभाः ।
पापे प्रवर्तमानाः स्युः कार्यस्तेषां न संगमः ॥

ભક્તિ અને જ્ઞાનનો આશ્રય લઈને સ્ત્રી, દ્રવ્ય તથા રસના લોભીઓ પાપમાં રચ્યાપચ્યા રહે છે. તેમનો સંગ ન કરવો.

આજે તો આવા પેટ ભરવાના પરપંચ લઇ બેઠેલાથી ઊભરાતા જગતમાં સાચા સંતોને શોધી કાઢવાનું ઘણું મુશ્કેલ બની ગયું છે. ભગવાનના ભક્તો અને સંતો કદી પોતાની જાતને જાહેર કરતા નથી. એમને પ્રસિદ્ધિનો મોહ હોતો નથી તેઓ આત્મશ્લાઘા કરતા નથી. 'હીરા મુખસે ના કહે, લાખ હમારા મોલ' પરંતુ ઢોળઘાલુઓ તો મોટી મોટી જાહેરાતો કરે છે. પ્રશંસકોની ટોળીઓ જમાવે છે. લોકોને લાલચો આપે છે. કોઇને સ્ત્રી, કોઇને દ્રવ્ય, કોઇને સટ્ટામાં ફત્તેહ, કોઇને પુત્ર, કોઇને આંકડા, એવાં એવાં પ્રલોભનો આપે છે અને જાળમાં માખીઓને ફસાવે છે. અને લોભીઆ હોય ત્યાં ધૂતારા કાંઇ ભૂખે મરે? સાચા ભક્તો આવાં પ્રલોભનો આપતા નથી. એમની પાસે આપવા જેવું કાંઇ હોય તો એમનો પ્રેમ. એમના હૃદયમાંથી નિરંતર ઝરતી કરુણા, એમના પ્રેમવારિધિમાં અવગાહન કરતાં જ જગતની સર્વસંપત્તિ મળ્યાનો આનંદ મળે છે. એમની આશીષ ફળદાયી હોય છે.

આવા ભગવાનના ભક્તોને શોધવા ક્યાં? એમનો વાસ આ જગતમાં જ છે. સાચા ભક્તો કદી જગતથી દૂર વસતા નથી. ભગવાનનો સાચો ભક્ત તો જગતમાં રહીને જ જગતને તારે છે.

ભગવાને આ સૃષ્ટિ રચી છે. એને સંસાર પણ કહેવાય છે. સંસાર એટલે સમ્+સાર (સૃ ધાતુ). સારી રીતે સર્યા કરે સરળતાથી ચાલે ત્યારે એ સંસાર કહેવાય. ભગવાને જ્યારે આ સૃષ્ટિનું નિર્માણ કર્યું ત્યારે એક વાત નિશ્ચિત હતી કે એને સારી રીતે ચલાવવાની છે. સંસારમાં વૈવિધ્ય છે, અસમાનતાઓ રહેલી છે, એકબીજાથી વિરોધી તત્ત્વો રહેલાં છે. એમાં દૈવીસંપદ્ પણ છે અને આસુરી સંપદ્ પણ છે.



આ બધી અસમાનતાઓ વિવિધતા અન્યાયો અને અથડામણોના મહાઝંઝાવાતોમાં સંસાર અથડાઇને ભાંગીને ભુક્કો ન થાય, ખડકો સાથે એ નાવ ટકરાઇને ડૂબી ન જાય અને પાણી પર વહાણ જેમ સરળતાથી સર્યા કરે એમ આ સંસારને પણ સરળતાથી સરતો રહે એ મહાન કાર્ય ભગવાને પોતાના ભક્તોને માથે નાખ્યુ છે. દેશ દેશમાં યુગે યુગે ભગવાનના ભકતોએ આ જ કાર્ય કર્યું છે સંસારમાં પોતાના જીવનથી દાખલો બેસાડીને પોતાનાં વચનામૃતોથી ઉપદેશ આપીને જગતના જીવોને તાર્યા છે.

પરમ ભકત ભૂલેલાંને માર્ગદર્શન આપે છે, સદ્વર્તનને પોતાના જીવનમા ઊતારે છે અને પોતાની અમૃતમય વાણી વડે દુઃખીયાંના દુઃખ દૂર કરે છે. જીસસ, બુદ્ધ અને ગાધીજી જેવાએ દુનિયાનાં દુઃખોનું મૂળ કાઢવા પોતાના પ્રાણ આપ્યા. એમણે જીવન જીવી પણ જાણ્યુ અને મરી પણ જાણ્યુ. જીવતાં એમણે અનેકોનાં કલ્યાણ કર્યા અને મર્યા પછી પોતાના ઉપદેશોનો ભંડાર જગતના માર્ગદર્શન માટે મૂકતા ગયા પરમભક્ત વાલ્મીકિએ રામાયણ દ્વારા જગત સમક્ષ મહાન આદર્શો રજૂ કર્યા. તુલસીદાસજીએ રામાયણની ગંગા ઘેર ઘેર વહેવડાવી. નરસિંહે સંસાર ચલાવ્યા છતાં ઇશ્વર પર અટળ શ્રદ્ધા રાખી સંસાર કેમ નભાવાય એનો દાખલો બેસાડ્યો. કબીરે એકબીજા સાથે લડતી હિંદુ મુસ્લીમ કોમોમાં ભાઇચારો સ્થાપ્યો. પરમ પૂજ્યપાદ સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજે ગીતાને સરળ ભાષામાં લોકોને સમજાવીને ગીતાના ઉપદેશનું જગતમાં પ્રતિષ્ઠાપન કર્યું. આવા ભક્તોને પ્રતાપે જ જગત ટકી રહ્યું છે, અને માટે જ ભગવાને કહ્યું છે કે હું મારા ભકતને વશ થઇ ગયો છું.

સાચા ભકતનો મોટામાં મોટો ગુણ એ એની નિર્ભીકતા—નીડરતા. જગતના ઝંઝાવાતો, સંકટો, દુઃખો, અન્યાયો અને પ્રલોભનોથી એ નાસતો નથી. એ કદી કાયર બનતો નથી. જગતથી નાસી જનાર તો કાયર કહેવાય. કાયર કદી ભકત બની શકતો નથી. જગતને માર્ગદર્શન આપી સારે રસ્તે લઇ જવાની જવાબદારી ભગવાને જેને માથે નાંખી છે એવા ભકતો જગત તજીને દૂર એકાંતમાં



નાસી જાય એ કેમ પાલવે ? પરોપકારાય સતાં વિભૂતયઃ એ ભકતો તો જગનાં દુઃખો દૂર કરવાં જીવનભર ઝૂઝે છે. એ કદી હાર સ્વીકારતા જ નથી. કાયરતા બતાવતા નથી. ભગવાનનો સાચો ભકત જગતમાં રહીને જ જગતને તારે છે. ઉત્તમ તરવૈયો જેમ પાણીથી ડરતો નથી કે ભાગતો નથી અને બીજાઓને તારે છે અને પોતે તરે છે તેમ ભકતજન પણ ભવથી ભાગતો નથી કે ડરતો નથી. એ તો ભવસાગરને

પોતે તરી જાય છે અને બીજાને પણ તારે છે.

કોઇ પ્રશ્ન કરશે કે જો ભક્તજન જગતમાં જ વસે છે તો શું સંસારીઓ જ ભક્ત થઇ શકે? સંન્યાસીઓ જેમણે માયાનો ત્યાગ કર્યો છે એ શું ભક્તો નથી? જે વિરક્ત થઇ ગયા તેઓ શું સંત ન કહેવાય? સંન્યાસીઓ અને વિરક્તો પણ સાચા ભક્તો જ છે. એમણે સંસારનો ત્યાગ કર્યો તે કાયર થઇને નહિ, એનાથી ડરી ભાગીને નહિ પણ પૂરી સમજણને અંતે જ એમણે ત્યાગ સ્વીકારેલો હોય છે. એમના ત્યાગમાં પણ લોકાનુગ્રહકાંક્ષા ની ઉદાત્ત ભાવના રહેલી હોય છે. એમણે જેટલા સમાજ ઉપર ઉપકારો કર્યા છે એટલા તો કોઇએ નથી કર્યા. મહાન સંન્યાસી શ્રીશંકરાચાર્યજીએ સમાજ વિચ્છિન્ન થતો અટકાવીને ચાર વર્ણ અને ચાર આશ્રમ સ્થાપ્યા. યાજ્ઞવલ્ક્યે ત્યાગ લીધો ને સમાજને વ્યવસ્થિત કરવા સ્મૃતિ રચી. ભર્તૃહરિએ ભેખ ધારણ કરીને નીતિનો ઉપદેશ આપ્યો.

સાચો સંન્યાસી તો સંસારનો ત્યાગ કરે છે પણ એને તરછોડતો નથી. ત્યાગ લઇને એને પોતાના સુખ માટે કશું જ કરવાનું હોતું નથી અને માટે જ એ જગતનું વધુમાં વધુ કલ્યાણ કરી શકે છે. સંસારનાં દુઃખો નિવારવા માટે જ એમણે ત્યાગ સ્વીકાર્યો હોય છે. સંસારની ઉપાધિઓથી મુક્ત થઇને એ સંસારનાં પામર જીવોને સુખી કરવા પોતાનું જીવન અર્પણ કરે છે. વિરક્ત રહ્યા છતાંય એ જગતની નેતાગીરી સ્વીકારે છે અને લોકોને સન્માર્ગે વાળે છે. એવા પુરુષોને સાચા ભક્તો ન કહેવાય તો પછી કોને કહેવાય?

પરંતુ જેમ સંસારનો ત્યાગ કરીને પણ ભક્તજન જગતને તારી શકે છે તેમ માત્ર ભગવાં ધારણ કર્યાથી જ ભક્ત બની શકાતું નથી. એવા પણ કેટલાય ભગવાધારીઓ આજે જગતમાં મળી આવશે કે જેમણે ત્યાગની ઉદાત્ત ભાવના સમજીને નહિ પણ સંસારથી કંટાળીને ભગવાં પહેર્યાં હોય, આવા સંન્યાસીઓ કે ત્યાગીઓ સંસારને તિરસ્કારની નજરે જુએ છે, જગતના લોકો પર વેરભાવ રાખે છે. કોઇની બૈરી મરી જાય, કોઇને બૈરી ન મળે, કોઇને ખાવા ન મળે, કોઇને ધંધામાં ખોટ જાય, કોઇનો ગામગરાસ લૂંટાઇ જાય, કોઇની મિલકત કાકામામાએ પડાવી લીધી હોય એવા કંટાળીને કે ત્રાસીને સાધુ બની જાય; અને સાધુ બન્યા પછી તો ઉપર કહ્યું તેમ એક જાતની પ્રતિષ્ઠા (સાચી કે ખોટી) મળી જાય એટલે એ ધંધો ફાવી જાય છે. પછી તો માલમલીદા મળે, પારકે પૈસે તાગડધીન્ના કરવાની તક મળે એટલે અનેક પ્રકારનાં પાખંડો ચલાવે. આવા પાખંડી સાધુઓને ઉદ્દેશીને જ નરસિંહ મહેતાએ કહ્યું છે કે 'એહ પરપંચ સહુ પેટ ભરવા તણા'.

ભગવદ્જ્જુકીય નાટકીમાં શાંડિલ્ય પોતાના ગુરુને કહે છે 'બાપજી, મારે તો મા નથી. બાપ નથી. ખાવાનાં ઠેકાણાં નહોતાં. આપના ચેલા થઇને બે ટંક પૂરું ખાવાનું મળશે માટે તો આપની પાસે આવ્યો છું. જો અહીં પણ મારે ભૂખે મરવા વારો હોય તો મારે તો તમારા શિષ્ય પણ થવું નથી અને અધ્યયન પણ કરવું નથી' આજે તો આવા ભેખધારીઓ ઘણા મળી આવશે.

સાચા ભક્તનો બીજો મહાન ગુણ એ એમનો પ્રેમ. ભગવાન ઉપર અને ભગવાનની



સૃષ્ટિ ઉપર. એમના હૃદયમાંથી નિરંતર પ્રેમ અને કરુણાનાં અમીઝરણાં વહ્યા કરે છે અને જગતને પાવન કરે છે. ભક્ત કદી કોઇનો તિરસ્કાર કરતો નથી. એ તો બધાને એની પ્રેમગંગામાં નવડાવે છે. દુઃખીઓના દુઃખ જોઇને એનું હૃદય દ્રવી ઊઠે છે. સંસારીઓના પરિતાપ ઓછા કરવા એ પોતાના સુખનો વિચાર જ કરતો નથી. દીનજનોને એ દિલાસો આપે છે. એમના સાનિધ્ય માત્રથી સંતપ્તજનોનાં દિલને શાતા વળે છે. જેટલો અખૂટ પ્રેમ એને ઇશ્વરપ્રત્યે છે એટલો જ અખૂટ પ્રેમ એને ઇશ્વરની આ સૃષ્ટિ ઉપર હોય છે. એનુ હૃદય હંમેશાં આર્દ્ર રહે છે. मृदूनि कुसुमादपि એવાં એમનાં હૃદય જગતના જીવોને સમદૃષ્ટિથી જુએ છે. એને મન કોઇ ઉચ્ચ નથી કોઇ નીચ નથી.

સાચા ભક્તનો ત્રીજો મહાન ગુણ તે એમની ઇશ્વર પરની અચલ શ્રદ્ધા. કદાચ આ ગુણ એમનો સૌથી મહાન ગુણ કહી શકાય. એની શ્રદ્ધા મૂઢની કે અંધશ્રદ્ધાળુની નહિ પણ પૂરી સમજણપૂર્વકની હોય છે. ગીતાજીમાં ભગવાને સ્વમુખે વચન આપ્યું છે तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् । એ વચન પર પૂર્ણ વિશ્વાસ રાખીને ભગવાનનો સાચો ભક્ત પોતાનું જીવન નિર્ગમન કરે છે. એને પળે પળે હરિનું જ સ્મરણ થાય છે. એવો પરમભક્ત

पश्यन् शृण्वन् स्पृशन् जिघ्रन्नश्नन् गच्छन् स्वपन् श्वसन् ।
प्रलपन् विसृजन् गृह्णन्नुन्मिषन् निमिषन्नपि ॥

ઊંઘતાં કે જાગતાં, સંસારી રહીને કે વિરક્ત થઇને ઇશ્વરમાં સ્થિરબુદ્ધિ રાખીને પોતાનાં કર્મો કર્યે જાય છે. આવો ભક્ત સંસારી હોય તો પણ જગતમાં રહી પરોપકારાર્થ પોતાનું જીવન નિર્ગમન કરે છે તે એક માત્ર ઇશ્વર ઉપર અચલ અટલ શ્રદ્ધાના પ્રતાપે. દયારામ ભાઇએ કહ્યું છે તેમ 'ચિત્ત તું શીદને ચિંતા કરે કૃષ્ણને કરવું હોય તે કરે;' એવી રીતે પોતાની સર્વ ચિંતાઓનો ભાર શ્રીકૃષ્ણને સોંપી દે છે. એમણે જીવનમાં એક વાત વણી લીધી હોય છે કે સૌનો પાલનહાર ઇશ્વર છે. હું તો એક નિમિત્ત માત્ર છું.

આવા ભગવાનના ભક્તોનો જગત સાથે સંબંધ અનિર્વચનીય છે. એમના ગુણોનો પાર નથી. એમના જગત પર ઉપકારો અપાર છે. એમનો અસીમ પ્રેમ અને કરુણાનાં ઝરણાં જગતમાં નિરંતર વહે છે. આવા ભક્તો સંસારી પણ હોઇ શકે. દુનિયાની દૃષ્ટિએ સંસારમાં રહેલા ગણાતા મહાપુરુષો પરમભક્તો જ હોય છે. જનક રાજા રાજ્ય ચલાવતા હતા છતાં વિદેહી ગણાતા. નરસિંહ મહેતા અને સુદામાજીએ સંસાર માંડ્યો છતાં પરમભક્તો થઇ ગયા. અખા ભગતે કહ્યું છે કે 'સંસારમાં સરનો રહે અને મન મારી પાસ.' એમનું ધ્યાન હંમેશાં ઇશ્વરમાં જ લાગેલું હોય. ખાતાં કમાતાં પત્નીપુત્રાદિકનું પાલન કરતાં પણ એ ભક્તિમાંથી દૂર થતા નથી. એવા માણસો પોતાનાં કર્મો જગતના ઉપકારાર્થે કર્યે જાય છે. ઘણીવાર તો ગાંઠનાં ગોપીચંદન કરીને પણ પારકાની વહારે ધાય છે.

આવા પરમ ભક્તો સંસારી હોય કે સંન્યાસી હોય તોપણ પોતાના જીવનની સુવાસ જગતમાં ફેલાવે છે. સંસારમાં ધર્મનું પ્રતિષ્ઠાપન કરે છે. ઇશ્વરના માર્ગમાંથી ચૂકેલાઓને રસ્તો દેખાડે

છે. સંન્યસ્ત લે તો એક કુટુંબનો ત્યાગ કરીને આખા વિશ્વને પોતાનું કુટુંબ બનાવે છે. એમનું આખું જીવન પરોપકાર માટે જ સમર્પણ કરેલુ હોય છે.

આ કસોટીએ પાર ઊતરે એવા પુરુષો દુનિયામાં કેટલા ? એ સંતભકતો કયાં મળે ? આજે તો જ્યા જોઇએ તો ટીલાં ટપકાંની ને મુંડન કે જટાની દુનિયા વસી રહી છે. કોઈ છા છોમાંથી ઊંચા આવતા નથી, કોઇ માળાં ફેરવતાં બક ધ્યાન ધરે છે, કોઇ સટ્ટાના આંકડા આપે છે, કોઇ ધર્મ અને ભકિતના ઉપદેશોના ડોળ ઘાલીને પરવિત્ત-હારાની પાછળ પડ્યા હોય છે. આવા લોકો જે આજે બૂમબરાડા પાડીને યેનકેન પ્રકારેણ પ્રસિદ્ધિ મેળવવા હજાર ધતીંગ કરતા હોય છે. અણસમજુ અને સ્વાર્થમાં રચ્યોપચ્યો રહેનાર જનસમાજ એમનાં પાખંડ સમજી શકતો નથી અને અંતે જ્યારે ફસાઇને ઠગાય છે ત્યારે એ બિચારો 'ભગત જગતકો ઠગત હૈ' એમ ન કહે તો બીજું કહે પણ શું ?

તો પછી સાચા ભક્તને જગતે જાણવા શી રીતે ? સાચા ભકતને શોધવા પડે છે. દંભી આપણને શોધતો આવે છે. સાચા ભકત પોતાની પ્રસિદ્ધિ કરતા નથી. દંભી પોતાની જાહેરાત છાપરે ચઢીને કરે છે. સાચો ભકત જગત પર ઉપકાર કરે છે. દંભી હજાર પ્રલોભનો આપે છે. સાચા ભકતના સમાગમથી કદાચ આપણાં ઐહિક સુખો પ્રાપ્ત ન થાય પણ ચિત્તને આનંદ થાય છે, આત્મા પ્રફુલ્લિત થાય છે; હૃદયને શાતા વળે છે. દંભીના સમાગમને અંતે દુઃખ જ હોય છે.

ઈશ્વરની કૃપા અપાર છે. ભગવાને યુગે યુગે ઠેર ઠેર પોતાના ભક્તોને જગતના ઉદ્ધારાર્થે મોકલ્યા છે. એમને સંતો કહો, પયગંબરો કહો, મહાપુરુષો કહો જે કહો તે. એમના પ્રતાપે જ જગત ઉગરી શકે છે અને ઉગરશે. સમાજને એ જ ટકાવી રાખે છે. સંતો અને ભકતોને આ ગુણો વડે ઓળખી શકાશે–પ્રેમ, નિર્ભીકતા, નિરભિમાનતા, સાદાઈ અને અચલ શ્રદ્ધા. એવા ભકતો જગતમાં ઠેર ઠેર વસે છે. માત્ર આપણે શોધી કાઢવા પડે.





# ભક્તિની શક્તિ

(લેખક : પ્રા. જયન્ત ઠાકર એમ. એ., કોવિદ)

મનુષ્યને કોઇ વસ્તુ ગમે છે ત્યારે તેને તેમાં પ્રેમ જાગે છે. આ પ્રેમ ઉત્કટ થાય છે ત્યારે ભક્તિમાં પરિણમે છે. આવા પ્રેમની શુદ્ધિ જેમ વધારે તેમ તેની શક્તિ પણ વધારે હોય છે. છતાં ઘણીવાર મોહને જ પ્રેમ ગણી કાઢવામાં આવે છે તેવું જોવા મળે છે. માટે મોહ અને પ્રેમ વચ્ચેનું અંતર બરાબર ખ્યાલમાં રાખવાની જરૂર છે. મોહ એટલે સક્તિ અને પ્રેમ થાય છે ભક્તિ. આ સક્તિ–ભક્તિના અભેદની મિથ્યા ભાવનામાં આપણે ઘણીવાર ગોથાં ખાઇએ છીએ. સક્તિ એટલે આસક્તિ. કોઇ વસ્તુમાં ચિત્ત ચોંટવું, આકર્ષિત થવું તે. તેમાં સ્વાર્થ છે. બીજી બાજુ ભક્તિ એટલે તન્મયતા, તલ્લીનતા. જેમાં શુદ્ધ પ્રેમ જાગ્યો હોય તે પદાર્થમાં મનુષ્ય લીન થઇ જાય છે. તેમાં સ્વાર્થને બિલકુલ અવકાશ નથી. ભજન–કીર્તન તથા આત્મનિવેદનનો એ સુલભ અને આર્દ્ર માર્ગ છે. દેશભક્ત દેશને સર્વસ્વ ગણી તેના લાભ માટે સર્વસ્વત્યાગ કરવા તત્પર હોય છે. પિતૃભક્ત પુત્ર પિતાની એકતાનતાથી સેવા કરે છે, પોતાના સ્વાર્થને અંતરાયરૂપ થવા દેતો નથી. શ્રવણની પિતૃભક્તિ તો આપણા સર્વની પરિચિત વસ્તુ છે. પતિવ્રતા પત્ની પતિથી બીજું કાંઇ વધારે ઊંચુ માનતી નથી અને પરમતત્ત્વની જેમ તેની સેવામાં ચિત્ત પરોવે છે. તેમાથી જે શક્તિ સાંપડે છે તે અદ્‌ભુત હોય છે. સીતાને રાવણ ઉપાડી ગયો, પરંતુ અશોકવનમાં બંધનમાં રાખ્યા પછી તેની સાથે અઘટિત વ્યવહાર કરવાની એ પરાક્રમીની હિંમત ન હતી. તે જ પ્રમાણે સાવિત્રી પોતાની પતિભક્તિને પ્રતાપે યમરાજાને પણ હંફાવે છે અને પતિને પાછો મેળવે છે. અનસૂયાની પતિભક્તિના પ્રભાવને લીધે ખુદ બ્રહ્મા–વિષ્ણુ–મહેશને પણ બાલક બની જવું પડ્યું હતું. અને વૃન્દાની પતિપરાયણતાની શક્તિ જ જાલંધરને અબાધિત રીતે વિચરતો રાખતી હતી. જગતમાંની નાની નાની વસ્તુઓની ભક્તિમાં સંકુચિતતા આવે છે. તે તે વસ્તુમાં જગન્નિયન્તા પરમ આત્માનું આરોપણ કરવામાં આ ભક્તિની ઉત્કટતા રહેલી છે. ભજનની ચીજ પ્રમાણે ભક્તિની કક્ષા માપી શકાય. પરંતુ પરમભક્તિ તે ઇશ્વરભક્તિ–જેમાં સર્વ પ્રકારની ભક્તિનો સમાવેશ થઇ જાય છે. ભક્ત ભગવાનમાં જ લીન થઇ જાય છે ત્યારે તેને પોતાના અલગ અસ્તિત્વનું ભાન જ રહેતું નથી, એકાકારતા વ્યાપી જાય છે.

પરાપૂર્વથી મનુષ્ય આ સંસારના દુઃખસમુદ્રનું મંથન કરી પરમ સુખના અમૃતની પ્રાપ્તિ માટે સતત મથ્યા કરે છે. આ મંથનમાંથી વેદ–સાહિત્ય તથા સાંખ્યાદિ દર્શનો રૂપી રત્નો આપણે મેળવ્યાં છે. અને આ દર્શનોમાંથી જ વિવિધ ધર્મો અને પંથો ઉદ્‌ભવ્યા છે પંથ એટલે જ રસ્તો. રસ્તા તો અનેક છે પણ ધ્યેય–સાધ્ય એક જ છે. આ પરમ આનંદ અથવા મોક્ષ અર્થાત્ અહીંનાં સર્વ દુઃખો અને બંધનોમાંથી છૂટકારો મેળવવા માટેના મુખ્ય ત્રણ માર્ગ ગણવામાં આવે છે: જ્ઞાનમાર્ગ, કર્મમાર્ગ અને ભક્તિમાર્ગ,

આમાંથી જ્ઞાનમાર્ગ અતિ વિકટ છે, કર્મમાર્ગ તો ગૂંચવણોથી જ ભરેલો છે; જ્યારે ભક્તિનો એક જ એવો ધોરી રસ્તો છે જે બધાને માટે સરળ અને સુલભ છે. જ્ઞાનમાં બુદ્ધિનો મહિમા છે, કર્મમાં આડંબર છે; જ્યારે ભક્તિમાં તો હૃદય-હૃદયની વાત છે, તેમાં હૈયે હૈયાં જોડાય છે. જ્ઞાન અને કર્મની અપેક્ષાએ વિનમ્રતા અને આત્મનિવેદન જેનાં મુખ્ય અંગ છે એવી સર્વ-સાધ્ય ભક્તિની શક્તિ અદ્ભુત છે. ભક્ત ઈશ્વરની સાથે સીધો સંપર્ક સાધી શકે છે, અને એમાં એની મહત્તા છે. ઊંડો વિચાર કરીએ તો જણાય છે કે જ્ઞાન અને કર્મની સિદ્ધિ માટે પણ ભક્તિ કાંઈક અંશે આવશ્યક નીવડી છે!

કેવળ રામ કે કૃષ્ણ કે શિવની ભક્તિમાં સંકુચિતતા રહેલી છે જ. પરંતુ સાચો ભક્ત આ સંકુચિત ભાવનાથી પર હોય છે. પરમ ભક્તને મન રામ, કૃષ્ણ કે શિવમાં કાંઈ ભેદ નથી. એટલું જ નહિ પણ દરેક પદાર્થમાં તે ઇષ્ટદેવનું આરોપણ કરે છે; સર્વત્ર તેને પરમ તત્ત્વનાં દર્શન થાય છે અને અહીં જ ભક્તિની પરાકાષ્ઠા આવે છે. નરસિંહ મહેતાએ પ્રથમ શિવને પ્રસન્ન કર્યા અને એમની કૃપા દ્વારા તે પરમ વૈષ્ણવ બની શક્યા. પ્રહ્લાદને ઊકળતા તેલમાં અને ધગધગતા સ્તંભમાં પણ ભગવાનનાં દર્શન થયાં અને આંચ ન આવી ઊલટું, તે સ્તંભમાંથી ભક્તરક્ષક નૃસિંહ ભગવાન પ્રકટ થયા.

ભક્ત કોઈનું બૂરું ઇચ્છતો નથી જ. છતાં તેને કોઈની પરવાહ પણ હોતી નથી. તે પોતાની ધૂનમાં જ મસ્ત રહે છે. તેજોદ્વેષી અને ટીખળી માનવજન્તુઓ ભક્તને હેરાન કરવાના સર્વ પ્રયત્ન કરી છૂટે છે, પરન્તુ ભક્તિ અને શ્રદ્ધા સગી બહેનો જ છે, અન્યોન્યની પૂરક. ભક્તને પોતાના પ્રભુમાં અચળ શ્રદ્ધા છે, તેથી તેમાં નિર્ભયતા આવી વસે છે. પરિણામે આ સર્વ કસોટીમાંથી તે સહીસલામત પાર ઊતરે છે. કસોટીના પત્થર પર ઘસતાં સોનાનું સાચું મૂલ્ય સમજાય છે. અને તેને તપાવતાં તેમાંનો રહ્યોસહ્યો કચરો પણ નાશ પામે છે અને તે પરિશુદ્ધ સુ-વર્ણ બની જાય છે. તેવી જ રીતે ભક્ત પણ આ સર્વ મુશ્કેલીઓમાંથી વધારે પ્રદીપ્ત થઈને જ બહાર આવે છે, ત્યારે સમજુ માણસો તેનું સાચું મૂલ્યાંકન કરી શકે છે, આ જગતમાં એવું જોવા મળે છે કે કુકર્મ કરનાર વધારે સુખી અને સત્કાર્યપરાયણ વધારેને વધારે દુ:ખી થતો જાય છે. આ ક્રમ બહુ સૂચક છે. ઈશ્વરની ઇચ્છા તેના ભક્તને પરિશુદ્ધ કરવાની છે. આથી જેમ જેમ તેને અધિક તાવવામાં આવે છે તેમ તેમ રહ્યાંસહ્યાં મલિન તત્ત્વો નષ્ટ થાય છે અને તેનું પરિશોધન થતાં તેની પવિત્રતા તથા તેમાંથી ઉદ્ભવતી શક્તિ અણીશુદ્ધ બની જાય છે. આથી છેવટે તેને પરમ સુખ-શાન્તિ મળે છે; પેલાની વાત એથી જુદી જ છે. નરસિંહ મહેતા પિતાના શ્રાદ્ધ માટે ઘી લેવા જાય છે ત્યાં ભજનમાં એવા લીન થઈ જાય છે કે તેમને તેમની વ્યાવહારિક પરિસ્થિતિનું ભાન રહેતું નથી. પોતાના ભગવાનમાંની તેની શ્રદ્ધા એવી અડગ છે કે તેની પરિસ્થિતિની તેને બહુ દરકાર પણ નથી. પરિણામે ભક્તાધીન ભગવાનને મહેતાનું રૂપ લઈ આવી શ્રાદ્ધની સર્વ ક્રિયાઓ પૂરી કરવી પડે છે. મહેતાની હુંડી પણ 'શામળિયા'ને સ્વીકારવી પડે છે. આ નરસિંહની અનુપમ શ્રદ્ધાનું સુન્દર ઉદાહરણ છે. કુંવરબાઈના મામેરા વખતે ગરમ પાણીને ઠંડું કરતી વર્ષા અને છાબ ભર્યા પછી પણ રહી ગયેલી વસ્તુઓની પ્રાપ્તિ પ્રાર્થનાની અગાધ શક્તિ દર્શાવે છે. ભક્તિની ઉત્કટતા ભગવાનને ખેંચી લાવે છે. અને ભગવાનની સર્વશક્તિઓ ભક્તિ મેળવી લે છે. ભક્તિ જેવી શક્તિ બીજી કોઈ વસ્તુમાં નથી. અને એમાં ભક્તિની અદ્ભુતતા રહેલી છે. મીરાંબાઈને 'ગિરધરલાલ'ની જે લગની લાગેલી તે એટલી ઉત્કટ હતી કે રાણાના સર્વ ઉપાયો નિષ્ફળ ગયા. જ્યારે તે ઉશ્કેરાઈને તેને મારવા તૈયાર થયો ત્યારે ભક્તિની શક્તિએ તેને સર્વત્ર

મીરાં જ મીરાં દેખતો કરી મૂકયો. હારેલા રાણાએ વિષનો પ્યાલો જ્યારે મોકલ્યો, ત્યારે મીરાંબાઇ તે પોતાના ભગવાનને ધરાવી બ્રહ્માર્પણ કરી પી ગયાં. ભક્તિની અમાપ શક્તિએ એ હલાહલને પણ અમૃતસમ કરી મૂકયું અને મીરાંનું કાંઇ મૂલ્યાંકન કરી રાણાએ તેની વિરુદ્ધના પ્રયત્નો છોડી દીધા.

આપણે સર્વને આપણી પોતાની ફૂટપટ્ટીથી જ માપીએ છીએ. ભક્ત પણ ભગવાનને પોતાના જેવા જ ગણી લે છે. અને ભક્તની તન્મયતાને પ્રતાપે ભગવાન પણ તેણે કલ્પેલા સ્વરૂપે જ પ્રકટ થાય છે. ભગવાનની ધૂનમાં ભક્ત સાવ ભાનભૂલ્યો જ બની જાય છે. અને એમાં જ એનો ખરો આનન્દ છે અને ભક્તિનો પ્રભાવ છે. કેટકેટલા દિવસથી શબરી શ્રીરામની રાહ જોતી હતી! હતી તો ભિલ્લ બાઇ, પણ રોજ ભગવાનના સ્વાગતની સ્વચ્છ, સુઘડ તૈયારી કરી રાખતી. ભગવાનને માટે ભોજન પણ રોજ નવું તાજું રાખતી. રખેને ભૂલથી ભગવાનને કોઇ ખાટું બોર આપી દેવાય, તેવા ખ્યાલથી ખૂબ કાળજીપૂર્વક ચાખી ચાખીને સારામાં સારા બોર તેણે શ્રીરામ માટે એકઠાં કરી રાખ્યાં હતાં. અને રામ આવ્યા! તેમને શો ભેદભાવ હોય? લક્ષ્મણ તો ડઘાઇ જ ગયા કે આ રામ ભીલડીનાં એઠાં બોર કેમ ખાતા હશે!

સુદામા શ્રીકૃષ્ણના બાલસખા હતા. તે ભગવાનને મળવા ગયા તો તેમણે તેમના તાંદુલ પણ લઇ લીધાં અને બદલામાં કાંઇ જ આપ્યુ નહિ. સુદામા નિરાશ થયા. પણ ઘેર આવ્યા ત્યારે જે પરિવર્તન જોયું તેણે તેમનાં માનસ ચક્ષુઓ ખોલી નાખ્યાં. મિત્રતાએ સુદામાને કઇ જ ન આપ્યુ, પરન્તુ ભક્તિએ તો તેમને ન્યાલ કરી દીધા!

શ્રીકૃષ્ણ વિષ્ટિ માટે હસ્તિનાપુર ગયા. ત્યાં તેમના સ્વાગત માટે મહારાજા દુર્યોધને અનેકવિધ મિષ્ટ અને પકવ અન્નો રાખેલાં. પરન્તુ ભક્તિ ભગવાનને ખેંચી ગઇ સીધા-ભક્તરાજ વિદુરને ત્યાં. રાજાનાં મિષ્ટાન્નો કરતાં એ દ્વારકાધીશને રાજાના કાકા પરન્તુ ભક્તિને કારણે ગરીબ એવા વિદુરની ભાજી વધારે મીઠી લાગી!

હનૂમાન્ રામભક્તિની શક્તિથી વિશાળ સમુદ્ર કૂદી ગયા અને સીતાની શોધ લાવી શકયા. લક્ષ્મણને માટે સંજીવની ઔષધિવાળો દ્રોણાચલ ઉપાડી લાવતાં રસ્તામાં ભરતના બાણથી તેમનો પગ વીંધાઇ ગયો. છતાં એ મહાભક્તે ભરતના બાણ પર બેસી સમયસર પહોંચી જવાનું ઉચિત ન ધાર્યું. તેને પોતાની ભક્તિની શક્તિમાં પૂર્ણ વિશ્વાસ હતો. ભરત જોતા જ રહ્યા અને એ ઉપડી ગયા. દરેક ભક્તમાં ભક્તિની ખુમારી હોય છે. તે જ તેની મસ્તી છે. તેમાં અભિમાન કે અહંકારનો અંશ પણ હોતો નથી, પણ અડગ આત્મશ્રદ્ધા હોય છે. પરંતુ આ શ્રદ્ધા અંધશ્રદ્ધા નથી, પણ સમજપૂર્વકની શ્રદ્ધા છે, એ ભૂલવું ન જોઇએ. ઉપનિષદનો મંત્ર છે કે:

'यदेव विद्यया करोति श्रद्धयोपनिषदा
तदेव वीर्यवत्तरं भवति।'

અર્થાત્-જે ક્રિયા વિદ્યા, શ્રદ્ધા અને ઉપનિષદ વડે કરવામાં આવે છે તે જ અધિક શક્તિશાળી બને છે. વિદ્યા એટલે સમજ. આપણે કરીએ છીએ તે યોગ્ય છે જ, તેવી ખાતરી આપણને હોવી જોઇએ. આપણે લીધેલો માર્ગ સર્વથા વિચારતાં બરાબર છે જ તેવું જ્ઞાન હોવું જોઇએ. બીજું તત્ત્વ છે શ્રદ્ધા. જો આવી સમજ હોય તો આપણને ઇશ્વરની સહાય મળવાની જ. 'सत्यमेव जयते'-સત્યને જ સફળતા સાંપડે છે-માટે આપણા પ્રયત્નની સફળતા માટે શંકા હોય જ નહિ, તેવી આત્મશ્રદ્ધા. આ શ્રદ્ધા એ મોટુ બળ છે. ત્રીજું તત્ત્વ છે ઉપનિષદ એટલે ઉપાસના-ભક્તિ. આપણે નિરભિમાનપણે પ્રાર્થનાપૂર્વક અને તન્મયતાથી



તેમાં એકતાનતા સાધીને કાર્ય કરીએ તો તેથી સવિશેષ બલ પ્રાપ્ત થાય છે. આપણી ક્રિયામાં આપણે એક રસ થઇ જવું જોઇએ તેવો તેનો ભાવ છે. જે કાર્યમાં આ વિદ્યા–શ્રદ્ધા–ઉપાસનાનો ત્રિવેણીસંગમ થાય તે જ અધિક બલશીલ પ્રભાવશાળી–અસરકારક થાય છે. આ મંત્રમાં જ્ઞાન, કર્મ અને ભક્તિ ત્રણેનો સુન્દર સમન્વય કરવામાં આવ્યો છે તે તો સ્પષ્ટ જ છે. ભક્તની પ્રાર્થના આર્દ્ર હોય છે, તેમાં આ ત્રણે તત્ત્વોનાં બલ ભરેલાં હોય છે અને તેથી જ તેની જાદુઈ અસર થાય છે.

કેળવણી અને પર્યટન દ્વારા દૃષ્ટિ વિશાળ થાય છે એ વાત સાચી. પરન્તુ જે ભક્તિથી જે આધ્યાત્મિક તથા માનસિક વિકાસ સધાય છે તે જેવો તેવો હોતો નથી. સાચા ભક્તનાં આન્તર ચક્ષુ ખુલી ગયાં હોય છે અને પરમતત્ત્વના સાચા જ્ઞાનનો પ્રકાશ તેના અણુએ અણુએ વ્યાપી ગયેલો હોય છે. વર્ણભેદ અને આશ્રમભેદ તેને નડતા નથી. જેમ ભગવાન ભાવનાના ભૂખ્યા છે, તેમ ભક્ત પણ ભાવનાનો ભૂખ્યો હોય છે. સામાજિક અગર બીજાં બધનો તેને સ્પર્શી શકતાં નથી. તેણે તો પોતાની જાતને પ્રભુ આગળ ધરી છે, સમર્પી દીધી છે–સમ્પૂર્ણ આત્મનિવેદન કરી દીધું છે–એટલે તેના હાથના બંધન તરીકે વપરાવા માટે જ હવે તેની તત્પરતા રહી હોય છે. ઇશ્વર દોરે તેમજ તેને દોરાવાનું હોય છે. પરન્તુ એ દોરવણીને સમજવી તે સહેલું નથી. તે પરમતત્ત્વ પ્રાણી માત્રમાં અન્તર્યામી બની રહ્યું હોય છે. મનુષ્ય પોતાનાં કરતુતમાં એવો રચ્યોપચ્યો રહે છે કે આ અન્તરાત્માનો નાદ સાંભળવાની પરવાહ પણ તેને હોતી નથી અને તેવી શક્તિ પણ ક્ષીણ થતી જ જાય છે. જેમ અન્તર વધારે શુદ્ધ તેમ આ અંદરના અવાજને સાંભળવા–સમજવાની શક્તિ વિશેષ આવે છે. આપણે મૂઢમતિ કોઈ ગાંધીજી જેવા પવિત્ર પુરુષની અન્તરના નાદની વાતોને હસી કઢીએ છીએ તે આપણી પામરતા છે. નિરભિમાન ભક્ત પોતાના અન્તઃકરણની શુદ્ધિને પ્રતાપે આ અન્તરાત્માના સાદને પારખી શકે છે અને એ અન્તર્યામીની સાથે એ છૂટથી વાતો પણ કરી શકે છે. વેદની ઋચાઓ ઋષિ-ઓના આવા વાર્તાલાપો જ છે ને ?

નરસિંહ મહેતા હરિજનવાસમાં પણ ભજન કરવા જતાં અચકાતા ન હતા. કેમકે ભક્ત તો ક્રાન્તિવીર હોય છે, તેથી તેને સમાજની રૂઢિઓનો વિરોધ ડગલે ને પગલે કરવો પડે છે, પરન્તુ ભક્તિની શક્તિ અબાધિત હોવાથી તેવા સઘળા પ્રસંગમાં તેને માટે સાફલ્ય જ નિર્માયું હોય છે. ક્વચિત્ પોતે ખપી જઇને પણ માનવજાતને માર્ગદર્શન કરાવતો દીવો બની રહે છે. જગન્નિ-યન્તા તેના દ્વારા પોતાનાં કાર્ય સાધી લે છે અને તે માટે પોતાની શક્તિનો તેનામા સંચાર પણ કરે છે. અને ભક્ત ભગવાનના કોઈ શુભ કાર્યની સાધના માટેના હથિયાર રૂપ બનવામાં પોતાની કૃતાર્થતા સમજે છે.

ભક્તે ભક્તિના જે રસનો આસ્વાદ લીધો હોય છે. તે એટલો મીઠો હોય છે કે તેને મોક્ષ મેળ-વવાની વૃત્તિ જ થતી નથી. મોક્ષ માટે મથવું તે તો સ્વાર્થ જ કહેવાય ને ? ભક્ત તે કેમ પસંદ કરે ? અને જો એક વખત મુક્તિ મળી ગઇ તો ભક્ત અને ભગવાનનો ભેદ જ કેમ રહેશે ? અને તો પછી ભક્તિનું શું ? આ વિચારે ભક્ત નિશ્ચય પર આવે છે કે મોક્ષના કરતાં ફરી ફરી જન્મ લેવો તે જ સારુ છે કે કદિ એ ભક્તિનો અમૃત-રસ સુકાય જ નહિ ! તેથી જ નરસિંહે ગાયુ છે કેઃ—

"હરિનાં જન તો મુક્તિ ન માગે,
માગે જનમોજનમ અવતાર રે !"

ભલે સંસારની ઘટમાળનાં દુઃખ વારંવાર સહન

કરવાં પડે, પરન્તુ ભક્તિ તો જશે' નહિ ને! ભક્તિને તે અનુપમ લહાવો માને છે, ભક્તને મન તો–

" ભુતળ ભક્તિ પદારથ મોટું,
બ્રહ્મલોકમાં નાહીં રે!"

ભક્તિની અનુપમ ભેટ આ પૃથ્વીલોકને આપવામાં આવી છે. આવી મોટી ચીજ બ્રહ્મલોકમાં પણ શોધી જડે તેમ નથી. ભલે ત્યાં મુક્તિ વસતી ભક્તિના આવા માહાત્મ્યને સમજીને જેણે પચાવેલું છે, તેવો ભક્ત તેની દરકાર કરતો નથી. અને, પરિણામે આઠે મહાસિદ્ધિઓ વણબોલાવી તેને આંગણે આવીને ઊભી રહે છે અને મુક્તિ તો તેની દાસી થઈને આવે છે! આથી મોટું માહાત્મ્ય બીજા કોનું હશે?! પરન્તુ પ્રીતમે ગાયુ છે તેમ,

" હરિનો મારગ છે શૂરાનો,
નહિ કાયરનું કામ જોને!"

અને જેમણે હિંમતથી એમાં ઝુકાવ્યું તેમની અને હારીને બહાર રહી ગયેલાની મનઃસ્થિતિ કેવી હોય છે?–

' માંહી પડયા તે મહાસુખ માણે,
દેખણહારા દાઝે જોને!!"






# ભક્તિમાર્ગ

(લેખક: શ્રી. સુરેશચંદ્ર ગો. કાંટાવાળા એમ. એ.)

શાસ્ત્રમાં પ્રભુને પ્રાપ્ત કરવાના ઘણા માર્ગો બતાવવામાં આવ્યા છે, તેમાંનો એક ભક્તિ માર્ગ છે. બીજા માર્ગો સામાન્ય માનવીને પ્રભુ પ્રાપ્તિ માટે અઘરા પડે છે, જ્યારે ભક્તિમાર્ગ સામાન્ય માનવીને સુલભ પડે છે. પ્રભુ માટે તલસતા હૈયાને ભક્તિમાર્ગ શાંતિ આપે છે. આ માર્ગ બીજી કોઈપણ અન્ય વસ્તુઓની સહાયની અપેક્ષા રાખતો નથી. ગીતાજીમાં કહ્યું છે તે પ્રમાણે પ્રભુચરણે બધું અર્પિત કરીને તેના આશરે ચાલવાનું છે. એક ઉપનિષદ્ કહે છે ભક્તની ચિન્તા પ્રભુને હોય છે, ભક્તે તો પછી કશી ચિન્તા કરવાની હોતી નથી. ટૂંકામાં ભક્તિમાર્ગ એટલે પ્રભુરૂપી 'સેફડીપોઝીટવૉલ્ટ'માં પોતાની જાતરૂપી રકમનો ન્યાસ કર્યા પછી પ્રભુરૂપી સદ્ધર બૅન્કને તે રકમના રક્ષણની ચિન્તા હોય છે.

ભક્તિ શબ્દ ભજ્ ધાતુ ઉપરથી બને છે. અને ભજ્ ધાતુ સેવાના અર્થમાં છે. (ભજ સેવાયામ્) ઋગ્વેદમાં વરુણદેવને ઉદ્દેશીને લખાયેલા સૂક્તોમાં ભક્તિની ભાવના જોવા મળે છે. ઉપનિષદ્કાળમાં જ્ઞાન, યોગ અને ભક્તિમાર્ગની વિચારધારાની સરિતાઓ જોવા મળે છે. ઉપનિષદોમાં કેટલેક સ્થળે જ્ઞાનમાર્ગનાં અને યોગમાર્ગનાં ગુણગાન ગાવામાં આવ્યાં છે, જ્યારે કેટલેક સ્થળે ભક્તિમાર્ગને બીજા બે માર્ગો કરતાં સારો ગણવામાં આવ્યો છે.

સૂત્રસાહિત્યમાં નારદનાં અને શાણ્ડિલ્યનાં ભક્તિસૂત્રો મળે છે. પુરાણોમાં ત્રણે વિભિન્ન ધારાઓનો અવિચ્છિન્ન પ્રવાહ જોવા મળે છે. પૌરાણિક પાત્રોમાં ભક્ત પ્રહ્લાદ જેવા અમર ભક્તો મળે છે.

પ્રભુ પ્રત્યે ઝરતા પ્રેમથી ભરપૂર એવું સ્તોત્ર સાહિત્ય પણ આપણને મળે છે.

યોગ માર્ગને અનુસરતા મુમુક્ષુઓને આહાર પ્રત્યાહાર વગેરે યોગની સાધનાઓમાંથી પસાર થવું પડે છે. જ્ઞાનમાર્ગને અનુસરતા મુમુક્ષુને પરમતત્ત્વના સ્વરૂપને સમજવાની જરૂર પડે છે. જ્ઞાન વિષયક વાક્યો ફક્ત જાણવાથી અને ચર્ચવાથી મુક્તિ પ્રાપ્ત થતી નથી; જ્યારે ભક્તજન ભિક્ષાટન કરતો હોય ત્યારે પણ પરમાનંદનું સુખ માણી શકે છે. ભક્તિ સંસારનાં પાપોનો નાશ કરનારી છે અને પુનર્જન્મનો ફેરો ટાળી મુક્તિ અપાવનારી છે. ભક્તજનની પ્રભુ પાસે તેના પ્રત્યે અવ્યભિચારિણી ભક્તિની જ માગણી હોય છે અને જન્માન્તરમાં પણ પ્રભુપાદસેવાની જ માગણી કરે છે. પ્રભુ જેના ઉપર પ્રસન્ન થાય

છે, તે તેનો વિદેહ થતાં-પરમ પદની પ્રાપ્તિ કરે છે. પરમકૃપાળુ પરમેશ્વરને પોતાના ભક્ત માટે ઘણો જ પ્રેમ હોય છે અને તેથી પ્રભુને 'ભક્તવત્સલ' કહેવામાં આવે છે. પ્રભુ પોતાના ભક્તના સર્વ ભયનું વિદારણ કરે છે અને તેને ભયરહિત કરે છે અને બધા દોષો માફ કરે છે.

પ્રભુની ભક્તિ સ્ત્રી અથવા પુરુષ સરખી રીતે કરી શકે છે. ભક્તિ પરમેશ્વરના ગમે તે રૂપની થઇ શકે છે. કેટલાક વિષ્ણુની, તો કેટલાક દેવીની જ્યારે કેટલાક શિવ ઇત્યાદિની ભક્તિ કરે છે. મત્સ્ય પુરાણમાં કહેવામાં આવ્યું છે કે જે કોઇ સ્ત્રી અથવા પુરુષ નક્ષત્ર પુરુષ વ્રત ઘણી ભક્તિથી કરે છે તેને મુરારિની બધી વિભૂતિનું ફળ પ્રાપ્ત થાય છે.

ભક્તનું જીવન પ્રભુમય જ હોય છે અને પોતાની બધી ક્રિયાઓ તેને તે સમર્પે છે અને તેને શરણે જાય છે અને અન્તે મુક્તિ પ્રાપ્ત કરે છે અન્તમાં એજ કહેવાનું કે " भगवन् भक्तिमव्यग्रां त्वय्यनन्या विधत्स्व मे। "

(મત્સ્ય પુરાણ ૧૮૦-૯૩)

" હે પ્રભુ! મને તારા પ્રત્યે અવ્યગ્ર અને અનન્ય ભકિત આપ!"

---

## પ્રાથના

હે સ્વામી! તમે જે ભક્તની પાસે રહો છો એ ભક્તને ત્યા શ્રી, વિજય, વિભૂતિ અને ધ્રુવા નીતિ રહે છે. એટલા માટે મારી પ્રાર્થના છે કે તમે બધા ભકતોની પાસે રહો. તમારા ભકતોને એવી ચિન્તા ન થાવ કે સંસારમા આસુરી અને વિરોધી શક્તિઓ ઉપદ્રવ પણ કરી શકે છે

卐 卐

## પ્રાર્થના

હે પરમાત્મા! આજના સંતો અને મહાત્માઓનુ એવું માનવું છે કે વિશ્વની વિપત્તિઓની અંદર પણ તમારો અનુગ્રહ રૂપી સૂર્ય ઉદય પામી રહ્યો છે. ઘાડા અંધકારમાં જેમ અરુણોદય થાય તેમ.

જે આ તત્વને જાણી લે છે એ તમારું ભજન ધૈર્યથી કર્યા કરે છે.

—ગુરુદેવ સ્વામીશ્રી વિદ્યાનંદ.



# ભક્તોનું જીવન—નામસ્મરણ

( લેખક : શ્રી રવિશંકર નરોત્તમદાસ પાઠક )

**આ** જગતમાં આવ્યા પછી મનુષ્યે શું કરવું જોઈએ? ઝઘડા વધારવા જોઇએ? એકબીજાનાં ગળાં કાપવાં જોઇએ? કાળાં બજાર કરવાં જોઇએ? કે પોતાને મળેલી સંપત્તિનો ને સત્તાનો ઉપયોગ પરહિતના કામમાં કરવાને બદલે, પરપીડનના કામમાં કરવો જોઇએ?

ના, ના, ઝઘડા વધારી એકબીજાનાં ગળાં કાપવાની પ્રવૃત્તિમાં મચ્યા રહેવું, એ તો માનવજાત ઉપર મોટામાં મોટું કલંક કહેવાય. કાળાં બજાર કરવાં કે લક્ષ્મીનો દુરુપયોગ કરવો એ તો અધમતાની પરિસીમા કહેવાય. 'પોતે મનુષ્ય છે' એવું જરા પણ અભિમાન રાખવાની જેનામાં સદ્બુદ્ધિ છે, એનાથી અધમ આચરણ શી રીતે થાય?

તો આપણું શું કર્તવ્ય છે? યેનકેન પ્રકારે પૈસા ભેગા કરવા મથવું કે આજની પરિસ્થિતિ ઉપર ખૂમરાણ કરી મૂકવું?

પ્રભુની શક્તિ પર જેને ભરોસો છે, જગતના એ મહાન ન્યાયાધીશની ન્યાયપરાયણતા પર જેને વિશ્વાસ છે, એ ગમે તેવી વિકટ પરિસ્થિતિ ઊભી થાય તો પણ મૂંઝાઇ જશે નહિ. એ વ્યર્થ બબડાટ કરી જનતામાં અશાન્તિનો ફેલાવો નહિ કરે. એ એમ નહિ કહે કે 'ભગવાન બહુ નિષ્ઠુર છે, દયા વગરના છે.' એ એમ નહિ કહે કે 'પ્રલય હવે આવી રહ્યો છે.' એ એમ નહિ કહે કે 'અત્યારની હાડમારીઓ નરક સમાન છે.'

આવું કહેવાને બદલે એ ઉત્તમ વિચારવાળા એમ કહેશે કે ભાઇઓ! ગભરાવ નહિ. ભગવાનને બધી વાતની ખબર છે. ભગવાન આપણું દર્દ સમજી શકે છે. ભગવાન સર્વસત્તાધીશ છે. જગતના ચાલક—પાલક છે. એમની યોજનાઓ આપણે સમજી શકતા નથી, પણ એ જગતના ભલા માટે જ હશે. ભગવાન કરુણાસિંધુ છે. એની દયા અપરંપાર છે. એ જે કંઇ કરશે એ ઠીક જ હશે. એની ઇચ્છા વગર બીજી કોઇ પણ શક્તિ જરા પણ કાર્ય સાધવા અસમર્થ છે. એટલે એના ભરોસે રહી એની દિવ્ય શક્તિઓમાં વિશ્વાસ રાખી, બધી ચિંતાઓ છોડી દો અને ભગવાનના પરમ પવિત્ર નામનો જ આશ્રય સ્વીકારો.

વાત સાવ સાચી છે. જેને ભગવાનના મંગળમય નામનો આશ્રય છે, એ મુશ્કેલીઓમાં પણ મજા લઇ શકે છે. એ નરકને પણ સ્વર્ગમાં પલટાવી શકે છે. પ્રલય આવવાનો હોય તો ભલે આવે, પ્રભુના નામની જેને છત્રછાયા છે, એને પ્રલય શું કરવાનો છે? અને મરવાની એ શું કરવા ઉતાવળ કરે?—ભગવદ્ભજનનો લાભ ગુમાવી દેવા? જેટલો કાળ આ પૃથ્વી




પર રહેવાની ભગવાને આજ્ઞા કરી હોય એટલો સમય શા માટે નિજાનંદમાં મસ્ત રહીને વ્યતીત ન કરવો?

પોતાનું પ્રિય બાળક બીમાર હોય છે ત્યારે એ પોતાને બહુ વહાલું હોવા છતાં મા એને કડવી દવા પાય છે કે નથી પાતી? ગળી ગળી ગીઠાઇ રોજ ઊડાવી હોય છે એટલે બાળકને કડવી દવા પીવી ગમતી નથી. એ રડે છે, પગ પછાડે છે, તોફાન કરે છે, પણ 'પોતાનું બાળક ઝટ સારું થઇ જાય' એ શુભ આશયથી મા મનને મજબૂત કરીને બાળકના બે હાથ પકડી રાખીને પણ દવા એના મોંઢામાં રેડે છે. એ વખતે બાળકના રુદનને એ ગણકારતી નથી. બાળકની આંખમાંથી વહી જતાં આંસુ તરફ એ ધ્યાન આપતી નથી. એના દયા ઉપજાવે એવા શબ્દો સાંભળ્યા ન સાંભળ્યા કરે છે. ને પોતે કઠોર બનીને કડવી દવા પાયા જ કરે છે. દવા પીતી વખતે બાળકને મા કેવી લાગતી હશે? અજ્ઞાની બાળક માને દયા વગરની માને એમાં નવાઇ ખરી?

આવી જ હકીકત આપણી છે. અત્યારની મુશ્કેલીઓ અને પરિસ્થિતિ જોતાં આપણને એમ થઇ આવે કે ભગવાન જગતના પિતા છે તો આવી અંધાધૂંધી કેમ ચલાવી લે છે? જગતમા દિવસે દિવસે દુઃખો ઘટવાને બદલે વધતા કેમ જાય છે? પોતાનાં બાળકોનું રુદન ભગવાનને પ્રિય લાગે છે કે શું?–તો તે સ્વાભાવિક છે.

પરંતુ જરા શાન્તિથી–સ્વસ્થ મનથી વિચાર કરીશું તો જણાશે કે આવા વિચારો આવવા એ આપણા અજ્ઞાનનું જ પરિણામ છે. અજ્ઞાની માંદુ બાળક દવા પીતી વખતે માનું હૃદય અને એનો શુભ આશય સમજી શકતું નથી તેમ આપણે આપણા અજ્ઞાનથી ભગવાનની યોજના સમજી શકતા નથી. એટલે ભગવાનનો દોષ કાઢવાને બદલે આપણે આપણા અજ્ઞાનનો જ દોષ કાઢીએ, ને સત્ય વસ્તુનો વિચાર કરીએ.

'આવો વિચાર કેવળ નામસ્મરણથી આવે છે ને ટકી રહે છે.' એમ કહેવામાં આવે તો એમાં લેશ પણ ખોટું નથી.

જ્ઞાની પુરુષોએ, મહાન સંત–સાધુઓએ અને કવિવરોએ 'ભગવાનના નામસ્મરણનો મહિમા અપરંપાર છે' એવું મુક્તકંઠે કહ્યું છે. શ્રીમદ્ ભાગવતમાં ભગવદ્‌ભજનને અને ભગવાનની પુણ્યલીલાના પ્રસંગોના સ્મરણને 'અમૃત' ની ઉપમા આપવામાં આવી છે ને નામસ્મરણ કરનારના ભાગ્યને વખાણવામાં આવ્યુ છે.

અને વાત પણ ખોટી નથી. ભાગ્ય વગર નામસ્મરણ પ્રત્યે રુચિ થતી નથી. નામસ્મરણ પ્રત્યે રુચિ થાય ત્યારે સમજવું કે ભગવાનની કૃપા ઊતરવા લાગી.

નામસ્મરણ કરવાથી વાલ્મીકિ સામાન્ય માણસમાંથી 'આદિકવિ વાલ્મીકિ' બન્યા ને 'ઋષિવર' તરીકે પૂજાયા. નામસ્મરણના પ્રતાપથી નેત્ર વગરના હોવા છતાં ભક્ત સૂરદાસજીને પ્રભુની પુણ્યલીલાના પ્રસંગો દૃષ્ટિ સન્મુખ દેખાયા જ કરતા હતા. નામસ્મરણના ચમત્કારથી ચૈતન્ય મહાપ્રભુ સ્પર્શમાત્રથી પાપીને પરમભક્ત બનાવી દેતા હતા. નામસ્મરણના બળના પ્રભાવે કરીને ગોસ્વામી તુલસીદાસજી મહારાજની પરમ તેજસ્વી કલમમાંથી ભક્તિની ગંગા પ્રગટી નીકળી. 'નામ-સ્મરણ એ જ જીવન છે' એ સૂત્રને પોતાના



જીવનમાં વણી લેનાર ભક્ત નરસૈયાના ઉજ્જવળ નામને તો તમે જાણો જ છો ને ? એનાં સાંસારિક તમામ કામ ભગવાન જાતે મલકતા મુખે ઉકેલતા હતા. એ કોના પ્રતાપે ? અને અજબ મસ્તીથી તલ્લીન થઈને 'મેરે તો ગિરિધર ગોપાલ, દૂસરા ન કોઈ' ગાનારી ભગવતી મીરાં હળાહળ વિષને અમૃતનો કટોરો માની પચાવી ગયાં એ કઈ હિંમત ઉપર ?

નામસ્મરણના મહિમાને બતાવતાં આવાં સંખ્યાબંધ દૃષ્ટાન્તો આપણે સારી પેઠે જાણીએ છીએ. આપણને એ ગમે છે પણ ખરાં, તથાપિ નામસ્મરણ પ્રત્યે અનુરાગ કેમ પેદા થતો નથી ?

આનું એક જ કારણ હોઈ શકે. અને તે એ કે આપણે પોતે નામસ્મરણનો આશ્રય લેતા નથી, આપણે પોતે નામસ્મરણ કરતા નથી.

'ઊડિયાબાબા' નામના એક પ્રસિદ્ધ સંત થઈ ગયા. એમણે એક ઠેકાણે એવી મતલબનું કહ્યું છે કે, 'નામસ્મરણ કરવાથી જ એના પર પ્રીતિ થાય છે ને અશ્રદ્ધા ટળી જાય છે.'

આમાંનો એક અક્ષર પણ ખોટો નથી.

એટલે દુઃખના સમયમાં પાસે રહી દુઃખને સુખમાં પલટાવી નાખનાર, આફતના સમયમાં પણ મુખને હસતું રખાવનાર અને સદૈવ નિર્મળ વાતાવરણ અખંડિત રાખનાર એવા નામસ્મરણનો આશ્રય આપણે લઈએ તો બધી આપદાઓને સુખેથી તરી જઈએ.

'હરિને ભજતાં હજુ કોઈની લાજ
જતાં નથી જાણી રે....'

એ ભક્ત પ્રીતમનાં વેણ કંઈ ખોટાં નથી.





# ભકત અને ભગવાન

(લેખક: શ્રી. રામનારાયણ ના. પાઠક)

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥

આવી ભવ્ય પ્રતિજ્ઞા ભગવાને પોતાના ભક્ત આગળ શ્રીમુખે કરેલી છે. ખાનપાન, આહારવિહાર, વિચાર, વાણી, વર્તન, ભગવદ્રૂપ બનતાં ભક્ત અને ભગવાન વચ્ચેનો ભેદ ભુંસાય છે. આવી તદ્રુપતા પ્રાપ્ત કરવા માટે ભક્તની કેવી કસોટી થાય છે, કેવી ભૂમિકામાંથી ભક્ત પસાર થાય છે, તેનું અનુભવ ગમ્ય વર્ણન અનેક ભકતોએ પોતાની ભક્તિભીની વિહ્વળતામાં આપેલું છે.

રંગીલો જમીનદાર પુત્ર બિલ્વમંગળ, વિલાસી જીવનમાંથી જાગે છે, કુમાર્ગેથી પાછો ફરે છે અને ભક્તિમાર્ગે વળે છે ત્યારે; તેની ઇશ્વર દર્શનની તાલાવેલી, તેના આર્તનાદમાં આપણને સાંભળવા મળે છે.

" અઁખિયાં હરિ દરસનકી પ્યાસી,
દેખ્યો ચાહત કમલનયનકો નિશદિન રહત ઉદાસી

.... .... .... ....

સૂરદાસ પ્રભુ તિહારે દરસ બિન, લેહૂ કરવત કાસી,
અઁખિયાં હરિ દરસનકી પ્યાસી........"

ભક્તકવિ પ્રભુદર્શન વિના કાશીએ જઇ કરવત મૂકાવવાની તત્પરતા બતાવે છે. ભક્ત શિરોમણિ નરસિંહ મહેતાએ ગોપીઓના મનોભાવ વ્યક્ત કરતું એક સુભગ હૃદયંગમ ચિત્ર એક કાવ્યમાં દોર્યું છે:

" કહાઁ જાઉં રે વેરણ રાત મળી;
ચોરા જોયા મેં ચૌટાં જોયાં,
જોઇ વળી સારી રાજગલી;
કાયા દુઃખે મારી પીંડીઓ ફાટે,
દુઃખનાં દળણાં દળી રે દળી;
નરસૈંયાના સ્વામીએ વેણુ વજાડી,
તેવે સમે મારી આંખ મળી. "

અહોરાત પ્રભુના નામનો તલસાટ, વિજોગણની તાલાવેલી, ઘેલાં બનીને પ્રભુની પાછળ પરિભ્રમણ. આખરે ઇશ્વરકૃપા, આત્મદર્શન, વેણુનાદ–અંતરનાદ શ્રવણ, જીવનમાં પરમ શાંતિ પ્રભુ સાથે–ચેતન્ય સાથે–તદ્રુપતા! કેવું હૃદયસ્પર્શી ચિત્ર!

આવા ભક્તનો ભગવાન દાસાનુદાસ છે તેનો સ્વાનુભવ નરસિંહ મહેતા જ રજૂ કરી ગયા છે.

"બેઠો બેઠો ગાય ત્યારે, ઉભો ઉભો સાંભળું,
ઉમલકો ગાય ત્યારે નાચું જીરે......."



ભગવાન કહે છેઃ " મારો ભક્ત બેઠો બેઠો ભજન ગાય છે ત્યારે હું તલ્લીન બનીને ઊભો ઊભો સાંભળું છું. પણ જ્યારે મસ્તીમાં આવીને ભક્ત ગાતાં ગાતાં ઊભો થઇ જાય છે ત્યારે હું પ્રેમમગ્ન બનીને નાચવા લાગું છું.

પણ ભગવાનને આવી રીતે વશ કરવા માટે ભક્તમાં કેવી અનાસક્તિ, વૈરાગ્ય અને એકાગ્રતા જોઇએ? એક સુફીવાદી ભકતે નાનકડી શેરમાં એ બતાવ્યું છે.

'બુલાતે હો તો તુમ ઉસ પર્દેનશીન કો,
ઘર ભી બનાયા હૈ ખિલ્વતકા,
ઉસકો બિઠાનેકે લિયે?'

તમે એ પર્દેનશીન (માશૂક-ઇશ્વર) ને બોલાવો તો છો પણ તેને બેસાડવા માટે એકાંતરૂપી ઘર તૈયાર રાખ્યું છે? જ્યાં સુધી તમારા હૃદયમંદિરમાં કામ-ક્રોધ, લોભ-મોહ, માયા-મત્સર વગેરે બેઠા છે ત્યાંસુધી ઇશ્વરનો વાસ કેમ થઇ શકે?

ભકતની ઇશ્વર પ્રત્યેની ભકિતભીની વિરહાવસ્થાનું વર્ણન મીરાંબાઇએ અનેક પદોમાં ગાયું છે. તેમાં ભકતની કેવી કસોટી થાય છે તેનું હૂબહૂ વર્ણન છે.

" સૂલી ઉપર સેજ પિયાકી,
મિલનો કિસ વિધ હોઇ
હરિ મૈં તાં પ્રેમ દીવાની, દીવાની .."

અને પ્રભુપ્રેમની એ વેલને પ્રેમાશ્રુનું સતત સિંચન કરવાનું છે એ વાત પણ મીરાંએ જ જગતને શીખવી છે.

" અંસુઅન જલ સિંચ સિંચ. પ્રેમ બેલી બોઇ,
અબ તો બેલ ફૈલ ગઇ, આનંદ ફલ હોઇ,
મેરે તો ગિરધર ગોપાલ, દૂસરા ન કોઇ...."

કબીર પોતાની ધીર ગંભીર વાણીમાં પ્રેમના ઘરમાં પ્રવેશ કરવાની આકરી શરત મૂકે છેઃ

"યહ તો ઘર હૈ પ્રેમકા, ખાલાકા ઘર નાહીં.
સિસ ઉતારે ભૂઇ ધરે, તબ પૈઠે ઘરમાંહીં."

આ પ્રેમનું ઘર છે. માસીબાનું (ખાલા-માસી) ઘર નથી.

જે માથું ઉતારી પૃથ્વી પર મૂકશે તે જ એ દ્વારમાં પ્રવેશ કરી શકશે.

પ્રીતમદાસે એ જ વસ્તુ, લગભગ એ જ શબ્દોમાં કહી છે.

" સુત, વિત, દારા, શિશ સમરપે,
તે પામે રસ પીવા જોને."

એવા એ રસનો સ્વાદ કોણે ચાખ્યો? કોણ ચાખી શકે?

" એ રસનો સ્વાદ શંકર જાણે,
કે જાણે શુક જોગીરે,
કંઇએક જાણે વ્રજની રે ગોપી,
ભણે નરસૈયો ભોગી રે....
ભૂતળ ભકિત પદારથ મોટુ,
બ્રહ્મલોકમાં નાહીં રે

ભક્તિરસ એ પ્રધાન જીવનરસ છે. પૃથ્વી ઉપરની તમામ રસિકતાઓમાં એ રસરાજ છે. ભક્તનું જીવન એટલે શુષ્ક, કંટાળેલું, ઉદાસી, નીરસ જીવન એવા ખ્યાલોને ઉપરનું કાવ્ય પડકારરૂપ છે. ભક્તિમાં જે શૌર્ય છે, મસ્તી છે, નિજાનંદ છે તે બીજા કશામાં નથી.

મુક્તાનંદ સ્વામીએ ઉદ્ધવગીતામાં ભાવવાહી હૃદયસ્પર્શી વાણીમાં ગાયું છે.

"હસતાં રમતાં પ્રગટ હરિ દેખું રે,
મારું જીવ્યું સફળ તવ લેખું રે;
મુક્તાનંદનો નાથ વિહારી રે.
ઓધા! જીવનદોરી અમારી રે."

જેમ ખરા ક્ષત્રિયને મન રણમેદાન એ જીવનનો લહાવો છે, તેમ ભક્તને મન ભક્તિ 'શિરાતણું સાટું' અને જીવનનો પરમ આનંદ છે. એ સાધના છે, એમાં જીવનની કૃતાર્થતા પણ છે.

ભક્તિ ચર્ચાનો, વિવાદનો વિષય નથી, વાણીનો વિલાસ નથી, બુદ્ધિની પ્રક્રિયા નથી, તર્કની ચમત્કૃતિ નથી, એ તો સાધકનો જીવનસંગ્રામ છે, ખાંડાની ધાર છે, શૂરવીર અને સતીત્વની જીવનકસોટીથી અનેકગણી વધુ કારમી કસોટી માંથી પસાર થવાની જીવન સાધના છે. કબીર કહે છેઃ–

સૂર સંગ્રામ હૈ, પલક દોચારકા,
સતી ઘમસાન પલ એક લાગે,
સાધ સંગ્રામ હૈ, રૈન દિન જૂઝના,
દેહ પર્યંત કા ખેલ ભાઈ!

આવું યુદ્ધ શરૂ થયું છે કે કેમ તે જાણવા માટે દરેક સ્ત્રીપુરુષે પોતાના અંતરને તપાસવાની જરૂર છે. આપણા જીવનમાં રસ ક્યાંથી મેળવાય છે? આપણા સુખનું સાધન બહાર છે કે અંદર? 'સંસારીનું સુખ ઝાંઝવાના નીર સમાન' મીરાંબાઈએ કહેલું તે આપણને સાચું જળ લાગતું હોય તો જાણવું કે આપણી તરસ કદી છીપવાની નથી. ઝાંઝવાનું જળ તે જળ જ નથી. તે માત્ર આભાસ છે. તેમ સંસારી સુખ તે સુખ જ નથી. એ કેવળ વાસનાની ગુલામી છે, ગુજરાતનો રંગીલો ભક્ત કવિ દયારામ કહે છેઃ–

"જગત તણી આશા છે જ્યાં લગી,
જગત ગુરુ તું દાસ;
વૈષ્ણવ નથી થયો તું રે, શીદ ગુમાનમાં ઘૂમે?"

જગત તરફથી સુખ ફેરવ્યા પછી જ આત્મ સુખ અનુભવાય છે. આત્મસુખ અનુભવ્યા પછી જગતનાં સુખ તુચ્છ લાગે છે. તડકો ને છાંયો બન્ને એક સાથે અનુભવી શકાતો નથી. સંસારનું દુઃખ, ભવસાગરની વેદના કેમ ટળે? આત્મદર્શનની તાલાવેલી કેમ લાગે? ક્યારે લાગે? એવો પ્રશ્ન જિજ્ઞાસુના અંતરમાં વારંવાર ઊઠે છે, અર્જુને ગીતામાં એવો જ પ્રશ્ન શ્રીકૃષ્ણ પરમાત્માને પૂછ્યો છે તેનો ઉત્તર સંત તુલસીદાસજીએ આપ્યો છેઃ

"जो सपने सिर काटहि कोई ।
बिनु जागे न हरि दुःख होई"

સ્વપ્નમાં કોઈએ માથું કાપી લીધું એમ થાય અને માણસ દુઃખ અનુભવે, રાડો પાડે, તે દુઃખ જાગ્યા વિના ન ટળે. તેવી જ રીતે સંસારનાં અનેક વિધ–ત્રિવિધ તાપનાં દુઃખો જાગ્યા વિના ટળવાનાં નથી.

આત્મજાગૃતિ એ જ દુઃખ મુક્તિનો ઉપાય છે. સત્સંગ, સદાચાર એ જ કળિકાળમાં ભક્તિનું (આત્મજાગૃતિનું) પરમ સાધન મનાયું છે.

"અનુભવ એવો રે, અંતર જેને ઉદે થયો;
કૃત ટળ્યાં તેનાં રે, જેણે જેનો આત્મા લહ્યો."



# ભક્ત–મહિમા

(લેખક : શ્રી. બાલકૃષ્ણ ચુ. જોશી)

ભક્તની વ્યાખ્યા-ભગવાનની ભક્તિ કરે, ભજન કરે, સેવા કરે તેનું નામ ભક્ત એમ સામાન્ય રીતે માનવામાં આવે છે; પરંતુ એનો વાસ્તવિક અર્થ જોઇએ તો સંસ્કૃત भज्=આશ્રય લેવો, શરણે જવું-એ ધાતુ પરથી ભક્ત શબ્દ થયેલો છે. ભક્ત એટલે જેણે પ્રભુની શરણાગતિ લીધી છે તે-અને એ શરણાગતિ-એનું જ નામ ભક્તિ.

ભક્ત, સંત, સાધુ, મહાત્મા, વૈષ્ણવ ઇત્યાદિ સર્વ શબ્દો પર્યાયવાચક છે.

સંત, સાધુ અને ભક્ત એ ત્રણે શબ્દોનો પ્રયોગ રામચરિતમાનસમાં પણ એક જ અર્થમાં થયેલો માલૂમ પડે છે. દેવર્ષિ નારદ કહે છે.

संतनके लच्छन रघुबीरा।
कहहु नाथ भव भंजन भीरा ॥

ભગવાન રામચંદ્રજી ઉત્તરમાં કહે છે કે–

सुनु मुनि साधुन्हके गुन जेते।
कहीं न सकइ सारद श्रुति तेते ॥

વળી જ્યારે શ્રી રામચંદ્રજી સંતોનાં લક્ષણનું षट्विकार-जित अनघ अकामा ઇત્યાદિ પંક્તિઓમાં વર્ણન કરે છે ત્યારે ગોસ્વામી તુલસીદાસજી પોતાના પ્રશ્ન દ્વારા પૂછે છે કે अस दीनबन्धु कृपाल अपने भगत गुन निजमुख कहे

(૨) ભક્તનાં લક્ષણો-ભક્તનાં મુખ્ય દશ લક્ષણો છે: ભક્તિ, ભગવાનપર નિર્ભરતા–શ્રદ્ધા, નીડરતા, જ્ઞાન વૈરાગ્ય, સરળતા, કરુણા, નિર્જનપ્રિયતા એકાંતવાસમાં પ્રીતિ, અનિદ્રા, શાસ્ત્રનિષ્ઠા.

ભક્તિ–ભક્ત ભગવાનની સાથે કોઇ એક પ્રકારનો સંબંધ જોડી દે છે અને તે સંબંધ અનુસાર તે પિતા (જેમકે દશરથ કિંવા નંદ અગર વસુદેવ), પતિ (જેમકે ગોપીઓ, મીરાંબાઇ), સ્વામી (જેમકે નરસિંહ મહેતા), સખા (જેમકે અર્જુન) ઇત્યાદિ ભાવથી ભગવાનને જુએ છે, સેવા કરે છે, ભજે છે. ઉચ્ચ અધિકારી ભક્તમાં આ સર્વ ભાવોનો આવિર્ભાવ થયેલો દેખાઇ આવે છે. તે કદી ભગવાનને પિતા, કદી પતિ, કદી સ્વામી તો કદી મિત્ર માની નાના પ્રકારથી પોતાની જાતને પ્રભુશરણમાં જોડે છે.

ભગવાન પર નિર્ભરતા–શ્રદ્ધા—ભક્તને હૃદયમાં ભક્તિનો અંકુર પેદા થતાં જ પ્રભુ પર અટૂટ શ્રદ્ધા ઉપજે છે. આર્થિક સંકડામણ, બીમારી, વિપત્તિ ગમે તે પરિસ્થિતિમાં પણ તે ભગવાનના સામું જ જુએ છે.

નિર્ભયતા–ભક્તપ્રિય ભગવાન ડગલે ને પગલે ભક્તની અનેક રીતે રક્ષા કરે છે: ધ્રુવ, પ્રહ્લાદ, દ્રૌપદી, મીરાં આદિ એનાં પ્રત્યક્ષ ઉદાહરણ છે. ભગવાનની અનંત કૃપા પ્રાપ્ત થતાં ભક્ત તદ્દન નિર્ભય બની જાય છે.

જ્ઞાન–જેમ ચંદ્ર વિના ચંદ્રિકા રહી શકતી નથી એમ ભક્તિ જ્ઞાન વિના રહી શકતી નથી.

ભગવદ્ભક્તિ દ્વારા ભક્ત નિમિષમાત્રમાં અનંત જ્ઞાનનો અધિકારી બને છે, બલ્કે ત્રિકાલજ્ઞાની બની જાય છે.

વૈરાગ્ય—જ્ઞાન પાછળ વૈરાગ્ય આવ્યા વિના રહેતો જ નથી. જ્ઞાન થતાં વિષયોમાં અનિત્યતાનું ભાન થાય છે અને તેમ થતાં વિષયોમાં આપોઆપ વૈરાગ્ય ઉત્પન્ન થાય છે.

સરળતા—ભક્તમાં બાલકના જેવી સરળતા હોય છે.

કરુણા—ભક્તનું સાતમું લક્ષણ કરુણા અથવા દયા છે અને તે પોતાના આસજનો પર નહિ પણ પ્રાણીમાત્ર પર હોય છે.

તુલસીદાસજીએ તો ભાર મૂકીને કહ્યું છે કે

**दया धरमको मूल है पाप मूल अभिमान**
**तुलसी दया न छोडिये जब लग घटमें प्रान ॥**

નિર્જનપ્રિયતા—એકાંતવાસમાં પ્રીતિ—ભક્તનું આઠમું લક્ષણ એકાંતવાસ છે. સાચા ભક્તો ઘણો લાંબો વખત સંસારીજનોના સહવાસમાં રહેવાનું પસંદ કરતા નથી; કેમકે તેમને સંગદોષનો ભારે ભય રહે છે.

અનિંદા—ભક્તનું નવમું લક્ષણ અનિંદા અગર નિંદાથી દૂર રહેવું એ છે. સાચો ભક્ત કોઇની નિંદા કરતો નથી. ભક્ત વાસ્તવિક રીતે ઉન્નત છે. અને જ્યાં ઉન્નતિ છે ત્યાં નિંદાને સ્થાન જ નથી. આ ઉન્નતિ તે સાંસારિક ઉન્નતિ નહિ પણ ભગવચ્ચરણોમાં નત થવું—ભગવાનના ચરણોમાં આત્મસમર્પણ કરવું અને એ જ વાસ્તવિક ઉન્નતિ છે—એટલે એવા ભક્ત તો નિંદા કરે જ કેમ?

શાસ્ત્રનિષ્ઠા—ભક્તનું દશમું લક્ષણ શાસ્ત્રનિષ્ઠા છે. શાસ્ત્ર અને વેદ ભગવાનનાં વાક્ય છે અને ભક્ત ભગવાનના વાક્યનો અનાદર, અસ્વીકાર કે ઉલ્લંઘન કરતો નથી.

બીજા શબ્દોમાં કહીએ તો એ પ્રાણી માત્રનું હિત ઇચ્છે છે અને કરે છે, જેના મનમાં રાગ-દ્વેષ નથી, જે જિતેન્દ્રિય નિષ્કામ અને શાંત છે, જે મન, વાણી અને શરીરથી કોઇને પીડા કરતો નથી, જે દાન લેતો નથી, જે પ્રભુનાં ગુણગાન સાંભળવામાં આનંદ લે છે, જે માતાપિતાને ગંગા અને શિવ સમાન માની તેમની સેવા કરે છે, જે પરનિંદા કરતો નથી, જે સૌના હિતમાં પ્રસન્ન રહી ગુણ ગ્રહણ કરે છે, જે સર્વ પ્રાણીઓમાં સમબુદ્ધિ રાખે છે, જે શત્રુ અને મિત્ર પ્રત્યે સમદષ્ટિથી રહે છે, જે સત્યવાદી છે તથા સંત, મહાત્માની સેવા કરે છે, જે ગૌબ્રાહ્મણ તથા તીર્થોને પવિત્ર માને છે, જે બીજાઓની ઉન્નતિ જોઇ રાજી થાય છે, વૃક્ષો ઉગાડી તેમનું પરિપોષણ કરે છે, કૂવા, તળાવ ખોદાવે છે, મંદિરો બંધાવે છે, ગાયત્રી મંત્રનો જપ કરે છે, પુરાણાદિક શ્રદ્ધાપૂર્વક વાંચે છે અને શ્રવણ કરે છે, પ્રભુનું નામ સાંભળતાં જ જેને અત્યંત આનંદ થાય છે—શરીરે રોમાંચ અનુભવે છે, જેને તુલસીજીમાં ભક્તિ છે, જે અતિથિની સેવા કરે છે, ભગવાન શંકરમાં પ્રેમ ભક્તિ રાખે છે, રુદ્રાક્ષ અને ત્રિપુંડ્ર ધારણ કરે છે, હરિનામ અથવા શિવનામનું કીર્તન કરે છે, દેવાધિદેવ શિવ અથવા પરમાત્મા વિષ્ણુમાં અભેદભાવ રાખે છે.

જે પંચાક્ષરી મંત્ર ( ॐ नमः शिवाय ) નો, અથવા દ્વાદશાક્ષરી મંત્ર ( ॐ नमो भगवते वासुदेवाय ) નો જપ કરે છે, જે એકાદશી વ્રત કરે છે, ગાયોનું દાન કરે છે અને સર્વ કર્મો કેવળ પ્રભુ પ્રીત્યર્થ કરે છે તે જ સૌથી શ્રેષ્ઠ ભક્ત કહેવાય છે.

ભક્ત કવિ નરસિંહ મહેતાએ
"વૈષ્ણવ જન તો તેને કહીએ
જે પીડ પરાઇ જાણે રે"

એ અમરકૃતિમાં તેમજ ભક્ત કવિ દયારામ ભાઇએ,



વૈષ્ણવ નથી થયો તું રે, શીદ ગુમાનમાં ઘૂમે–

એ પદમાં પણ એવાં જ વૈષ્ણવ કે ભક્તનાં લક્ષણો બતાવ્યાં છે.

શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં ભગવાને ભક્તોનાં ચાલીશ લક્ષણો નીચે પ્રમાણે બતાવ્યાં છે–

૧ કોઇપણ જીવ પ્રત્યે દ્વેષ ન કરવો. ૨ સૌ સાથે મિત્રભાવ રાખવો, ૩ કાંઇપણ ભેદભાવ વિના દુ:ખી જીવોપર દયા કરવી, ૪ ભગવાન સિવાય બીજી કોઇપણ વસ્તુમાં મમતા ન રાખવી, ૫ મન, વાણી અને શરીરમાં કયાંય હુંપદ ન રાખવું, ૬ સુખ દુઃખમાં સમબુદ્ધિ રાખવી, ૭ આપણું બૂરું કરનારને પણ, પોતાનામાં સજા કરવાની શક્તિ હોવા છતાં ચિત્તમાં ક્રોધ કર્યા વિના ક્ષમા આપવી, અને પ્રભુ આગળ તેના કલ્યાણ માટે પ્રાર્થના કરવી, ૮ અનુકૂળ કે પ્રતિકૂળ સ્થિતિ પ્રાપ્ત થાય તેમાં પણ સંતુષ્ટ રહેવું. ૯ ચિત્તને નિરંતર પરમાત્મા સાથે જોડેલું રાખવું. ૧૦ પરમાત્મામાં દૃઢ શ્રદ્ધા રાખવી, ૧૧ મન અને ઇન્દ્રિયોને જીતી લેવી. ૧૨ મન અને બુદ્ધિને સર્વ ભાવે ભગવાન પાસે સમર્પણ કરી દેવાં. ૧૩ કોઇપણ આચરણથી કોઇપણ જીવને ઉદ્વેગ ન પહોંચાડવો. ૧૪ કોઇ તરફથી ગમે તેવો વ્યવહાર થાય તો પણ ઉદ્વેગી ન રહેવું. ૧૫ સાંસારિક વસ્તુઓની પ્રાપ્તિમાં આનંદ ન માનવો. ૧૬ બીજાની ઉન્નતિ જોઇ મનમાં દાઝવું નહિ. ૧૭ પરમાત્મા હંમેશાં સામે છે એમ માની સદા નિર્ભય રહેવું. ૧૮ કોઇપણ સંજોગોમાં અશાંત ન થવું. ૧૯ કોઇપણ વસ્તુ મેળવવાની અપેક્ષા ન કરવી. ૨૦ મન, વાણી અને શરીરથી પવિત્ર રહેવું. ૨૧ અહિતનો ત્યાગ કરવામાં અને હિતનો સ્વીકાર કરવામાં તત્પરતા તેમજ ચાતુર્ય બતાવવું. ૨૨ સર્વથી ઉદાસીન–એટલે અપેક્ષા રહિત બની રહેવું. ૨૩ માનસિક વ્યથા થવા જ ન દેવી. ૨૪ આસક્તિ અને કર્તૃત્વના અભિમાનથી કોઇ પણ વસ્તુનો આરંભ ન કરવો, સર્વ કર્મોનો આરંભ પરમાત્માની લીલાથી જ થાય છે એમ માનવું. ૨૫ અનુકૂળની પ્રાપ્તિ અને પ્રતિકૂળના વિનાશમાં હર્ષ ન થવો. ૨૬ પ્રતિકૂળની પ્રાપ્તિ અને અનુકૂળના વિનાશમાં શોક ન થવો. ૨૭ કોઇપણ સંજોગોમાં શોકાતુર ન થવું. ૨૮ કોઇપણ વસ્તુની કામના ન કરવી. ૨૯ શુભ તેમજ અશુભ કર્મોના ફળનો ત્યાગ કરવો. ૩૦ શત્રુ, મિત્રમાં સમભાવ રાખવો. ૩૧ માન અને અપમાનમાં સમાન ભાવ રાખવો. ૩૨ ઠંડી અને ગરમીનાં સમબુદ્ધિ રાખવી. ૩૩ સુખ દુઃખને સમાન ગણવાં. ૩૪ કોઇપણ ભૌતિક પદાર્થમાં આસક્તિ ન રાખવી. ૩૫ નિંદા અને



સ્તુતિને સરખાં ગણવાં. ૩૬ વાણીથી ભગવત્ ચર્ચા સિવાય બીજી કોઇ વાત ન કરવી. મનથી સદા પ્રભુના સ્વરૂપનું મનન કરતા રહેવું. ૩૭ ઉદર નિર્વાહ માટે જે કાંઇ મળે તેટલાથી સંતુષ્ટ રહેવું. ૩૮ ઘરબાર વગેરેને પોતાનાં ન માનવાં. ૩૯ હંમેશાં પરમાત્મામાં સ્થિર બુદ્ધિ રાખવી. ૪૦ શ્રદ્ધા અને તત્પરતાની સાથે ભાગવત ધર્મ રૂપી અમૃતનું સદા સેવન કરવું.

અન્યત્ર પણ ભક્તનાં લક્ષણોનો નીચે પ્રમાણે ઉલ્લેખ થયેલો માલૂમ પડે છે:

શુદ્ધ, સત્ય અને પ્રામાણિક કમાઇનું પરિમિત અને નિયમિત અલ્પ ભોજન કરવું, સત્ય છતાં મીઠી વાણી બોલવી-અર્થાત્ સત્ય બોલવું અને તે પ્રિય બોલવું, અપ્રિય કદી બોલવું નહિ, સર્વની યથાયોગ્ય સેવા કરવી-પરંતુ મનમા મમતા કે અભિમાન ન આવવા દેવું, કોઇને શિષ્યપદ ન આપવું, પૂજા-પ્રતિષ્ઠા અને ખ્યાતિથી યથાસાધ્ય દૂર રહી બચી જવું, તર્ક-વિતર્ક-વાદવિવાદ-વિતંડાવાદ-ખંડનમંડન અને કલહમાં કદી ન ઉતરવું, પોતાના ઇષ્ટ અને સાધનને જ સર્વોપરિ માનવું પરંતુ બીજાના ઇષ્ટ અને સાધનને હલકું ન સમજવું અગર તેની નિંદા કે તિરસ્કાર ન કરવો, શરીર-ઇન્દ્રિય-મન-બુદ્ધિ વગેરેને સદા શુદ્ધ આધ્યાત્મિક વાતાવરણમાં રાખવાનો પ્રયત્ન કરવો, ભગવાનને સર્વદા સર્વત્ર વિરાજમાન થયેલા જોવા, દરરોજ ઓછામાં ઓછું બે કલાક એકાંતમા ભગવાનનું ધ્યાન ધરવું, કામ-ક્રોધ-લોભ-દંભ-દર્પ-વૈર-ઇર્ષ્યા વગેરે માનસિક દોષોને હૃદયમાં કોઇ સ્થાન જ ન આપવું, મનને જ્યાં ત્યાં દોડતું અટકાવવું, ઇષ્ટ મંત્ર અગર ભગવન્નામસ્મરણ અને ચિંતન જેટલું વધારેમાં વધારે થઇ શકે તેટલું શ્રદ્ધાપૂર્વક કરવું, બને ત્યાં સુધી સ્ત્રીઓ સાથે હળવા મળવાનું બંધ રાખવું; ભક્તિભાવવાળી સ્ત્રીઓમાં પણ ભક્તપુરુષોએ વિનાકારણ અને વધુ વખત નં ભળવું, બનતા પ્રયાસે સાંસારિક વસ્તુઓનો સંગ્રહ ઓછામાં ઓછો કરવો અને સંગ્રહેલી વસ્તુઓ પર પણ એકમાત્ર પરમાત્માનો જ અધિકાર માનવો.

ભક્તની એક જ કામના:-ભક્ત પ્રભુની ભક્તિ કરી પ્રભુ પ્રાપ્તિની જ માત્ર કામના કરે છે. દુનીઆમાં લોકો અનેક પ્રકારની કામનાઓ કે ઇચ્છાઓ કરે છે. પરંતુ માત્ર ઇચ્છા કરવાથી કાંઇ જ મળતું નથી. જો કોઇપણ વસ્તુ ઇચ્છા કરવાથી જ મળતી હોય તો તે કેવળ ઇશ્વર છે. કારણ કે ઇચ્છા થાય, પ્રારબ્ધનો સંયોગ થાય અને પછી પ્રયત્ન કરવામાં આવે તો ભૌતિક પદાર્થની પ્રાપ્તિ થાય છે. પરંતુ પ્રભુને મેળવવા માટે તો ઇચ્છા માત્રથી જ કામ થઇ જાય છે. ભક્ત ઇચ્છા કર્યા પછી જે પ્રયત્ન કરે છે તે પ્રયત્નને પ્રભુ પોતેજ કરાવે છે, ભક્ત તો માત્ર નિમિત્ત જ બને છે.

એ જ પ્રમાણે ઇષ્ટની પ્રાપ્તિરૂપ કાર્યની સિદ્ધિમાં પણ સર્વ કાંઇ પ્રભુ જ કરી લે છે. ઇચ્છા કરનાર ભક્તને તો માત્ર નિમિત્ત જ બનાવે છે. ઉલટું જે લોકો ભગવત્ પ્રાપ્તિને પોતાના પુરુષાર્થથી સિદ્ધ થયેલી માને છે તેમને પ્રભુ દર્શન જ દેતા નથી. ભલે કદાચ ઘણા પરિશ્રમ અને તપશ્ચર્યાથી તેમને જ્ઞાન પ્રાપ્ત થઇ શકે છે પરંતુ તેમાં પણ તેમને ગુરુનું શરણ લેવું જ પડે છે.

પ્રભુ પ્રાપ્તિ માટે ભક્તનો પ્રભુ પ્રત્યેનો સંપૂર્ણ પ્રેમ જ કારણભૂત છે. એ પ્રભુપ્રેમની પીડા ભક્તોને ઘણીવાર અસહ્ય થઇ પડે છે અને તે વખતે તેઓ પ્રભુનું શરણ લે છે.

ભક્તકવિ દયારામભાઇ કહે છે કે-

પ્રેમની પીડા તે કોને કહીએ,
હો મધુકર પ્રેમની પીડા તે કોને કહીએ.

× × ×

ઓધવજી છે અળગીરે વાત એક પ્રેમ તણી
કોઇ અનુભવી જાણે રે બીજાને ન જાયે કહી.
(પ્રેમપરીક્ષા)

ભક્તકવિ મીરાંબાઇ પણ કહે છે

दर्दकी मारी वनवन डोलुं वैद मिला नहि कोइ
मीरांकी प्रभु पीर मिटे जब वैद सांवरिया होय.

અર્થાત્ પ્રભુપ્રેમના દર્દથી વનવન રખડી પણ કોઇ વૈદ ન મળ્યો. પણ જો શામળીયો વૈદ મળે તો મીરાંની પીડા મટે.

ભક્તકવિ કેશવલાલ પણ કહે છે કે



અનાદિ વૈદ આપ છો સાચા,
કોઇ ઉપાય વિષે નથી કાચા;
દિવસ રહ્યા છે ટાંચા વેળા વાળજો રે-
મારી નાડ તમારે હાથ હરિ સંભાળજોરે-
(કેશવકૃતિ)

ભક્ત કબીર તો પ્રભુ પ્રાપ્તિ માટે હસવાનું દૂર કરી રૂદન કરવા માંડે છે. તે કહે છે-

कबीर हँसना दूर कर रोनेसे कर प्रीति।
बिन रोये क्यों पाइये प्रेम पियाकी प्रीत ॥

અર્થાત્ કબીર હસવું દૂર કરી રુદન કરવામાં પ્રીતિ રાખ કેમકે રોયા વિના પ્રેમસ્વરૂપ પ્રભુ ક્યાંથી મળે ?

ભક્ત સુરદાસજી પણ પ્રભુ પ્રાપ્તિ બાદ વિયોગ વખતે-હે પ્રભુ! મારી આંખોમાંથી રાતદિવસ આંસુ વહે છે. જ્યારથી પ્રભુનો વિયોગ થયો છે ત્યારથી મારા પર વર્ષાઋતુ છવાઇ રહી છે. આંખમાં આંજેલું કાજળ ટકતું નથી અને પાણી સાથે નીચે ઉતરી જતાં ગાલ કાળા થાય છે. વસ્ત્ર તો સુકાતું જ નથી. રૂદન કરતાં કહે છે હૃદય પર તો અશ્રુજળનો પ્રવાહ વહે છે, પગ થાકી ગયા છે. સુરદાસજી કહે છે કે હવે તો વ્રજ ડૂબવાની તૈયારીમાં છે. પ્રભો, તેને કેમ બચાવી લેતા નથી ?

ભક્ત અને ભગવાન !-જેમ ભક્ત ભગવાનને ભજે છે તેમ ભગવાન પણ ભક્તને ભજે છે. ભગવાન પોતે જ કહે છે કે—

ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् ।
(ગીતા અ. ૮-૧૧)

અર્થાત્ જેઓ જે પ્રકારે મને ભજે છે તેમને તેજ પ્રકારે હું પણ ભજું છું (ફળ આપું છું.)

આમ ભક્ત અને ભગવાન પરસ્પરને ભજવાથી તેઓ ઉભય પરસ્પરની અંદર ઓતપ્રોત રહે છે.

ભગવાન કહે છે કે—

ये भजन्ति तु मां भक्त्या
मयि ते तेषु चाप्यहम् ।
(ગીતા અ. ૯-૨૯)

અર્થાત્ જેઓ મને ભક્તિથી ભજે છે તેઓ મારામાં છે અને હું તેમનામાં છું.

અને એ સ્થિતિ આવતાં ભક્તને કવચિત ગર્વ થાય છે. ત્યારે દયાસિંધુ ભગવાન તેની કસોટી કરવા ભક્તને સંકટમાં નાખી તેમના ગર્વનું ગંજન કરે છે. ભક્તર્ષિ નારદજીને એકવાર મનમાં થયું કે એમના જેવો પ્રભુનો અનન્ય ભક્ત જગતમાં કોઇ જ ન હોઇ શકે. ગર્વગંજન ભગવાને તેમને કપાળ પર રાઇનો દાણો મૂકી પૃથ્વી પ્રદક્ષિણા કરી આવવાની આજ્ઞા કરી. પણ તેમાં શરત મૂકી કે એ પ્રદક્ષિણા દરમિયાન એક વાર પણ રાઇનો દાણો જમીન પર પડવો ન જોઇએ.

નારદજીએ તો રાઇના દાણામાં જ પોતાની સંપૂર્ણ એકાગ્રતા કરી પ્રભુની આજ્ઞાનુસાર પ્રદક્ષિણા પૂરી કરી પ્રભુ આગળ હાજર થયા. ભગવાને પૂછ્યુ

'નારદ, આજે મારા નામનું સ્મરણ તેં કેટલી વાર કર્યું ?'

બિચારા નારદજી કહે,

"મહારાજ, આપની કપરી શરત એટલે મારી બધી એકાગ્રતા રાઇના દાણા પર જ હતી, તો આપનું સ્મરણ ક્યાંથી થાય ?' આમ કહેતાં નારદજીએ શરમાઇને નીચું જોયું. અને પ્રભુએ ભક્તના ગર્વનું ગંજન કરી તેમને વિશેષ શુદ્ધ કર્યા.

વાસ્તવિક રીતે ભક્ત કોઇપણ કાર્યનું કર્તવ્ય માથે લેતા જ નથી. તે પ્રભુને સોંપે છે.

ભક્ત કવિ નરસિંહ મહેતાએ ગાયું છે કેઃ—

"હું કરું કરું એ જ અજ્ઞાનતા,
શકટનો ભાર જેમ શ્વાન તાણે."

ભક્તકવિ દયારામભાઇએ પણ એવું જ ગાયું છે કે:
'દોરી સર્વની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે,
જેવો જંત્ર વગાડે જંત્રી તેવો સ્વર નીસરે,
કૃષ્ણને કરવું હોય તે કરે'—

* * *

ભક્ત જ્યારે અહંકાર છોડી સરળ ભાવ અને સાચા હૃદયથી પ્રભુને શરણુ થઇ જાય છે ત્યારે પ્રભુ તેને અપનાવી લે છે.

એક ભક્ત કવિએ ઠીકજ ગાયું છે કે

"દીનનો દયાળ છોડી કોને શરણે જાઉં ?"

પ્રભુ કહે છે કે–

सकृदेव प्रपन्नाय तवास्मीति याचते ।
अभयं सर्व भूतेभ्यो ददाम्येतद्व्रतं मम ॥

અર્થાત્ જે એકવાર ભક્ત મારે શરણે આવી કહે છે કે "હું તમારો છું (તમે મને અપનાવી લો) તો હું તેને સર્વપ્રાણી માત્રથી અભય કરું છું. એ મારું વ્રત છે.

એક ભક્તે ભજનમાં ઠીક જ ગાયું છે કે–

પ્રભુ તમે મારા ને હું તમારો,
-જાણી પોતાનો મને તારો રે—પ્રભુ તમે.

આમ ભક્ત અને ભગવાન એકરૂપ થઇ જતાં દયાસાગર પ્રભુનો પ્રાણી માત્ર પ્રત્યેનો દયાભાવ ભક્તમાં પણ સહસા આવી જાય છે.

કેટલેક સ્થળે ભક્તોને વિનોદમાં ભગવાનથી પણ ચઢીઆતા ગણાવ્યાં છે.

મહાત્મા તુલસીદાસજીએ કહ્યું છે કે:

मोरे मन प्रभु अस विसवासा ।
रामते अधिक रामकर दासा ॥

અર્થાત્ રામનો દાસ રામથી ચઢિયાતો છે. આ સંબંધમાં ભક્ત હનુમાનનો એક પ્રસંગ જોઇએ.

ભગવાન રામચંદ્રજી વનવાસથી પાછા ફરતાં પુનઃ રાજ્યારુઢ થયા બાદ એકવાર દરબાર ભરાયો હતો તે વખતે કાશીરાજ પધાર્યા; અને નારદજીએ તેમને ઇશારતથી સલાહ આપી કે વિશ્વામિત્ર ઋષિને તમો વંદન કરવા યોગ્ય નથી. કેમકે એ પણ તમારા જેવા જ ક્ષત્રિય છે. તદનુસાર કાશીરાજે વિશ્વામિત્ર ઋષિને વંદન ન કર્યું. તેથી ઋષિ ગુસ્સે થયા, અને રામચંદ્રજીને આ વાત કરી. હવે ગુરુનું અપમાન કરનારને દેહાંત દંડ આપવો એવો રાજ્યનો કાયદો હતો. તેથી રામચંદ્રજીએ જાહેર કર્યું કે આવતી કાલે કાશીરાજનો શિરચ્છેદ કરવામાં આવશે. કાશીરાજ ગભરાયા અને નારદજીનું શરણ લીધું. તેમણે સલાહ આપી કે રામભક્ત હનુમાનજીને શરણે જાઓ તો તમારું રક્ષણ થશે. કાશીરાજ હનુમાનજીને શરણે આવ્યા. સમય થતાં રામચંદ્રજીએ ગુન્હેગારને શોધી કાઢી તેના ઉપર બાણ ચલાવવાની શરૂઆત કરી.

સામા હનુમાનજી હતા. તેઓ માત્ર મુખથી શ્રીરામ નામનો ઉચ્ચાર કરવા લાગ્યા, અને રામચંદ્રજીનાં સર્વ બાણ નિષ્ફળ જવા માંડયાં. આખરે રહસ્ય સમજાયું. રામચંદ્રજી ધર્મસંકટમાં પડ્યા, એક તરફ પ્રતિજ્ઞાપાલન અને બીજી તરફ ભક્તનો મહિમા. નારદજીને પણ પોતે કરેલી બાબતનો પસ્તાવો થયો, અને તેમણે કાશીરાજને સમજાવ્યા કે તમે વિશ્વામિત્ર ઋષિની ક્ષમા માગી તેમને વંદન કરો–તેમણે તે પ્રમાણે કરતાં વિશ્વામિત્રજીએ રામચંદ્રજીને વિનતીપૂર્વક જણાવ્યું કે કાશીરાજને મે ક્ષમા આપી છે.

આમ ભગવાન કરતાં ભક્તનો મહિમા ભગવાન પોતે જ વધારે છે.

એવું જ બીજું એક ઉદાહરણ ભક્ત સુરદાસજીનું છે.

પૂર્વાશ્રમના બિલ્વમંગલ–ચિંતામણી ગણિકાના ઉપદેશથી ભક્ત બની ગયેલા સુરદાસજી આખો



વિના પણ પ્રજ્ઞાચક્ષુ થઇ પૃથ્વીપર પ્રભુસ્મરણ કરતાં ફર્યા કરતા હતા. એકવાર ભગવાન નારદજી સહ પૃથ્વીપર ફરતા હતા. ત્યાં પ્રભુને નારદજીની ભક્તિની પરીક્ષા લેવાની ઇચ્છા થઇ; અને તે અચાનક ચીસો પાડવા લાગ્યા કે "નારદ, નારદ, મારો જીવ ચાલ્યો, કાંઇ ઉપાય કર–જલદી–"

નારદજી ગભરાઇ ગયા. તે કહે–"પ્રભો, પ્રભો. કહો, કહો હું શું કરુ?" ભગવાન કહે, "જો કોઇ જીવતા મનુષ્યનું કાળજુ મારી છાતીએ ઘસી આપે તો હું જીવી શકુ."

નારદજી તો દોડ્યા જીવતા માણસનું કાળજું મેળવવા–ગામમાં શેરીએ શેરીએ બૂમો મારે 'પ્રભુને ખાતર કોઇ માણસ પોતાનું કાળજુ આપે એવો છે?'

લોકો કેટલાક તેમને પાગલ તો કેટલાક અઘોરી બાવો કહી તેમનુ ટીખળ કરવા લાગ્યા. છેવટે સુરદાસજી લાકડી ઠોકતા ઠેકતા પ્રભુભજન કરતા સામેથી આવતા હતા; તેમણે નારદજીની ટહેલ સાંભળીને પાસે આવી કહ્યુ–'હા, બાપલા! પ્રભુને ખાતર હું મારુ આખુ શરીર પણ આપી દઉં–તમારી પાસે છરી હોય તો મારુ કાળજુ કાપી લો, મારા બાપલા!'

નારદજી તો કાળજુ કાપી લઇ સુરદાસજીને જમીન પર તરફડતા મૃત્યુમુખમા છોડી દઇ પ્રભુ પાસે દોડી આવ્યા; અને પ્રભુની છાતીએ કાળજુ ફેરવ્યુ–પ્રભુ પીડા મટી ગઇ હોય એમ 'હા–શ' કરતા ઊઠીને બેઠા થયા અને પ્રથમ તો જ્યાં સુરદાસજી પડ્યા હતા ત્યાં દોડી જઇ તેમના શરીરે પોતાનો વરદ હસ્ત ફેરવીને જીવતા કર્યા.

તે પછી બીજે જ દિવસે તે ગામની એક ગરીબ વિધવાનો એકનો એક યુવાન પુત્ર મરણ પામવાથી લોકો તેના મૃતશરીરને સ્મશાનમા દહનક્રિયા માટે લઇ આવ્યા. માતા છાતીફાટ રુદન કરતી હતી; નારદને તે જોતાં દયા આવી. તેમણે પ્રભુને કહ્યું, 'મહારાજ, આ બિચારીના પુત્રને જીવતો કરો, એનું કલ્પાંત મારાથી જોવાતું નથી.'

ભગવાને હસીને કહ્યું:

'ગાંડા, જન્મ અને મૃત્યુ એ તો નિશ્ચિત વસ્તુ છે; તે તેના સમય અનુસાર થયા જ કરે છે–તેમાં હું કઇ ન કરી શકું!'

નારદજી કહે 'મહારાજ, તમે ભગવાન–અને કાંઇ ન કરી શકો? અજબ વાત!'



પરંતુ પ્રભુએ તો પોતાની વાત જ મક્કમતાથી પકડી રાખી કે મારાથી એવા સૃષ્ટિના નિશ્ચિત ક્રમમાં હાથ ન ઘલાય.'

બીજી તરફ પેલી બાઇએ સુરદાસજીને સામેથી આવતા જોઇ તેમની પાસે દોડી જઇ તેમના ચરણોમાં આળોટી પડી કહ્યું કે, 'મહારાજ, મારા પુત્રને જીવાડો–ઓ પ્રભુ!'

સુરદાસજીએ ઘણુંયે આશ્વાસન આપ્યુ. જન્મે તેને મરણ આવે જ છે વગેરે ઘણું ઘણું સમ-

જાગ્યું પણ તેમ તેમ બાઇનું આક્રંદ વધવા લાગ્યું. તે છાતીફાટ રૂદન કરવા લાગી.

આખરે સુરદાસજીનું કોમળ હૃદય દયાથી દ્રવી ગયું. તેમણે પોતાની આંખોમાંથી ચોધાર આંસુ ઢાળતાં પ્રભુની પ્રાર્થના કરી કે 'પ્રભુ, ગમે તે થાય ભલે મારા પ્રાણને બદલે પણ આ બાઇનું કષ્ટ મટાડો–મારાથી એનું દુઃખી નથી જોવાતું.'

પ્રભુએ ભક્તની પ્રાર્થના સાંભળી અને બાઇનો મૃતપુત્ર જાણે નિદ્રામાંથી જાગ્યો હોય એમ આળસ મરડી બેઠો થયો.

નારદજીએ આ પ્રકાર જોતાં તેમને પ્રભુ પર ભારે રીસ ચડી. કેમકે એ તો પ્રભુના લાડીલા હતા ને ?

ત્યારે ભગવાને કહ્યું કે–નારદ, મારા માટે જીવતા માણસનું કાળજું શોધવા તું ગામમાં ગયો તો તારી પાસે તારું કાળજું નહોતું ? સુરદાસે તો મારા ખાતર એનું કાળજું કાઢી આપ્યું તો હું જે ન કરી શકું તે એ કરી શકે છે તે તેં પ્રત્યક્ષ જોયું ને ?' અને નારદજીતો શરમાઇ ગયા.

આમ ભગવાન કરતાં ભગવાનના ભક્તનો મહિમા ભગવાન પોતે જ વધારે છે. ભગવાન સર્વત્ર વિદ્યમાન છે; પરંતુ જ્યાં સુધી પરમાત્માના તત્ત્વને જાણનાર ભક્તો તેમના પ્રભાવનો સર્વ સ્થળોએ પ્રચાર નથી કરતા ત્યાં સુધી જગતના લોકો પરમાત્માને જાણી શકતા નથી. અર્થાત્ ભક્ત ન હોય તો ભગવાનના ગુણોનું ગૌરવ અને મહિમાનો વિસ્તાર કોણ કરે ? તેટલા જ માટે ભક્ત ભગવાનથી પણ અધિક છે. એવા ભક્તો જગતના સર્વ જીવોમાં પ્રેમ, જ્ઞાન અને આનંદનો વિસ્તાર કરી સૌને પ્રભુમય બનાવી દે છે. આટલા જ કારણથી ભક્ત નરસિંહ મહેતાએ જ્યારે આગ્રહ પૂર્વક સસારની માયાનો ત્યાગ કરી પ્રભુના ચરણોમાં રહેવા માટે પ્રથમ દર્શને જ ઇચ્છા બતાવી ત્યારે પ્રભુએ પોતે જ તેમને આજ્ઞા કરી કે 'ભક્ત નરસિંહ, તું સંસારી બની જગતના જીવોને મારાં ગુણગાન સંભળાવી મારા અખંડ શરણના અધિકારી બનાવજે.'

ભક્તોના મહિમાનું ગાન કરતાં ખુદ ભગવાન કહે છે કે, જે અકિંચન, જિતેન્દ્રિય, શાંત, સમબુદ્ધિવાળો ભક્ત મને પામીને સંતુષ્ટ થાય છે તેની આસપાસ આનંદ, આનંદ અને આનંદ જ ઉભરાય છે. મારામાં જ ચિત્ત લગાડી રાખનાર ભક્ત મને છોડી બ્રહ્મપદ, ઇન્દ્રપદ, ચક્રવર્તીનું રાજ્ય, પાતાળલોકનું રાજ્ય, યોગસિદ્ધિઓ કિંવા મોક્ષની પણ ઇચ્છા કરતા નથી.

ભક્તની ઇચ્છા અનિચ્છા નીચેના શબ્દોથી ઘણી સારી રીતે સમજી શકાય છે.

'યોગ દયાનાદિ ધર્મ, ધનસંગ્રહ અને સાંસારિક વિષયભોગ એ સર્વ પદાર્થોમાં મારી જરા પણ રુચિ નથી. હે ભગવન્, પૂર્વકર્મ અનુસાર જે કાંઇ થવાનું છે તે ભલે થાય,–આપની સમક્ષ મારા અનાથના જોરદાર શબ્દોમાં એ જ પ્રાર્થના છે. આ જન્મમાં જ નહિ બલ્કે જન્મજન્માંતરમાં પણ સદા સર્વદા આપના ચરણયુગલમાં મારો અટલ પ્રેમ અને ભક્તિ ચાલુ રહે એટલું જ હું તો ઇચ્છું છું'

ભગવાનના સાચા ભક્ત ભગવાન પાસેથી પ્રેમ–ભક્તિ સિવાય બીજી કોઇ વસ્તુની ઇચ્છા જ રાખતા નથી

ભક્તો મોક્ષ કરતાં પણ પ્રભુચરણમાં રહેવા માટે ભક્તિને વિશેષ ગણે છે.

ભક્ત નરસિંહ મહેતા કહે છે કે—

હરિના જન તો મુક્તિ ન માગે,
માગે જન્મોજન્મ અવતાર રે,
નિત્ય સેવા હરિકીર્તન ઓચ્છવ,
નીરખવા નદકુમાર રે—



મહાત્મા તુલસીદાસજી કહે છે કે—

अरथ न धरम न काम रुचि, औ न चहौं निरवान
जनम जनम रघुपति भगति यह बरदान न आन ।

અર્થાત્ મારે ધર્મ નથી જોઇતો, દ્રવ્ય નથી જોઇતું કામ–નથી જોઇતો, નિર્વાણ–મોક્ષ પણ નથી જોઇતો, જન્મો જન્મ રઘુપતિ રામની ભક્તિ હું માગું છું.

ભક્તનો કરુણાભાવ અને વિશ્વપ્રેમ–ભક્તો એટલા દયાળુ છે કે અન્યનું દુઃખ જોઇ તેમનું હૃદય પીગળી જાય છે. તેમનામાં વિશુદ્ધ કરુણા-ભાવ ભરેલો હોય છે. ભક્તનું કોઇ ક્વચિત્ તેટલું બૂરું કરે તો પણ તેમના હૃદયમાં તેના પ્રત્યે જરા પણ દ્વેષ થતો નથી. તેના વેરનો બદલો લેવાની તેમના મનમાં જરા પણ ઇચ્છા થતી નથી. ક્વચિત્ તેમની કૃતિમાં બદલો લેવાની વૃત્તિ જેવું જણાય તો પણ તે તેના દુર્ગુણો હઠાવી તેને પવિત્ર કરવા માટે જ હોય છે. પ્રહ્લાદ, અંબરીષ આદિ ભક્તોનાં ઉદાહરણ ઉપરની ઉક્તિના પ્રમાણ રૂપ છે.

જેમ ભગવાનનો જગતના જીવો પર હેતુ-રહિત પ્રેમ છે તેમ જ ભગવાનના ભક્તના હૃદયમાં પણ અખિલ વિશ્વ પ્રત્યે નિઃસ્વાર્થ પ્રેમ રહેલો છે.

'वसुधैव कुटुम्बकम्' એ ઉપર્યુક્ત ભાવનાનું જ પ્રતિક છે.

ભક્તનું જીવન જગતના કલ્યાણ માટે હોય છે. તેથી જગત્પર તેમના જેટલા બીજા કોઇના ઉપકાર નથી. દેવ દાનવોનું યુદ્ધ થાય, તેમાં ક્વચિત્ અસુરોની જીત પણ થાય. છતાં ભક્તોનું અસ્તિત્વ અને તેમની સતત પરોપકાર વૃત્તિ રાક્ષસોને સ્થિર રહેવા દેતી નથી. ભક્ત જ્યારે નિરૂપાય થાય છે ત્યારે પોતાની આત્મશક્તિનો ઉપયોગ નહિ કરતાં પ્રભુની સહાય માગે છે. તે વખતે ભક્તના રક્ષણ માટે ભગવાનને અવતાર લેવો પડે છે. વાસ્તવિક રીતે ભગવાનના અવતારનો મુખ્ય હેતુ ભક્તો અને સાધુસંતોની રક્ષા કરવા માટેનો જ છે. ભક્ત એ પ્રત્યક્ષ ભગવાનનો જ અંશ છે. બેશક ભગવાનને મેળવવા બહુજ કઠિન છે પરંતુ ભક્તો અને સાધુસંતો માનવ જીવોને મળવા માટે જગત્માં સર્વત્ર વિચરે છે–તેમની વચ્ચે જ રહે છે. કાશી, જગન્નાથજી, ગયા આદિ તીર્થો સ્થાવર તીર્થો છે–માનવો ત્યાં હાલીચાલીને જઇ પોતાના આત્માનો ઉદ્ધાર કરવા પ્રયત્ન કરે છે. ત્યારે ભક્તો–સંતો જંગમ તીર્થો છે. તેઓ માનવોને ઘેરઘેર જઇ તેમના ઉદ્ધારનો માર્ગ બતાવે છે. આ તેમનો જગત્પર ઓછો કરુણા-ભાવ છે? ઓછો ઉપકાર છે!–એટલેજ ઘણીવાર જગત્માં ભગવાન કરતાં ભક્ત વધુ પૂજનીય મનાય છે. કહ્યું છે કે

गुरु गोविन्द दोनों खडे किनकु लागु पाय ?
बलिहारी गुरुदेवकी जीन्हे गोविन्द दिया मिलाय ॥

અર્થાત્ ગુરુ અને પ્રભુ,–ગોવિંદ ઉભય સાથે ઉભા છે હવે સાધક વિચાર કરે છે કે કોને પગે લાગું, ગુરુને કે ભગવાનને? કેમકે મોટી કૃપા તો ગુરુદેવની–ઉપદેશક ભક્તની કે જેણે પ્રભુ મેળવી આપ્યા! ભક્તોનો વેશ. કપડાં, ભાષા, શિક્ષણ ઇત્યાદિ તરફ ન જોતાં અધિકારી મનુષ્યો તેમની સમબુદ્ધિ, અસાધારણ સરળતા અને પ્રભુમય જીવનનો જ લાભ ઉઠાવે છે.

ભક્તો જગતના સૂર્ય છે, આકાશ છે. હૃદય છે, અવલંબન છે, બલ્કે તેનો આત્મા છે. તે બધો વખત પોતે પરમાત્મામાં સ્થિર રહીને, દરેક પ્રતિ-કૂળતામાં સાક્ષાત્ આનંદસ્વરૂપ અનુકૂળતાનો નૈસર્ગિક અનુભવ કરવા છતાં જગતના પ્રાણીઓની દુઃખદાયક પ્રતિકૂળતાને અનુકૂળતામાં ફેરવી નાંખવા માટે પ્રયત્નશીલ રહે છે. તેમની વાણીમાંથી જ્ઞાનરૂપી અમૃત ઝરે છે. તેમનાં નેત્રમાંથી પ્રેમની શીતળ સુખદ જ્યોતિ નીકળે છે. તેમના મસ્તિષ્કમાં જગતના કલ્યાણનો અંકુર ફૂટે છે. તેમના હૃદયમાંથી

આનંદામૃતની ધારા વહે છે. જેઓ તેમના સંસર્ગમાં આવે છે તેઓ પાપતાપથી મુક્ત થઈ સ્વયં પ્રભુના ભક્ત બની જાય છે.

ભક્ત જે દેશમાં રહે છે તે પુણ્યતીર્થ બની જાય છે. તેઓ જે ઉપદેશ કરે છે તે જ કર્મ સત્કર્મ માનવામાં આવે છે. જે દેશમાં, પ્રાંતમાં, શહેરમાં કે ગામમાં એવા ભક્તો રહે છે તે દેશ, પ્રાંત, શહેર અને ગામને ધન્ય છે. જે મનુષ્ય એવા ભક્તોના સંસર્ગમાં આવે છે તેમની જનેતા માતાને ધન્ય છે. જે વાણી વડે તેઓ તેમનું સ્તવન કરે છે તે વાણીને ધન્ય છે. જેના વડે તે તેમના ઉપદેશામૃતનું પાન કરે છે તે કાનને પણ ધન્ય છે!

ભક્તના વર્જ્ય વિષયો–(૧) ભક્તો સભા સમિતિઓમાં વખતોવખત સામેલ થતા નથી. તેમજ બીન જરૂરી પુસ્તકો વાંચતા નથી. (૨) કોઈપણ મનુષ્ય, પ્રાણી, સ્થળ કે વસ્તુમાં વધારે પડતી મમતા રાખતા નથી. (૩) શાસ્ત્રાર્થ કે વિતંડાવાદમાં ઉતરતા નથી. (૪) સાધનામાં આળસ, દીર્ઘસૂત્રીપણું, પ્રમાદ, અશ્રદ્ધાને રાખતા નથી (૫) પોતાને ભક્ત માની બીજાને અભક્ત માનતા નથી. (૬) બીજાઓના દોષ જોઇ તેમને ખુલ્લા પાડતા નથી. (૭) કોઈપણ માણસનું અપમાન કે નિંદા કરતા નથી. (૮) અન્ય લોકોની ગેરહાજરીમાં તેમની ચર્ચા કરતા નથી. (૯) નાટક, સીનેમા આદિ જાહેર તમાશા જોતા નથી કિંવા અસત્ કે અશ્લિલ સાહિત્ય વાંચતા નથી. (૧૦) શાસ્ત્ર-વિરુદ્ધ કાર્યમાં રુચિ કરતા નથી. (૧૧) વયોવૃદ્ધ કે વડિલોની ઉપેક્ષા કરતા નથી. (૧૨) કોઇપણ જીવ પર તિરસ્કાર બતાવતા નથી. (૧૩) વિપત્તિમાં ગભરાઇ જઇ સંપત્તિમાં આનંદથી ફૂલાઇ જતા નથી, કે કર્તવ્યહીન થતા નથી. (૧૪) સાંસારિક વિષયોની પ્રાપ્તિમાં જીવનની સફળતા માનતા નથી અને તે સફળતામાં ભગવાનની કૃપા કિંવા સાધન સિદ્ધિ થયેલી પણ માનતા નથી. (૧૫) કોઇ કારણવશાત્ કોઇક કાર્યની અકસ્માત સિદ્ધિ થાય અગર કોઇ બાબત સત્ય સાબીત ઠરે તોપણ પોતાને સિદ્ધ મનાવી લોકોને એવા ચમત્કાર બતાવવાની ઇચ્છા કરતા નથી.

ઉપસંહાર–કોઇપણ બાબતમાં મહત્તા કે મહિમા પ્રાપ્ત થવાનો આધાર વ્યક્તિની જવાબદારી પર રહેલો છે. વ્યવહારમાં પણ જેમ મનુષ્યની જવાબદારી મોટી તેમ તેની મહત્તા વધારે મનાય છે. ભક્તની બાબતમાં પણ એ જ નિયમ લાગુ પડે છે. પ્રસ્તુત લેખમાં જણાવેલી સર્વ બાબતો ભક્તની સંપૂર્ણ જવાબદારીનો જ પરિચય કરાવે છે. ભક્ત થવું સહેલું નથી. ગમે તે હાલીમવાલી ભક્ત બની શકતો નથી–બેશક એમાં ન્યાતજાત કે વયનો અંતરાય નથી–પ્રહ્‌લાદ, ધ્રુવ બાલવયથી ભક્ત હતા. ગોરા, સેના ભક્ત, શબરી આદિ ઉતરતી વર્ણના જ હતા.

અર્થાત્ ભક્ત જેના આધારે ટકી રહે છે, તે પ્રેમ અને ભક્તિ સો કોઇને પચી શકતી નથી તેના માટે પાત્રતાની જરૂર છે,

ભક્તકવિ પ્રીતમદાસ કહે છે કેઃ
"હરિનો મારગ છે શૂરાનો નહિ કાયરનું કામજોને"

પ્રભુપ્રેમનો રસ કોઇ વિરલા જ જીરવી શકે છે.

ભક્ત કવિ દયારામભાઇએ એવા જ અર્થમાં ગાયું છે કે–

"જે કોઇ પ્રેમ અંશ અવતરે,
પ્રેમરસ તેના ઉરમાં ઠરે,"

ભક્તકવિ નરસિંહ મહેતાએ તો–

"એ રસનો સ્વાદ શંકર જાણે,
જાણે શુકદેવ જોગી રે;
કંઇએક જાણે વ્રજની ગોપી,
જાણે નરસૈયો ભોગી રે."

ઈત્યાદિ ગાઇને પોતાની જાતને પણ પાત્ર નહિ દર્શાવવામાં પોતાની મહત્તા સાબીત કરી છે,

# ભક્તને આધીન ભગવાન



(લેખક શ્રી. રમેશ જોષી)

यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥
(ગી. ૬-૩૦)

જે જ્ઞાની માણસ જીવમાત્રમાં ભગવાનને અને ભગવાનમાં જીવમાત્રના વાસને જુએ છે એનાથી ભગવાન જરાપણ દૂર નથી. ભગવાન શ્રીકૃષ્ણે ગીતાજીમાં કહ્યું છે તેમ જીવમાત્રને પ્રભુરૂપ જોવાવાળા જ્ઞાનીને ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન દુર્લભ નથી.

આજના કાળમાં પ્રશ્ન એ થાય છે કે તો પછી ભગવાન છે કયાં? એનાં પ્રત્યક્ષ દર્શન કેમ થતાં નથી? મુમુક્ષુ જીવ આ પ્રશ્ન કરીને અટકી જાય છે પરંતુ એ પરમ પુરુષોત્તમને પામવા માટેનો માર્ગ કદી વિચારતો નથી. યો માં પશ્યતિ સર્વત્ર....ગીતાનું એ મહા વાકય બોલી જવું કેટલું સહેલું છે? પરંતુ એને આચરણમાં મૂકવા માટે આપણે કદી પ્રયત્ન કર્યો છે ખરો? પ્રાણી માત્રમાં ભગવાનનો વાસ છે એમ તો માનવી પોપટીઆ જ્ઞાનથી બોલી જાય છે, પરંતુ એ ભગવાનનો વાસ ધરાવતા જીવને દુઃખ ન થાય, એનું બૂરું ન ઇચ્છાય, એવો કદી પણ કોઇએ વિચાર કર્યો છે ખરો? અને જો આપણે એ વિચાર્યું ન હોય તો પછી આમ સહેલાઇથી ભગવદ્પ્રાપ્તિ થઇ જ કેવી રીતે શકે?

मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।
यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥
(ગી. અ. ૭-૩)

હજારો માણસોમાંથી કોઇ એક વિરલ વ્યક્તિ જ સિદ્ધિ મેળવવા માટે યત્ન કરે છે અને મનવાંછિત સિદ્ધિ મેળવવાનો પ્રયત્ન કરનારા હજારોમાંથી કોઇ એક જ ભગવાનના ખરા સ્વરૂપને પામી શકે છે. પરિણામે જગતના મોટા ભાગના જીવો ભગવાન માટેની વિવિધ કલ્પનામાં જ રાચતા હોય છે એ નિરંજન નિરાકારનાં દર્શન તો કોઇ વિરલા જ પામી શકે છે.

આમ છતાં ઘણા પ્રસંગો પરથી આપણે જોઇ શકીએ છીએ કે માત્ર સાધારણ ભક્તિથી પણ ભગવાને એના ભક્તોને સહાયતા કરી છે એનું કારણ એકમાત્ર એ છે કે ભગવાન ભક્તને આધીન છે. કેવળ નિષ્કામ ભક્તિથી ભગવાન પ્રસન્ન થાય છે. એમ ન હોત તો બાળક પ્રહલાદ અને ધ્રુવ માત્ર રામનામથી તરીને અમરપદ

કેવી રીતે પામત ? જ્યારે જ્યારે ભકતો પર આપત્તિ આવી છે ત્યારે ભગવાને પોતે એક યા બીજા સ્વરૂપે હાજર થઇને ભક્તની ભીડ ભાંગી છે અને ગીતામાં કહ્યું છે તેમ

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥
(ગી. અ. ૪-૮)

યુગે યુગે અવતાર લઇને ભકતોની વહારે ધાયા છે.

મીરાંબાઇ અને નરસિંહ મહેતાના પ્રસંગો આ વાતને સમર્થન આપે છે. શામળીયા શું સ્નેહ બાંધી એને જ મનથી વરીચૂકેલી પ્રેમ-લક્ષણા ભક્તિની પરમ ઉપાસક મીરાંબાઇના ભક્તિમાર્ગમાં લોકાપવાદના કાંટા કાંઈ થોડા વેરાયા ન હતા. ગજરાણી મીરાં સામાન્ય સાધુસંગમાં ફરે એ રાણાથી કેમ સહન થાય ? પામર જીવ રાણાજી જીવમાત્રમાં ભગવાનના સ્વરૂપને જોતી મીરાંને ક્યાંથી ઓળખી શકે ? અને આપણે જાણીએ છીએ તેમ રાણાએ મીરાના નાશ માટે વિષનો પ્યાલો મોકલ્યો. પણ મીરા-બાઈએ જ પોતાના ભજનમાં કહ્યું છે તેમ—

વિષનો પ્યાલો રાણાજીએ ભેજ્યો
પીવત મીરાં હામી રે....પગે ઘુઘર બાંધ મીરાં નાચી.

અને એ હળાહળ વિષ ભગવાની કૃપાથી અમૃત બની ગયુ આવા ઝેરના ઘુંટડા તો મીરાંબાઇ જેવાં વિરલ જ પી શકે અને પછી મસ્ત બનીને ગાય કે 'ઝેર તો પીધાં જાણી જાણી..' પણ આમ ક્યારે બની શકે ? ભક્તને જ્યારે ભગવાન પર દૃઢ વિશ્વાસ હોય ત્યારે.

ભાભીનું મહેણું ખાઇ મરજીવો બનેલો નરસિંહ હાથમાં એકતારો લઇ ભગવાનના આધારે આ ખારો સંસારસાગર તરવા નીકળે છે. દૃઢ વિશ્વાસથી નીકળેલા ભક્તને ભગવાન ડૂબવા કેવી રીતે દે ? ભક્તને ખાતર ભગવાન ભક્તના લોકવ્યવહારમાં પણ સામેલ થાય છે અને....

મારી હુંડી સ્વીકારો મહારાજ રે
શામળા ગિરધારી....

એવી ભક્તની ટહેલ સાંભળીને એ શામળીયો શેઠ નરસિંહ મહેતાની હુંડીનો સ્વીકાર કરે છે. એ જ શામળીયો વળી નરસિંહ મહેતાની પુત્રી કુંવરબાઇનું મોસાળું પૂરે છે....આ બધુ શું છે ? કોઇ ભલે એને ચમત્કાર ગણે કે ગણાવે પણ સાદી સીધી એક જ વાત છે અને તે એ જ કે ભગવાન સદાય ભક્તને આધીન છે.

ભગવાન ભક્તને આધીન છે એના પ્રત્યક્ષ પ્રમાણ માટે આપણે જગ પુરાણમાં વિગતે દૃષ્ટિ નાખીએ. રામાવતારમાં કુંડલપુરના રાજા સુરથ રામભક્ત હતા. આ રાજા સુરથની પ્રભુભક્તિની કસોટી કરવા યમરાજને ઇચ્છા થઈ અને પોતે બ્રાહ્મણરૂપે રાજા સુરથના દર-બારમાં ઉપસ્થિત થયા. રાજાએ બ્રહ્મમુખે શ્રીરામના ગુણાનુવાદ સાંભળવા ઇચ્છા કરી. બ્રાહ્મણરૂપે આવેલા યમરાજે રામસ્તુતિ કર-વાને બદલે રામની નિંદા કરવા માંડી અને કહ્યુ કે માણસ પોતાના કર્મ પ્રમાણે ફળ મેળવે છે એમા રામનામ કાઇ જ કરી શકતું નથી.

બ્રાહ્મણનાં વચન સાંભળી રાજા સુરથે જણાવ્યું–ભૂદેવ ! આપ અતિથિ છો એટલે આપને હુ દંડ તો દઇ શકતો નથી, બાકી



મારા રામના નિંદક માટે મારા નગરમાં કોઇ સ્થાન નથી. આપ કૃપા કરીને જઈ શકો છો. આપને કદાચ ખબર નહિ હોય પરંતુ ગમે તેવો શ્રેષ્ઠ દેવ કે માનવ પણ કર્મ ફળ ભોગવી રહેતાં એને ફરી ફરી ઘટમાળમાં ફર્યા કરવું પડે છે જ્યારે શ્રી રામના ભક્ત તો અવિચળ પદને પામે છે એ કેમ ભૂલો છો ?

રાજાની ભક્તિથી પ્રસન્ન થઇને યમરાજાએ વરદાન માગવા રાજા સુરથને આગ્રહ કર્યો. રાજાએ માત્ર ભગવાન રામનાં પ્રત્યક્ષ દર્શનની ઇચ્છા વ્યક્ત કરી અને પછીની કથા તો ટૂંકમાં જોઇએ તો ભગવાન રામે અશ્વમેધ યજ્ઞ કર્યો તેમાં રાજા સુરથે યજ્ઞના અશ્વને બાંધી રામના સૈન્ય સાથે યુદ્ધ કરી પોતાનો ક્ષત્રિય ધર્મ બજાવ્યો અને અંતે ભગવાન રામે જાતે આવી રાજા સુરથને દર્શન દીધાં.

કહેવાનું તાત્પર્ય એ છે કે પ્રભુમાં દૃઢ વિશ્વાસ ધરાવનારને ભગવાન કદી ભૂલતા નથી.



## ભકતની પ્રાર્થના

આવ્યો છું નાથ ! કૃપા કરજો, ભગવાન ! તમારાં ચરણોમાં,
આવ્યો છું મનદુઃખ સૌ હરજો, ભગવાન ! તમારાં ચરણોમાં.
સંસારનું સુખ મેં તો જોયું, દુઃખને સુખ માની મન મોહ્યું,
હે રામ ! હવે નયનો ઠરજો, ભગવાન ! તમારાં ચરણોમાં.
આ કપરા કાળ વિષે સ્વામી ! ના સ્થિર મન રે' અંતરજામી,
આવ્યો છું, કર શિર પર ધરજો, ભગવાન ! તમારાં ચરણોમાં.
કોઇના અવગુણ મનમાં ન વસે, શ્રદ્ધા અચલા જરીયે ન ખસે,
આવ્યો છું સ્વચ્છ હૃદય કરજો, ભગવાન ! તમારાં ચરણોમાં.
વાણી ગુણગાન સદાય કરે, મુજ મન નિશદિન તવ ધ્યાન ધરે,
આવ્યો છુ, એવી કૃપા કરજો, ભગવાન ! તમારાં ચરણોમાં.
ઓ દીનબંધુ ! હું દીન 'રવિ', આ સત્ય, ગયો નથી કાંઇ લવી,
આવ્યો છું, દર્દ બધાં હરજો, ભગવાન તમારાં ચરણોમાં.

—રવિશંકર પાઠક






# ભક્તનું જીવન અને કવન

( લેખક : શ્રી શાંતિલાલ સી. રંગવાલા બી. ઇ. (સીવીલ), એમ. આર. એસ. એચ. (લંડન), વિનીત)

ભક્ત એટલે ભગવાનને નિઃસ્વાર્થ હૃદયે ચાહનાર વ્યક્તિ. પોતાના જીવનની દોર તે પરમાત્માના હાથમાં સોંપી દે છે અને આ દુનિયાનાં પોતાનાં કર્મો પતાવીને અંતમાં પ્રભુ શરણમાં જાય છે. તે કદી કોઈનું બૂરું ઇચ્છતો નથી. બધાં સુખી થાવ એમ જ એ હંમેશાં ઈચ્છે છે. મસ્તક ઉપર ટીલાંટપકાં કરવાથી કે મંદિરોનાં પગથીયાં ઘસવાથી ભક્તની ઉપમા મળતી નથી. ભક્ત જન્મથી જ ભક્ત હોય છે; ભક્ત બનવામાટે કોઇ પણ જાતના નિયમો નથી. ભક્તના સંસ્કાર જન્મથી જ જણાઈ આવે છે. બાળ પણથી જ તેને ભગવાનની લગની લાગેલી હોય છે અને ઉત્તરોત્તર તે વધતી જ જાય છે. ભક્ત પ્રહ્લાદ અને ભક્ત ધ્રુવ ભગવાનના નાનપણથી જ અનન્ય ભક્ત હતા.

ભક્તનુ જીવન દુનિયાદારીની દૃષ્ટિએ ભલે કઠિન અને મુશ્કેલીભર્યું લાગે પરંતુ ભક્તને તો પોતાનુ જીવન સરળ અને સહેલુ જ લાગે છે. ભગવાન પોતાનું કદી બૂરું કરે જ નહિ એવા સિદ્ધાંત ઉપર તેના જીવનનો પાયો રચાયેલો હોય છે. ગમે તેવી પરિસ્થિતિમાં તે ભગવાનને ભૂલતો નથી અને હિંમત પણ હારતો નથી. ભગવાનમાં તેને સંપૂર્ણ વિશ્વાસ હોય છે. ગમે તેવી આફત આવે તો પણ તે ગભરાતો નથી પણ તેનો હિંમતથી સામનો કરે છે. પરમકૃપાળુ શ્રીકૃષ્ણ ભગવાને સ્વમુખે ઉચ્ચારેલા નીચેના ગીતાના શ્લોકમાં તેને સંપૂર્ણ શ્રદ્ધા હોય છે,

"तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व
जित्वा शत्रून्भुङ्क्ष्व राज्यं समृद्धम् ।
मयैवैते निहताः पूर्वमेव
निमित्तमात्रं भव सव्यसाचिन् ॥ "
(ગી. અ. ૧૧ શ્લો. ૩૩)

પોતાના શત્રુઓને પરમાત્માએ પ્રથમથી જ જીતી લીધા છે અને પોતે તો ખાલી નિમિત્ત રૂપે જ આ દુનિયાનાં કર્મો કરવાનાં છે એવી તેની દૃઢ માન્યતા હોય છે. પોતે ગમે તે કરશે તેમાં જરૂર તેને યશ જ મળશે અને ભગવાન તેની મુશ્કેલીઓને દૂર કરશે એવી ભક્તના હૃદયમાં ભાવના ભરેલી હોય છે.

ભક્તનાં લક્ષણો કેવાં હોવા જોઇએ ? આનો જવાબ શ્રીકૃષ્ણ ભગવાને ગીતાના બારમા અધ્યાયમાં વિગતવાર રીતે આપ્યો છે. જે કોઇપણ પ્રાણીની ઇર્ષ્યા કરતો નથી; જે સર્વનો મિત્ર હોય છે, જે દયાળુ, મમત્વરહિત, અહંભાવ વિનાનો, સંતોષી, સ્થિર મનવાળો હોય છે; જેણે મન અને બુદ્ધિને પરમકૃપાળુ પરમાત્માના



ચરણકમળમાં અર્પણ કર્યાં હોય છે; જેનાથી લોકોને ઉદ્વગ થતો નથી અને જે લોકોથી ઉદ્વિગ્ન થતો નથી; જેને મન આનંદ કે શોક એક સરખા છે; જે ઇચ્છા રહિત, પવિત્ર નિઃસ્વાર્થી હોય છે; જે હર્ષથી ફુલાતો નથી તેમજ શોકથી દુઃખી થતો નથી; જે શુભાશુભને ત્યાગે છે; જે મિત્ર અને શત્રુને એકદષ્ટિથી જુએ છે; જે માન અને અપમાનને સરખાં ગણે છે; જે પ્રારબ્ધથી જે કાંઇ મળી જાય તેમાં જ સંતોષ માને છે એવો ભક્ત મને પ્રિય છે.

ભક્તનું કવન તેના જીવનથી બિલકુલ જુદું હોતું નથી. તેના હૃદયમાં તેના ભગવાન વિષે જે કાંઇ ભાવ આવે તેને તે પોતાની કાલી ઘેલી ભાષામાં કવિતા રૂપે રજૂ કરે છે. તેની કવિતામાં તેની પરમાત્મા વિષેની અનન્ય ભક્તિ જુદી જ તરી આવે છે. તેની કવિતામાં સ્વાર્પણ અને સર્વાર્પણની ભાવના રહેલી હોય છે. તેની કવિતા સ્વયંસ્ફુરિત હોય છે. નરસિંહ અને મીરાંએ લખેલાં ભક્તિ કાવ્યો હજુ પણ ઘણાં પ્રચલિત છે. નરસિંહ એ પરમકૃપાળુ ભગવાનનો એક અનન્ય ભક્ત હતો. તેણે પોતાની કવિતામાં રાસલીલા, બાળલીલા અને દાણલીલાના પ્રસંગો જાણે પોતે જાતે જ જોયા હોય એવી રીતે વર્ણવ્યા છે. એ પોતે જ કહે છે તેમ, "જેવી લીલા નજરે દીઠી સુખડે તે ગાઇ તેહ" ગૂઢમાં ગૂઢ તત્ત્વજ્ઞાન નરસિંહે બહુ જ સરળ રીતે રજૂ કર્યું છે. જેમકે,

"જ્યાં લગી આતમા તત્ત્વો ચીન્યો નહિ,
ત્યાં લગી સાધના સર્વ જૂઠી"

અને—

"નીરખને ગગનમાં કોણ ઘૂમી રહ્યો,
તે જ હું તે જ હું શબ્દ બોલે;
શ્યામના ચરણમાં ઇચ્છું છું મરણ રે,
અહીં કોઇ નથી કૃષ્ણ તોલે."

એવી જ રીતે મીરાંની કવિતાઓમાં પણ તેની શ્રીકૃષ્ણ ભગવાન વિષેની અનન્ય ભક્તિ જણાઈ આવે છે. જેમકે—

"પ્રેમની પ્રેમની પ્રેમની રે
મને લાગી કટારી પ્રેમની."

❀

"અબ તો મેરા રામ નામ દૂસરા ન કોઇ"

❀

"મુખડાની માયા લાગી રે મોહન તારા"

❀

"મેરે તો ગિરિધર ગોપાલ દૂસરા ન કોઇ"

*

આ રીતે ભક્તનું જીવન અને કવન દૂધમાં જે રીતે સાકર ભળી જાય તેમ એક બીજામાં ભળેલાં હોય છે. ભક્તના હૃદયમાંથી નીકળતા સૂર કવિતાનું સ્વરૂપ લે છે અને તેની કવિતામાં કોઇપણ જાતનો બાહ્ય આડંબર હોતો નથી. તેમાંથી તો ફક્ત ટપકતી હોય છે નરી હૃદયની ભક્તિ. તેના કવનની હૃદયસ્પર્શી અસર હોય છે.

"દુનિયા રૂઠે તો ભલે રૂઠે,
પણ તું ના રૂઠીશ મારા નાથ રે,
દર્શન દેજો જી રે"

અને—

"દીનાનાથ દયાળ નટવર
હાથ મારો મૂકશો મા"

આ રીતે ભક્તની કવિતાના સૂરમાં જાદુ રહેલો હોય છે. એકાદ ભજન ગાવાથી કે તેનું રટણ કરવાથી કે શ્રવણ કરવાથી દિલના દુઃખનો ભાર ઓછો થઇ જાય છે. ભક્તની કવિતાની આ એક સિદ્ધિ છે.




# ભક્તના ભગવાન વિષે વિચાર

( લેખક: શ્રી. રવિશંકર નરોત્તમદાસ પાઠક )

( ૧ )

ભગવાન છેજ.

ભગવાન જગતમા છે, છે, છે.
પરમેશ્વર પ્યારા છે, છે, છે;
ભગવાન જગતમાં છે, છે, છે.

ઘર મંદિર પુસ્તક વસ્ત્ર અને
ઘડિયાળ કબાટ સુભોજનને,
નિરખી સહુ એવી કંઇ ચીજને
ઝટ જાય ન શું સમજાઇ મને?
(કે) કર્તા સહુનો કોઇ છે છે છે;
ભગવાન જગતમાં છે છે છે;

બસ એવી રીતે જગને સહુ આ,
સરજનાર વિભૂતિ વસે જ મહા;
પરમેશ્વર ઇશ્વર વિષ્ણુ અને
વિધિ બ્રહ્મ સદાશિવ નામથી જે
જગમાંહી ગવાય પૂજાય જ છે;
ભગવાન જગતમાં છે છે છે

ઋષિઓ મુનિઓ વળી ભક્ત કહે,
હરિ છે હરિ છે,! શ્રુતિ-વેદ વદે;
કંઇ તર્કથી એ કશુંયે ન કહે,
કરી દર્શન એ પછી એમ વદે.
રક્ષક જગના હરિ છે છે છે;
ભગવાન જગતમાં છે છે છે.

રે પાવકમાં દાહક ગુણ છે,
સમજે નહિ કોઇ કદાચિત એ;
અડકો સમજાઇ જશે પળમાં,
ત્યમ યત્ન કરો હરિને મળવા,
'રવિ' સાધન શાસ્ત્ર વિષે બહુ છે;
ભગવાન જગતમાં છે છે છે.

※

( ૨ )

ભગવાન એક જ છે.

ભગવાન જગતમાં એક જ છે.
જગદીશ્વર હરિ તો એક જ છે;
ભગવાન જગતમાં એક જ છે.

તનમાં મનમાં જળ ને સ્થળમાં,
ફળ ને ફૂલમાં વનમાં ધનમાં;
સહુ પંખી અને પશુના તનમાં,
હરિ વ્યાપી રહે જડ-ચેતનમાં.
જગનો વળી સર્જક એક જ છે;
ભગવાન જગતમાં એક જ છે.

ચતુરાનન ને હર છે જ હરિ,
વળી શક્તિ સ્વરૂપથી એજ હરિ;
નથી રામ અને કંઇ કૃષ્ણ જુદા,
સહુએ હરિનાંજ સ્વરૂપ અહા!
જગના પ્રિય પાલક એક જ છે;
ભગવાન જગતમાં એક જ છે.



ભગવાનથી કોઇ નથી વડિયો,
હરિનો નથી કોઇ સમોવડિયો;
ભગવાન સમો નથી કો બળિયો,
ભગવાન સમો નથી કોઇ મળ્યો.
જગના હરિ ચાલક એક જ છે;
ભગવાન જગતમાં એક જ છે.

ભગવાનનાં નામ અનેક દીસે,
ભગવાનનાં કામ અનેક દીસે;
જે નામ ગમે બહુ જે જનને,
જે કામ ગમે બહુ જે જનને;
તે નામ ને કામનું ગાન કરે,
કદી યે સમજ્યા વિણુ ના ઝઘડે;
કયમ કે હરિ તો 'રવિ' એક જ છે;
ભગવાન જગતમાં એક જ છે.

*

(૩)

ભગવાન દેખાતા કેમ નથી ?

દ્વાર કરીને બંધ દિવસમાં,
લોક કહે કે સૂર્ય નથી,
આંખ કરીને બંધ પૂનમની,
રાત વિષે કે' ચંદ્ર નથી;
કર્યો વગર ઊંચું શિર બોલે,
ગગન વિષે કયાં તારક છે ?
એ જનને શી સમજ પડે કે,
પ્રગટ સદા જગનાયક છે.
પાટા બાંધી આંખ ઉપર,
જો કોઇ કહે કે તેજ નથી,
અંધ જુવે દર્પણમાં ને
કે' જોવામાં કંઇ મોજ નથી;
એવાને સમજાય શી રીતે,
બધે ગીતાના ગાયક છે,
એ જનને શી સમજ પડે કે,
પ્રગટ સદા જગનાયક છે.

દ્વાર ઉઘાડો હૈયા કેરાં,
આંખ ઉઘાડો અંતરની,
માયાના પાટા ને આઘા
કરો ખુમારી દૂર શિરની;
પછી તમે શ્રદ્ધાથી નિરખો,
મંગલ મૂર્તિ માધવની,
પછી હૃદય ઝટ બોલી ઉઠશે,
એ જ છબિ નટનાગરની.

દર્શન થાય ન શ્રીહરિનું,
એ દોષ કહો ભાઇ કોનો છે ?
દેતાં દોષ હરિને પહેલાં,
દોષ જુઓ કે કોનો છે ?
સ્વચ્છ હૃદયદર્પણ વિણુ
દામોદરનું દર્શન દુર્લભ છે,
સ્વચ્છ હૃદય થાતાં 'રવિ'
હરિનું સુલભ સદા પ્રિય દર્શન છે.

*

(૪)

ભગવાન કેવા છે ?

કેવા છે હરિ કેવા છે ?
કોણ કહે હરિ કેવા છે ?
સર્વેશ્વર છે અંતરયામી,
અખિલ જગતના એ છે સ્વામી;
એનામાં છે ના કંઇ ખામી,
સર્જક એ જગના બહુનામી;
તર્ક ન ચાલે તેવા છે,
કોણ કહે હરિ કેવા છે ?

'નેતિ નેતિ' કહી વેદ વખાણે,
બ્રહ્મા પણ ના રૂપને જાણે;
નારદ શારદ શેષ વખાણે,
પાર ન પામે, એ સૌ જાણે;
આલે મતિ ના તેવા છે,
કોણ કહે હરિ કેવા છે ?

અજર અમર ને અકલિત એ છે,
સર્વવ્યાપી સુંદરવર એ છે;
કોઈ ન બળ કળમાં કોઈ વાતે,
સરખા કે ચઢિયાતા છે.
હરિ ના જેવા તેવા છે;
કોણ કહે હરિ કેવા છે ?

ઇચ્છે તેવું રૂપ ધરે છે,
ઇચ્છે તેવું કામ કરે છે;
દિવ્ય ભવ્ય પરમેશ્વર પોતે,
ઇચ્છે ત્યાં પળમાં વિચરે છે;
મીઠડા એ તો મેવા છે,
કોણ કહે હરિ કેવા છે ?

ભક્ત ભાવના જેવી કરતા,
તેવાં રૂપ હરિ તો ધરતા;
સેવક જનનાં કામ સાધવા,
'રવિ' દીનબંધુ લીલા કરતા,
હરિ તો હરિના જેવા છે.
કોણ કહે હરિ કેવા છે ?



( ૫ )

## ભગવાન કેવી રીતે મળે ?

ભગવાન મળે છે શી રીતે ?
દીનબંધુ મળે એક જ રીતે;
ભગવાન મળે છે શી રીતે ?
ભગવાન જગતમાં છે છે છે,
ભકતોને એ દર્શન દે છે;
મુજને પણ એ હરિવર મળશે,
શ્રદ્ધા દૃઢ એવી સદા કરશે;
ને હરિનું ધ્યાન સદા ધરશે,
વળી હરિનું નામ સદા જપશે,
ને કીર્તન પૂજન જે કરશે;
એ જનને દીનબંધુ મળશે.
વળી સત્યનું પાલન જે કરશે,
શ્રીકૃષ્ણ કથા જે સાંભળશે;
ચિત્તશુદ્ધિ થશે આ સાધનથી,
ને પ્રેમ પછી તો પ્રગટ થશે.
એ પ્રેમથી વ્યાકુળતા વધશે,
મનને પછી ચેન નહિ પડશે;
જગનાં સુખ ઝેર સમાં બનશે;
ને 'હરિ હરિ' મન જ્યારે રટશે,
ત્યારે 'રવિ' હરિની મે'ર થશે;
ને તુરત પછી પ્રિયતમ મળશે.







# ભક્તનું હૃદય

(લેખક : શ્રી ત્ર્યંબકલાલ મા. શુક્લ)

ભક્તિ કરે તે ભક્ત; ભક્તિ કોની ? તો ભગવાનની, ભગવાન કોણ તો સર્વેશ્વર, સર્વ નિયંતા, સચરાચર વ્યાપ્ત, દિવ્ય શક્તિ જે આ દૃશ્ય અને અદૃશ્ય જગતનું સંચાલન કરે છે. ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરે છે. જે સત્ય છે, ચિત્ત છે, આનંદ છે. એ પરમ પુરુષની ભક્તિ કરનાર તે ભક્ત. ભગવાને કહ્યું છે કે—

नाहं वसामि वैकुण्ठे योगिनाम् हृदये न च।
मद्भक्ता यत्र गायन्ति तत्र तिष्ठामि नारद ॥

હે નારદ! હું નથી વૈકુંઠમાં વસતો કે નથી યોગીઓના હૃદયમાં વસતો પણ હું તો મારા ભકતો જ્યાં મારું ગાયન કરે છે ત્યાં વસું છું.

આવો ભક્તનો અને તેની ભક્તિનો મહિમા ગવાયો છે. ભગવાને સ્વમુખે ગાયો છે.

અને એમણે તો ભક્તને અભય દાન જ દઈ દીધું છે કે न मे भक्तः प्रणश्यति મારો ભક્ત કદી નાશ પામતો નથી. તો પછી ભક્તને ભગવાનની ભક્તિ કરવામાં શી ચિંતા છે? શી હરકત છે, શી અડચણ છે? પણ માનવીનું મન ક્વચિત જ ભક્તિભાવભર્યું બને છે. કેટલીક ક્ષણો જ તે જીવનમાં ભકત બને છે–બની શકે છે. આર્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી અને જ્ઞાની જ ભગવાનને ભજે છે.

ભકતનું હૃદય આર્દ્ર હોય છે. તે પરદુઃખે દુઃખી થાય છે. તે દીન દુઃખી દરિદ્ર સૌમાં જીવતા જાગતા હરિને ઓળખે છે, જુએ છે ને તેની સેવા કરી છૂટે છે. નિષ્કામ સેવા જ માત્ર તે પ્રભુપ્રીત્યર્થે કરી છૂટે છે. તે હૃદયથી માને છે કે ભગવાન શ્રીહરિ જો વનમાળા વિભૂષિત છે તો તે સુદામાનો બંધુ દુઃખ દરિદ્ર વિનાશન પણ છે જ ને. અને સાચો ભક્ત એક વા બીજી રીતે ભગવાનના હથિયાર રૂપે વર્તે છે. એ યંત્રી ને પોતે યંત્ર, એ નચાવે તેમ ભકત નાચે છે, ગીતવાદન કરે છે, કીર્તન કરે છે. ભાવાવેશમાં તે પ્રભુની સાથે તન્મય બની જાય છે. ને કેટલીકવાર આ ભાવ એટલો બધો વેગવાન બની જાય છે કે તે પોતાની જાત ઉપર પણ કાબૂ રાખી શકતો નથી અને કેટલીકવાર તે જડવત્ ઉન્મત્તવત્ પણ વર્તતો હોય છે. તેનું હૃદય તો તે વખતે પ્રભુના પ્રેમની મસ્તીમા મસ્ત હોય છે અને કેટલીક વાર હરિબોલ હરિબોલ ઈત્યાદિ શબ્દો તે બોલતો હોય છે. તેના ઘટઘટમાં રામ રમી રહ્યો હોય છે, તેનું રોમ રોમ ખડું થઈને ભકિતરસથી તરબોળ બની રહ્યું હોય છે. તેનું હૃદય થનગન થનગન મોરલાની પેઠે નાચતું હોય છે અને તે કોઈવાર અલાતચક્રની જેમ ઘૂમતો અને ઝૂમતો જોવામાં આવે છે. આવી છે ભકતના હૃદયની, ભકિતની અને ભગવાનની લીલાની બલિહારી. આવો ભક્ત પ્રગટ હરિને દેખતો હોય છે અને તે દર્શન, સ્પર્શન, વંદન, દાસ્ય અને આત્મ-

નિવેદન આદિ પ્રકારે પોતાની જાતને શ્રીહરિને સદા સમર્પતો રહે છે. ભગવાન રામચંદ્રજીના ભક્ત શ્રી હનુમાનને ભગવાને પોતે જ સ્નેહ-ભેટરૂપે માળા અર્પણ કરી ત્યારે તેઓ તો મણકા તોડી તોડીને જોવા લાગ્યા કે એમાં ક્યાંયે રામ છે ખરા ? પણ તે જાતનાં દર્શન તેમને તેમાં ન થતાં તેમણે તે માળા ને મણકા તોડી ફોડીને ફેંકી દીધાં. એમના હૃદયમાં જ શ્રીરામ બિરાજમાન હતા એટલે તો તેઓ છાતી ચીરીને બતાવી શક્યા હતા કે 'યહાં ભી રામ હૈ. *આઇએ દેખ લીજીએ.*' અને શું થયું ? છાતી ચીરીને ખુલ્લી કરી ત્યાં તો તેમના એ પરમ પવિત્ર હૃદયમાં રામપંચાયતનનાં દર્શન થયાં. ધન્ય છે એ ભક્તિને ધન્ય છે, એ ભક્તહૃદય.

આધુનિક યુગમાં ગાંધીજીનીશ્રીમહાદેવ દેસાઇએ રામભક્ત હનુમાન જેવી સેવા કર્યાનો દાખલો મોજૂદ છે. પોતાના મહાન ગુરુનાં આદર્શ અધૂરાં રહેલાં કાર્યો તેમના જ અનુયાયી શ્રી વિનોબાજી આજે જાણે તેમનો જ ત્યાગ ને તપસ્યા, સહકાર ને સહયોગનો ધ્વજ લઇને ઘૂમ્યા કરે છે અને ચમત્કારિક પરિણામો પણ આવે છે–આવી રહ્યાં છે. અત્યારે તો એવું જોવામાં આવે છે કે 'ચેલા તેરા પણ કહ્યા ના કરું.' તે પ્રમાણે ભક્તિ અને ભગવાનનો દુર્વ્યય થઇ રહ્યો છે. બિચારા ભગવાન કદાચ તોબા પોકારી જતા હશે તેમના ભક્તોની ઘેલી ભક્તિથી. તેઓ તો ચાહે છે 'ભક્તિ શૂરવીરની સાચી' 'રે શિર સાટે નટવરને વરીએ, રે પાછાં તે પગલાં નવ ભરીએ રે, રે ભરીએ તો કટકા થઇ પડીએ, રે શિર સાટે નટવરને વરીએ.'

એવી વાત છે ભક્તિની. ભક્તનું હૃદય પણ વીરનું હૃદય છે, શૂરનું હૃદય છે, એ હંમેશાં કામ ક્રોધ, લોભ મોહાદિ ષડ્‌રિપુઓ સાથે સદા સર્વદા લડતું રહે છે અને નામ સમશેર તહેં ખૂબ બાજે.

ભગવાને પોતે જ કહ્યું છે કે મારાથીયે વિશેષ પ્રિય મને મારો ભક્ત છે. અને એક કવિએ તો એટલે સુધી ગાયું છે કે હું તો ભક્તોની પૂંઠે પૂંઠે એટલા માટે ફરું છું કે જેથી ભક્તોના ચરણોની રજ મારા ઉપર પડે ને હું પાવન થાઉં. ને એ જ ભાવનાએ વૃંદાવનમાં લાલા બાબુના મંદિરમાં ભક્ત દંપતીની આરસપહાણની પ્રતિમાઓ સપાટીની જમીન ઉપર જ અંકિત કરવામાં આવી છે. આમાં ભક્તની પારાવાર નમ્રતા જોવામાં આવે છે. સંતનું હૃદય જગતનાં અનેક કષ્ટો ને ઝેર પચાવી જઇને જગતને અમૃત ને અમૃતફળ આપે છે, આપ્યા કરે છે.

ભક્તનું હૃદય એ એક સાચા વૈષ્ણવજનનું, સાચા હિન્દુનું, સાચા ખ્રિસ્તીનું ને સાચા પારસીનું હૃદય છે. એ પારકાને દુઃખે દુઃખી થઈ કંઇક ઉપકાર કરે છે તેનું તે અભિમાન નથી રાખતો અને મન, વાણી ને કર્મ નિશ્ચય ને નિર્મળ રાખે છે એવા ભક્તની, ભક્તહૃદયની જનેતાને ધન્ય છે ધન્ય છે.

એવા ભક્ત હૃદયના સાધુ મહાત્માઓથી આપણો આ ભારતવર્ષ પુણ્યવંતો છે. તેઓ આપણે ત્યાં નૃસિંહ ને મીરાં રૂપે આવ્યા બંગાળમાં ચૈતન્ય મહાપ્રભુ ભક્ત રામપ્રસાદ અને ચંડીદાસ રૂપે આવ્યા, દક્ષિણમાં નામદેવ, તુકારામ ને એકનાથ–જ્ઞાનેશ્વર રૂપે આવ્યા ને અર્વાચીન સમયમાં ભિક્ષુ અખંડાનંદ, મહાત્મા ગાંધી અને વિદ્યાનંદજી રૂપે પણ આવ્યા. રામકૃષ્ણ પરમહંસ ને સ્વામી વિવેકાનંદ રૂપે પણ તેઓ આપણી વચ્ચે વિચર્યા અને આપણને સાચા ભક્તો ને સાચા ભક્તોનાં હૃદય કેવાં હોય તેનો પરિચય કરાવ્યો.




# ભક્ત હૃદય કેવું હોય ?

(લેખક : શ્રી. શાંતિલાલ ઓઝા એમ. એ; બી. ટી.)

" ક્યારે મળે મને શ્રીકૃષ્ણચંદ્ર પ્યારો રે !
બાંકો છબિલો છેલ નંદનો દુલારો રે !" ક્યારે.

**આ** બે પંક્તિઓમાં કવિએ ભક્તહૃદયની તાલાવેલીનો અચ્છો ખ્યાલ આપ્યો છે. આ જગતના ક્ષણિક પદાર્થો જોઇ, સુખદુઃખ ભોગવી અંતે વિરક્ત થવાથી ભક્તહૃદયને અવિનાશી આનંદમય સ્વરૂપ શ્રીકૃષ્ણચંદ્રને મળવાની તમન્ના લાગી જાય છે. એ જ સાચો ભક્ત છે. ભગવાનના નામનું સ્મરણ અને રટણ એને શ્વાસોશ્વાસ જેવું સહજ થઈ ગયુ હોય છે. પ્રથમ તો એ શ્રીકૃષ્ણની મૂર્તિ કે છબી પાસે ઊભો રહી તેની સાથે સાક્ષાત મિલનનું સુખ માણે છે. પછી તે જ્યાં જાય ત્યાં સર્વત્ર મનમાં વારંવાર સ્ફુરી રહેલી આ મૂર્તિ સાથે એ ભક્તહૃદય તદાકાર વૃત્તિ અનુભવે છે. પછી વખત જતાં તેને દઢ પ્રતીતિ થાય છે કે તે સર્વત્ર પ્રભુ પાસે જ ઊભો છે. પણ અરેરે ! એ હજી પ્રભુથી જુદો કેમ રહ્યો ? શું હજી પ્રભુ મળ્યા નહીં ? શું હજી એ મિલનની આશા અધુરી અધુરી વૃત્તિઓ ઉત્પન્ન કરી આખરે ખોટી તો નહિ જ ઠરે ? પણ અરે ! એ સર્વશક્તિમાન, પ્રેમસ્વરૂપ ક્યા ? અને હું અલ્પ જીવ ક્યાં ? મને એ ક્યારે મળે ? ક્યાં મળે ? એવી દીન ઝંખનાથી એ ભક્ત–જીવન વીતાવતો હોય છે અને ભાગવતના "ગોપીકા ગીત" માં કહેલ વચન પ્રમાણે "त्रुटी युगायते त्वां अपश्यताम्" (તને નહિ જોવાથી એક ક્ષણ, યુગ જેવડી લાંબી લાગે છે.)–એવી નિત્યાનંદરૂપ પ્રેમળ ભાવનાને જીગર ભરી પોષતો તે ભક્તરૂપે જીવે છે. તેના હૃદયમાં એક જાતની દીપ્તિ પ્રગટ થઇ છે. એ પ્રભુએ કરેલા ઉપકારથી વશ થયેલું હૃદય હંમેશાં સ્મરણ કરે છે. "કેમ ભૂલું પ્યારા કૃષ્ણ, તારી પ્રીતિની રીતિ "? એવું વ્હાલસોયુ હૃદય પ્રભુને આધીન છે; પ્રભુને આધીન એનું જીવન છે. કેમકે હૃદય અને જીવન– એ સાચા ભક્તનું એક જ હોય છે.

ભક્ત હૃદયમાં દઢ વિશ્વાસ હોય છે, સાચી જીવન આશા હોય છે. તે આ દેહમાં કે આ દેહનો વિલય થયા પછી ઇશ્વરનો સાક્ષાત્કાર કરે છે. વૃત્તિમય કે ભક્તિમય ભાવનાનું રાતદિવસ સતત ચાલુ રહેલું ઊર્ધ્વ ગમન એ જ ભક્તના જીવનનું રહસ્ય છે. તેમાં પરોપકાર, સદાચાર, નમ્રતા, સત્ય અને પ્રભુમય ભાવનાઓ રૂપી કિરણોનો પ્રકાશ હોય છે, તેથી તે જીવનમાં કષ્ટો વેઠીને દઢતાથી સન્માર્ગમાં ચાલે છે. ભક્તકવિ દયારામ કહે છેઃ–" ત્રિલોક સુંદર મુગટમણિ, તમે રસિયા રાધાનાથ, શરણાગત વત્સલ શ્રીજી, તમે ઝાલો મારો હાથ."

શ્રી વૃન્દાવનચંદ્રે જેનો હાથ ઝાલ્યો તે હંમેશાં સન્માર્ગમાં જ રહે છે, અને ક્રમેક્રમે

તેનામાં દઢતા અને વિશ્વાસ વધે છે, અને એમ કરતાં તે ઉચ્ચ કોટિનો માનવ થાય છે; કેમકે તે દિવ્ય શાંતિ દ્વારા પ્રભુનું માર્ગદર્શન લઇ દરેક કામમાં આગળ વધે છે. આધુનિક સાક્ષર કવિ નરસિંહરાવ કહે છેઃ—"પ્રેમલ જ્યોતિ તારો દાખવી મુજ જીવન પંથ ઉજાળ."

ભકતહૃદયમાં આટલી દઢતા શાથી? વિશ્વાસથી. પ્રભુમાં વિશ્વાસ, તેના ન્યાયમાં વિશ્વાસ, તેની અદ્દભુત સહાયમાં વિશ્વાસ, પહેલાં થઇ ગયેલા સંતો નામદેવ, નરસિંહ, મીરાં, તુકારામ અને કબિર જેવા અનેક સંતોનાં વચનોમાં વિશ્વાસ એ જોતાં ભકતને નીતિના રાહમાં દઢ વિશ્વાસ પ્રગટે છે. શંકાઓ, તર્કો અને સંકલ્પ વિકલ્પ ત્યજીને ભક્તહૃદય હંમેશાં સમતા અનુભવે છે, તેથી ભક્તહૃદય ઘણું જ બળવાન હોય છે.

ભકતરાજ નરસિંહ મહેતાએ કપરા સંજોગોમાં ભગવાન ઉપર હુંડી લખી, અને ગળેલાં નાણાંથી સાધુસંતોને જમાડી સંતોષ આપ્યો; તેણે વિશ્વાસ રાખ્યો કે ભગવાનને પોતાની આબરૂ વહાલી હશે તો આ હુંડી શિકારશે, અને આ તીર્થવાસીઓને તેટલાં નાણાં જરૂર મળશે. નરસિંહ મહેતાએ પરોપકાર અર્થે, અંગત સ્વાર્થ વિના, આ મહાન કાર્ય વિશ્વાસથી કર્યું:—

"હરિના પર હુંડી લખનાના, જનમના જોગી રે નરસિંહ મહેતા." એ પ્રભુના પરમ ભકત હતા. પ્રભુને ખાતર હરિજનને સંતોષવા તેમણે જીવનભર ઘણાં કષ્ટો વેઠયાં હતાં તેમાંથી તે આખરે પ્રભુમય બની ગયા હતા. જે ભકત હોય તે જ ભક્તિથી પ્રગટતા વિશ્વાસ અને દઢતા અનુભવે છે; એવા અનુભવ સિવાય, માત્ર નરસિંહ મહેતાનું અનુકરણ કરવા ખાતર જ કોઇ વ્યકિત બીજાને માટે પૈસા વાપરી નાંખે અથવા બ્રાહ્મણોને ગિજાન જમાડે અને પછી. થયેલા ખર્ચની હુંડી શ્રી રણછોડરાય દ્વારિકાધીશ પર લખી મોકલે તો હાલના સમયમાં દ્વારિકાધીશ હુંડી શિકારી રોકડાં નાણાં આપે? આ પ્રશ્નનો જવાબ આ નાસ્તિક જમાનામાં તો 'ના' જ હોઇ શકે; કેમકે જીવનપર્યંત નિઃસ્વાર્થ સેવા અને પ્રભુભજન કરી, ઇશ્વરપરાયણ થઇ રહેલા, ભકતહૃદયની તાલાવેલી અનુભવતા નરસિંહ મહેતા આજે કયાં છે? અહો! એ મહાનુભાવી આત્મા કયાં? અને તેનું અનુકરણ કરતો આજકાલનો ક્ષુદ્ર, સ્વાર્થી, અલ્પ, સત્તાલોભી માનવી કયાં? એ બે વચ્ચે આસમાન જમીન જેટલું મોટું અંતર છે. હુંડીની વાત તો 'રામબાણ વાગ્યાં હોય તે જાણે.' દઢ વિશ્વાસ અને જનમોજનમના સંસ્કાર ઉપર આ બાબતનો આધાર રહે છે.

પ્રેમસ્વરૂપ શ્રીકૃષ્ણચંદ્રને મળવા વૈષ્ણવ ભકતને તમન્ના લાગે છે એવો અર્થ સમજી કોઇ અમુક પંથમાં જ ભકિત સમાયેલી છે, એમ માનવાનું નથી. મહાદેવના ભકત, રાજા ભર્તૃહરિ રાજપાટ છોડી, યોગી થયા અને વનમાં રહેવા લાગ્યા. સંસાર ઉપર તીવ્ર વૈરાગ્ય આવ્યો અને તેમણે કવિત્વપૂર્ણ સંસ્કૃતમાં ૩૦૦–૪૦૦ શ્લોકો રચ્યા. તેમાં એક શ્લોકમાં તેમણે ભકતહૃદયની તાલાવેલી દર્શાવી છે. તે ભકત કવિ મહાદેવને પ્રસન્ન કરવા પૂર્ણ જ આતુર થઇ રહ્યા છે. તેમાં મિલનની તમન્ના અને વૈરાગ્ય બેઉ રહેલાં છે. શ્લોકમાં એ લખે છે—

कदा वाराणस्याममरतटिनी रोधसि वसन्
वसानः कौपीनं शिरसि निदधानोऽञ्जलि पुटम् ।
अये गौरीनाथ त्रिपुरहर शंभो त्रिनयन
प्रसीदेत्या क्रोशन् निमिषमिव नेष्यामि दिवसान्॥



( અર્થ:—કાશીમાં ગંગા નદીને કાંઠે રહેતા લંગોટ ધારણ કરી, મસ્તકે બે હાથ જોડી, હે ગૌરીનાથ, ત્રણ નગરનો નાશ કરનાર, ત્રણ નેત્ર વાળા, આપ પ્રસન્ન થાઓ—એમ બોલતો હું આંખના પલકારા જેટલા ટૂંક સમય પેઠે મારા બધા દિવસો ક્યારે વીતાડીશ ? )

ઇષ્ટદેવ ગમે તે હોય—શ્રીકૃષ્ણ, મહાદેવ, મહાલક્ષ્મી, રામ, વિષ્ણુ—પણ તેની પાસે રહી તેની પ્રેરણા મેળવીને એક બળવાન જ્યોતિ પોતાના આત્મામાં પ્રગટાવો, એમ દરેક સંત પુરુષ કહે છે. એ શકિતને હુ તાલાવેલી કે ભકિત કહું છું, અને એજ ભકતહૃદયનો અણમોલ વારસો છે. એમાં આપણે એ ભકતનું હૃદય જોઇ શકીએ છીએ. યોગીઓ પણ ભજનીય ઇષ્ટદેવ સાથે મિલન અને સાનિધ્ય ચાહે છે. તેમને પણ ઇશ્વરથી વિખૂટા રહી, એકલા રહેવું ગમતું નથી ! ના, નથી જ ગમતું. એક વખત ફરીથી મારા વાચકોને યાદ આપું છું કે સાચા તત્ત્વ-જ્ઞાનીનું હૃદય શુષ્ક હોતું નથી, પરંતુ સંપૂર્ણ રસભર હોય છે. એ રસનું આલંબન બહુ જ ઉંચું હોય છે, અને સામાન્ય સંસારી માણસોથી એ કોઇ વાર સમજાતું નથી. ભકતને લાગેલી તરસ હરિ દર્શનની હોય છે. તેથી મીરાંબાઇ કહે છે " મીરાં જનમ જનમની પ્યાસી " અને એ હરિદર્શનની અણમોલ પ્યાસ છીપાવવા માટે મીરાંએ " પ્રેમ આંસુ ડાર ડાર અમર વેલ બોઇ, મેરે તો ગિરધર ગોપાલ, દુસરા ન કોઇ " ( પ્રેમના આંસુઓ રેડી રેડી અમરવેલ રોપી ) આવી હરિદર્શનની પ્યાસ છે; એ ઉમદા વસ્તુ છે, જીવનનું ઝવેરાત છે, ખજાનો છે. સંસારના ક્ષુદ્ર ક્ષણિક સુખદાયી પદાર્થો તરફ વૈરાગ્ય અને હરિરસની, હરિદર્શનની પ્યાસ જેમને લાગી હોય એવા ભકત-હૃદયને હું વારંવાર વંદું છું.






# સંતોની સાધના

(લેખક : શ્રી. મૂળજીભાઈ પી શાહ)

'જીવતું જે શિવ કરે સંત
એના ડંકા બજાવો ઢુમ ઢુમ
જય જય ભારતનો જય'

[ સ્વ. શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી ]

ભારતની પુણ્ય ભૂમિમાં અનેક સંતો-પ્રભુના પયગંબરો થઈ ગયા છે એમણે પોતાનાં જીવન માનવજાતની સેવા માટે અને એ દ્વારા પ્રભુપ્રાપ્તિ અર્થે ગાળ્યાં છે. એમનો અમર સંદેશ આપણને અનેરી પ્રેરણા આપી રહ્યો છે.

એ સંતો જીવનની કલ્યાણયાત્રાએ નીકળ્યા હોય છે-સર્વસ્વનો ત્યાગ કરીને. તેઓ આત્માના આરોગ્યની ઔષધિ ઢૂંઢે છે-તપ અને ત્યાગથી-સંયમ અને શીલથી. વ્રતપરિપાલન એ એમનો આધારદંડ હોય છે. એ દંડને ટેકે ટેકે તેઓ જીવનપથ કાપે છે. એમને શ્રદ્ધાનો સહારો હોય છે. રામનાં રખવાળાં હોય છે તેઓ જીવનમુક્ત હોય છે. પરિવ્રાજક સમા સંતો જ્યાં જાય ત્યાં પોતાના કર્તવ્યથી માનવ જાતની સેવા સાધે છે. એ સમજે છે કે સેવામાં સિદ્ધિ છે-આત્મકલ્યાણ છે. નથી એ સોનાના ભૂખ્યા, નથી એ રૂપાના ભૂખ્યા, નથી એમને હીરામોતીની લાલસા કે નથી એમને મહેલમહેલાતોની અભિલાષા. નથી એમને માયાની મોહિની કે નથી એમને રાગદ્વેષ. એમનું સોનું રૂપું સર્વેશ્વર છે. એનું સ્મરણ એ એમનાં હીરામોતી છે. એમની કુટિર એ એમની મહેલાતો છે.

એવા ઉચ્ચ કોટિના મહાત્માઓ સંસારમાં તરે છે અને બીજાને તારે છે. કબીરજી કહે છે તેમ એવા સાધુઓ સંસારમાં પ્રત્યક્ષ ભગવાન સ્વરૂપ છે.

નથી એને કામ, ક્રોધ, મોહ-એ જીતેન્દ્રિય છે. સંયમની અપૂર્વ પ્રતિમા છે. એની પ્રતિભા અલૌકિક હોય છે. એના વ્યક્તિત્વનો પ્રભાવ સંસારીઓને ચકિત કરી મૂકે છે.

એવા સંતોમાં સાંપ્રદાયિકતા નથી હોતી. વાડાઓ નથી હોતા. પરમ સત્યના એ ઉપાસકો ધરતીની ચાદર અને આકાશના ઓઢણ પર જીવન નિર્ભર કરતા માનવજાતને સાચો ધૈર્ય ને કર્મનો મર્મ સમજાવે છે.

એનાં સૌ કર્મો નિષ્કામ હોય છે. એમાં નથી હોતી આસક્તિ કે નથી હોતો મોહ સદા તેઓ કર્તવ્યની કેડી ઉપર ચાલ્યા જાય છે. તેઓ પોતાના: ધર્મમાં સતત મચ્યા રહે છે ને સેવા ને સ્વાર્પણથી બીજાનાં કષ્ટો કાપે છે છતાં આત્મશ્લાઘાથી પર હોય છે.

જીવનભર એમને એક જ સંગ્રામ ખેલવાનો છે અને તે મુક્તિસંગ્રામ-અમત્ય સામે સત્યનો સંગ્રામ, સંસારની સૌ બૂરાઈઓને દૂર કરી માનવ જાતને એમાંથી એ ઉગારે છે. એને જ એ પોતાનો ધર્મ માને છે.

સત્ય દયા તપ શૌચ છે પગ ધર્મના ચાર,
જેના હૃદયમાં એ રહ્યા, ઉત્તમ એનો આચાર.

એવા ઉત્તમ આચારવાળા મહાન સંતો સૃષ્ટિની શોભા છે–માનવજાતનો શણગાર છે–સર્વેશ્વરની પ્રસાદી છે. ભગવાનના સાચા ભક્ત છે. જીવનની કલ્યાણયાત્રાના સાચા યાત્રી છે. સચ્ચિદાનંદ એ એનું સુખ છે–પરમ આનંદ છે.

એવા મહાત્માઓની જીવનસાધનાનો અભ્યાસ કરવા જેવો છે. સ્વામી વિવેકાનંદજી કહે છે તેમ તેમને મન 'આત્મા પૂર્ણ ઇશ્વર સ્વરૂપ છે. જડ શરીર સાથે એ બંધાયલો હોવાનો આભાસ થાય છે ખરો પરંતુ એ આભાસને મટાડી દેવાથી એ મુક્ત અવસ્થામાં દેખા દેશે. વેદ કહે છે કે જીવન–મરણ, સુખદુઃખ, અપૂર્ણતાં આદિનાં બંધનોથી છૂટવું એનું જ નામ મુક્તિ છે. એ બંધન ઇશ્વરની કૃપા વિના નથી છૂટતાં. અને ઇશ્વરની કૃપા અત્યંત પવિત્ર હૃદય વિના નથી ઉતરતી. જ્યારે અંતઃકરણ સર્વથા શુદ્ધ અર્થાત્ પવિત્ર થઇ જાય છે ત્યારે એમાં પરમાત્માનો પ્રત્યક્ષ ઉદય થઇ જાય છે અને ત્યારે જ માનવી જનમ મરણના ચક્રમાંથી છૂટે છે.'

सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज। ગીતાજીનું એ મહાન સૂત્ર હંમેશાં તેઓ રટે છે. જગતની બધી જંજાળ છોડી ભગવાનનું શરણ શોધે છે ને ભગવાન એમનાં બધાં બંધન કાપી પાપમુક્ત કરે છે.

તેઓ કર્તવ્યનિષ્ઠ હોય છે. એમની સાધના અવિરત હોય છે. कर्मण्ये वाधिकारस्ते मा फलेषु कदाचन। એ જ એમનો જીવનમંત્ર હોય છે–સિદ્ધાંત હોય છે.

એવા સંતોનાં દર્શન માત્ર સંસારીઓ માટે અલભ્ય લાભ છે. એમની વાણીમાંથી અમૃતની સરવાણીઓ વહે છે. તેઓ માનવજાતને ધર્મનાં, જ્ઞાનનાં, માનવતાનાં, સાધુતાનાં જીવનજળ પાય છે ને માનવમાંથી મહામાનવ–દેવ સર્જે છે.

એવા સંતોનું જીવન ધન્ય છે. એમની સાધના અનન્ય છે. એવા સંતોને આપણાં અનેક વંદન હજો!

અંતમાં એવા સંતમહંતનું શબ્દચિત્ર દોરતાં અત્યંત આનંદ થાય છે—

પુરણ હો! સંત મહંત; ૩૬૧૮૨.
ધન્ય હો! જીવનપંથ.

કર્મની કંથા અંગે ઓઢી, ઝીલવા જગનાં દુઃખ,
પુણ્યની છાલક છાંટતા પ્રીતે, અર્પતા સૌને સુખ.
અનહદ હો! નાદ બજંતઃ પુરણ હો!

નેહની નિર્મળી નીતરે નયને, પાવન થાયે લોક,
આનંદ વ્યાપે દર્શન કરતાં, દૂર થતો સૌ શોક.
ઝગમગ હો! તેજ ઝગંતઃ પુરણ હો!

સત્ય, દયા ને સેવા રંગે, રંગિયો આતમ રામ;
પુણ્યને પગલે પાવન થઇએ, જેનાં જોશંદર નામ.
અમૃત હો! નિત્ય ઝરંતઃ પુરણ હો!

તપની સિદ્ધિ અદ્‌ભુત સાધી, અનોખો ઉરસંદેશ;
અજર અમર એ એવી વિભૂતિ,
ઝીલીએ એનો આદેશ.
મઘમઘ હો! વાસ મ્હેકંતઃ પુરણ હો!





# ભક્તનાં વચનામૃત

(સંપાદિકા કુ. ભારતીબહેન ર. પાઠક)

लाभस्तेषां जयस्तेषां कुतस्तेषां पराजयः ।
येषामिन्दीवरश्यामो हृदयस्थो जनार्दनः ॥

જેમના હૃદયકમળમાં ભગવાન જનાર્દનનો—લક્ષ્મીના પતિનો વાસ છે, એમને લાભ મળે છે, એમનો જય થાય છે, એમનો પરાજય કેવો?

—ભરદ્વાજ

તુલસીદાસ હરિગુરુ કરુના બિનુ
બિમલ બિવેક ન હોઇ,
બિનુ બિવેક સંસાર ઘોર નિધિ,
પાર ન પાવૈ કોઇ.

× × ×

પરહિત સરિસ ધરમ નહિ ભાઇ,
પર પીડા સમ નહિ અધમાઇ

—તુલસીદાસ

છાડિ મન હરિ બિમુખન કો સંગ
જિનકે સંગ કુબુધિ ઉપજત હૈ,
પરત ભજનમેં ભંગ,
છાડિ મન હરિ બિમુખન કો સંગ

—સૂરદાસ

ઇસ તન ધન કી કૌન બડાઇ,
દેખત નૈનો મેં મિટ્ટી મિલાઇ.

× × ×

મન લાગો મેરે યાર ફકિરીમેં,
જો સુખ પાવો નામ ભજનમેં,
સો સુખ નાહીં અમીરીમેં

—કબીર.

નામ જપન કયોં છોડ દિયા?
ક્રોધ ન છોડા, જૂઠ ન છોડા,
સત્ય બચન કયોં છોડ દિયા?
નામ જપન કયોં છોડ દિયા?

—નાનક

રૂખા સુખા રામકા ટુકડા,
ચિકના ઔર સલોના કયા?
કહત કમાલ પ્રેમ કે મારગ,
સીસ દિયા ફિર રોના કયા?

—કમાલ

ધન તણું ધ્યાન તું અહોનિશ આદરે,
એ જ તારે અંતરાય મોટી,
પાસે છે પિયુ અળ્યા તેને નવ પરખિયો,
હાથથી બાજી ગઇ થયો રે ખોટી
સકલ કલ્યાણ શ્રીકૃષ્ણના ચરણમાં,
શરણ આવે સુખ પાર ન્હોયે,
અવર વેપાર તું મેલ્ય મિથ્યા કરી,
કૃષ્ણનું નામ તું રાખ મોએ

× × ×



સુખ દુઃખ મનમાં ન આણીએ,
ઘટ સાથે રે ઘડીઆં;
ટાળ્યાં તે કોઇનાં નવ ટળે.
રઘુનાથનાં જડીઆં.
—નરસિંહ મહેતા

સંસારીનું સુખ કેવું ?
ઝાંઝવાના જળ જેવું,
એને તુચ્છ કરી ફરીએ રે,
મોહન તારા મુખડાની માયા લાગી રે.
—મીરાંબાઇ

સમર્થાચિયા સેવકા વક્ર પાહે,
અસા સર્વ ભૂમંડળી કોણ આહે ?
જયાચી લીલા વર્ણિતી લોક તીન્હી,
નુપેક્ષી કદા રામદાસાભિમાની ?
—રામદાસ

વેદ અનંત બોલિલા,
અર્થ ઇતકાચિ સાધિલા;
વિઠોબાસી શરણ જાવેં,
નિજ નિષ્ઠે નામ ગાવેં.
—તુકારામ

સિંહણ કેરાં દૂધ હોય તે,
સિંહણ સુતને જરે;
કનક પાત્ર પાખે સહુ ધાતુ,
ફોડીને નીસરે.

જે કોઇ પ્રેમ અંશ અવતરે,
પ્રેમરસ એના ઉરમાં ઠરે.

× × ×

જેને જેટલું જે જયમ કાળે,
તે તેને કર ઠરે,
એમાં ફેર પડે ન કોઇથી,
શીદ કુટાઇ તું મરે ?
કૃષ્ણને કરવું હોય તે કરે.
—દયારામ

હરિનો મારગ છે શૂરાનો,
નહિ કાયરનું કામ જોને,
પરથમ પહેલું મસ્તક મૂકી,
વળતી લેવું નામ જોને.
—પ્રીતમદાસ

ત્યાગ ન ટકે રે વૈરાગ્ય વિના.
કરીએ કોટી ઉપાય જી,
અંતર ઊંડી ઇચ્છા રહે,
તે તો કયમ ત્યજી જાય જી ?
ત્યાગ ન ટકે રે વૈરાગ્ય વિના.
—નિષ્કુળાનંદ

સંત સભા આંખી નહિ,
કિયા ન હરિગુન ગાન,
નારાયણ ફિર કૌન બિધ,
તૂં ચાહત કલ્યાન ?
—નારાયણ સ્વામી.






( લેખક : શ્રી. પુરુષોત્તમ ચુનીલાલ ભટ્ટ )

સંત મહાત્માઓ જેઓ ઘણે ભાગે સ્થાવર તીર્થો તરફ વિચરે છે; અગર કેટલાક ત્યાં વાસ કરે છે તેઓ શા માટે તે તરફ વિચરી રહેતા હશે ? તેનું કારણ એ છે કે અનેક ભકતો ભાવીકો પોતાથી જાણે અજાણે થયેલા પાપની નિવૃત્તિ કરવા સ્થાવર તીર્થોનો આશરો લે છે તે પાપો તીર્થમાં એકત્ર થયેલાં તેનું નિવારણ સંત મહાત્માઓ જ કરી સ્થાવર તીર્થોને પવિત્ર રાખે છે. તેથી સંત મહાત્માઓ એ જંગમ તીર્થ કહેવાય. સ્થાવર તીર્થ અકેક દોષનું નિવારણ કરી ફળ આપે છે, જ્યારે સંત મહાત્માઓમાં તેથી વધુ શક્તિ બતાવી છે. જુઓ,

ગંગા સ્નાને પાપ જ નાસે,
 ઉષ્ણતા જાયે ચંદ્ર થકી,
ગરીબાઇનો નાશ થાય છે,
 કલ્પતરૂ જો મળે કદી;
એ ત્રણ થઇને ત્રણ ફળ આપે,
 પણ ત્રણ ભેગાં કયાં થાયે ?
પણ જો મહાન સંત મળે તો,
 ત્રણે દુ:ખ ભેગાં કાપે.

આ ઉપરથી આપણે સમજી શકીશું કે સ્થાવર તીર્થ કરતાં જંગમ તીર્થમાં અન્યને સુખી ને પવિત્ર કરવાનું વિશેષ બળ હોય છે. મહાત્માઓ તેમજ છેવટની કક્ષાએ પહોંચેલા ઋષિમુનિઓ જંગમતીર્થ તરીકે ગણાઇ પોતે કરેલાં આચરણોનો બોધ દઇ પવિત્ર જીવન ગાળવવાનાં સદ્ભાવતો ભારતભૂમિ માટે મૂકી ગયા છે. નારદજીએ અનેક સ્થાવરતીર્થો તથા અન્ય સ્થળે વિચરી બોધ આપવાનો પાઠ ભજવ્યો છે તે જંગમતીર્થ રૂપે જ છે. વ્યાસજીએ ગીતારૂપી દીપક આપણી આગળ મૂકયો, વળી અઢાર પુરાણોની રચના કરી. આ બધું જનતાના ઉત્કર્ષ માટે કર્યું. તે જંગમતીર્થ. એટલે બધા સંત મહાત્માઓ તે જંગમતીર્થ જ છે. સંત મહાત્માને જોતાંજ સંસ્કારી મનુષ્યને આકર્ષણ થાય છે. આમ થવાના કારણમાં ભગવાં વસ્ત્રમાંજ આકર્ષણ છે. તે સાથે સંત મહાત્માનું તપોબળનું તેજ પણ આકર્ષણ કરે છે પરંતુ પૂર્ણ સંસ્કારી હોય તે જ જંગમતીર્થનો લાભ પ્રાપ્ત કરી શકે છે. હવે સ્થાવરતીર્થ કરતાં સંત મહાત્મા અને ઋષિમુનિઓમાં વિશેષ ને તાત્કાલિક ફળ આપવાની મહાન શક્તિ છે તેનો બીજો પુરાવો આપણને શ્રીમદ્ ભાગવત દશમ સ્કંધ ઉતરાર્ધના અધ્યાય ૮૬ માંથી મળી રહે છે. અને તે વળી મહાન યોગેશ્વર શ્રીકૃષ્ણના સ્વમુખેથી જ. જ્યારે પ્રભુ પોતાના મહાન ભક્તો શ્રુતદેવ અને બહુલાશ્વને એકીસાથે દર્શન આપવા બન્નેને ત્યાં જાય છે. મીથીલાપુરીમાં તે વખતે તેમની



સાથે વામદેવ, નારદ, અત્રિ, વ્યાસ, પરશુરામ, અસીત ને શુકદેવજી હતા.

પછી જયારે બન્ને ભક્તો પોતપોતાના સ્થાને પ્રભુની સ્તુતિ કરી રહ્યા તે પછી પ્રભુએ કહ્યું કે–બ્રાહ્મણો જન્મથી જ ઉત્તમ મનાયા છે. તેમાં વળી જેમાં વિદ્યા, સંતોષ, તપ અને ભક્તિ હોય તેના ભાગ્યનો પાર જ નથી. તે ચતુર્ભુજ રૂપથી પણ અધિક છે. બ્રાહ્મણ સર્વ વેદમય છે અને હું દેવમય છું. દેવની સિદ્ધિ વેદથી થાય છે તેથી બ્રાહ્મણપદ ઉંચું છે. માટે બ્રાહ્મણોની પૂજા કરો ને આરાધો. વગેરે શ્લોક ૫૩ થી ૫૭ સુધીમાં કહેલું છે તેથી પણ સ્થાવરતીર્થો કરતાં આવાં જંગમતીર્થો જ વધુ શક્તિશાળી છે. એટલે સંત મહાત્માઓ ઋષિ મુનિઓ એ જંગમતીર્થ છે. એથી આગળ વધુ સાબીતી માટે મહાન સંત શ્રી તુલસીદાસજી એ તો પોતે કરેલા રામાયણની શરૂઆતના ભાગે સ્પષ્ટ જ કહી દીધું છે કે,

જો સહિ દુખ પરછિદ્ર દુરાવા,<br>
વંદનીય જેહિ જગ જસુ પાવા;<br>
મુદ મંગલમય સંત સમાજુ,<br>
જો જગ જંગમ તીરથ રાજુ.

આ ઉપરથી આપણને સંપૂર્ણ ખાતરી થાય છે કે સંતસમાજ એ જંગમતીર્થ જ છે.

વળી બ્રાહ્મણોનાં તથા ચાતુર્વર્ણ્યનાં કર્તવ્યો ગીતામાં તેમ અન્ય શાસ્ત્રોમાં વિગતથી વર્ણવેલાં છે. તેમાં બ્રાહ્મણની પદવી પ્રથમ પંક્તિની અને મહાન બતાવેલી છે. ચાતુર્વર્ણ્યનું અન્ય નામ અને બળ ટૂંકમાં અહીં બતાવું છું:–

| ચાર વર્ણ | અન્ય નામ | બળ |
|---|---|---|
| બ્રાહ્મણ | શિક્ષક | શાસ્ત્રબળ |
| ક્ષત્રિય | રક્ષક | શસ્ત્રબળ |
| વૈશ્ય | પોષક | અર્થબળ |
| શુદ્ર | સેવક | શ્રમબળ |

કહેવાની જરૂર નથી કે અત્યારે તો બધું ઉલટી ગતિએ જ ચાલી રહ્યું છે. પણ આપણે તો જંગમતીર્થ સાથે જ સંબંધ છે.

સત્યયુગમાં સત્યયુગ જ, ત્રેતાયુગમાં મંત્રયુગ, દ્વાપરમાં તંત્રયુગ, અને હાલ કળિયુગમાં યંત્રયુગનો જમાનો ચાલી રહ્યો છે. ભારત સનાતન ધર્મભૂમિ, ઋષિમુનિઓનું તપોસ્થાન, તે અત્યારના વિજ્ઞાન અને યંત્રયુગના પ્રભાવમાં સનાતન આર્યધર્મ સંસ્કૃતિનો ર્હાસ કરી રહી છે. ભારતભૂમિમાં પ્રભુ ઓળખનાં સાધનના, ધાર્મિક જીવન ગાળી પવિત્ર જીવન બનાવી છેવટે ઉર્ધ્વગતિએ પહોંચવાના સંદેશા તથા આચરણ કરવાના માર્ગો તે જંગમ તીર્થો મૂકી ગયાં છે અને હાલ વિચરતાં જંગમ તીર્થોના પ્રતાપે સનાતન ધર્મ ટકી રહ્યો છે અને કેટલેક અંશે સંસ્કૃતિ કાયમ રહી છે. તોપણ આજનો જમાનો ભક્તિભાવમાં ઢીલો તો પડી જ ગયો છે. તેને હાલનાં જંગમતીર્થો સજાગ અને કર્તવ્યમય થવા પ્રોત્સાહન આપી રહ્યાં છે. જમાનો જમાનાનું કામ કરે છે પણ મૂળથી જ ભક્ત ને જગતને વેર ચાલતું જ આવે છે. આ ભારતભૂમિમાં અનેક મહાત્માઓ ને ઉત્તમ કોટીના ભક્તો થઇ ગયા તેમને જગતે દુઃખ દેવામાં તથા હાંસી ઉડાવવામાં બાકી રાખી નથી; નરસિંહ મહેતા સંસારી છતાં સંસારને અસાર સમજી



भक्तस्य पादरजसा सद्यः पुता वसुन्धरा ।
न हि पूतस्त्रिभुवने श्रीकृष्णसेवकात् परः ॥

ભક્તની ચરણરજથી ધરતી પાવન થાય છે આ જગતમાં શ્રીકૃષ્ણના (ભગવાનના) ભક્ત કરતા કોઇ પણ વિશેષ પવિત્ર નથી.

× × ×

સંતચરિત્રે વાચિતા આધીં, તત્કાળ હોઇલ ચિત્તશુદ્ધિ,
કદાપિ ન રાહે દ્વેષબુદ્ધિ, તેણેંચિ ભવાબ્ધિ પાર હોય.

—મહીપતિ



રાત દિવસ પ્રભુને જ પોકારતા રહ્યા મટાક ચોરે પોતાના ન્યાતીલા તથા સબધીઓ કેવી ઠેકડી કરી રહેલા છે તેનુ પણ જેને ભાન નહીં, અને બધાની ઉન્નતિ ઈચ્છનારા હતા ત્યારે પ્રભુએ આવી તેમના સઘળા કાર્ય કર્યા ને દ્વેષીલાઓને ભોઠા પાડ્યા. ચૈતન્ય મહાપ્રભુ, મીરાબાઇ, નામદેવ, તુકારામ, જ્ઞાનેશ્વર મહારાજ, સ્વામી રામતીર્થ, સ્વામી રામદાસ વગેરેની ગણના જગમતીર્થ તરીકે જ થઇ શકે આવા મહાત્મા તથા ભક્તોમા માત્ર સત્ત્વ ગુણનો જ વાસ હોય છે રજ, તમનો અશ પણ નથી રેતો

જે અસંસ્કારી હોય છે ને જેની વૃત્તિ પ્રભુ તરફ ગઇ જ નથી, તે ભક્તો પ્રત્યે દ્વેષભાવ રાખી તેમને હેરાન કરવાની પ્રવૃત્તિમા જ રોકાયલા રહે છે એવા દાખલા પ્રસિદ્ધ છે પાડવો સાથે કૌરવને વેર, પ્રહ્લાદ ભક્ત સાથે બાપને વેર, કૃષ્ણ સાથે કસાદિકને વેર, રામ સાથે રાવણને વેર, મહાન ભક્ત રઘુનાથદાસ ભીખારી બન્યા સાસરીઆએ વિષ આપ્યું તે પણ પચાવી ગયા ને છેવટ સુધી, ભક્તિભાવમા પવિત્ર જીવન જગન્નાથ ક્ષેત્રમા ગાળ્યુ ને પ્રભુએ સહાય કરી ભક્તોના અનેક દાખલાઓથી ભક્તમાળો ઉભરાઇ જાય છે ભક્તોના યોગક્ષેમનુ રક્ષણ કરવાનો કોલ પ્રભુએ અર્જુન દ્વારા આપી જ દીધો છે જગમતીર્થોનો સીધો સાદો અર્થ એક જ કે સતમહાત્માઓ સ્થળે સ્થળે વિચરી જે અન્યના મળદોષ કાપી પાવન કરે અને ઉચ્ચ કોટીએ લઈ જવા પ્રેરણા કરે, પતિતને પાવન કરે તેવા બધાય જગમતીર્થ ગણાય



# ભક્ત કથાઓ

(લેખક: શ્રી રવિશંકર નરોત્તમદાસ પાઠક)





भक्तस्य पादरजसा सद्यः पूता वसुन्धरा ।
न हि पूतस्त्रिभुवने श्रीकृष्णसेवकात् परः ॥

ભક્તની ચરણરજથી ધરતી પાવન થાય છે. આ જગતમાં શ્રીકૃષ્ણના (ભગવાનના) ભક્ત કરતાં કોઇ પણ વિશેષ પવિત્ર નથી.

× × ×

સંતચરિત્રે વાચિતાં આધીં, તત્કાળ હોઇલ ચિત્તશુદ્ધિ;
કદાપિ ન રાહે દ્વેષબુદ્ધિ, તેણેંચિ ભવાબ્ધિ પાર હોય.

—મહીપતિ






ये भजन्ति तु मां भक्त्या, मयि ते तेषु चाप्यहम्।

ગીતા, ૯—૨૯

સબસે ઉંચી પ્રેમ સગાઇ

—સૂરદાસ

ભક્તિ વડે વશ થાય, રમાપતિ ભક્તિ વડે વશ થાય

—કેશવ કવિ

× × ×

અરુણોદય થવાને થોડી વાર હતી. મંદમંદ પવન વાતો હતો. પક્ષીઓનો મીઠો અવાજ વાતાવરણને મધુર બનાવતો હતો.

આવા વખતે એકાંત સ્થળે આવેલા નાનાસરખા એક મંદિરનું દ્વાર ખુલ્યું અને એમાંથી પ્રૌઢ ઉમ્મરનો એક પુરુષ બહાર નીકળ્યો. એણે સ્વચ્છ શ્વેત વસ્ત્ર પહેર્યું હતું. ગળામાં માળા લટકતી હતી. કપાળમાં, બન્ને ભુજાઓ ઉપર અને હૃદય ઉપર તિલકની છાપ એના ઘાટીલા દેહને શોભાવતી હતી.

એના એક હાથમાં નાનીસરખી છાબડી હતી. ભગવાનની પૂજા માટે તુલસી અને ફૂલ લેવા દેવાલયને વીંટળાઇને રહેલા બગીચામાં એ જતો હતો.

પાવડીઓ ખખડાવતો મંદિરનાં પગથીઆં એ ઉતરવા લાગ્યો. ને એ સાથે એના કંઠમાંથી ભગવાનના મંગલમય નામની ધૂન સરી પડી:

"નારાયણ, જય નારાયણ,
જય નારાયણ જય હે!
નારાયણ, જય નારાયણ,
જય નારાયણ જય હે!"

એક વખત ભક્તના મુખમાંથી હરિનામનો ઉચ્ચાર થયા પછી દીર્ઘ સમય સુધી બીજું નામ ભક્તના કંઠમાંથી નીકળતું નથી. વારંવાર ભગવન્નામનો ઉચ્ચાર ભક્ત ન કરે ત્યાંસુધી એના હૃદયને તૃપ્તિ વળતી નથી. નાના બાળકને માનું સ્મરણ થતાં જેમ એની વહાલી માને 'મા! મા!' કહીને બોલાવતાં એ થાકતું નથી, તેમ ભક્ત ભગવાનને બોલાવતાં—યાદ કરતાં કદી થાકતો નથી. કદી કંટાળતો નથી. કશાય પ્રયોજન વગર, કશાય સ્વાર્થ વગર ભગવાનને યાદ કરવામાં—એનું નામસ્મરણ કરવામાં ભક્તને જે આનંદ આવે છે તેવો આનંદ એને જગતમાં બીજી કોઇ ચીજથી મળતો નથી.

ફૂલના છાબડી લઈને ભગવાનના પૂજારી હરિનામ રટતો બગીચામા ચાલ્યો 'નારાયણ! જય નારાયણ! જય નારાયણ! – ય હે!'

વાતાવરણ હરિનામથી ગુંજી ઊઠયું વૃક્ષ, વેલ પાન, પુષ્પ, પશુ પંખી–સૌ હરિનામનુ પાન કરવા ટેવાયેલ હતા રોજ અરુણોદયના અરસામા પૂજારી બગીચાના ફરતો હતો અને હરિનામ સંભળાવતો હતો આજ પણ એનો એ નિયમ ચાલુ હતો આસનથી પુષ્પને એ અડકતો હતો અને મંગલમય હરિનુ નામ સાભળતા પુષ્પ જાણે ઉછળીને પૂજારીની છાબડીમા આવી જતું હતું

થોડીવારમા રંગબેરંગી મઘમઘતા ફૂલેથી છાબડી ભરઈ ગઈ

પૂજારી હવે તુલસીદળ અને મંજરીઓ ભેગી કરવા તુલસીના વન તરફ આવ્યો બગીચાના એક ભાગમા તુલસીનુ વન બનાવવામા આવ્યુ હતું

વૃક્ષ પરના પક્ષીઓએ આ વખતે હરિનામ શ્રવણ કરવા પોતનો અવાજ ધીમો કરી નાખ્યો મંદમંદ વાતા પવનદેવે પણ પોતાની ગતિ સહેજ ઓછી કરી

પૂજારીએ નજીક આવી દેવી તુલસીને બે હાથ જોડી નમસ્કાર કર્યા, ને તુલસીદળ લેવા હાથ લબાવ્યો

એ જ વખતે ભક્તની નજર તુલસીક્યારા તરફ ખેંચાઈ ને લબાવેલો હાથ એણે પાછો ખેચી લીધો

તુળસીક્યારા આગળ કુમળા કુમળા પાનના બીછાના ઉપર તરતનુ જન્મેલુ એક બાળક પડયુ હતુ

બે ડગલા પાછળ હઠી જઈ ભકતે આંખો પહોળી કરી ક્યારા તરફ જોયું.

અરુણોદય થઈ ગયો હતો એના પ્રકાશમ પૂજારીને સમજાયુ કે જે દૃશ્ય એની આખોએ જોયુ તે સાચુ છે

સાચે જ એક નમણું બાળક તુલસી માતાના પગ પાસે જરાપણ અવાજ કર્યા વગર સુઈ રહ્યુ હતું

'નારાયણ! નારાયણ! નારાયણ!' અટકી ગયેલી ધૂનને પુન શરૂ કરવા ભક્તના હૃદયે પ્રયત્ન કર્યો પણ કેવળ નારાયણના નામ સિવાય વ્યવસ્થિત રીતે ધૂન એ શરૂ કરી શકયો નહિ

એણે આકાશ તરફ નજર કરી, સૂર્યોદય થવાના ચિહ્ન દેખાત હતા વૃક્ષો તરફ જોયુ, પખીઓ પૂર્વવત્ કલરવ કરતા હતા ધીમા પવનથી સહેજ સહેજ ડોલતા ફૂલછોડ તરફ દૃષ્ટિ ફેરવી, રંગબેરંગી પુષ્પો હસતા હતા પાછું વળીને મંદિરના શિખર તરફ જોયુ, ભક્તિનો વિજય સૂચવતી ધ્વજા ફરફરતી હતી

ઝડપથી ચારેબાજુ નજર ફેરવીને મંદિરના પૂજારીએ પુન તુલસીક્યારા તરફ નજર કરી

આ વખતે પેલા બાળકે નાની નાની આખો ઉઘાડી હતી પૂજારીની નજર પડતા એણે પોતાના નાના નાના બે હાથ અને પગ ઉછાળવા માડયા

પૂજારી મહારાજના મનમા એક ક્ષણમા અનેક વિચાર આવી ગયા, આ સોહામણું બાળક કોનુ હશે? અહીં એને કોણ મૂકી ગયુ હશે? એના માબાપ કોણ હશે? આવા રૂપરૂપના અંબાર સમા બાળકને જન્મ આપીને ત્યજી દેવા પાછળ એના મા–બાપનો શો હેતુ હશે? અરે, દુશ્મનને પણ વહાલુ લાગે એવુ આ મનોહર બાળક છે એને આમ કુદરતના ખોળે મૂકી દેતા કોઈને જરાય દુખ નહિ થયુ હોય!

પણ ભક્તનું મન ભગવાન સિવાય બીજા વિચારોમા લાબા સમય સુધી ગુથાએલુ રહેતુ



નથી. ઝડપથી પાછું એ વિશ્વપતિના વિચારમાં લાગી જાય છે.

પૂજારીનું મન ક્ષણમાં પાછું સ્વસ્થ થઈ ગયું. 'બધું ભગવાનની ઇચ્છા મુજબ બને છે. આ બાળકને તુળસીક્યારા આગળ મૂકાવવા પાછળ ભગવાનની જ કોઇ વ્યવસ્થિત યોજના હશે એમ કેમ ના હોય ?'

પૂજારીએ હાથમાની છાબડી એક સ્વચ્છ જગ્યાએ મૂકી દીધી. અને સહેજ નીચા વળી એણે બાલકના મુખ તરફ જોવા માંડ્યુ.

એ જ વખતે એના કાનમાં બહુ ધીમો છતાં સ્પષ્ટ અવાજ સંભળાયોઃ

'વિષ્ણુચિત્ત ! વિચાર ન કરીશ. બાળકને હાથમા લઈ લે.'

પૂજારીનું નામ વિષ્ણુચિત્ત હતું. કોક ધન્ય ક્ષણે જીવનમા સંભળાતો અંતરાત્માનો અવાજ સાંભળીને, વિષ્ણુચિત્તે તરત હાથ લંબાવી બાળકને ઊંચકી લીધું.

વિષ્ણુચિત્તના હાથમાં આવતાં બાળકનું મુખ હસી ઊઠયુ, વિષ્ણુચિત્તે બાળકના શરીરે લપેટેલા મુલાયમ વસ્ત્રના ટુકડાને સહેજ વ્યવસ્થિત કરી 'નારાયણ ! નારાયણ !' ના ઉચ્ચાર સાથે મંદિર તરફ ચાલવા માંડયું, જાણે પ્રભુપ્રસાદી મળી હોય એવા આનંદથી નાનકડા બાળકને લઈ એણે મંદિરમાં પ્રવેશ કર્યો અને ભગવાનની મૂર્તિ સામે ઊભા રહી એણે કહ્યું:

'ભગવાન ! આપની આજ્ઞાથી આ બાળક હવે આપના ચરણકમલમાં હાજર થયુ છે. એના પર કૃપા વરસાવો !'

(૨)

અહીં વિષ્ણુચિત્તના સંબંધમાં થોડી હકીકત જાણી લેવી જોઈએ.

મદ્રાસ પ્રાંતમાં વિલ્લીપુત્તૂર નામનુ એક સ્થાન આવેલું છે. ઘણાં વર્ષ પહેલાં એમાં મુકુંદાચાર્ય નામનો એક આદર્શ બ્રાહ્મણ રહેતો હતો. એની પત્નીનું નામ હતુ પદ્માદેવી. બંને પતિ–પત્ની ખૂબ પવિત્ર હતાં. ભગવાન વિષ્ણુની સેવાપૂજા કર્યા વગર એ કદી પાણી પણ પીતા નહિ. આ ભાગ્યશાળી દંપતીને ઘેર ભગવાનની કૃપાથી એક પુત્રનો જન્મ થયો. એ પુત્ર કંઈ વિલક્ષણ હતો. બીજા બાળકો કરતા એ વધારે આકર્ષક હતો, વધારે મીઠું બોલતો હતો, નાની ઉમ્મરે ચાલતાં શીખી ગયો હતો, એ



કારણે માબાપ બહુ પ્રસન્ન થયા હતા એવું કંઈ ન હતું. પરંતુ નાનપણમા રમકડા રમવાને બદલે એ ભગવાનની મૂર્તિ સાથે રમતો હતો અને સામાન્ય બાળકો જેમ 'મા ! મા !' કરીને માની આજુબાજુ ફર્યા કરે છે તેમ કરવાને બદલે એ 'વિષ્નુ ! વિષ્નુ ! નાલાયન ! નાલાયન !'–એવાં ભગવાન વિષ્ણુ નારાયણના પવિત્ર નામોનો ઉચ્ચાર કરતાં કરતાં એકલો એકલો રમતો હતો. એ જોઇને મા–બાપ બહુ રાજી થતાં હતાં. બહુ નાનપણથી ભગવાન નારાયણમાં બાલકનું મન ચોંટી જાય એ

કંઇ જેવી તેવી વાત નથી. અનેક જન્મના સંસ્કાર હોય તો જ નાનપણથી ભગવાનની ભક્તિનો રંગ લાગે છે.

મુકુંદાચાર્ય અને પતિવ્રતા પદ્માદેવીના પુત્રને ભક્તિનો રંગ લાગી ગયો હતો. એથી એના મનમાં ભગવાન વિષ્ણુ સિવાય બીજું નામ ગોઠતું ન હતું. આ બધું જોઇને બ્રાહ્મણ મુકુંદાચાર્યે પુત્રનું નામ પાડ્યું વિષ્ણુચિત્ત.

વિષ્ણુચિત્ત જ્યારે ઉમ્મરલાયક થયો ત્યારે થોડા થોડા દિવસના અંતરે એનાં માતા-પિતાએ આ જગતમાથી વિદાય લીધી. ભગવાનનું ભજન કીર્તન કરતાં કરતાં બ્રાહ્મણ દંપતી ભગવાનના ચરણકમલને પામી ગયાં.

જન્મ આપનાર માતાપિતા ગયાં પણ જગતનાં માતાપિતા વિષ્ણુચિત્તને છોડીને જાય એમ ન હતાં. વિષ્ણુચિત્તની ભક્તિ અને વિષ્ણુચિત્તની સેવા એવી ઉચ્ચ પ્રકારની હતી કે ભગવાન એને ભૂલી શકે એમ ન હતા.

વિષ્ણુચિત્તને હવે જલે વિષ્ણુઃ સ્થલે વિષ્ણુઃ વિષ્ણુઃ પર્વત મસ્તકે એમ સર્વત્ર પોતાના ઇષ્ટદેવ જણાતા હતા. એનું મન સંસારના પદાર્થો તરફ બિલકુલ ખેંચાતું ન હતું. એથી જીવનની પળેપળ ભગવદ્ભક્તિમાં ગાળવા એણે નિશ્ચય કર્યો. પોતાની જે કંઇ મિલકત હતી તે એણે વેચી નાખી અને એ દ્રવ્ય દ્વારા ભગવાન વિષ્ણુનું એક આકર્ષક મંદિર બંધાવી ભગવાનના પૂજન-અર્ચન અને ભજન કીર્તનમા એ દિવસો વીતાવવા લાગ્યો.

ભગવાનની પૂજા માટે નિત્ય ફૂલોની તથા તુલસીદલની જરૂર પડે એથી મંદિરની આજુ-બાજુ વિષ્ણુચિત્તે એક મજાનો બગીચો પણ બનાવ્યો. થોડા જ વખતમાં પોતાના સદાચાર અને ભગવદ્સેવા વડે આજુમાજુ એક ખરા ભક્ત તરીકે એ ઓળખાવા લાગ્યો.

કેટલાક દિવસો વીતી ગયા પછી એક દિવસ મંદુરાના ધર્મિષ્ઠ રાજા બલદેવના સમાગમમાં વિષ્ણુચિત્ત આવ્યો. ભગવાનની પ્રેરણાથી જ એ રાજાના દરબારમાં ગયો હતો. ત્યાં રાજાની અનેક શંકાઓનું સમાધાન કરી એને ભક્તિનો ઉપદેશ આપ્યો. રાજાએ પ્રસન્ન થઇને વિષ્ણુચિત્તનો ભારે સત્કાર કર્યો.

આ પ્રસંગથી દેશમાં સર્વત્ર વિષ્ણુચિત્તનું નામ જાણીતું થઇ ગયું.

ભગવાનની ભક્તિ જેને પ્રાપ્ત થઇ હોય એને એવી કઇ ચીજ છે કે જે સહેલાઇથી પ્રાપ્ત ન થાય ?

પણ ભક્ત વિષ્ણુચિત્ત લોકોની વાહવાહથી ફુલાઇ જાય તેવો ન હતો. એ તો સુખમાં કે દુઃખમાં, માનમાં કે અપમાનમાં-બધામાં શ્રીહરિની કૃપાને જ જોતો હતો. એના મજબૂત મનને બીજો રંગ હવે લાગી શકે એમ હતો જ નહિ. એ ચૂપચાપ કશો આડંબર કે પ્રદર્શન કર્યા સિવાય ભગવદ્ભજન કરતો હતો. પોતે ભલો ને પોતાનું મંદિર ભલું. કમલનયન ભગવાન વિષ્ણુની સેવા-પૂજા એ જ એને મન સર્વસ્વ હતું.

કેટલાંક વર્ષ આમ વીતી ગયાં.

એક દિવસ સવારના પહોરમાં બગીચામાં નિત્ય નિયમ મુજબ ભગવાનની પૂજા માટે ફૂલ અને તુલસીદળ લેવા એ ગયો ને એની અજાયબી વચ્ચે તુલસીક્યારા આગળથી આરંભમાં જણાવ્યા મુજબ એક બાળક એને મળી આવ્યું

( ૩ )

જે નાનું બાળક વિષ્ણુદત્તને મળ્યું હતું તે એક છોકરી હતી. કણ્વ ઋષિને જેમ શકુન્તલા મળી હતી અને જેમ પોતાની પુત્રી ગણીને દયાળુ ઋષિએ શકુન્તલાને ઉછેરી મોટી કરી હતી તેમ ભક્ત વિષ્ણુચિત્તે પોતાને પ્રાપ્ત થયેલી બાળકીને ઉછેરવા માંડી.



છોકરી પણ કંઇ અજબ હતી. ભગવાન વિષ્ણુની મૂર્તિ નજરે પડે એ રીતે મંદિર આગળ બેસાડવામાં આવતી તો એ આનંદમાં રમ્યા કરતી. પણ જો મૂર્તિ ન દેખાય એવે સ્થળે એને બેસાડવામાં આવતી તો તરત એ રુદનનો આશ્રય લેતી. અને પગ પછાડી પોતાની નાપસંદગી જાહેર કરતી.

વિષ્ણુચિત્તે પહેલાં ગંમતમાં છોકરીનું નામ પાડયું–ભક્તાણી; પછી પાડયુ દેવી; અને એ પછી ખરું નામ પાડયું–રંગનાયકી. આ છેલ્લા નામથી વિષ્ણુચિત્તની એ પાલક પુત્રી પછી પ્રસિદ્ધ થઇ.

રંગનાયકીનું પૂર્ણિમાના ચંદ્ર જેવું મુખ હતું. દાડમની કળી જેવા દાંત હતા. કાળી આકર્ષક આંખો હતી. રેશમ જેવા વાળ હતા. દેહબાંધો નાજુક હતો, ગોર વર્ણ હતો. ટૂંકમાં એટલું કહેવું બસ થશે કે એ સર્વાંગસુંદર હતી.

રંગનાયકી પાંચ વર્ષની થઇ ને વિષ્ણુચિત્તે પ્રેમથી એને ભગવાનની, એનાથી બની શકે એવી, સેવા સોંપવા માંડી:

'બહેન! પેલાં ફૂલ અને તુલસી લઇ આવો!'

'પેલો જરા પરસાદ અહીં લાવ!'

'જો હું આરતી કરુ છું. તું આ ઘંટડી વગાડજે-હાં!'

'બેટા! લે, આ ફૂલનો હાર છે તે ભગવાનને પહેરાવ!'

'રંગી! જો બહેન! આ મંદિરમાં કચરો પડયો છે એને જરા વાળીને સાફ કરીશ કે?'

પિતાની બધી આજ્ઞાઓ રંગનાયકીને બહુ પ્રિય લાગતી. એ આનંદથી ભગવાનના સેવાકાર્યમાં સાથ આપતી. જેમ જેમ રસ પડવા માંડયો તેમ તેમ એણે આગવી સેવા શરૂ કરી.

આરતી વજનદાર એટલે પિતાજી એના હાથમાં ન આપે. તો એ સવારે, બપોરે, સાંજે કે રાત્રે–ગમે ત્યારે વખત મળે એટલે મંદિરમાં ઘુમતી અને નાના નાના બે હાથ વડે આરતી ઉતારવાનો પ્રયત્ન કરતી. મૂર્તિની બેઠક અને મૂર્તિ બન્ને ઉંચાં. પ્રભુના મસ્તક સુધી રંગનાયકીનો હાથ ન પહોંચે એટલે એનાથી મુગટ ન પહેરાવાય. એથી એ ઘણા વખત પ્રભુને કહેતી:

'તમે જરા નાના થઇ જાવને! મારા જેટલા! તમારે માથે મુગટ હું કેવી રીતે મૂકી શકું! ઉંચા આસન પર બેઠા છો તે!'

કોઇ વખત વળી પૂછતી:

'સાચું કહેજો, આજની રસોઇ કેવી લાગી! શાક મેં બનાવ્યુ હતું હોં! પિતાજી તો મને રસોડામાં પાસે ન આવવા દે. કહે–દઝાવાય. પણ હું તો એ જરા બહાર ગયા એટલામાં રસોડામાં પેસી ગઇ ને શાકમાં મૂઠી ભરીને સાકર નાખી દીધી. શાક ગળ્યું ગળ્યુ લાગ્યુ હતું ને!'

વળી કોકવાર એક મોટું ફૂલ પોતાના વાળમાં ખોસી મૂર્તિ પાસે જઇને ઊભી રહેતી અને કેડે હાથ મૂકી પૂછતી:

'બોલોજી, હું આજે કેવી શોભું છું! તમે રૂપાળા છો, એમ અમે ય રૂપાળાં છીએ. હોં કે!'

રંગનાયકીના પ્રશ્નોના જવાબ દર વખતે મળતા હશે કે કેમ એ રંગનાયકી સિવાય બીજું કોણ કહી શકે? ન મળતા હોય તોય રંગનાયકીને એની જરૂર શી હતી! એને સાંભળવા કરતાં પોતાની વાણી પ્રભુને સંભળાવવાની બહુ ઇચ્છા હતી.

પણ આ ભાવમાં જેમ જેમ એ મોટી થતી ગઇ તેમ તેમ ફેર પડવા માંડયો. હવે એને એમ લાગવા માંડયુ કે, પ્રશ્નનો ઉત્તર મળવો જ જોઇએ. ના કેમ મળે! ઉત્તર મેળવવાનો પ્રભુપ્રેમીને હક્ક છે, એ હક્કને જતો કેમ કરાય? પ્રભુએ ખુલ્લા દિલથી અને ખુશમિજાજથી વાતો કરવી જ જોઇએ.

રંગનાયકીને હવે બગીચામાંથી તુલસીની મંજરીઓ અને પુષ્પ લાવવાનું કામ સોંપવામાં આવ્યુ હતુ. પુષ્પ લાવી એ દરરોજ પ્રભુને માટે હાર બનાવતી. રાંધતા પણ એને હવે આવડયુ હતું. વિષ્ણુચિત્તને હવે એ રસોડામાં પેસવા દેતી નહિ. કહેતી–'પિતાજી! તમે તમારી પૂજા કર્યા કરો. રસોઇ તો હુ જ કરીશ તમારા ભગવાનને શું શું ભાવે છે એની મને ખબર છે.'

હસીને વિષ્ણુચિત્ત પૂછતાઃ

'બેટા! તને કેવી રીતે ખબર પડે છે કે ભગવાનને આજ અમુક ભાવશે, અમુક નહિ ભાવે.'

મુખ પર સ્મિત ફરકાવતી રંગનાયકી કહેતીઃ

'મને ખબર ન પડે તો કોને પડે? એ મને બધું કહી જાય છે.'

'વાહ, એ તો બહુ મજાનું!' પુત્રીની ભગવદ્ ભક્તિ જોઇ મનમાં રાજી થતા થતા વિષ્ણુચિત્ત મંદિરમાં ચાલ્યા જતા.

સાંજની આરતી પછી, વિષ્ણુચિત્ત ધ્યાનમાં બેસતા. એ પછી સુતા પહેલાં દરરોજ એ રાત્રે ભગવાનની કથા વાંચતા. રંગનાયકી મોટી થયા પછી એ શ્રોતા તરીકે બેસતી અને નિરંતર કથા શ્રવણ કરતી.

એક વખત શ્રીમદ્ ભાગવતના દશમ સ્કંધની કથા શરૂ થઇ. રંગનાયકીને આ કથામાં ભારે રસ પડવા માંડ્યો. ગોપાળકૃષ્ણની બાળલીલાઓનુ વર્ણન સાંભળતાં સાંભળતા એની આંખમાં આનંદના આંસુ આવી જતાં. ઘણીવાર એ હસી પડતી. ઘણીવાર 'સારું થયુ, સારુ થયુ' એમ બોલી ઊઠતી. ઘણીવાર તાળીઓ પાડી પોતાનો હર્ષ વ્યક્ત કરતી. તો કોઇવાર હોઠ વાંકા કરી મોં પણ મચકોડતી.

એકલા એકલા શ્યામસુંદર ગોપીના ઘરમાં પેસીને માખણ આરોગી જાય ને રંગનાયકીને એમાંથી ભાગ ન મળે એટલે એ પોતાની નાપસંદગી બતાવે કે ના બતાવે?

'શ્યામસુંદર! તમે બહુ પક્કા છો. રોજ સારી સારી રસોઇ બનાવીને તમને જમાડુ છું તોય તમને હું યાદ આવતી નથી! તમને માંકડાં યાદ આવે, ગોવાળીઆનાં માંકડા જેવાં છોકરાં યાદ આવે અને એમની સાથે મીઠી મીઠી તમે વાતોય કરો. પણ અમારી સાથે તો કોઇ દિવસ બોલવાનું જ નહિ! પણ યાદ રાખજો, આ રંગનાયકીને સતાવવામાં બહુ સાર નહિ કાઢો! હું અબોલા લઇશ તો ભારે થઇ પડશે.'

રાત્રે કથા પ્રસંગો યાદ કરતાં કરતાં સુતી વખતે રંગનાયકી આમ મનમાં ને મનમાં શ્યામસુંદરને ઠપકો આપતી. પછી હસતી, પછી આંખો મીંચીને કલ્પનાથી વૃંદાવનમાં પહોંચી જઇ શ્યામસુંદરની ક્ષમા માગવાનો અભિનય કરતી

મનમોહન ભારે જાદુગર છે. એ સ્વપ્નમાં રંગનાયકીને દેખા દેતા, મીઠું મીઠું હસતા, અને બંસી બજાવતા. પણ હજુ પ્રત્યક્ષ પ્રગટ થઇ વાતો નહોતા કરતા. રંગનાયકીને આ કંઇ ગમ્યુ નહિ. એ મનમાં ને મનમા ખૂબ અકળાતી.

'પેલી ગોપીઓ કરતાં મારો પ્રેમ શી રીતે ઉતરતો છે? પણ ના, શ્યામસુંદર નિષ્ઠુર છે. ગોપીઓના આંસુની અને ગોપીઓના પ્રેમની લગાર પણ દરકાર કર્યા સિવાય રથમાં બેસીને મથુરા ચાલ્યા ગયા.'

પણ 'પોતે નિષ્ઠુર નથી' એ વાતની ખાતરી કરાવવા એક રાત્રે વૃંદાવનવિહારીએ રંગનાયકીને સ્વપ્નમાં દર્શન દીધાં અને એનો હાથ પકડીને આખા વૃંદાવનમા ફર્યા.

અહાહાહા! શો આનંદ! શી શોભા! પણ સુંવાળો સુંવાળો શ્યામસુંદરનો હાથ રંગનાયકીને સ્વપ્નમાં અડકયો ને રંગનાયકીના મનની સ્થિતિ સ્પષ્ટ થઇ ગઇ. એને સમજાઇ ગયું કે, શ્યામસુંદર



નિષ્ઠુર નથી પણ પ્રેમી છે. અને પોતાના હૃદયના સ્વામી છે.

સ્વપ્નમાંથી જાગૃત થયા પછી રંગનાયકી એકાએક બદલાઇ ગઇ. એની ઝંખના વધવા લાગી. સ્વામીને પ્રત્યક્ષ મળવા માટે એ અધીરી બની ગઇ. એ વિચારવા લાગીઃ

'મારામાં એવી હજી શી ખામી છે તે દાસીને એ હજી ચરણમાં સ્થાન નથી આપતા? મારામાં રૂપ નથી? હૃદય નથી?'

ઊઠીને એ દર્પણ આગળ જઇને ઊભી. બાજુમાં ભગવાનને અર્પણ કરવા માટે પુષ્પહાર બનાવીને મૂક્યો હતો તે લઇને એણે પોતાના ગળામાં નાખ્યો, ને પછી દર્પણમાં પોતાના પ્રતિબિંબને જોવા લાગી.

ખરે, એ અત્યંત રૂપાળી હતી, એની પ્રતિબિંબે ખાતરી કરાવી આપી.

રંગનાયકીને સંતોષ થયો. એના મોઢા પર સ્મિત આવીને બેઠું.

એવામાં મંદિરમાંથી વિષ્ણુચિત્તે બૂમ પાડી; 'બેટા! હાર લઇને આવ. ભગવાનને ધરાવીએ.' પિતાનો અવાજ સાંભળી રંગનાયકી ભાનમાં આવી ગળામાંથી હાર કાઢી નાખી એણે મંદિરમાં જઇ પિતાને આપ્યો.

પણ હાર ચુંથાયો હતો. એટલે વિષ્ણુચિત્તે પૂછ્યું :

'આ હાર આવો કેમ? કોઇએ જાણે એનો ઉપયોગ કર્યો હોય એમ લાગે છે. ભગવાનને આ હાર ન ચડે.'

રંગનાયકીને દુઃખ થયું. પોતાની ભૂલને લીધે સ્વામી આજે હાર નહિ પહેરે.

એ વહેલી વહેલી ફરીથી બગીચામાં દોડી, ફૂલ લઇ આવી ઝડપથી એણે હાર તૈયાર કરી દીધો અને પિતાજીને આપ્યો. પણ કોણ જાણે કેમ આ તાજો હાર પ્રભુ સ્વીકારતા નહતા. વિષ્ણુચિત્ત પહેરાવે ને થોડી જ વારમાં મૂર્તિ ઉપરથી ખસી એ નીચે આવી જાય. આખરે હાર પહેરાવ્યા



સિવાય વિષ્ણુચિત્તે પ્રભુની આરતી કરી સેવા કાર્ય પૂરું કર્યું.

બપોરે રંગનાયકી પેલા–પોતે પહેરેલા હાર સાથે છાનીમાની મંદિરમાં પેઠી અને એ હાર

એણે ભગવાનને પહેરાવ્યો :ભગવાને:એને:ધારણ કરી લીધો.

સાંજે આરતી વખતે વિષ્ણુચિત્તે હાર જોયો ત્યારે એ રંગનાયકીનું જ કામ એમ સમજી એને બોલાવી ઠપકો આપ્યોઃ

'ભગવાનને કોઇએ પહેરેલો હાર પહેરાવાય? પ્રભુને તો તાજી-ચોકખી વસ્તુઓ અર્પણ થાય.'

પણ તે રાત્રે વિષ્ણુચિત્તને ભગવાને સ્વપ્નમાં દર્શન દઇ કહ્યું :

'વિષ્ણુચિત્ત! ફૂલમાળા રંગનાયકીએ પહેરી હતી, એથી એ ચુંથાએલી લાગતી હતી. પણ મને એ માળા જ ગમી એટલે એમાં રંગનાયકીનો દોષ નથી. હવેથી રોજ રંગનાયકીની માળા જ ધારણ કરીશ તાજો હાર જે બને તે પહેલાં થોડી વાર રંગનાયકી પહેરે અને પછી એ જ હાર તમે મને પહેરાવજો. બીજો હાર પહેરાવશો ;તો હું એનો સ્વીકાર નહિ કરું'

આવું જ સ્વપ્ન રંગનાયકીને દઇ ભગવાને કહ્યું:

'તું અને હું જુદાં નથી. એટલે હાર તું જે મારે માટે બનાવે તે પહેલાં થોડીવાર પહેરી લેજે. પછી જ મને પહેરાવજે. સમજ પડી ?'

પ્રભાતમાં પિતા-પુત્રીને બન્નેને આશ્ચર્ય થયુ પણ પ્રભુની આજ્ઞા થઇ એટલે કંઇ ચાલે?

પ્રભુ એ દિવસથી રંગનાયકીની પહેરેલી માળા પહેરવા લાગ્યા.

પણ આ ફૂલમાળાના પ્રસંગથી તો રંગનાયકીની દશામાં ઓર પલટો આવી ગયો. એને શ્યામસુંદરની યાદ સતાવવા લાગી. વારેવારે એ રૂદન કરવા લાગી. વારંવાર એ 'હે શ્યામ! હે નારાયણ!' એમ મુખથી ઉચ્ચાર કરવા લાગી. એને ખાવાપીવાનું પણ બરાબર ધ્યાન રહેતું નહિ. નિદ્રા એની ભાગી ગઇ.

વિષ્ણુચિત્તને રંગનાયકીની દશા જોઇને સમજાઇ ગયું કે-રંગનાયકી એ ધરતી પરની કોઇ કન્યા નથી. એ દિવ્યલોકની છે. અને પ્રેમભક્તિનો મહિમા સમજાવવા ખ તર પ્રભુએ એને પૃથ્વીપર બોલાવી છે.

હવે ભગવાને રંગનાયકીને પોતાના ચરણમાં સ્થાન આપવાનો વિચાર કર્યો.

એક દિવસ એમણે શ્રીરંગજી મંદિરના અધિકારીઓને સ્વપ્નમાં આજ્ઞા કરી કે ભક્ત વિષ્ણુચિત્તની પાલક પુત્રી રંગનાયકીને માનપૂર્વક મંદિરમાં તેડી લાવો. અને મારી સાથે એનું લગ્ન કરો.

આવી જ રીતે વિષ્ણુચિત્તને ભગવાન રંગનાથે સ્વપ્નમાં દર્શન દઇ આજ્ઞા આપીઃ

'વિષ્ણુચિત્ત! શ્રીરંગજીના મંદિરમાંથી હુ તમને બોલાવવા માણસો મોકલું છું. એમની સાથે રંગનાયકીને લઇ સત્વર આવી પહોંચશો. રંગનાયકી મારાથી હવે દૂર રહી શકે નહિ. એનું મારી સાથે લગ્ન થશે.'

રંગનાયકીને પણ સ્વપ્ન આવ્યું. મલકતા મુખે ભગવાને હાજર થઇ રંગનાયકીને કહ્યું:

'દેવી! દુઃખી બનવાનું કંઇ કારણ નથી. તારી ભક્તિથી હું પ્રસન્ન થયો છું. તને શીઘ્ર બોલાવી લઉ છું.'

બીજે દિવસે શ્રીરંગજીના મંદિર તરફથી પાલખીઓ સાથે રંગનાયકીને લેવા માણસો હાજર થયા. હસતા મોંએ ભક્ત વિષ્ણુચિત્ત અને રંગનાયકી પાલખીમાં બેસીને શ્રીરંગજી તરફ ચાલ્યાં.

આ બાજુ શ્રીરંગજીના મંદિરમાં ભારે ધામધૂમ થઇ રહી હતી. ભગવાન રંગનાથનું રંગનાયકી સાથે લગ્ન થવાનું હતું એના ઉત્સાહમાં



મંદિરમાં સવારથી ભક્તોની ભીડ થઇ રહી હતી. ભગવાનની મૂર્તિ સાથે એક જુવાન છોકરી પરણવા આવે એ નવાઇ પમાડે તેવી વાત સાંભળી શ્રદ્ધા વગરના બીજા લોકો પણ મંદિરમાં ભેગા થયા હતા.

યથા સમયે રંગનાયકીની પાલખી શ્રીરંગજીના મંદિરમાં આવી પહોંચી. રંગનાયકી પ્રસન્નચિત્તથી પાલખીમાંથી ઉતરી. એનું સ્વરૂપ ફરી ગયું હતું. દેવાંગના જેવી એ શોભતી હતી. જેવો એણે મંદિરના પગથીએ પગ મૂક્યો કે તરત ઢોલ વાગવા લાગ્યાં. શંખધ્વનિ થવા લાગ્યો અને બ્રાહ્મણો વેદોચ્ચાર કરવા લાગ્યા.

વાતાવરણમાં મધુરતા વ્યાપી ગઈ.

રંગનાયકી લજાતી લજાતી પૂજારીની પાછળ પાછળ મંદિરના દ્વાર આગળ આવી પહોંચી. અને ત્યાં વિદ્વાન પંડિતો દ્વારા ભગવાન રંગનાથ સાથે એનું વિધિસર લગ્ન થયું.

ફરી ઢોલ ઢમકવા લાગ્યાં. શંખધ્વનિ થવા લાગ્યો. અને ભક્ત લોકો જયજયકાર બોલાવવા લાગ્યા.

રંગનાયકી પરણીને ઊઠી. વિદ્વાન બ્રાહ્મણોને અને પાલક પિતાને એણે મસ્તક નમાવી પ્રણામ કર્યાં. પછી મંદિરના ગર્ભદ્વારમાં પ્રવેશ કરી તરત ભગવાન રંગનાથની શેષશૈય્યાપર ચઢી ગઈ.

સૌ રંગનાયકીના આ કાર્યથી એકદમ ચકિત થઇ ગયા. પણ એ સંબંધમાં કોઈપણ કઇ બોલે ત્યાર પહેલાં એકાએક રંગનાયકીનું કમનીય શરીર પ્રકાશના પુંજમાં ફેરવાઇ ગયુ ને ચમકતી વિજળી જેમ શ્યામ ઘનમાં ચમકીને સમાઇ જાય તેમ ભગવાન રંગનાથની મૂર્તિમાં એ સમાઇ ગઇ.

આ ઘટનાનો ભક્ત વિષ્ણુચિત્ત ઉપર ઘણો પ્રભાવ પડયો. એ ભગવાન રંગનાથને પ્રણામ કરી પોતાના સ્થળે પાછા ફર્યા ને ભગવાન રંગનાથ અને ભગવતી રંગનાયકીના સ્મરણમાં દિવસો વ્યતિત કરવા લાગ્યા. એ પણ મહાન ભક્ત હતા એથી અંત સમયે ભગવાને એમને પોતાના ધામમાં બોલાવી લીધા.×

વિષ્ણુચિત્ત ને રંગનાયકી
એ બે પરમ પુનિત છે નામ;
અચલા 'રવિ' ભક્તિથી જેમની,
થાતા વશ પોતે ઘનશ્યામ.

❀

## ભક્ત વિષ્ણુચિત્તની પદાવલી

રંગનાયકીના ચરિત્રની સાથે ભક્ત વિષ્ણુચિત્તનું ચરિત્ર જોડાએલું છે. પ્રભુના એ પ્રિય ભક્ત કવિ પણ હતા. એમણે સમયે સમયે અનેક સુંદર પદોની રચના કરી છે. એ પદોમાં ભક્તના હૃદયની નિર્મળ ભાવનાનાં અને એમની અચલા ભક્તિનાં દર્શન થાય છે. નમૂના દાખલ એક પદનો ભાવાર્થ નીચે પ્રમાણે રજૂ કરીએ છીએ.

વિષ્ણુચિત્ત કહે છે—

" ભગવાન નારાયણની જે ઉપાસના કરતા નથી એ ખરેખર દયાને પાત્ર છે. એમણે એમની માતાને પ્રસવનું વ્યર્થ કષ્ટ આપ્યુ છે.

જે લોકો ભગવાન નારાયણના પરમ પવિત્ર નામનો ઉચ્ચાર કરતા નથી, એમનું જીવન પાપમય છે.

જે માધવ ભગવાનને પોતાના હૃદયસિંહાસન પર પધરાવતા નથી અને પ્રેમરૂપી પુષ્પોથી એમની પૂજા કરતા નથી, એ મૃત્યુપાશથી કદાપિ છૂટતા નથી. "

× ગુજરાતમાં જેમ દરવર્ષે મંદિરોમાં અને વૈષ્ણવ ઘરોમા તુલસીવિવાહ થાય છે તેમ દક્ષિણનાં વૈષ્ણવ મંદિરોમાં હજુ પણ પ્રતિવર્ષે રંગનાયકીનો લગ્નોત્સવ ઉજવાય છે.




मय्यर्पित मनोबुद्धि र्यो मद्भक्तः स मे प्रियः ।

—ગીતા; ૧૨।૧૪

પુત્રવતી જુવતી જગ સોઇ, રઘુપતિ ભગત જાસુ સુત હોઇ.

—તુલસીદાસ

કેરલ દેશના પ્રધાનમંત્રીના ભવનમાં મંત્રીમંડળના સભ્યો તથા રાજ્યના ખાસ ખાસ સરદાર સામંતો ભેગા મળ્યા હતા. પ્રધાનમંત્રીના આમંત્રણથી ગુપ્ત મંત્રણા કરવા બધા આવ્યા હતા. રાત્રીનો સમય હતો. મંત્રીશ્વરના ભવનના વિશાળ ખંડમાં પોતપોતાને આસને બેસીને બધા એકબીજા સાથે ધીમે ધીમે વાતો કરતા હતા. દીપકો પ્રકાશ વેરી રહ્યા હતા.

થોડો સમય વીત્યા બાદ મંત્રીશ્વરે ધીમા પગલે ઓરડામાં પ્રવેશ કરી પોતાનું આસન સ્વીકાર્યું. બધા વાતો કરતા અટકી ગયા.

ચારે બાજુ એક ઉડતી નજર ફેંકી મંત્રીશ્વર ધીમા અવાજથી બોલ્યા:

'મિત્રો! આજે આપને બધાને એક અતિ મહત્ત્વના કામે સલાહ લેવા બોલાવ્યા છે. આપ જાણો છો કે, આપણા મહારાજા કુલશેખરે ઘણા વખતથી રાજકાજનો તમામ ભાર અમારા માથે નાખી દીધો છે. સેવકનો એ ધર્મ છે કે સ્વામીની આજ્ઞાનું પાલન કરવું. એથી મહારાજની આજ્ઞાને માથે ચઢાવી આપના બધાના સહકારથી વ્યવસ્થિત રીતે રાજકાજનું કાર્ય અમે કરીએ છીએ. પરંતુ છેલ્લા કેટલાક મહિનાથી તો મહારાજાએ રાજગાદી સાથે પોતાનો જાણે કંઇ સંબંધ જ ન હોય એ રીતે વર્તવા માંડયું છે. પહેલાં રાજસભામાં કોઇ કોઇ દિવસ પધારવાની કૃપા કરતા હતા તેય થોડા દિવસથી એમણે બંધ કરી છે રાજ્યની વ્યવસ્થા કેમ ચાલે છે, એ જાણવા કદી એ પ્રશ્ન કરતા નથી. અમે કેઇ મહત્ત્વના કામે એમની સલાહ લેવા કે આજ્ઞા માગવા જઇએ છીએ તો એ હસીને કહે છે—મંત્રીશ્વર! તમે જે કરશો તે ઠીક કરશો. મને પૂછવાની જરૂર શી છે? છતાં કોઇ કામમાં મુશ્કેલી જેવું જણાય તો રાજાધિરાજને વિનંતી કરો. એ તમને જવાબ આપશે.'

એક સામંતે કહ્યું: 'મંત્રીશ્વર! રાજાધિરાજ



તો મહારાજ કુલશેખર પોતે છે. બીજા રાજાધિરાજ કયા ?'

મંત્રીશ્વર બોલ્યા:

'અરે ભાઈ, મહારાજ જે રાજાધિરાજની વાત કરે છે એ એમનાથી જુદા છે. એ તો રાજા રામને રાજાધિરાજ કહીને ઓળખાવે છે.'

'રાજા રામ !'

'હા, હા. રાજા રામ. સીતાપતિ રામ.'

સભાસદોના મુખ પર આછું સ્મિત દેખાયું.

મંત્રીશ્વર આગળ બોલ્યા:

'પણ મિત્રો ! ભગવાન રામચંદ્રજીને પૂછાય શી રીતે ? એ આપણને મળે શી રીતે ? મહારાજ તો કહે છે—આપણા રાજ્યના ખરા માલિક તો ભગવાન રામ જ છે. હું તો એમનો સેવક છું. એટલે મુશ્કેલીના પ્રસંગે એમને શરણે જવું જોઈએ. અને એમની આજ્ઞા પ્રમાણે વર્તવું જોઈએ. આવી તો કંઈ કંઈ વાતો એ કરે છે.'

વળી થોડીવાર અટકી એમણે આગળ ચલાવ્યુ:

'મહારાજ ભગવાન રામના ભક્ત છે એટલે એમનામાં વધારેમાં વધારે શ્રદ્ધા–ભક્તિ હોય એમાં કંઈ ખોટું નથી. પરંતુ બધું જ ભગવાન ઉપર છોડી દઈ નિષ્ક્રિય થઈને બેસી રહેવું એ કેટલી હદ સુધી ઠીક કહેવાય ?'

'તે મહારાજ સાવ નિષ્ક્રિય બનીને જીવન વ્યતીત કરે છે ?' એક સભાસદે પૂછયુ.

'રાજકાજમાં ધ્યાન ન આપે ને આખો દિવસ ભજન–કીર્તન કર્યા કરે એ જીવન કેવું કહેવાય ?'

પ્રધાનને મન ભગવદ્ભજન એ નવરાનો ધંધો હતો. નિષ્ક્રિય જીવન હતું.

આ સાંભળી એક જણે કહ્યું:

'પ્રધાનજી ! મહારાજ કોઈની સાથે વાતચીત કરતા નથી ? બસ આખો દિવસ ને રાત ભજન–કીર્તન જ કર્યા કરે છે ! કોઈ મળવા જાય તો એને એ મુલાકાત આપે છે કે કેમ ?'

પ્રધાનજીએ જણાવ્યું:

'આમ તો મહારાજ જે મુલાકાત માગે એને મુલાકાત આપે છે. પણ એમની વાતનો બીજો વિષય જ નહિ. સૌને એક જ વાત એ કહે છે—ભગવાનને ઓળખો, એને યાદ કરો, એને ગમતાં કામ કરો. સંસારમાં રચ્યાપચ્યા રહેવાથી આત્મકલ્યાણનો માર્ગ નહિ સૂઝે. ભગવાનનું ભજન એ જ સાચું છે. બાકી સર્વ મિથ્યા છે. નિરંતર ભગવદ્ભજન દ્વારા સાચા સુખને પ્રાપ્ત કરો. દેહનો ભરોસો રાખશો નહિ. એ ક્ષણભંગુર છે.

આમ ભગવાન ને ભગવાનના ભજન સિવાય બીજી એ વાત જ કરતા નથી.'

મુખ્ય પ્રધાન લાગણીપૂર્વક બોલતા હતા. એમના મનમાં એવો ડર હતો કે, રાજાની ઘેલછાની વાત જો બહાર ફેલાઈ જશે તો બીજા કુટિલ રાજાઓને રાજ્ય પર ચઢી આવવાની તક મળશે. એથી પાણી પહેલાં પાળ બાંધી લેવામાંજ ડહાપણ છે એવું સમજીને કયો માર્ગ ગ્રહણ કરવો. એનો નિર્ણય કરવા રાજ્યના સ્થંભ સમા સરદાર–સામંતો અને મંત્રીઓને એમણે આમંત્રણ આપી બોલાવ્યા હતા.

રાજાની ભક્તિ દિવસે દિવસે વધતી જતી હતી. એણે વૈભવશાળી જીવન દૂર કરીને સાદુ જીવન શરૂ કર્યું હતું. આશ્ચર્યની વાત તો એ હતી કે એની પતિવ્રતા રાણી પણ એના માર્ગને

અનુસરતી હતી. એથી રાજમહેલમાંથી બધો ઠઠારો દૂર થયો હતો. અને એને સ્થાને સર્વત્ર સાદાઇ નજરે પડતી હતી.

સાદાઈમાં સૌન્દર્ય નથી એમ તો ન કહેવાય. રાજાના મહેલનું વાતાવરણ પલટાઇ ગયું હતું. રાજાનું જીવન વધુ સ્વચ્છ બન્યું હતું. રાજાના અંતરમાં દિનપ્રતિદિન વધુ ને વધુ શાન્તિ સ્થપાતી હતી. રાજાનું મસ્તક વધુ ને વધુ પવિત્ર સંકલ્પો કરતું હતું.

જેણે ભગવાનના ચરણકમલમાં મસ્તક મૂકી દીધું હોય એને કોણ અસુખી બનાવે ?

રાજા કુલશેખર પરમ સુખી બન્યો હતો. નિરંતર ભજનકીર્તન કરવામાં એને અપૂર્વ આનંદ આવતો. એ સાધુ-સંતોને આમંત્રણ આપતો, ભક્તજનો સાથે ભગવચ્ચર્ચા કરતો, અને પંડિત-પુરાણીઓ પાસે ભગવાનની કથા શ્રવણ કરતો.

રાજાની ભક્તિ ખરા હૃદયની હતી. એ વિદ્વાન હતો, કવિ પણ હતો. ભગવાનની લીલાનાં મધુર મધુર પદો બનાવી એ જ્યારે મીઠા કંઠથી ગાતો ત્યારે વાતાવરણ ભક્તિરસથી ભરાઇ જતું. સંત-મહાત્માઓ અને સાધુજનો એ જોઈ ધન્ય ધન્ય બોલી ઊઠતા.

રાજા વીર પણ હતો. ભલભલા શૂરવીરોનું માન રણસંગ્રામમાં મૂકાવી દે એવી યુદ્ધકળા એણે પ્રાપ્ત કરી લીધી હતી. પરંતુ પોતાની વીરતા એ અંતરના શત્રુઓને હઠાવવામાં વાપરતો. અને એથી તો ભક્તિમૈયાની એના પર મહેર થઇ હતી.

પણ રાજાની ભક્તિ મંત્રીશ્વરને અનુકૂળ ન આવી. રાજાની ભક્તિને એણે એક જાતની ઘેલછા સમજી લીધી. અને એને દૂર કરવા માટે એણે વિવિધ પ્રયત્નો કરી જોયા પણ રાજાના મનને એ જરાપણ ચલિત કરી શક્યો નહિ.

આખરે એણે પોતાના ભવનમાં મંત્રીઓ અને સરદાર-સામંતોને બોલાવી સાચી પરિસ્થિતિ રજૂ કરી સૌની સલાહ માગી.

લાંબી ચર્ચા પછી સર્વાનુમતે એવો નિર્ણય થયો કે-મહારાજની ઘેલછા વધારવામાં બાવાઓ અને ભગતડાઓ કારણભૂત છે. રાજાની પાસેથી એમને હઠાવવા જોઇએ. એ સિવાય રાજા કોઇની સલાહ માનશે નહિ.

પણ એ કાર્ય બને શી રીતે? સાધુસંતો તો રાજાને બહુ પ્રિય હતા. રાજા એમને જ પોતાના સાચા સગા માનતા હતા. એમને રાજમહેલમાં આવતા અટકાવવા માટે રાજા આજ્ઞા કેવી રીતે આપે ?

ચતુર મંત્રીશ્વરે એ કામ પોતાને માથે લીધું અને સહકાર આપવાનું વચન આપી બધા આસન પરથી ઊભા થયા.

(૨)

ઉપરના પ્રસંગ પછી બીજે કે ત્રીજે દિવસે એક ઘટના બની અને સૌને રાજાના મનની સ્થિતિ દિવસે દિવસે બગડતી જાય છે એની ખાતરી થઇ.

થોડા દિવસથી એક પંડિતજી રાજાની પાસે રામાયણની કથા વાંચતા હતા. રામભક્ત રાજા કુલશેખર પોતાના સ્વામી ભગવાન રામચંદ્રજીની કથા એકાગ્રતાથી શ્રવણ કરતો હતો. એના હૃદયમાં ભક્તિરસ ઉછળતો હતો. રામકથાનો એકેએક પ્રસંગ એના હૃદયમાં જડાઇ જતો હતો.



કથામાં એક દિવસ ખર-દૂષણ સાથેના ભગવાન રામના યુદ્ધનો પ્રસંગ આવ્યો.

સામેથી અસંખ્ય રાક્ષસોના દળને લઈને આવતા મહાબળવાન ખર-દૂષણને જોઇ ભગવાન રામે લક્ષ્મણને કહ્યું:

'લક્ષ્મણ! તું સીતાજીને અહીંથી કોઇ સુરક્ષિત સ્થળે લઇ જા. અને એમની રક્ષા માટે જ્યાંસુધી યુદ્ધ ચાલે ત્યાંસુધી, એ સ્થળે ઊભો રહે. હું એકલો દુષ્ટોની સાથે સંગ્રામ ખેલું છું.'

સર્વશક્તિમાન ભગવાન રામચંદ્રજીની શક્તિ લક્ષ્મણજીથી અજાણી ન હતી. એથી ભગવાનને પ્રણામ કરી એમની આજ્ઞા મુજબ જનકદુલારીને લઈ એ ચાલ્યા ગયા.

આ બાજુ ભગવાન રામે ઝડપથી જટા બાંધી લીધી. કટી પર વસ્ત્ર કસીને બાંધ્યુ. પછી ખભા પર અખૂટ બાણનો ભાથો લટકાવી હાથમાં વિજયી ધનુષ્ય ઉપાડી રાક્ષસોનો સામનો કરવા એ ઊભા.

એક બાજુ રામ એકલા હતા. બીજી બાજુ ચૌદ હજાર રાક્ષસો અસ્ત્રશસ્ત્રથી સજ્જ થઈને ભયંકર કીકીઆરી કરતા આવી રહ્યા હતા.

'મારો! મારો!' કરતા વિકરાળ રાક્ષસો રામની સામે દોડ્યા.

ભગવાન રામની ભ્રકુટી ખેંચાઇ એમણે ધનુષ્યનો ટંકાર કરી ધનુષ્ય પર બાણ ચઢાવ્યુ.

પણ રાક્ષસો એમ ભાગી જાય એવા ન હતા. એકસામટા ભગવાન રામની ઉપર સૌ તૂટી પડ્યા.

પંડિતજીએ કથા બરાબર જગાવી હતી. રાજા કથામાં તલ્લીન થઇ ગયો હતો.

એકલા રામની ઉપર ચાદ હજાર રાક્ષસો એકસામટા ધસી આવ્યા એ પ્રસંગ સાંભળતાં વેંત રાજા ક્રોધથી ધ્રૂજી ઊઠયો ને ઝડપથી આસન પરથી ઊભા થઇ જઇ એણે ગર્જના કરી:

'દુષ્ટો! ઊભા રહો, એમ ના સમજશો કે મારા પ્રભુ રામ એકલા છે હું એમનો સેવક હાજર હોઉં અને તમે મારા સ્વામી ઉપર હાથ ઉપાડવાનુ સાહસ કરો જ શી રીતે?' આમ



કહીને તરત એણે શંખનાદ કરવા માંડ્યો. રાજાનો શંખનાદ સાભળતાં બરાબર રાજાના સૈનિકો દોડતા આવ્યા.

રાજા આવેશમાં આવી ગયો હતો. કથામાં આવેલો પ્રસંગ એ જાણે પોતાની નજર સન્મુખ જ બની રહ્યો છે એવું એના મનમાં ઠસી ગયું હતું. એથી સૈનિકોને જોતા બરોબર એણે આજ્ઞા આપી:

'જોઈ શું રહ્યા છો? તૂટી પડો રાક્ષસો પર! આપણા સ્વામી રામચંદ્રજી એકલા યુદ્ધ કરે છે. એમની મદદે ચાલો, દોડો!' કહેતાં કહેતાં સમશેર ખેંચી રાજા મહેલનાં પગથીઆં ઉતરવા લાગ્યો.

પંડિતજી કથા કરતાં કરતા અટકી ગયા હતા. એમણે આવેશમાં આવી ગયેલા રાજાની દશા જોઈ તુર્તંજ બુલંદ અવાજથી કથા વાંચતા હોય એ રીતે કહ્યું:

"એક બાણુ થકી રામે,
હણ્યા ચૌદ હજારને,
બાપડા રાક્ષસો સ્વામી
રામને શું કરી શકે?
દૃષ્ટિથી જેહની સૃષ્ટિ
ખાખ થાય નિમિષમાં,
એમને ડારવા રાજા!
કહો, કોણ સમર્થ છે?"

મહારાજ! એક જ બાણથી ભગવાન રામચંદ્રજીએ ચૌદ હજાર રાક્ષસોને જોતજોતામાં હણી નાખ્યા. અને મહાબળવાન ખર-દૂષણને પણ પલકવારમાં પરલોકમાં પહોંચાડી દીધા.

જેની ક્રોધભરી એક નજરથી સમગ્ર સૃષ્ટિ નિમિષમાત્રમાં ભસ્મ થઇ જાય છે એવા આ વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કારણરૂપ ભગવાન રામને કોણ ડરાવી શકે એમ છે?

રામ અમર છે. રામ અદ્વિતીય છે. રાઘવેન્દ્ર રામચંદ્રનો જય! જય! જય!'

ભગવાને એક જ બાણથી રાક્ષસોનો સંહાર કરી નાખ્યો અને એમનો જયજયકાર થઇ રહ્યો એ સાંભળીને રાજાનો આવેશ ઓછો થઈ ગયો એ ભાનમાં આવી ચારે બાજુ જોવા લાગ્યો. પછી પંડિતજીની સામે જઇ પૂછવા લાગ્યો:

'પંડિતજી! ભગવાન રામ જીતી ગયા ને?'

પંડિતજીએ કહ્યું:

'હા, હા, મહારાજ! ભગવાન જીતી ગયા. રાક્ષસો મરાયા. રામાયણની કથા હવે આગળ ચાલે છે. આપ આસન પર વિરાજો. આ પ્રસંગ તો ત્રેતાયુગમાં બની ગયો છે. ભગવાને તે સમયે રાક્ષસોનો સંહાર કરી નાખ્યો હતો.'

રાજા હવે બરાબર ભાનમાં આવી ગયો. આસન પર બેસીને એ બોલ્યો:

'વાહ, ભગવાન! આપની લીલા અપાર છે. આપના સેવકને આપે વીરવેશનું દર્શન કરાવી કૃતાર્થ કર્યો. મારા સ્વામી! આપની મંગલમય છબી મારા અંતરમાં કાયમની હવે જડાઇ રહે એવી કૃપા કરો. મારી ભક્તિ તો હજુ ઘણી અધુરી છે. તો પણ હે દયાળુ! એટલી ભિક્ષા આપીને આ રંકની મનોકામના પૂર્ણ કરો.' બોલતાં બોલતાં રાજા ગળગળો થઈ ગયો. એણે બે હાથ જોડી, મસ્તક નમાવી ભગવાન રામને મનોગય પ્રણામ કર્યા. એની બન્ને આંખોમાંથી આંસુની ધારા ચાલતી હતી.

પંડિતજી સહિત બીજા શ્રોતાઓના હૃદય ઉપર રાજાની ભક્તિની અસર થઈ. બધાંના નયનમાં જળ ભરાઈ આવ્યું. સૌનાં અંતર રાજાનો પ્રેમ જોઇ 'ધન્ય, ધન્ય' બોલવા લાગ્યું.

પણ પ્રધાન મંત્રી અને એના સાગરીતો આ ઘટનાથી પોતાની યોજના સફળ બનાવવા ઉતાવળા થઈ ગયા.

(૩)

થોડા દિવસો પછી.



એક દિવસ મંત્રીશ્વર સવારના પહોરમાં ઉતાવળા ઉતાવળા રાજમહેલમાં ગયા ને નમન કરી રાજાને કહ્યું:

'મહારાજ! રાજ્યના જવાહરખાનામાંથી એક કીમતી હીરાનો હાર ગુમ થયો છે.'

'ક્યારે ગુમ થયો?' રાજાએ પૂછ્યું.

'ગઈ કાલે રાત્રે.'

'ચોરનારનો કંઇ પત્તો મળે છે?'

'ચોર પકડાયો નથી પણ અમને વહેમ છે કે એ કામ રાજમહેલમાં નિત્ય આવનારામાંથી કોઇકનું હોવું જોઇએ.'

હસીને રાજા બોલ્યા:

'અરે ભાઈ, રાજમહેલમાં તો તમે ય આવો છો ને બીજા મંત્રીઓ પણ આવે છે.'

ઠાવકુ મુખ રાખી પ્રધાને કહ્યું:

'મહારાજ! અમે તો આપના સેવકો છીએ. રાજ્યની પ્રતિષ્ઠાની અને સંપત્તિની રક્ષા કરવી એ અમારો ધર્મ છે. અમારામાંથી તો કોઇની દાનત બગડે નહિ.'

'તો તમને કોના પર વહેમ છે તે કહો.'

પ્રધાને કહ્યું:

'મહારાજ! ક્ષમા કરશો મહેલમા રોજ રોજ સાધુ-બાવાઓની અવરજવર ખૂબ રહે છે. મને પાકો વહેમ છે કે એ બાવાઓની ટોળીનું જ આ કામ છે.'

આ શબ્દો સાંભળી રાજાએ કહ્યું:

'પ્રધાનજી! સંત-મહાત્માઓ જે સત્સંગ માટે અહીં આવે છે એમને હું બોલાવું છું માટે આવે છે. પોતાની મેળે કોઈ આવતું નથી. અને એ બધા ભગવાનના ભક્તો છે. એ આવું કામ કદાપિ ન કરે.'

'મહારાજ! લક્ષ્મી દેખી મુનિવર ચળે. સવાલાખ રૂપિયાનો હાર જોઇને કોનું મન ન ચળે? બાવાઓને પછી જીવનભર પેટ ભરવા કશી મહેનત જ કરવી ન પડે.'

રાજાને પ્રધાનની ભાષા ન ગમી. એમણે કહ્યું:

'મંત્રીશ્વર! સવારના પહોરમાં ભગવાનનું નામ લેવાને બદલે ભક્તોની નિંદા કરવાનું તમને કેમ ગમે છે? ભગવદ્‌ભક્તોને તો ભગવાન સિવાય બીજા કશાની જરૂર હોતી નથી. કાંચન અને કામિનીને તો એ અડકે પણ નહિ.'

'રાજાધિરાજ! આપની વાત સાચી છે. પણ એ તો કોઇ મહાન ભક્ત હોય તે એવો હોઇ શકે. બાકી આ તો ભગત નથી ઠગત છે.'

રાજાએ કહ્યું:

'તમે ગમે તે માનો. પણ મારું મન માનતું નથી. અહીં રાજમહેલમાં જે સાધુ-ભક્તો આવે છે એ બધા પવિત્ર છે. એ કરોડો રૂપિયાનો માલ હોય તોપણ ઉંચી આંખ કરીને જુએ એવા નથી. એટલે બીજે તપાસ કરો. મળી આવે તો ઠીક, નહિ તો પછી જેવી રામજીની મરજી. બધું ભગવાનની ઇચ્છા મુજબ બને છે. ભગવાનને હાર રાજમહેલમાંથી લઇ લેવો હશે એટલે કોઇ ચોરને એણે પ્રેરણા કરી ને ચોર ઉઠાવી ગયો.'

પ્રધાને દાવ નાખ્યો હતો. હવે બાજી બરાબર રમ્યા સિવાય એ જો ખસી જાય તો બધી યોજના મારી જાય. એથી થોડીવાર ચૂપ રહી એણે ફરીથી કહ્યું:

'મહારાજ! આપ તો પરમભક્ત છો. આપને કરોડો રૂપિયા જતા રહે તોપણ કશું દુઃખ થાય નહિ. પણ અમારાથી રાજ્યને નુકશાન થાય તે સહન થઈ શકતું નથી. આપે અમારા ઉપર વિશ્વાસ મૂકી અધિકાર સોંપ્યો ને અમારા જ કારભારમા આવો કીમતી હાર ચોરાઇ જાય એ અમારી પ્રતિષ્ઠાને ધોકો પહોંચાડે એવી હકીકત છે માટે અમે જે ફરિયાદ કરીએ છીએ એને આપે ધ્યાનમાં લેવી જોઇએ. અથવા તો અમને યોગ્ય તપાસ કરવા અને પગલાં લેવા અધિકાર આપવો જોઇએ.

અમને ઘણા વખતથી વહેમ છે સાધુઓની મંડળી ઉપર. 'અમને' કહેવામાં મારા એક લાનો અભિપ્રાય હુ નથી કહેતો પણ બીજા મંત્રીઓ ને રાજ્યના મુખ્ય મુખ્ય સરદાર સામંતોનો અભિપ્રાય પણ સાથે સાથે હું જણાવું છું.'

રાજા કુલશેખર મંત્રીનું ભાષણ સાભળી રહ્યો. આ તો ભક્તમંડળ ઉપર આક્ષેપ આવ્યો. એને દૂર કરવામા જ પોતાની શોભા છે. એટલે વિચાર કરીને એણે કહ્યું:

'પ્રધાનજી! એમ કરો, આજે સાંજના જાહેર દરબાર ભરાવો. હુ મારા ભક્તમંડળ સાથે એમાં હાજર રહીશ. તમારા મતને જે જે મળતા હોય એ સર્વને પણ ખાસ હાજર રહેવા સૂચના આપશો. દરબારમાં એ વાતનો આપણે નિર્ણય કરીશું.'

પ્રધાનને તો આ જ જોઈતું હતું. એટલે એણે લળીને નમન કરતાં કહ્યું:

'જેવી રાજાધિરાજની આજ્ઞા.'

(૪)

એ જ દિવસે સાંજે જાહેર દરબાર યોજાયો. નગરના પ્રતિષ્ઠિત પુરુષો દરબારમાં આવીને અગાઉથી બેસી ગયા હતા. મંત્રીઓ અને સરદાર–સામંતો તો આવે જ.

યથા સમયે રાજા કુલશેખર ભક્તમંડળ સાથે દરબારમાં આવ્યો. બધાએ ઊભા થઈ રાજાને યોગ્ય માન આપ્યું.

સિંહાસન પર બેસી રાજાએ પોતે જ વાત ઉપાડી:

'સભાસદો! રાજમહેલમાંથી એક કીમતી હીરાનો હાર ગુમ થયો છે. પ્રધાનજી કહે છે, જે સાધુભક્તો ભજન–કીર્તન કરવા રોજ રાજમહેલમાં પધારે છે એમનું એ કામ છે. પરંતુ એ વાત અમારા ગળે ઉતરતી નથી; અમારું દૃઢ માનવું છે કે, આમાં અમારા સાધુભકતોનો જરાય સંબંધ નથી....'

વચ્ચે એક મંત્રીએ કહ્યું:

'મહારાજ! ક્ષમા કરશો. પણ તપાસ તો થવી જ જોઇએ.'

'બરાબર છે, બરાબર છે.' સરદાર–સામંતોમાંથી અવાજ આવ્યો.

હાથ ઉંચો કરી રાજાએ સૌને મૌન રહેવા સૂચવ્યું. પછી એમણે આગળ કહ્યું:

'તમારી વાત પણ સાચી છે. જ્યાં સુધી સૌને ખાતરી ન થાય ત્યાં સુધી માત્ર અમારા કહેવાથી સાધુ–ભકતો નિર્દોષ ઠરતા નથી.' આમ કહીને એમણે પાછું જોઇ એક સેવકને ઇશારો કર્યો. રાજસેવકે તરત જ એક મોટો ઘડો લાવી સભા વચ્ચે મૂકી દીધો. ઘડાનું મોઢું મજબૂત રીતે બંધ કરેલું હતું.



એ દેગડા તરફ નજર કરી મહારાજા કુલશેખરે કહ્યું:

'સભાસદો ! આ દેગડામાં એક વિષધર સર્પ છે, જેને ખાતરી કરવી હોય તે કરી લે. પ્રધાનજીથી માંડીને જે કોઇને એવો વહેમ હોય કે હીરાના હારની ચોરી અમારા ભક્તમંડળમાંથી કોઇએ કરી છે એ આ દેગડામાં હિંમતથી પોતાનો હાથ ઘાલે. જો એ સાચો હશે તો સર્પ એને દંશ નહિ દે, અને જો તેવું બનશે તો અમારા ભક્તમંડળ ઉપર જે આરોપ છે તેને અમે સાચો માનીશું.'

બધા એકબીજાના મોંઢા સામે જોવા લાગ્યા. આવું તે શી રીતે બને ! વિષધર સર્પના મોંઢામાં હાથ રાખીએ અને એ ન કરડે એવું તે બને ! પ્રધાનજીને રાજાની આ સૂચના ન ગમી. આખરે એ બોલ્યા:

'મહારાજ ! આ તો બરાબર ન કહેવાય. સર્પનો તો સ્વભાવ જ છે કે જે કોઇ એને છંછેડે અથવા અડકે એને એ કરડે. આ દેગડામાં પુરાએલો સાપ શું કંઇ કરડયા સિવાય રહે !'

હસીને રાજાએ કહ્યું:

'તમને જો ડર લાગતો હોય તો એ વાત રહેવા દો. તમારે બદલે અમે દેગડામાં હાથ નાખવા તૈયાર છીએ. જો ભક્તમંડળમાંથી કોઈનો પણ ચોરીમાં હાથ હશે તો અમને સર્પ કરડશે. અને જો અમને સર્પ ન કરડે તો અમારા ભક્તો નિર્દોષ છે એમ માનવા તમે કબૂલ છો !'

મંત્રીઓ બોલ્યા :

'રાજાધિરાજ ! આપ પણ એવું સાહસ ન કરો એવું અમે વિનવીએ છીએ.'

રાજાએ કહ્યું:

'આ સાહસ નથી. આ તો કસોટી છે. માત્ર વાણીવિલાસથી ફેંસલો આપી શકાય નહિ. સત્યની કસોટી હંમેશાં આકરી હોય છે. એમાંથી પસાર થયા સિવાય સાચી હકીકત બહાર ન આવે.'

આમ કહી રાજા સિંહાસનપરથી ઊભા થયા, ને પગથીઆં ઉતરી દેગડા પાસે ગયા. રાજસેવક



ત્યાં ઊભો જ હતો. એને સૂચના કરતાં એણે ઢાંકણું ઉઘાડયુ.

એ જ વખતે આર્દ્ર કંઠથી ભક્તમંડળે પોતાના ઇષ્ટદેવને પોકાર કરવા માંડયો. બધાના કંઠમાંથી મંગલમય ભગવાન રામચંદ્રજીના પવિત્ર નામની ધૂન એકસાથે સરી પડી;

"શ્રીરામ ! જય રામ ! જયજય રામ !
શ્રી રામ ! જય રામ ! જયજય રામ !"

રાજાએ પહેરણની બાંય ઉંચે ચઢાવીને ભગવાનનું સ્મરણ કરી દેગડામાં હાથ નાખ્યો.

બધાના છીર અદ્ધર થઈ ગયા. હમણાં સર્પનો દંશ થશે ને રાજા ચીસ પાડશે.

પણ આશ્ચર્ય! રાજાએ હાથ બહાર કાઢયો. સર્પદંશ થયો ન હતો.

ભક્તોની ધૂન ચાલી રહી હતી:

"શ્રીરામ! જય રામ! જયજય રામ!"

ચારે બાજુ નજર ફેરવી રાજા કુલશેખરે ફરીથી ઘડામાં હાથ ઘાલ્યો. આ વખતે એકલો હાથ બહાર આવ્યો નહિ પણ એ સાથે હાથે વીંટળાઈને સર્પ પણ બહાર આવ્યો.

આશ્ચર્યમાં બધાની આંખો ફાટી ગઈ. જોતાં જ બીક લાગે એવો ભયંકર સર્પ રાજાના હાથે જેમ દોરડું વીંટાયું હોય એમ વીંટાઈ રહ્યો હતો. એને ભક્ત રાજાના શરીરના સ્પર્શથી સુખ મળતું હોય એમ લાગતું હતું. આટલી વાર થઈ પણ એણે રાજાને દંશ દેવા જરાપણ પ્રયત્ન ન કર્યો.

હાથ જોડી પ્રધાન આગળ આવ્યો:

'મહારાજ! મહારાજ! સર્પને છૂટો મૂકી દો. સર્પને ઘડામાં છોડી દો. અમને ખાતરી થઈ ગઈ. આપના સંતો નિર્દોષ છે. રાજાધિરાજા અમને ક્ષમા કરો. આપના શબ્દો ઉપર અવિશ્વાસ લાવી અમે પાપ કર્યું છે એ અપરાધ ઘણો મોટો છે'

પ્રધાનના સૂરમાં બધાએ સૂર પુરાવ્યો ને રાજાને હાથ જોડી સૌ વિનંતી કરવા લાગ્યા

રાજાએ પોતાનો હાથ ઘડામાં ફરીથી ઘાલ્યો. ને વિષધર સર્પ તરત જ રાજાના હાથેથી છૂટી પોતાની મેળે ઘડામાં ભરાયો.

સેવકે ઘડો બંધ કરી દીધો.

મંત્રીશ્વર સહિત બધા એક પછી એક રાજાના પગમાં પડી ક્ષમા માગવા લાગ્યા.

ભક્તમંડળના આનંદનું ઠેકાણું રહ્યું નહિ. એ સર્વ રાજાને વીંટળાઈ વળી ભગવન્નામનું ગાન કરવા લાગ્યા

"શ્રીરામ! જય રામ! જયજય રામ!"

આખી સભાએ આ વખતે આ ધૂન ઝીલી લીધી. સૌ પ્રેમમાં મગ્ન થઈને પ્રભુના નામનો ઉચ્ચાર કરવા લાગ્યા.

વાતાવરણ મધુર બની ગયું.

× × ×

સાધુમંડળને રાજાની પાસેથી ખસેડવા માટે યુક્તિથી હીરાનો હાર પ્રધાને ગુમ કરાવેલો તે બીજે દિવસે એના સ્થાને પાછો આવી ગયો. પણ રાજા કુલશેખરનું મન હવે વધારે વિરક્ત થઈ ગયું.

વિશ્વાસુ પ્રધાન અને મંત્રીઓને ધર્મથી પૂર્વવત્ રાજકારભાર ચલાવવાની આજ્ઞા આપી સાધુમહાત્માઓ સાથે એ તીર્થયાત્રા કરવા નીકળી પડ્યો.

ગોકુળ, વૃંદાવન, મથુરા, અયોધ્યા આદિ તીર્થોની બહુ પ્રેમપૂર્વક એણે યાત્રા કરી. દક્ષિણનાં દેવમંદિરોમાં પણ એ ફરી વળ્યો. શ્રીરંગક્ષેત્રમાં તો કેટલાય વર્ષો સુધી એણે વાસ કર્યો.

લાંબા સમય સુધી તીર્થયાત્રા કરી પાછો એ પોતાની રાજધાનીમાં આવતો પણ એક પ્રવાસીની પેઠે થોડો સમય રહી ફરીથી એ યાત્રાએ નીકળી પડતો.

આવી રીતે તીર્થયાત્રામાં અને ભગવદ્



ભજનમાં આખું ય જીવન વીતાવી કુલશેખર આખરે પ્રભુના ચરણકમળને પામી ગયો.

ઉરમાં રામ રહ્યા 'રવિ' સદાય જગદાધાર,
કુલશેખરની ભક્તિની, શક્તિ અપરંપાર.

## ભક્ત કુલશેખરની ગીતગંગા

ભક્તરાજ કુલશેખરે ભગવાન રામ અને ભગવાન શ્રીકૃષ્ણની લીલાનાં સંખ્યાબંધ પદો રચ્યાં છે. 'મુકુન્દમાલા' નામનો સંસ્કૃતમા રચેલો એમનો એક સ્તોત્ર ગ્રન્થ ઘણો પ્રસિદ્ધ છે.

કુલશેખરની વાણી હૃદયસ્પર્શી છે. નાસ્તિકને પણ આસ્તિક બનાવે એવી એ શક્તિ ધરાવે છે. નાનું બાલક એની વહાલી માતા સાથે જેવી રીતે મીઠું મીઠું બોલીને વાતચીત કરે છે, તેવી રીતે ભક્ત ભગવાન સાથે વાતચીત કરે છે.

એમની હૃદયભાવના નીચેના શબ્દોથી જાણી શકાશેઃ

"મા કોઈ કોઈવાર ચિડાઇને પોતાના બાલકને ખોળામાંથી ઉતારી મૂકે છે. તો પણ બાલક માના ખોળા સિવાય રહી શકતું નથી.. માને યાદ કરી કરીને એ રૂવે છે, બૂમો પાડે છે, ને મા વિના દુઃખી દુઃખી થઇ જાય છે. એવી જ રીતે હે નાથ ! તમે મારી ગમે તેટલી ઉપેક્ષા કરશો અને મારાં દુઃખો તરફ જરાપણ ધ્યાન નહિ આપો તો પણ તમારાં ચરણકમલ છોડીને હું બીજે કયાંય જઇ શકું એમ નથી. તમારાં પાદપદ્મો સિવાય મારી બીજી ગતિ જ નથી."





# ભક્ત વિપ્રનારાયણ

।....न मे भक्तः प्रणश्यति ।
गी. अ. ९-३१

હમ ભક્તન કે ભક્ત હમારે,
સુન અર્જુન પરતિગ્યા મેરી;
યહ વ્રત ટરત ન ટારે,
હમ ભક્તન કે ભક્ત હમારે.

—સૂરદાસ

એક આકર્ષક ઓરડામાં બે યુવતીઓ બેઠી હતી. બન્ને રૂપાળી હતી. પરંતુ એમાંની સહેજ ઉમ્મરમાં મોટી જણાતી એક યુવતીની છટા કંઇ ઓર હતી. કોઇ અચ્છો ચિત્રકાર એને જુએ ને પીંછી હાથમાં ન લે એવું બને જ નહિ. કવિના હૃદયમાં તો આ નમણી નારીના દર્શનથી અવશ્ય ભાવની ભરતી આવે. પુરુષોની નજર તો એના તરફ ખેંચાય એ સ્વાભાવિક છે, પરંતુ સ્ત્રીઓ–રૂપાળી સ્ત્રીઓ પણ આ સુંદર યુવતીને જોઇને બે ઘડી થંભી જાય એવો એનો દેખાવ હતો–એવું એનું આકર્ષણ હતું.

કોણ હતી એ ? એ હતી ભગવાન શ્રીરંગની દેવદાસી. નામ હતું દેવદેવી

દેવદેવી એક કીમતી આસન પર બેસીને ઓરડાની બારી પર લટકતા રેશમી પડદા તરફ જોઇ રહી હતી. આજે એ વિચારમાં પડી ગઇ હતી. રૂપનું એને અભિમાન હતું, આજ એના અભિમાનને ધક્કો લાગ્યો હતો. પોતાના કંઠ માધુર્યને એ અદ્વિતીય સમજતી; આજે એના કંઠમાંથી મધુરતા સરી ગઈ હોય એવું એને લાગ્યું હતું. એના ઘાટીલા દેહનો એને ગર્વ હતો; આજે એના એ ગર્વના ચૂરેચૂરા થઇ ગયા હતા.

પેલી બીજી યુવતી દેવદેવીના મુખ તરફ જોઇ મનમાં ને મનમાં હસી રહી હતી. પોતાની બહેનના મુખપર વિષાદની છાયા ઢળેલી જોઇ વાતાવરણને બદલવા થોડીવાર મૌન રહી એ બોલી :

' દેવીજી ! એમાં ગમગીન થવાનું કારણ શું છે ? રૂપનો ઇજારો આપણે ઓછો લીધો છે? ભગવાન એનાં બીજાં બાળકોને પણ રૂપનું દાન કરે છે. આપણે એથી રાજી થવું જોઇએ.'

દેવીનું મૌન તૂટયું. એ બોલી :

' તું તો મૂરખ છે. તારી રીતે હું વિચાર કરી શકું તેમ નથી. મારા કરતાં વધારે રૂપ ધરાવનારને હું દુશ્મન લેખું છું. '

' મારામા, બહેનબા ! આપના જેટલી અક્કલ નથી એ હું કબૂલ કરું છું પરંતુ કોઇને દુશ્મન લેખવાથી એનું રૂપ શું ઓછું થઇ જવાનું છે ! એનો કંઠ શું બગડી જવાનો છે !



એના દેહનું આકર્ષણ શું નષ્ટ થવાનું છે! કોઈના પ્રત્યે દ્વેષ રાખવાથી તો મનમાં અશાન્તિ વ્યાપી જાય છે.'

'મારા મનમાં અશાન્તિ જ વ્યાપી ગઈ છે. પરંતુ એને મારે હઠાવવી જોઈએ.'

'સમજીને મનમાંથી દ્વેષ કાઢી નાખો તો હમણાં અશાન્તિ દૂર થાય.'

'નહિ નહિ, ચપલા! મારી અશાન્તિ તો ત્યારે દૂર થશે, જ્યારે એ મિજાજી યુવકનું મસ્તક મારાં ચરણોમાં ઝૂકી પડશે.'

દેવદેવીની બહેન ચપલા હસી પડી

'એમાં હસવું શાનું આવે છે?' દેવીએ બહેનને ધમકાવી.

ચપલા બોલી.

'તું આભના તારાને ચૂંટવા જેવી વાત કરે છે એટલે હસું નહિ તો શું કરું? તું ધારે છે એવું એ કામ સહેલું નથી. તું એને ઓળખે છે ખરી કે એ નવજુવાન કોણ છે?'

'એ એક ભગતડો છે એથી વિશેષ એના વિષે જાણવા જેવું શું છે?'

'એથી ઘણું ઘણું એના વિષે જાણવા જેવું છે. એનું નામ છે વિપ્રનારાયણ. ભગવાનનો એ મહાન ભક્ત છે. સંસારનાં સુખોની એને મન જરાય પરવા નથી. એનું જીવન અત્યંત પવિત્ર છે. ત્યાગી તો એવો છે કે સિદ્ધિઓ સામે આવીને કહે કે—હે ભક્તરાજ! અમે તમારી સેવામાં હાજર છીએ. તો એ જવાબ દઈ દે—તમારું કામ નથી. જ્યાંથી આવી હોય ત્યાં કૃપા કરીને પધારી જાવ! અને મનનો એવો મજબૂત છે કે દેવલોકની અપ્સરાઓ આવીને એને ઘેરી વળે તો ય એક ક્ષણવાર પણ એ ચલિત થાય નહિ'

'તેં તો વિપ્રનારાયણની ભાટાઈ શરૂ કરી.' ચપલાના શબ્દો સાંભળી દેવદેવીએ કહ્યું.

'ભાટાઈ નથી પણ સત્ય હકીકત છે. વિપ્રનારાયણનો જોટો નથી.'

'રહેવા દે, રહેવા દે. પુરુષજાતિનાં બહુ વખાણ કરવાં રહેવા દે. ભલભલા પુરુષો સ્ત્રીશક્તિ આગળ હારી જાય છે. વિશ્વામિત્ર અને પરાશર ઋષિ જેવા તપસ્વીઓ નારીના મોહાસ્ત્રથી હારી ગયા તો પછી તારો વિપ્રનારાયણ શા હિસાબમાં? એની શક્તિ કેટલી?'

હસીને ચપલા બોલી:

'દેવીશ્રી! વિપ્રનારાયણની શક્તિ કેવી અને કેટલી છે એનો તો આપને અનુભવ થઈ જ ગયો છે. જ્યારથી આપને એનાં દર્શન થયાં છે, ત્યારથી તમારા હૃદયમાં ખળભળાટ મચી ગયો છે એ શું જેવી તેવી વાત છે! રૂપનો તમને ગર્વ હતો. કંઠ માધુર્ય તમારું અદ્વિતીય મનાતું. વિપ્રનારાયણને જોયા પછી, અને પ્રભુનું ભજન એ ગાતો હતો એ સાંભળ્યા પછી આપના મિથ્યા અભિમાનના ચૂરેચૂરા થઈ ગયા છે એ નવાઈ જેવી વાત હોવા છતાં વિપ્રનારાયણની શક્તિ પુરવાર કરે છે.'

દેવદેવી ચિડાઈને બોલી:

'હવે જોઈ તારા વિપ્રનારાયણની શક્તિ! એવા તો કેંક જોઈ નાખ્યા. રાજા જેવો રાજા પણ જેની ખુશામત કરતાં થાકતો નથી એ આ દેવદેવી છે એટલું જરા સમજી લે'

'અને તમે પણ બહેન સમજી લો કે, એવી દેવદેવી જેવી સુંદરીઓ ઘણા પ્રયત્ન કરે તોપણ

વિપ્રનારાયણ એના તરફ એક વખત આંખ ઉઠાવીને જોતા પણ નથી !'

દેવદેવીના હૃદયમાં આ શબ્દો તીરની પેઠે અસર કરી ગયા. એ ગુસ્સે થઈને બોલી:

'એકાદ વખત નહિ પણ હવે હજારો વખત એ મારા મુખ સામે જોશે. એટલું જ નહિ વારંવાર આ ચરણોમાં મસ્તક નમાવવાની એને ફરજ પડશે. તું મારો ચમત્કાર જો. ચપલા ! થોડા જ સમયમાં તારો વિપ્રનારાયણ મારો ગુલામ બની જશે.' બોલતાં બોલતાં દેવદેવી આસનપરથી ઊભી થઈ ગઈ અને ઝાંઝર ઝમકાવતી બાજુના ખંડમાં ચાલી ગઈ.

દેવીનો મિજાજ જોઈ ચપલાએ એની પીઠ પાછળ મોં મચકોડયું અને પછી હસી પડી.

( ૨ )

વિપ્રનારાયણ એક બ્રાહ્મણ યુવક હતો. પૂર્વ જન્મના પુણ્યના પ્રતાપથી એને ભગવાનની ભક્તિ પ્રાપ્ત થઇ હતી. મા બાપ બન્ને પ્રભુના ધામમાં પહોંચી ગયાં હતાં એટલે વિપ્રનારાયણનું ચિત્ત નાનપણથી જ વિરક્ત બની ગયુ હતું. એણે માયાનો સંબંધ તોડી ભક્તિમાતાનો આશ્રય લીધો હતો. ભગવાન રંગનાથની સેવા એ જ એને મન જીવનનું મહત્વનું કાર્ય બની ગયુ હતું. એક દિવસ એણે પોતાનું વતન છોડયું. પોતાની પાસે જે કંઇ થોડી સંપત્તિ હતી એ લઇને શ્રીરંગધામમાં આવી પહોંચ્યો. અને ત્યાં રંગનાથજીના મંદિરથી થોડે છેટે એક નાનો સરખો બગીચો બનાવી ત્યાં કાયમનો મુકામ કર્યો. બગીચાની મધ્યમાં પોતાને રહેવા માટે એણે નાની સરખી એક મઢુલી પણ બનાવી દીધી.

ભગવાનનો સેવક ભગવાનથી દૂર શી રીતે રહી શકે ? ભગવાનના ચરણકમલમાં રહેવામાં જે સુખ ભક્તને થાય છે એની કલ્પના બીજાને ભાગ્યે આવી શકે છે.

ભક્ત વિપ્રનારાયણ આખો દિવસ અને રાત ભગવદ્ભજનમાં અને ભગવચ્ચિંતનમાં વીતાવતો. નિદ્રા એને બહુ ઓછી આવતી. અને જે થોડો સમય એ નિદ્રામાં ગાળતો તેમાંય એનો હરિનામનો માનસિક જપ ચાલુ જ રહેતો.

પ્રાતઃકાળમાં જાગૃત થતા બરોબર એ પ્રાતઃવિધિ પરવારતો. પછી સ્નાન સંધ્યા અને પૂજા-પાઠ કરી લઇ બગીચામાં એ પુષ્પ વીણવા નીકળતો. એ વખતે ભગવાનની પરમ પવિત્ર લીલાનાં પદો મધુર કંઠથી એ ગાતો. બગીચાનું આખું વાતાવરણ વિપ્રનારાયણની મધુર સૂરાવલિથી પ્રસન્ન પ્રસન્ન બની જતું.

થોડીવારમાં રંગબેરંગી ફૂલોથી વિપ્રનારાયણની છાબડી ભરાઇ જતી. એ છાબડી લઇ એ પોતાની મઢુલીમાં આવતો અને ફૂલનો એક મજાનો હાર બનાવતો. પછી એ હાર લઇ એ ભગવાન રંગનાથના દર્શને જતો. મંદિરમાં જઇ ભગવાનની પૂજા કરી હાર પ્રભુને અર્પણ કરી પ્રસન્ન થતો થતો એ પોતાના સ્થાને પાછો વળતો.

નિત્યનો આ એનો નિયમ હતો. એ નિયમનો ભંગ કદી થતો નહિ. પ્રભુને હાર અર્પણ કરવાનું કાર્ય વિપ્રનારાયણને બહુ ગમતું. એ હાર દ્વારા ભક્ત ભગવાનના ચરણકમલમાં નિત્ય પોતાના અંતરનો પ્રેમ અર્પણ કરતો અને કૃતકૃત્ય બનતો.

મંદિરના પૂજારીઓ, મંદિરમાં દર્શને આવતા ભક્તો, સૌ થોડા દિવસોમાં વિપ્રનારાયણની



ભકિતથી પરિચીત થઇ ગયા અને સૌ સમજવા લાગ્યા કે—વિપ્રનારાયણ એ ભગવાનનો એક ઉચ્ચ કોટિનો ભકત છે.

એક દિવસ સવારના પહોરમા પોતાના બગીચામાં નિત્ય નિયમ મુજબ ભકત વિપ્રનારાયણ પુષ્પો ચુંટી રહ્યો હતો એ વખતે દેવદાસી દેવદેવીએ બગીચામા પ્રવેશ કર્યો એની સાથે એની બહેન ચપલા હતી. દેવદેવી શ્રીરંગજીના મંદિરમા આવેલી નવી દેવદાસી હતી. થોડા દિવસથી એ આવી હતી પણ બધી દેવદાસીઓને પોતાના સૌન્દર્યથી અને અનેરી છટાથી એણે નિસ્તેજ બનાવી દીધી હતી. જોતજોતામા સમગ્ર નગરમાં અને વિશાળ ભકતમંડળમાં નવી દેવદાસી દેવદેવીની કીર્તિ ફરી વળી જ્યા ત્યા એના રૂપની અને નૃત્યની તારીફ થવા માડી. મોટા મોટા ધનપતિઓ એનું નૃત્ય નિહાળવા પડાપડી કરતા મોટા મોટા શૂરવીરો દેવદેવીના મુખના બે મીઠા શબ્દો સાભળીને પોતાની જાતને ધન્ય ધન્ય માનતા.

આ દેવદેવીના કાને એક વખત ભકત વિપ્રનારાયણનુ નામ અથડાયુ. સાથે સાથે એના રૂપની અને કંઠની પ્રશંસા પણ એણે સાભળી.

એક આદમી અને તેય ભકત રૂપાળો હોઇ શકે ખરો! અને વળી એ સાભળનારને મુગ્ધ કરી નાખે એવું કંઠમાધુર્ય પણ ધરાવી શકે! આ તે કેવી વાત!

દેવદેવીના મનમા ચટપટી થઈ એ વિપ્રનારાયણને એક વખત જોઇ લેવો જોઇએ.

એમાંય જ્યારે એણે જાણ્યું કે—વિપ્રનારાયણ બાજુમાં રહે છે છતા ભગવાનસન્મુખ થતા દેવદાસીઓના નૃત્યમાં એ કદી હાજરી આપતો નથી. ત્યારે એ પોતાની બહેનને સાથે લઇ બીજે જ દિવસે સવારમા વિપ્રનારાયણને નજરે જોવા નીકળી પડી.

બગીચામા પ્રવેશ કરતાં જ એના કાને વિપ્રનારાયણનો મીઠો અવાજ સંભળાયો. પુષ્પ વીણતાં વિપ્રનારાયણ એક ભજન ગાતો હતોઃ



'દીનન દુ:ખ હરન દેવ, સંતનહિતકારી.
અજામિલ ગીધ વ્યાધ, ઇનમેં કહો કૌન સાધ,
પછીકો પઢ પઢાત, ગણિકામી તારી........
દીનન દુઃખ હરન દેવ, સંતનહિતકારી.'

દેવદેવી ચકિત થઇ ગઇ. આટલો મીઠો અવાજ પુરુષના કંઠમાથી નીકળી શકે છે એ હકીકતે એને આશ્ચર્યમા નાખી દીધી. બે ડગલાં આગળ ચાલી એક વૃક્ષની આડમાં એ ઊભી રહી.

વિપ્રનારાયણનું ભજન ચાલતું હતું. સૂર અને શબ્દ બંને મીઠા હતા.

'ધ્રુવકે સિર છત્ર દેત, પ્રહલાદકો ઉબાર લેત,

ભકત હેત બાંધ્યો સેત, લંકપુરી જારી....
દીનન દુઃખ હરન દેવ, સંતન હિતકારી.'

વૃક્ષની આડમાંથી નીકળી દેવદેવી બગીચામાં ચાલી. થોડે છેટે ગઇ ને ચપલાએ એનો હાથ ખેંચ્યો:

'આગળ જવાની જરૂર નથી. અહીંથી જેને જોવા આવી છે, એને જોઈ લે. જો, આ સામે એ ફૂલ વીણે છે.'

દેવી ઊભી રહી. વિપ્રનારાયણ દેવદાસી ઊભી હતી એ દિશાએ જ આવતો હતો.

ખરે એ અત્યંત સુંદર હતો. એના ગોરા ગોરા દેહને, વિશાળ ભાલને અને નમણી મુખાકૃતિને દેવદેવી જોઇ જ રહી. એની આંખો, એની નાસિકા, એના માંસલ બાહુ, વિશાળી છાતી, અને કટિપ્રદેશ–કયુ અંગ અનાકર્ષક હતું! બધું સપ્રમાણ બધુંય સુંદર

વિપ્રનારાયણના કપાળમાં તિલક હતું. ગળામાં માળા હતી. પગમાં પાવડીઓ- હતી. કમરે ફક્ત એક વસ્ત્ર લપેટેલુ હતું. બદન ખુલ્લું હતું. એક હાથમાં ફૂલની છાબડી રાખીને ધીમે ધીમે હરિગુણ ગાતો ગાતો બગીચામા એ ફરતો હતો.

દેવદેવીની દૃષ્ટિ વિપ્રનારાયણ ઉપરથી ખસતી ન હતી. જેમ જેમ વિપ્રનારાયણ પાસે આવવા લાગ્યો તેમ તેમ પોતે ઝાંખી પડતી જાય છે એવું એ રૂપગર્વિતાને લાગ્યુ.

પણ ભકત તો પોતાના તાનમાં મસ્તાન હતો. એને આજુબાજુનુ ભાન ન હતું. એના હાથ–પગ પોતપોતાનું કાર્ય કરતા હતા. પણ મન તો મનમોહનમાં લાગી ગયું હતું.

ગાતો ગાતો એ દેવદેવીની બાજુમાં થઇને પસાર થયો; પણ બનીઠનીને રસ્તાની એકબાજુએ ઊભેલી દેવદાસી તરફ નજર ઊંચી કરીને એણે જોયુ પણ નહિ. પછી એ વાતચીત તો કરે જ શાની! દેવદાસીના રૂપની, એના વઆલંકારની, એની છટાની કે એણે ગોરા ગોરા પગે પહેરેલાં કીમતી ઝાંઝરના ઝમકારની–કશાયની અસર ભક્ત ઉપર ન થઇ.

દેવદેવી પહેલાં તો સ્તબ્ધ બની ગઇ પછી એના અભિમાને એને જાગ્રત કરી. જાગૃત થતાં એને રોશ ચઢ્યો. દાંત વતી એણે નીચલો હોઠ દબાવ્યો. ને તરત બગીચાના દરવાજા તરફ ચાલી.

બગીચાની બહાર આવતાં એના મુખમાંથી શબ્દ સરી પડ્યાઃ 'જડ! ગમાર!'

પણ એનો એ અભિપ્રાય વિપ્રનારાયણના કાને પહોચે એમ ન હતું. એ તો મસ્ત બનીને ગાઇ રહ્યો હતોઃ

'ગજકો જબ ગ્રાહ ગ્રસ્યો, દુઃશાસન ચીર ખસ્યો,
સભા બીચ કૃષ્ણ કૃષ્ણ, દ્રૌપદી પુકારી........
દીનન દુઃખ હરન દેવ, સંતન હિતકારી.'*

ગુસ્સામાં ને ગુસ્સામાં દેવદેવી પોતાના મુકામ પર આવી. એના મનમાં દર્દ થતું હતું. મુખ પર ઉદાસિનતા છવાઇ ગઇ હતી.

એવે વખતે ચપલાએ વિપ્રનારાયણનાં વખાણુ કરીકરીને એને પાગલ બનાવી દીધી. ક્રોધાવેશમાં એણે વિપ્રનારાયણને નમાવવાનો નિશ્ચય કર્યો.

(૩)

ઉપરની ઘટનાને થોડા દિવસ વીતી ગયા.

---

* સુરદાસ



એક દિવસ સાંજના સમયે વિપ્રનારાયણની કુટીના દ્વાર આગળ એક જુવાન સંન્યાસીની આવીને ઊભી

નજર પડતાં વિપ્રનારાયણ દોડીને દ્વાર આગળ આવ્યા.

'અરે આપ કોણ છો ? અહીં કેમ આવ્યાં ? આપને કોનું કામ છે ? અહીં કોઇ સ્રી આવી શકતી નથી. કૃપા કરીને અહીંથી ખસી જાવ.'

હાથ જોડીને સંન્યાસીની બોલીઃ

'મહારાજ ! મારી હકીકત સાંભળો, હું બહુ દુઃખી છું. આપનું નામ સાંભળીને અહીં આવી છું. આપ ત્યાગી છો. ભક્તજન છો. મારા જેવી સ્રીના આવવાથી આપના કાર્યમાં વિઘ્ન પડે એ હું જાણું છું. છતાં લાચાર બનીને હું આવી છું.'

'પણ અહીં મારાથી તમને કંઇ મદદ થઇ શકે એમ નથી.' વિપ્રનારાયણ બોલી ઊઠયા. સ્રીઓ સાથે વાતચીત કરવી એમને ગમતી ન હતી.

'મારે બીજી કંઇ મદદ જોઇતી નથી. ફક્ત આપના બગીચામાં એક બાજુ એક ઝાડ તળે પડી રહેવાની પરવાનગી જોઇએ છીએ. મારું કોઈ સગુવહાલું નથી. સંસારથી હું કંટાળી શ્રીરંગજીના શરણે આવી છું. જન્મ ધરીને મેં કશું સુખ ભોગવ્યું નથી અને હવે ભોગવવાની ઇચ્છા નથી. હવે તો આપના જેવા સંતજનની સેવા કરવામાં અને શ્રીરંગનાથનું ભજન કરવામાં શેષ જીવન વીતાવવું છે.'

'એ બધું ખરું પણ અહીં તમે રહી શકો નહિ. તમે કોઇ બીજી જગ્યા ખોળી લો.'

સંન્યાસિનીએ દયા ઉપજાવે એવી રીતે વિપ્રનારાયણના મુખ સામે જોયુ. પછી ગળગળા અવાજથી કહ્યું:

'મહારાજ ! ભગવાનની પ્રેરણાથી હું અહીં આવી છું. મને નિરાશ કરશો નહિ. ભગવાન રંગનાથે સ્વપ્નમાં દર્શન દઈ મને આજ્ઞા કરી છે.'

'ભગવાને આજ્ઞા કરી છે ?'

'હા,' અવાજને વધારે મૃદુ બનાવી સંન્યાસિનીએ કહ્યું: 'મારા ઉપર બહુ વીતી છે. એ બધાનું વિવેચન કરી આપને તકલીફ આપવાની મારે જરૂર નથી. માત્ર એટલુ કહીશ કે દુઃખથી કંટાળી બીજે દિવસે આત્મઘાત કરવાનો નિશ્ચય કરી હું રાત્રે સુતી ત્યારે સ્વપ્નમાં રંગનાથજીએ દર્શન દઇ મને આજ્ઞા કરી કે— હે બાળા ! દુઃખી થવાનું કે આત્મઘાત કરવાનુ કંઇ કારણ નથી. તું ભક્ત વિપ્રનારાયણના શરણમાં જા ને એમને ગુરુ બનાવ. એના ઉપદેશથી અને મારા સ્મરણથી તારો ઉદ્ધાર થશે. તારી તમામ પીડાઓ દૂર થશે. મહારાજ ! પ્રભુનો એ મીઠો અવાજ હજુ પણ મારા કાનમાં સંભળાયા કરે છે.'

વિપ્રનારાયણ વિચારમાં પડી ગયા. થોડીવાર રહી એ બોલ્યાઃ

'બાઇ ! કોઇના ગુરુ થવાની મારી પાત્રતા નથી. તેમ કોઇને શિષ્ય બનાવવાની મારી ઇચ્છા નથી.'

પણ સંન્યાસિની ચાલી જવા નહોતી આવી આંખમાં આંસુ લાવી એ બોલીઃ

'મહારાજ ! મેં તો પ્રભુની આજ્ઞા આપને સંભળાવી. હવે આપને ઠીક લાગે તેવી આજ્ઞા આપો. આપને મેં ગુરુદેવ તરીકે મનથી માની

લીધા છે એટલે આપની આજ્ઞા મુજબ હું વર્તીશ. આપ ચાલ્યા જવાનું કહેશે તો હું ચાલી જઇશ. અને દયા કરીને આશ્રય આપશો તો બગીચાના એક ખુણે પડી રહીશ. મારા રહેવાથી આપની સાધનામાં જરાપણ વિઘ્ન નહિ આવે. આપ કહેશો તો આપની કુટી તરફ કદી આવીશ પણ નહિ. મારું મુખ પણ આપ કહેશો તો હું આપને નહિ બતાવું.'

વિપ્રનારાયણને દયા આવી ગઇ. ભક્ત બહુ દયાળુ હોય છે. સંન્યાસિનીનાં આંસુ એ જોઇ શકયા નહિ. એમણે કહ્યું:

'બાઇ ! હું કોઇને કદી ઉપદેશ આપતો નથી તેમ કોઇની સેવાનો હું સ્વીકાર કરતો નથી. એટલે મારે કે તમારે એકબીજાની જરૂર પડશે નહિ. પરંતુ આ બગીચામાં તમારે રહેવું હોય તો દૂર એક ખુણામાં તમે રહી શકશો. એથી વધુ કોઇ જાતની મદદ હું કરી શકીશ નહિ.'

નીચા નમીને ચરણરજ લેવાનો અભિનય કરતાં જુવાન સંન્યાસિની બોલી:

'ગુરુદેવ ! આપની એટલી કૃપા મારે માટે બસ છે. સંતજનોના સાનિધ્યમાં વસવું એ પે ઓછું ભાગ્ય નથી.'

(૪)

વિપ્રનારાયણની મેડુલીની સામે એક ઘટાદાર વૃક્ષની નીચે સંન્યાસિનીએ મુકામ નાખ્યો. પોતાની ઝોળી ઝાડની ડાળીએ લટકાવી. વૃક્ષની નીચેની જગ્યા એણે સાફ કરી નાખી. પછી આસન બીછાવી એના પર બેસી ધ્યાનમાં લીન થઇ ગઇ.

દિવસો પર દિવસો જવા લાગ્યા. સંન્યાસિની કદી વિપ્રનારાયણની કુટી તરફ આવતી નથી. વિપ્રનારાયણને જાણે એ ઓળખતી જ નથી. નિત્ય ભજન કીર્તન અને ધ્યાનમાં એ મગ્ન રહે છે. અલબત બગીચાની સેવા એણે વગર કહ્યે ઉપાડી લીધી છે. નિત્ય એ ફુલઝાડને પાણી પાય છે. બગીચાનો રસ્તો સાફ કરે છે. રસ્તા ઉપર પાણી છાંટે છે ફૂલના કયારાને સાફ કરે છે.

કોઇ કોઇવાર રાત્રીની શાન્તિમાં એ મીઠા કંઠથી ભજન પણ ગાય છે. વિપ્રનારાયણના કાનમાં સંન્યાસિનીના સૂર અથડાય છે. સાચા ભક્તના હૃદયની વેદના ગીતના સૂરેસૂરે પ્રગટ થતી ન હોય એમ સાંભળનારને લાગે છે.

વિપ્રનારાયણને કોઇવાર સંન્યાસિનીના વિચાર આવે છે: બીચારી કોઇ બહુ દુઃખી સ્ત્રી હોય એમ લાગે છે. ભગવાન ! એને સુખી બનાવો ! એ નારીને તમારા ચરણકમલમાં સ્થાન આપો ! એની વ્યથાને દૂર કરો !

ઉનાળો વીતી ગયો ને વર્ષાઋતુ આવી. આકાશમાં વાદળાં ચઢી આવવા લાગ્યાં. ધીમે ધીમે વરસાદનાં ઝાપટાં શરૂ થયાં. રાત્રીના સમયે વીજળીના ચમકારા સાથે મેઘગર્જના થવા લાગી. ને કડાકા ધડાકા સાથે કોઇ કોઇ વાર જોરદાર વરસાદ વરસવા માંડયો.

મોટા ઘટાદાર વૃક્ષની નીચે મુકામ રાખેલો હોવા છતા સંન્યાસિની વરસાદથી હેરાન પરેશાન થતી હતી. પણ એ ચૂપચાપ કષ્ટ સહન કરતી હતી.

એકવાર રાત્રીના સમયે જોરદાર વરસાદ શરૂ થયો. વિપ્રનારાયણને સંન્યાસિનીનો વિચાર આવ્યો. બીચારી વરસાદથી હેરાન થતી હશે.



એમણે કુટીનું બારણું ઉઘાડી બગીચા તરફ નજર કરી. ત્યાં તો બાજુમાંથી ધીમો અવાજ આવ્યો:

'ગુરુદેવ ! ક્ષમા કરશો ! આજ્ઞા વગર અહીં આવીને ઊભી છું. વરસાદનું જોર આજે બહુ છે.'

વિપ્રનારાયણે બહાર ડોકું કાઢી જોયું. સંન્યાસિની કુટીની ભીંતને અઢેલીને ધ્રૂજતી ધ્રૂજતી ઊભી હતી. વરસાદથી એ ભીંજાઇ ગઇ હતી. એના અંગ ઉપરથી પાણી નિતરતું હતું.

'કોણ સંન્યાસિની ! આવો, કુટીમાં આવો. તમે ખૂબ ભીંજાઇ ગયાં છો.' વિપ્રનારાયણ સંન્યાસિનીની દશા જોઇ બોલી ઊઠયા.

સંન્યાસિની આવા જ આમંત્રણની રાહ જોતી હતી. એ બોલ્યા વગર કુટીમાં દાખલ થઇ ગઇ. ને કુટીના દ્વારને બંધ કરી વિપ્રનારાયણની પાછળ ચાલી.

'ગુરુદેવ ! એકાદ કોરું વસ્ત્ર મળશે ? મારી સાડી ભીંજાઇ ગઇ છે.' કુટીની મધ્યમાં ઊભી રહી સંન્યાસિની બોલી.

વિપ્રનારાયણે તરત એક મોટી ચાદર કાઢી આપી. સંન્યાસિનીએ ચાદર શરીરે લપેટી સાડી બદલી નાખી ને એને નીચોવી એક બાજુ સુકવી દીધી.

વરસાદનું જોર હવે ઓછું થયું હતું. પણ સૂસવાટા કરતો ઠંડો પવન આવતો હતો. સંન્યાસિની હજુ પણ ધ્રૂજી રહી હતી.

વિપ્રનારાયણે કહ્યું:

'બેસો, નીચે બેસો. હું સઘડી ચેતાવું છું. થોડું તાપશો એટલે તમારી ઠંડી ચાલી જશે.'

સંન્યાસિની મનમાં ને મનમાં હસીને બોલી:

'મહારાજ ! આપ તસ્દી લો એ ઠીક નહિ. મને આજ્ઞા કરો હું સઘડી ચેતાવું.'

'અરે ના રે, એમાં તસ્દી શાની ! તમે બેસો.'

જોતજોતામાં વિપ્રનારાયણે સઘડી લાવીને સંન્યાસિનીની પાસે મૂકી. 'દયા ધરમકા મૂલ હૈ' સામાની તકલીફ નિવારવી એ સાધુ પુરુષનું લક્ષણ છે. ભક્ત વિપ્રનારાયણે સાધુધર્મ બજાવ્યો. એમણે વરસાદથી હેરાન થતી એક નારીને કુટીમાં આશ્રય આપ્યો. પહેરવાને કોરું વસ્ત્ર આપ્યું. અને ટાઢ નિવારવા સઘડી ચેતાવી આપી.

તેમ છતાં સંન્યાસિની જતી બંધ થઇ નહિ. એટલું જ નહિ થોડીવાર પછી એણે પોતાના બે હાથ વતી પોતાની આંખો ઢાંકી દઇ માથું નીચું નમાવી દીધું.

'કેમ ? તમને શું થાય છે ?' વિપ્રનારાયણે પૂછ્યું પણ જવાબ આપવાને બદલે સંન્યાસિની બેઠી હતી ત્યાં ને ત્યાં જમીન પર ગબડી પડી. અને જાણે બેભાન થઇ ગઇ હોય તેમ હાથ પહોળા કરી પડી રહી.

'અરે શું થયું ! શું થયું !' વિપ્રનારાયણ ગભરાઇ ગયા. એ દોડીને સંન્યાસીની પાસે ગયા અને એનો હાથ પકડી એને હલાવવા લાગ્યા.

'સંન્યાસિની ! શું થાય છે ?'

ધીરે રહીને આંખો ઉઘાડી. સંન્યાસિનીએ ઉંડો શ્વાસ લઈ કહ્યું:

'છાતીમાં ગભરામણ થાય છે.'

વિપ્રનારાયણે હાથની નાડી જોવા માંડી.

રાત્રીનો સમય. એકાન્ત જગ્યા. જુવાની અને સૌન્દર્ય. ચંચળ મન આવા વખતે બેકાબૂ બને જ બને.

વિપ્રનારાયણ જુવાન સંન્યાસિનીના દેહ-સ્પર્શથી ભાન ભૂલવા લાગ્યા. સંન્યાસિની હસી. અંગ મરડી એ બેઠી થઇ અને મોહાસ્ત્ર ફેંક્યું. જે ક્ષણે વિશ્વામિત્ર ઠગ્યા એ ક્ષણ ફરી ઉપસ્થિત થઈ. વિપ્રનારાયણે ધર્મ ગુમાવ્યો.

( ૫ )

બીજા દિવસનું સવાર થયું. વિપ્રનારાયણ જાગીને બોલ્યાઃ

'સંન્યાસિની!'

સંન્યાસિનીએ હસીને કહ્યુંઃ

'મહારાજ! મારું નામ દેવદેવી. શ્રીરંગ મંદિરની હું દેવદાસી છું. સંન્યાસિની કહીને હવે મને બોલાવવાની જરૂર નથી.'

'તું દેવદેવી! દેવદાસી!'

'હા.'

'તો સંન્યાસિની કેમ બની?'

'તમારે માટે. દેવદેવી રૂપે આવી હોત તો તમે ઊભી રહેવા ન દેત.'

વિપ્રનારાયણ હસ્યા. એમનું શાસ્ત્રજ્ઞાન ગુમ થઇ ગયું. એમનો વૈરાગ્ય ભાગી ગયો, એમની તપસ્યા અલોપ થઈ ગઇ. દેવની ભક્તિ મૂકી એ દેવદેવીની ભક્તિ કરવા લાગ્યા, અને એને રીઝવવામાં જીવન સાફલ્ય માનવા લાગ્યા.

એ દિવસ રહી દેવદેવી પોતાના સ્થાને ચાલી ગઇ. વિપ્રનારાયણ બેચેન બની ગયા.

પણ હવે દેવદેવીને એમની ગરજ ન હતી. વિપ્રનારાયણને દેવદેવીની ગરજ હતી.

ભક્ત ભગવાનના મંદિરમાં જાય તેમ વિપ્રનારાયણ દેવદાસીના મંદિરે જવા લાગ્યા. કુલટા દિવસે દિવસે ભક્તને ભગવાનથી વધારે ને વધારે દૂર લઇ જવા લાગી. ભક્ત ભગવાનથી વિમુખ થવા લાગ્યો.

પણ એકવાર ભગવાનના ચરણકમલનો આશ્રય જેણે સ્વીકાર્યો હોય એને ભગવાન કદી ભૂલતા નથી.

ભગવાને ભક્તના ઉદ્ધારનો વિચાર કર્યો.

એક દિવસ ભક્ત વિપ્રનારાયણના શરીરમાં એકાએક સખત તાવ ભરાયો. એથી એ નિત્ય નિયમ મુજબ દેવીનાં દર્શન કરવા જઇ શક્યા નહિ.

પણ ભક્તનો નિયમ ભગવાને તૂટવા દીધો નહિ. એ વિપ્રનારાયણનું રૂપ ધરી દેવદેવીના આવાસમાં ગયા ને દેવદેવીના હાથમાં સોનાનો થાળ મૂકી કહ્યું :

'દેવીના મંદિરમાં રોજ રોજ ખાલી હાથે ન અવાય. ભક્તે એક દિવસ તો ભેટ રજૂ કરવી જ જોઇએ.'

સોનાનો કીમતી થાળ જોઇ દેવદેવી પ્રસન્ન થઈ ગઇ. એ બોલીઃ

'નારાયણ! તમે તો સાધુના વેશમાં કોઇ ધનપતિ છો. સાચું કહો, તમારી પાસે ધન કેટલું છે?'

'મારી પાસે? મારી પાસે ઘણું ધન છે. તારે ચિંતા કરવાની શી જરૂર છે? જોઇએ તે માગી લેજે.'

'એમ?'

'હા.'



'તો તો મને એક ગળાનો હાર લાવી આપો.'

'ઓહો, એજ કે બીજું. આવતી કાલે હાર. પણ યાદ રાખજે, બધી વાત ગુપ્ત રાખજે. નહિ તો લુટારાથી બચવું મારે માટે મુશ્કેલ થઈ પડશે.'

'વાહ, હું શું એવી મૂર્ખ છું કે આપને મુશ્કેલીમાં મૂકું?' હસીને દેવદેવી બોલી.

બીજે દિવસે દેવદેવીને હાર મળી ગયો. વિપ્રનારાયણને બદલે નારાયણ એ હાર દેવદાસીને આપી ગયા. તાવને લીધે બીજે દિવસે પણ વિપ્રનારાયણ પથારીમાંથી ઊઠી શક્યો ન હતો.

પણ ત્રીજે દિવસે દેવદેવીનો આનંદ ઊડી ગયો. શ્રીરંગનાથજીના મંદિરમાંથી ભગવાનના ગળાનો કીમતી હાર, અને સુવર્ણનો તાટ ગુમ થયાની પૂજારીએ જાહેરાત કરી. જોતજોતામાં વાત બધે પ્રસરી ગઈ. ખોળંખોળા શરૂ થઈ. રાજાના ગુપ્તચરો ફરવા લાગ્યા. થોડા જ કલાકમાં બન્ને વસ્તુઓ દેવદાસીના ઘરમાંથી મળી આવી.

દેવદેવીએ વિપ્રનારાયણનું નામ દીધું. વિપ્રનારાયણને બોલાવવામાં આવ્યા. પણ વિપ્રનારાયણે ભારપૂર્વક કહ્યુ કે–પોતે એ વસ્તુઓ દેવદેવીને આપી જ નથી.

વિપ્રનારાયણની એક સાચા ભક્ત તરીકેની પ્રતિષ્ઠા હતી. દેવદેવી સાથેનો સંબંધ પ્રગટ થયો નહતો. એટલે એના પર સૌને વિશ્વાસ આવ્યો. છતાં જ્યાં સુધી સાચો ચોર જડી ન આવે ત્યાં સુધી એમને નજરકેદમાં રાખવામાં આવ્યા ને ચોરીનો માલ રાખવા બદલ દેવદેવી પાસેથી ભારે દંડ વસુલ કર્યો.

એજ રાત્રે રાજાને ભગવાને સ્વપ્નમાં દર્શન દઈ આજ્ઞા કરી–વિપ્રનારાયણ મારો ભક્ત છે. એણે ચોરી કરી નથી માટે એને છૂટો કરી દે. દેવદાસીના પાશમાંથી એને છોડાવવા માટે જ મેં આ લીલા કરી છે. થાળ અને હાર મેં જ મંદિરમાંથી ઉઠાવી દેવદાસીને આપ્યો હતો.'

સવારમાં ઊઠતાં બરોબર પ્રભુની આજ્ઞાને માન આપી રાજાએ વિપ્રનારાયણને છૂટો કરવા હુકમ કર્યો.

વિપ્રનારાયણને સત્ય વસ્તુનું હવે ભાન થયું એને ઘણો પશ્ચાતાપ થયો. ઘુંટણીએ પડીને આંસુભરી આંખે વારંવાર ભગવાનની એણે ક્ષમા માગી ને પોતાનો ઉદ્ધાર કર્યો બદલ દયાના એ સાગરના ચરણકમલને મનોમય પ્રણામ કરવા લાગ્યો.

પ્રભુ તો પહેલાંય હસતા હતા, વિપ્રનારાયણે મોહમદિરાનું પાન કર્યું ત્યારેય હસતા હતા અને ઉદ્ધાર કરીને પણ હસતા હતા.

સેવો સદા ચરણારવિંદો
શ્રીહરિનાં ભાવથી,
જેની કૃપાથી વિપ્રનારાયણ
બચ્યો દુઃખજાળથી;
જેવી રીતે માતા સદા,
નિજ બાળની રક્ષા કરે,
તેવી જ રીતે શ્રીહરિ,
'રવિ' ભક્તના દુઃખને હરે.






ये यथा मां प्रपद्यन्ते, तांस्तथैव भजाम्यहम्।
गीता, ४–११

હરિની લીલાને હરિ જાણે, 'નેતિ નેતિ' કહી વેદ વખાણે;
હરિની લીલાને હરિ જાણે.
—દિનમણિ

દક્ષિણમાં તિરુવાલિ નામનું એક ક્ષેત્ર આવેલું છે. એમાં એક ભગવદ્‌ભક્ત રહેતો હતો. એને એક પાલકપુત્રી હતી એ પુત્રીનું નામ હતું કુમુદવલ્લી.

કુમુદવલ્લીને ભગવાને રૂપ ઘણું આપ્યું હતું. એ જ્યારે ઉમ્મરલાયક થઇ ત્યારે એને માટે અનેક સ્થળેથી માગાં આવવા લાગ્યાં. પણ કુમુદવલ્લી તો બધાને નિરાશ કરવા લાગી. એ તો બધાને એકપરખો જવાબ દેતી–'મારે લગ્ન કરવું નથી. મારી હાલમાં ઇચ્છા નથી.'

પાલકપિતા સમજાવવા લાગ્યોઃ

'બેટા! બધાને પાછા વાળવા એ ઠીક નહિ. કોઇના ઉપર તો પસંદગી ઉતારવી જ જોઇએ.'

કુમુદ બોલી·

'પિતાજી! આપની વાત સાચી છે. પરંતુ મને કોઇ યોગ્ય લાગતો નથી. યોગ્ય જણાશે એટલે હું હા પાડતાં વાર નહિ લગાડું.'

'પણ દીકરા! પસંદ નહિ પડવાનું કારણ શું? તારા હાથની માગણી કરવાં કઇ ચીથરેહાલ માણસો આવતા નથી એમાના તો ઘણા લક્ષાધિપતિ છે. ઘણા પંડિતો છે. કેટલાક તો રૂપ, ગુણ અને લક્ષ્મી એ ત્રણેમાં ચઢિઆતા છે. તને ખબર નહિ હોય પણ બે ત્રણ રાજકુંવરો તરફથી પણ તારા હાથની માગણી થયેલી છે. પ્રયત્ન કરવા છતાં પણ આવા માણસો મળી આવે નહિ. પણ ભગવાનની કૃપાથી એ લોકો સામેથી માગણી કરે છે તે વખતે આપણે ના પાડી દઇએ તો પછી પેલી કહેવત જેવું થાય.'

'કઇ કહેવત જેવું?'

'લક્ષ્મી ચાલ્લો કરવા આવે ત્યારે કપાળ ધોવા જવું એ કહેવત જેવું.'

હસીને કુમુદવલ્લી બોલીઃ

'પણ પિતાજી! મારા સંબંધમાં તો હજુ એવું બન્યુ જ નથી. આપ વિશ્વાસ રાખો. લક્ષ્મીજી ચાલ્લો કરવા આવશે તો હું કપાળ ધોવા નહિ જાઉં. લક્ષ્મીજીને હું ઓળખું છું.'

'ભલે તારી તરજી. હું તને દુભવવા માગતો નથી. તારી ઇચ્છા વિરુદ્ધ જવાની મારી હિંમત જ નથી. માત્ર કહેવાનું એટલું કે મારી હવે વૃદ્ધાવસ્થા થવા આવી છે. પોતાનાં ચરણકમલોમાં પ્રભુ ક્યારે બોલાવી લેશે એનો ભરોસો નથી.

એટલે મારી હયાતીમાં જ તું સુખી બને તે જોવા મારી ઇચ્છા છે.'

કુમુદવલ્લી એના પાલક પિતાને બહુ ચાહતી હતી. એ પિતાજીની પાસે બેસીને બોલી:

'પિતાજી! તમે બહુ ભલા છો. તમારો ઉપકાર કદી ભૂલાય એમ નથી. તમારી આજ્ઞા હું અવશ્ય પાળીશ. પણ તમે જો મને સુખી બનાવવા જ માગતા હોય તો બહુ ઉતાવળ કરશો નહિ. સાચું સુખ તો ભગવાનને સંભારવામાં અને એની પ્રીતિ સંપાદન કરવામાં છે. એ સુખ આપની કૃપાથી મને નાનપણથી પ્રાપ્ત થયેલું જ છે. હવે લગ્ન કરવાથી એ સુખમાં જો વિઘ્ન આવતું હોય તો એવું લગ્ન ન થાય તોય શી ફિકર છે? સંસારનું સુખ એ કંઇ ખરું સુખ નથી.'

'બેટા! તારી સમજ ખરી છે. પણ પોતાને યોગ્ય સાથી મળી આવે તો પ્રભુના માર્ગમાં વધારે ઝડપથી જઇ શકાય. ભગવાન સંસારને ત્યાગ કરવાનું કહેતા નથી. વાસનાને ત્યાગવાનું કહે છે. ભગવાનના એવા ઘણા મહાન ભક્તો થઇ ગયા છે જેઓ સંસારમાં રહ્યા છે, છતાં એમાં લેપાયા નથી અને ભવસાગરને તરી ગયા છે.'

કુમુદવલ્લી જેવી રૂપાળી હતી તેવી જ ગુણવાળી હતી. અને એ કરતાં પણ વિશેષતા એ હતી કે એને પરમાત્માની ભક્તિ પ્રાપ્ત થઇ હતી. કુમુદવલ્લી હરિલીલાનું ગાન કરતાં કદી થાકતી ન હતી. ભગવાનનાં પરમ પવિત્ર નામનો જપ કરવો, અને ભગવાનની કથા શ્રવણ કરવી એ જ એનું પ્રિય કાર્ય હતું.

આવી કુમુદવલ્લી ગમે તેવા પુરુષ સાથે લગ્નગ્રન્થિથી શી રીતે જોડાય! રૂપ, ગુણ કે લક્ષ્મી હોય એટલું બસ નથી. ભગવાનની ભક્તિ વગર બીજા બધાની કિંમત નથી. કુમુદવલ્લી માટે અનેકનાં માગાં આવ્યાં હતાં એ વાત ખરી, પણ એમાં ભગવદ્ભક્ત એકપણ ન હતો. ભગવાનમાં જેને શ્રદ્ધા ન હોય, ભગવાનને જે યાદ કરતો ન હોય, ભગવદ્ચર્ચા જેને ગમતી નહોય, એ ગમે તેટલો સોહામણો હોય, ગમે તેટલો લક્ષ્મીવાળો હોય, ગમે તેટલો મોટો ગણાતો હોય, કુમુદવલ્લીને મન એનો જરાય હિસાબ નહતો.

પણ ભગવાનનો જેણે આશ્રય સ્વીકાર્યો હોય, એના માર્ગને ભગવાન પોતે સરળ બનાવે છે.

એક દિવસ એક નવજવાન કુમુદવલ્લીના રૂપ, ગુણનાં વખાણ સાંભળીને કુમુદવલ્લીના હાથનો અધિકાર મેળવવા તિરુવાલીમાં આવ્યો.

જુવાન ખરેખર સુંદર હતો. એટલું જ નહિ એ કુલિન પણ હતો અને સદાચારી પણ હતો. એને ઘેર સંપત્તિ પણ ઠીક ઠીક હતી.

આવતા બરોબર એણે કુમુદવલ્લીના પિતાને વિનયથી પૂછયુ:

'આપની પુત્રીના હાથની માગણી કરનારમાં કેવા પ્રકારની યોગ્યતા જોઇએ?'

પિતાએ કુમુદવલ્લીને બોલાવી. કુમુદવલ્લીને જોઇ પેલા નવજુવાને મનમાં ને મનમાં, નિશ્ચય કરી લીધો:

'આ નારીરત્નને કોઇ પણ હિસાબે મેળવવું જ જોઇએ.'

કુમુદવલ્લીએ આગંતુક યુવકને પૂછયુ:

'આપનો પરિચય આપવાની કૃપા કરશો?'

યુવક બોલ્યો.

'શા માટે નહિ? નીલન્ નામથી બધા મને ઓળખે છે. ચોલ દેશનો હું રહેવાસી છું. અને સેનાનાયક તરીકે એ દેશને મારી સેવા હું આપું છું.

'તો તો આપ લડવૈયા છો નહિ વારુ?'

'સેનાનાયક યુદ્ધકળાવિશારદ તો હોય જ.' સ્મિત કરીને નીલને કહ્યું.

'માફ કરજો, પણ એક પ્રશ્ન પૂછું?' કુમુદવલ્લી, જાણે પરીક્ષા લેતી હોય એ રીતે બોલી.

'ગમે તેટલા પ્રશ્ન પૂછો.'

'સેનાનાયક તરીકે આપને યુદ્ધમાં તો જવું જ પડતું હશે.'

'ઘણીવાર.'

'અને સમરાંગણમાં મારામારી ને કાપાકાપી પણ થાય ખરુંને?'

નીલન હસી પડયો. નાના બાળકની પેઠે આ સુંદરી તો પૂછતી હતી.

'કેમ હસવું આવ્યું?'

'યુદ્ધ આપે જોયું ન હોય એ બનવાજોગ છે. પણ યુદ્ધનું વર્ણન પણ આપે સાંભળ્યું હોય એમ લાગતું નથી.'

કુમુદવલ્લી બોલીઃ

'યુદ્ધનું વર્ણન તો રામાયણમાં આવે છે ને મહાભારતમાં પણ આવે છે. ભાગવતપુરાણ મારો પ્રિય ગ્રન્થ છે. એમાં આવતાં યુદ્ધના દિલ ધડકાવે તેવાં વર્ણન મેં વાંચ્યાં છે. એટલે જ પૂછું છું કે યુદ્ધમાં તો કાપાકાપી જ હોય ને?'

'હાસ્તો.'

'એ કાપાકાપી તમને ગમે છે?'

'ગમે કે ન ગમે પણ કર્તવ્ય તો બજાવવું જ જોઇએ ને? શત્રુઓનો મુકાબલો ન કરીએ તો એમનું ચઢી જ વાગેને!'

'સાવ સાચી વાત. પણ મને એમ સમજાય છે કે જે ખરા શત્રુઓ છે એના તરફ તો જીવનમાં કોઇ ધ્યાન જ આપતું નથી. એની ભયકરતા કોઇને સમજાતી જ નથી એ કેવું આશ્ચર્ય!'

'એ શત્રુઓ કયા?'

'ઓહ, આપ નથી જાણતા? શત્રુઓ એવા ભયકર છે કે સહેલાઇથી કદી કાઇને વશ થયા નથી એમની માથે સતત ઝૂઝવાની તૈયારી હોય એ જ એમને જેર કરી શકે. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર–એ બધા કોણ છે?'

'આપે તો જ્ઞાનની વાત કરી.'

'સમજવા જેવી તો આ જ વાત છે. આપે અનેક યુદ્ધ ખેલ્યાં હશે અને વિજય મેળવ્યો હશે. પણ આ શત્રુઓ ઉપર વિજય મેળવો ત્યારે જ તમે ખરા શૂરવીર કહેવાઓ. અને મને એવો જ શૂરવીર ગમે.'

નીલન્ વિચારમાં પડી ગયો. થોડીવાર રહી એ બોલ્યોઃ

'આ શત્રુએ ઉપર વિજય હજુ મે મેળવ્યો નથી. એ શત્રુઓ સાથે લડવા માટે જુદા જ પ્રકારનાં અસ્ત્રશસ્ત્રની જરૂર પડે. અને એ અસ્ત્ર શસ્ત્રનું હજુ મને ભાન નથી. પરંતુ હું ખાતરી આપું છું કે, આપ માગો છો એવો શૂરવીર બનવા હું પ્રયત્ન કરીશ.'

'એને માટે તો ભગવાનની ભક્તિ રૂપી શક્તિ મળી જાય તો બસ છે. તમે એ શક્તિ મેળવી શકશો? તમને એ રીતે શૂરવીર થવું ગમશે?'

નીલને તત્કાળ કહ્યુંઃ

'સંત–મહાત્માઓએ ભક્તિની શક્તિનાં બહુ બહુ વખાણ કર્યાં છે. તમે પ્રસન્ન થતાં હોય તો ભગવાનનો ભક્ત બનવા હું તૈયાર છું. હું નાસ્તિક નથી એટલું તો હું આ ક્ષણે પણ પ્રતિજ્ઞાપૂર્વક કહેવા તૈયાર છું.'

'આપના શબ્દો સાંભળી હું બહુ રાજી થઇ. પણ વીર પુરુષ! ભગવાનની ભક્તિ કરનારથી પછી મારામારી કે કાપાકપી ન થાય એ જાણો છો? ભગવાનનો ભક્ત સર્જન કરે, સંહાર ન કરે. મરે પણ મારે નહિ.'

નીલનને આ સુંદરીની મીઠી મીઠી વાણી એકદમ ગમી ગઇ, આવા ઉંચા વિચાર ધરાવનારી



સ્ત્રી શું કંઇ સામાન્ય હોય? એણે મલકતા મુખે જવાબ આપ્યો:

'એટલે તમે એમ કહેવા માગો છો કે મારે મારા જીવનનો પથ બદલવો? ભલે, હું તેમ કરવા પણ તૈયાર છું. ભગવાને મને ઠીક ઠીક લક્ષ્મી આપી છે. જીવન નિર્વાહ માટે પરિશ્રમ કરવાની મને જરૂર નહિ પડે.'

કુમુદવલ્લી હસી. એના હાસ્યનો મર્મ નીલન્ સમજી શકયો નહિ.

થોડીવાર રહી એ બોલી:

'વીર પુરુષ કદી જૂઠું બોલે નહિ. એટલે આપ હવે ભક્તિમાર્ગના પ્રવાસી બનશો એમ હું માની લઉં છું.'

'જરૂર. બોલો, હવે બીજી કોઇ શરત છે?' ઉત્સાહમાં નીલન્ બોલી ઊઠયો.

'હા, એક શરત છે, પણ તે જરા અઘરી છે.'

'ફિકર નહિ. ગમે તેટલી અઘરી હશે તો પણ તમારી પ્રીતિ સંપાદન કરવા એ શરતોનું હું પાલન કરીશ.'

કુમુદવલ્લી બોલી:

'આપણું લગ્ન થાય એ પછી તરત જ એક વર્ષ સુધી દરરોજ એક હજાર ને આઠ બ્રાહ્મણોને જમાડવાનો નિયમ તમારે લેવો પડશે. આ શરત તમને મંજૂર હોય તો પછી તમારી સાથે લગ્ન-ગ્રંથિથી જોડાવામાં મને જરાય વાંધો નથી.'

નીલન્ હસીને બોલ્યો:

'કબૂલ કબૂલ. આપની આ બીજી શરત પણ મને મંજૂર છે.'

(૨)

થોડા જ દિવસમાં નીલન અને કુમુદવલ્લી લગ્નગ્રંથિથી જોડાયાં. ને પિતાના આશીર્વાદ લઇ કુમુદવલ્લી સાસરે આવી.

બીજા જ દિવસથી નીલને પોતાની બન્ને પ્રતિજ્ઞાનું પાલન કરવા માંડયું.

કુમુદવલ્લી સાથે ભગવદ્ભક્તિ એણે શરૂ કરી અને દરરોજ એક હજાર ને આઠ બ્રાહ્મણોને એણે જમાડવા માંડયા.

ભગવદ્ભજનનો પ્રભાવ અલૌકિક છે. ભગવાનની ભક્તિથી અને બ્રાહ્મણોના આશીર્વાદથી થોડા દિવસોમાં નીલન્નું હૃદય શુદ્ધ બની ગયું ને એમાં ભગવાનની ભક્તિનો ઉદય થયો.

હવે એને સંસારનું સુખ મિથ્યા જણાવા લાગ્યું. હવે એને દ્રવ્યનો લોભ રહ્યો નહિ. કીર્તિની લાલસા એની ચાલી ગઇ. ભગવદ્ભજનના સુખ આગળ ઇન્દ્રનો વૈભવ પણ એને તુચ્છ જણાવા લાગ્યો.

સ્વામીના હૃદયપરિવર્તનથી કુમુદવલ્લીને અપાર આનંદ થયો. મનમાં ને મનમાં હજારવાર ભગવાનનો એણે ઉપકાર માન્યો.

'હે નાથ! આપની દયાનો પાર નથી. આપે મને યોગ્ય સાથી મેળવી આપ્યો છે. તમારા એ સેવક ઉપર હવે આપ પ્રસન્ન રહેજો. આપના એ દાસના હૃદયમાં હવે કદી અશ્રદ્ધા ન જન્મે એનો ખ્યાલ રાખજો.' કુમુદવલ્લી આમ દરરોજ પ્રભુને વિનવે છે ને ઉપકાર માને છે.

દિવસોને જતાં કંઇ વાર લાગે છે! એક પછી એક દિવસો વ્યતિત થવા લાગ્યા.

ઘણા દિવસ વીતી ગયા પછી એક દિવસ નીલનને જણાયું કે–બ્રાહ્મણોને જમાડવામાં અને દાન પુણ્ય કરવામાં એની સંપત્તિ લગભગ ખલાસ થવા આવી છે.

એણે કુમુદવલ્લીને વાત કરી:

'કુમુદ! વર્ષ પૂરું થવાને હજુ વાર છે, ત્યાર પહેલાં સંપત્તિ પૂરી થવા આવી છે. શું કરીશું?'

કુમુદવલ્લીએ હસીને કહ્યું:

'બધી ચિંતા ભગવાન ઉપર છોડી દો. એના ભરોસે આપણે કાર્ય ઉપાડયું છે એટલે એની

ફિકર ભગવાનને છે. આપણી જ્યાં સુધી શક્તિ હોય ત્યાં સુધી તો ભક્તિ કરવી જ પડે.'

નીલન સમજવાનું સમજી ગયો. એણે પોતાના અલંકાર, કીમતી વસ્ત્રો, સોનારૂપાનાં વાસણો અને ઘરની કીમતી ચીજો એક પછી એક વેચવા માંડી ને નિયમીત બ્રાહ્મણોની મોટી સંખ્યાને જમાડવા માંડી. અને એની સાથે છૂટા હાથે દાનનો પ્રવાહ પણ ચલાવવાં માંડયો.

પણ થોડા દિવસ પછી પાછી મૂળની સ્થિતિ આવીને ઊભી. કુમુદવલ્લીએ આ વખતે પણ વિશ્વાસથી કહ્યું:

'બધી ભગવાનને ફિકર છે. ભગવાન ઉપર છોડી દો.'

નીલન બોલ્યો:

'દેવી! મે તો બધું ભગવાન ઉપર જ છોડી દીધું છે. માત્ર તારી ચિંતા મને સતાવે છે.'

'મારી ચિંતા કરશો જ નહિ. તમારું રક્ષણ કરનાર ભગવાન તમારી કુમુદને નહિ ભૂલે.'

'પણ હવે કાલનો દિવસ બ્રાહ્મણોને જમાડી શકાય એટલી સામગ્રી છે. પરમ દિવસથી શું કરવું એનો મેં નિશ્ચય કરી લીધો છે'

મંદ હસીને કુમુદવલ્લી બોલી:

'સ્વામી! આપનો નિર્ણય એ જ મારો નિર્ણય છે. હરકત ન હોય તો જણાવો આપણે શી રીતે વતવાનુ છે?'

નીલને કહ્યું:

'દેવી! મે તો એવો નિશ્ચય કર્યો છે કે જ્યાં સુધી રોજ નિયમ પ્રમાણે બ્રાહ્મણોને હું જમાડી શકું નહિ ત્યા સુધી મારે અનાજ લેવું નહિ.'

તત્કાળ કુમુદવલ્લી બોલી:

'સારો નિર્ણય છે. હું પણ આપની સાથે છું.'

નીલન પ્રિય પત્નીના મુખ સામે જોઇ રહ્યો.

ઉપવાસ ઉપર ઉતરવું એ મોટા આનંદની વાત હોય એમ કુમુદવલ્લી હસી રહી હતી.

(૩)

ખરે ભક્તદંપતી અજબ હતાં. ત્રીજા દિવસથી એમણે અનાજ લેવું બંધ કર્યું. બ્રાહ્મણો ન જમે પછી પોતાનાથી મુખમાં અનાજ મુકાય શી રીતે?

સાત સાત દિવસના કડાકા થયા પણ નીલનની કે કુમુદની શ્રદ્ધા ડગી નહિ. એ તો ભગવદ્ભજન કરતાં કરતાં દિવસ વીતાવવા લાગ્યાં.

બીજુ અઠવાડિયુ પણ પસાર થઇ ગયુ.

ત્રીજા અઠવાડિયાનો છેલ્લો દિવસ આવ્યો. ભગવાન સ્વસ્થ રહી શકયા નહિ.

અનાજ વગર એકવીસ એકવીસ દિવસ સુધી બેચનાર ભક્તદંપતીનું કષ્ટ નિવારવાનો એમણે નિશ્ચય કર્યો.

એકવીસમા દિવસની રાત્રે ભક્ત નીલનને ભગવાને સ્વપ્નમાં દર્શન દીધાં ને કહ્યું:

'નીલન! કાંચીનગરીમાં વેગવતી નદીના કિનારા ઉપર અમુક સ્થળે જઇને ખોદ. ત્યાંથી તને અઢળક સંપત્તિ પ્રાપ્ત થશે. તું ભૂખ્યો રહે છે એથી સામે રોજ છપ્પન ભોગ આવે છે છતાં એક ગ્રાસ પણ હું લઇ શકતો નથી'

બીજે દિવસે પ્રભાતમાં કુમુદવલ્લીને સ્વપ્નાની વાત કહી નીલન ભગવાને બતાવેલા સ્થળે પહોચી ગયો.

ખરે, સ્વપ્નમાં જણાવ્યા મુજબ એક એકાંત સ્થળેથી ખોદતા નીલનને અઢળક સંપત્તિ પ્રાપ્ત થઇ.

નીલન એ દ્રવ્ય લઇ પાછો ફર્યો અને બીજા દિવસથી બ્રાહ્મણોને જમાડવાનો નિયમ પાછો એણે શરૂ કર્યો

રોજ પૂર્વવત્ એક હજાર ને આઠ બ્રાહ્મણો જમવા લાગ્યા.

વર્ષ જોતજોતામાં પૂરું થઇ ગયું. પણ નીલને મોટી સંખ્યામાં બ્રાહ્મણો જમાડવાનો નિયમ ચાલુ જ રાખ્યો. રોજ હજાર હજાર બ્રાહ્મણ જમવા લાગ્યા. ને એ સાથે દાનની સરિતા પણ વહેવા લાગી.



પ્રેમને જેમ સીમા નથી હોતી એમ દાનને પણ સીમા ન હોય એમ બને ખરું ?

નીલને દાનની સીમા ન રાખી.

પરિણામે કેટલોક કાળ વીત્યા પછી નીલન પાછો મૂળ સ્થિતિમાં આવીને ઊભો.

એક પાઈ પણ એની પાસે રહી નહિ.

પણ આ વખતે એના મગજમાં કંઇ જુદો જ તરંગ આવ્યો. બ્રાહ્મણો રોજ જમવા જ જોઇએ. એક પણ દિવસ ખાલી ન જવો જોઇએ એવો મનમાં નિશ્ચય કરી એણે તજી દીધેલાં હથીઆર પાછાં હાથમાં લીધાં. ને હથીઆરબધ માણસોની એક નાની ટોળી જમાવી એ બહાર નીકળી પડયો. એણે ધનવાનોને લૂટવા માંડયા. વધારે પડતું ધન ધનિકો પોતાની પાસે રાખી મૂકે એનો અર્થ શો ? એનો તો સદુપયોગ જ થવો જોઇએ.

લૂંટમાંથી નીલનને ઘણું ધન મળવા માંડ્યું. ને એ ધનથી એ બ્રાહ્મણોને જમાડવા લાગ્યો.

પણ આ કામ કંઇ સારું ન કહેવાય. ભક્ત લૂંટારો બને એ તે કંઇ શોભે ? કુમુદવલ્લીને ઘણું આશ્ચર્ય થયું. સ્વામીની મતિમાં આવો પલટો કેમ આવી ગયો ? ભગવાનનો એના ભક્તને આવા અવળા માર્ગે વાળવામાં શો હેતુ હશે ?

કુમુદવલ્લીને વિચાર પર વિચાર આવવા લાગ્યા. એ આંસુભરી આંખે ભગવાનને પ્રાર્થના કરવા લાગી:

'ભગવાન ! આ શો ખેલ કરવા માંડયો છે ? આવા કામથી તો તમારી ઇજ્જત પણ બચવી મુશ્કેલ છે. તમારા માર્ગમાં આવ્યા પછી તમારા ભક્તનું પતન થાય જ કેમ ? આશય ગમે તેટલો સારો હોય છતાં જે માર્ગ તમારા સેવકે સ્વીકાર્યો છે એ સાચો નથી. દયાળુ દેવ ! એનો જલદી ઉદ્ધાર કરો ! એને જલદી બચાવો !'

કુમુદવલ્લીની પ્રાર્થના ભગવાનના કાનસુધી પહોંચી ગઇ.

(૪)

નિર્જન વનમાં કોઇ મોટા શિકારની શોધમાં નીલન એના સાગરીતો સાથે ફરતો હતો. એવામાં સામેથી એક રથ આવતો દેખાયો. એ રથમાં એક શેઠ અને એક શેઠાણી બેઠાં હતાં. શેઠાણીના શરીર પર લાખો રૂપિયાના દાગીના હતા. શેઠ ભારે ધનવાન હતા. રથ પાસે આવતાં નીલન ને એના સાગરીતો આજુબાજુ ફરી વળ્યા.

નીલને હથીઆર ઉઠાવી મોટા અવાજથી કહ્યું:

'જીવવાની ઇચ્છા હોય તો ચૂપચાપ બધા દાગીના ઉતારી આપો.'

શેઠ રથમાંથી નીચે ઉતરી પડયા. શેઠાણીએ ધ્રૂજતાં ધ્રૂજતા એક પછી એક બધા દાગીના ઉતારી આપ્યા દાગીના બહુ કીમતી હતા. એનો ચળકાટ આંખને આંજી નાખે તેવો હતો.

રાજી થતાં થતાં નીલને બધા દાગીના ભેગા કર્યા અને એક વસ્ત્રમાં ભેગા કરી એનું પોટલું બાંધ્યુ. પણ શોય ચમત્કાર થયો તે પોટલું એનાથી ઊંચકાયુ નહિ.

નીલનના સાગરીતો એની મદદ આવ્યા. પણ દાગીનાની એ વજનદાર પોટલી કોઇ ઉંચકી શકયુ નહિ. દાગીનાની સંખ્યા સારા પ્રમાણમાં હતી. એની કિંમત પણ ઘણી હતી. પણ વીસ વીસ માણસો ઉંચકે છતાં એ ઉચકાતી ન હતી.

નીલનને ભારે આશ્ચર્ય થયુ. એણે શેઠના મુખ સામે જોયુ. શેઠ સ્વસ્થતાથી એક બાજુ ઊભા હતા. નીલનના મનમાં વિચાર આવ્યો: 'નક્કી આ શેઠ મંત્રતંત્ર જાણતા હોવા જોઇએ. અથવા તો જાદૂનો એણે પ્રયોગ કર્યો હોવો જોઇએ.'

એ શેઠની પાસે ધસી ગયો. અને કરડા અવાજથી બોલ્યો:

'શેઠીઆ ! સીધે સીધી વાત કરો. તમે કયા મંત્રથી આ દાગીનાની પોટલીને વજનદાર બનાવી દીધી છે ? એ મંત્ર મને બતાવો અથવા તો એ

મંત્રની શક્તિ પાછી ખેંચી લો, નહિ તો અહીંથી એક ડગલું પણ તમને હું નહિ ખસવા દઉં.'

શેઠે કહ્યું:

'મંત્રની શક્તિ પાછી ખેંચવાનું હું જાણતો નથી. મંત્ર જાણવો હોય તો આમ એક બાજુ આવો.'

નીલન શેઠની જોડે થોડે છેટે ગયો.

હસીને શેઠે નીલનના કાનમાં મંત્રનો ઉચ્ચાર કર્યો:

'ॐ નમો નારાયણાય.'

મંત્રના શબ્દો કાનમાં પડતા બરોબર નીલનની મનની સ્થિતિમાં ચમત્કારિક ફેરફાર થઇ ગયો. બે હાથ ઉંચા કરીને એ નાચવા લાગ્યો ને મુખથી 'નારાયણ! નારાયણ!' એમ બોલવા લાગ્યો.

નીલનના સાગરીતો એની પાસે દોડતા આવ્યા. પણ નીલનને તો હવે મોટી મિલકત મળી ગઇ હતી. એને કોની પરવા!

એવામાં અજાયબીમાં સૌએ જોયુ કે, પેલો રથ, શેઠ અને શેઠાણી-બધું અદશ્ય થયું હતું એટલું જ નહિ. અલંકારની પેલી વજનદાર પોટલી પણ ગુમ થઇ હતી.

નીલનના સાગરીતો એકબીજાના મુખ સામે જોવા લાગ્યા. એવામાં નીલને બૂમ પાડીઃ

'જુઓ! જુઓ! આકાશમાં જુઓ!'

ગરુડ પર બેસીને ભગવાન નારાયણ લક્ષ્મીજીની સાથે આકાશ માર્ગે થઇને જતા હતા. ભગવાનના મુખપર મંદમંદ સ્મિત રમતું હતું. માતાજી પણ મુખ મલકાવતાં હતા.

નીલન સમજવાનું સમજી ગયો. એણે જમીન પર પડીને પ્રભુને સાષ્ટાંગ પ્રણામ કર્યા. ને આંસુ ભરી આંખે પ્રભુને પ્રાર્થના કરવા લાગ્યો.

એનો આનંદ માતો નહતો. એના સ્વામીએ એનો ઉદ્ધાર કર્યો હતો એને પ્રત્યક્ષ દર્શન આપી પાવન કર્યો હતો. એટલું જ નહિ સદ્‌ગુરુ બની મંત્ર પણ આપ્યો હતોઃ 'ॐ નમો નારાયણાય.'

નીલનના સાથીઓને આકાશમાં કશું દેખાયું ન હતું. પ્રભુદર્શન ભાગ્ય વિના ન થાય. એટલે તેઓ આશ્ચર્યથી નીલનની ક્રિયા જોતા હતા.

પ્રભુદર્શનનો આનંદ કંઇક શમતાં નીલને પોતાનાં હથીઆર વનમાં ફેંકી દેતાં એના મિત્રોને કહ્યું :

'ભાઇઓ! આપણો ધંધો બહુ બૂરો હતો. ભગવાનને જરા પણ અધર્મ ગમતો નથી. એમણે મારી આંખ ઉઘાડી છે. હવે તમે બધા વેરાઇ જાવ, આપણે કદી આવું કામ હવે કરવું નથી.'

આમ કહીને નીલને ઘર તરફ ચાલવા માંડયું મસ્ત બનીને એણે ઘરમાં પ્રવેશ કર્યો. અને પ્રિય પત્નીને એણે બૂમ પાડી બોલાવીઃ

'કુમુદવલ્લી! કુમુદવલ્લી!'

સ્વામીનો આનંદભર્યો કંઠરવ સાંભળીને કુમુદવલ્લી બહાર આવી.

'કુમુદવલ્લી! કુમુદવલ્લી!' નીલન અતિ આનંદમાં આગળ બોલી શકતો ન હતો. એણે પત્નીનો હાથ પકડી લીધો.

કુમુદવલ્લી બોલીઃ

'આજ આપ ઘણા આનંદમાં છો. કહો, કોઇનો મોટો ખજાનો હાથ લાગ્યો છે કે શું?'

નીલન બોલ્યોઃ

'એવી લૂંટની વાત તું હવે યાદ ન કરાવીશ. હું પાપી બન્યો હતો. પણ પ્રભુએ મને પાવન કરી દીધો. એમણે મારા અવગુણનો ખ્યાલ ન કર્યો. એમણે મારો ઉદ્ધાર કર્યો. કુમુદ! પ્રભુએ મને દર્શન દીધાં.'

કુમુદવલ્લીની બન્ને આંખમાંથી પતિના છેલ્લા શબ્દો સાંભળતાં બરોબર આંસુની ધારા ચાલી પ્રભુએ આખરે પોતાની વિનતી સાંભળી સ્વામીનું રક્ષણ કર્યું. એ અપરંપાર કરુણા બદલ પ્રભુનો એ કેટલો ઉપકાર માને?



નીલન પોતાની ધૂનમાં મસ્ત હતો. એ બોલ્યો

'કુમુદ ! પ્રભુની દયાનો કંઈ પાર નથી. એમણે દર્શન તો દીધા પણ ત્યાર પહેલા સદ્ગુરુ બની મને મંત્ર પણ આપ્યો.'

પાલવથી આંસુ લૂછતાં લૂછતા કુમુદવલ્લી બોલી

'મંત્ર આપ્યો ? પ્રભુએ ?'

'હા, જો, એ મંત્ર આ છે—ૐ નમો નારાયણાય' આમ કહીને નીલને વિસ્તારથી બધી હકીકત કહેવા માંડી.

વર્ણન કરતાં કરતા નીલનની આંખોમા વારવાર જળ ઉભરાવા લાગ્યુ. એ પવિત્ર અશ્રુબિંદુની કિંમત કોણ આંકી શકે ?

સ્વામીના મુખેથી પૂરેપૂરી હકીકત સાભળી લીધા પછી કુમુદવલ્લીએ ઘુટણીએ પડી પ્રભુને પ્રણામ કર્યા અને ગળગળા સ્વરથી એણે પ્રભુની પ્રાર્થના કરી

" લક્ષ્મીકાન્ત કમલનયન યોગિભિર્ધ્યાન ગમ્ય,
વન્દે વિષ્ણું ભવભયહર સર્વલોકૈક નાથમ્ ।"

દયાળુ પ્રભુ ભક્તિમતી કુમુદવલ્લીની ભક્તિથી ખૂબ પ્રસન્ન હતા એ એને પોતાના દર્શનથી વંચિત શી રીતે રાખે ?

કુમુદવલ્લીએ માથુ ઊંચુ કરી આંસુભરી આંખો ઊઘાડી કે તરત પીતામ્બરધારી એની સમક્ષ પ્રગટ થયા.

કુમુદવલ્લીએ પ્રભુના પગ પકડી લીધા
અકથ પ્રીતિ જુઓ ભગવાનની,
પ્રગટ થે ગુરુમંત્ર જ આપતા;
હૃદયમા વળી નીલન ભક્તના,
'રવિ' અહો જગનાથ વિરાજતા.





# ભકત ધનાજી જાટ



पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः॥
गी० ९-२६

ધન્ય ધનાકે ભજનકો, બિનહિ બીજ અંકુર ભયો.
—નાભાજી



**મા**-દીકરો પાસે પાસે બેઠાં હતાં.

બાલકના પિતા એક ખેડૂત હતા. સવારના ખેતરમાં ગયા હતા. ને ખેતરમાંથી પાછા હજુ ફર્યા ન હતા. મા-દીકરો એમની રાહ જોતાં બેઠાં હતાં. સાંજ વીતી ગઇ હતી.

બાલકે પૂછયુંઃ

'મા! તું સવારે ઊઠે છે ત્યારે અને સાંજે સુવે છે ત્યારે શું બોલે છે? હેં?'

મા બોલીઃ

'બેટા! હું 'શ્રીરામ, શ્રીરામ' એવું બોલું છું.'

'એ શ્રીરામ શ્રીરામ શું છે?'

હસીને માએ કહ્યુંઃ

'એ ભગવાનનું નામ છે.'

છોકરાને પાંચ વર્ષ પણ હજુ પૂરાં થયાં ન હતાં. માના ખુલાસાથી એના મનનું સમાધાન ન થયું. એણે ફરીથી પૂછયુંઃ

'ભગવાન એટલે શું?'

મા ભગવાનની ભક્ત હતી. નાનપણથી એને ભક્તિનો રંગ લાગ્યો હતો. આજે એનો પ્રિય બાલક એને સ્વાભાવિક રીતે ભગવાન સંબંધી પૂછી રહ્યો હતો. એના મનમાં આનંદ ઉભરાઇ આવ્યો. પુત્રના માથા ઉપર હાથ ફેરવતાં ફેરવતાં એણે કહ્યુંઃ

'દીકરા! આ આખું જગત જેણે બનાવ્યું છે એ ભગવાન નામથી ઓળખાય છે. આખા જગતના એ બાપ છે, એમના કરતાં કોઇ મોટું નથી. એમના જેટલું કોઇ રૂપાળું નથી. એમના જેટલું કોઇ જોરાવર નથી. એ કદી મરતા નથી. એ કદી ઘરડા થતા નથી.'

દીકરાએ પૂછયુંઃ

'ઓ! ભગવાન તો ખરા છે કંઇ! પણ મા! એમનું નામ બોલવાથી શું થાય?'

માએ જવાબ આપ્યોઃ

'ભગવાનનું નામ લેવાથી ભગવાન રાજી થાય.'

'તે ભગવાન નારાજ પણ થાય ખરા કે?'

'હા; જે એમને ભૂલી જાય એના પર એ નારાજ પણ થાય. તું મને બોલાવે નહિ તો મને કેવું ખરાબ લાગે!'

'પણ મા! હું તો તને બોલાવું છું ને? તારા વગર તો મને ગમે જ નહિ.'

માના હૃદયમાં પ્રેમ ઉછળી આવ્યો. બાળકને એણે ખોળામાં લઇ છાતી સરસો ચાંપ્યો.

'બેટા ! તું તો બહુ ડાહ્યો છે. પણ કેટલાક એવા ખરાબ છોકરા પણ હોય છે જે એમનાં મા-બાપની દરકાર પણ રાખતા નથી. એવી રીતે આ જગતમાં ઘણાં માણસો એવાં પણ છે કે જે ભગવાનની દરકાર રાખતાં નથી અને એથી દુઃખી બને છે.'

માના મુખ સામે નજર કરી છોકરો બોલ્યોઃ 'તે મા ભગવાનને જે યાદ ન કરે એ દુઃખી બને!'

'હાસ્તો. સુખી બનવું હોય તો ભગવાનને નિત્ય સંભારવા જોઇએ.'

'તે મા! તું એટલા માટે રોજ 'શ્રીરામ! શ્રીરામ!' કરે છે?'

'હા ભાઇ. ભગવાન બહુ ભલા છે. એમને યાદ કરવાથી આપણા ઉપર એ રાજી રહે છે ને આપણી બધી ઇચ્છાઓ એ પૂરી કરે છે.'

'મા! સાચું કહેજે, તેં કોઇ દહાડો ભગવાન પાસે કશું માગ્યુ છે?'

મા હસી પડી. એણે કહ્યુંઃ

'હા, ભગવાનને મેં એક દહાડો કહેલું કે હે ભગવાન! મને એક રૂપાળો દીકરો આપો. અને ભગવાને તરત તને મોકલી આપ્યો.'

'તે મા! હું ભગવાનની પાસે હતો?'

'હાસ્તો. ત્યાંથી જ તું આવ્યો.'

'પણ મેં તો ભગવાનને જોયા નથી. ભગવાનને હું ઓળખતો નથી.'

'ભગવાનનું ભજન કર, ભગવાનનું પૂજન કર, એટલે ભગવાન તને દેખાશે.'

'પણ ભગવાન દેખાય તો એમની પૂજા થાય ને?'

'ભગવાનની મૂર્તિની પૂજા કરવાથી ભગવાનને તે પહોંચી જાય છે.'

'ત્યારે તો હું મૂર્તિની પૂજા કરીશ. મારે એક મૂર્તિ જોઇએ. મને ભગવાનની મૂર્તિ લાવી આપ.'

માએ કહ્યું :

'જરૂર બેટા. તુ જરા મોટો થઇશ એટલે તારે માટે ભગવાનની એક મૂર્તિ જરૂર હું લાવી આપીશ. આપણે આંગણે ઘણા સંતસાધુઓ આવે છે એમની પાસે હશે તો એમની પાસેથી અપાવીશ. નહિ તો કોઇ મંદિરમાંથી તારે માટે મંગાવીશ હોં!'

આં જ વખતે બાળકના પિતાએ ઘરમાં પગ મૂક્યો. છેલ્લા શબ્દો સાંભળી એ બોલ્યા :

'ધનાભાઇ શું માગે છે? એમને માટે શું લાવવાનું છે?'

પિતાને જોઇ બાળક માના ખોળામાંથી ઊભો થઇ ગયો. ને સામે જતાં બોલ્યો :

'બાપાજી! મારી બા મને ભગવાનની એક મૂર્તિ આપવાનાં છે. હું એની પૂજા કરીશ.'

'વાહ ભાઇ વાહ, ત્યારે તો તું હવે ભગત થઇ જવાનો કેમ? અમારે તો તને હવે ધનાભગત કહીને બોલાવવો પડશે.'

મા-દીકરો હસી પડ્યાં.

ધનાનો બાપ બહુ ભલો આદમી હતો. સાધુ-સંતોનો સેવા સત્કાર એના બારણે હંમેશાં થતો. એથી અવારનવાર એના આંગણે ભક્તજનો ધામા નાખતા હતા. ધનાનો પિતા પોતાની શક્તિ પ્રમાણે એમની સેવા ઉઠાવતો અને સત્સંગનો લાભ લેતો.

એક દિવસ એક સાધુ મહારાજ ધનાજીના બારણે આવ્યા. ધનાજી ના પિતાએ એમનો સત્કાર કર્યો અને આગણામા એક બાજુ આવેલા એક ઘટાદાર વૃક્ષની છાયામાં સાધુમહારાજે મુકામ કર્યો. ઝાડને ફરતો ઓટલો હતો. એ ઓટલા ઉપર પોતાની ઝોળી, પાવડીઓ, પુસ્તકો અને કમંડળ વગેરે સામગ્રી મૂકી સાધુમહારાજ આસન બીછાવી બેઠા.

દાઢીવાળા બાવાજીને જોતાં આજુબાજુના ઘરનાં છોકરાં ભેગાં થઇ ગયાં. ઘરમાંથી ધનાજી પણ

બહાર આવ્યો. બાવાજીએ છોકરાંને બોલાવી ઝોળીમાંથી પરસાદ કાઢી વહેંચવા માંડયો.

બાળકો રાજીરાજી થઇ ગયાં.

થોડીવારે ધનાજીના પિતા અને આજુબાજુના માણસો ભેગા થયા અને સત્સંગ કરવા લાગ્યા.

ધનાજી પિતાજીની બાજુમાં બેસીને ઘડીકમાં સાધુમહારાજની ઝોળી તરફ તો ઘડીકમાં એમના કમંડળ તરફ જોતો હતો. સાધુમહારાજનો ચહેરો ભવ્ય હતો. એમની શ્વેત દાઢી એમના મુખને વિશેષ દીપાવતી હતી. ભગવદ્ચર્ચા કરતા કરતા બાવાજી વારવાર પોતાની દાઢી ઉપર હાથ ફેરવતા હતા.

સૌથી વિશેષ ધનાજીને બાવાજીનું નિર્દોષ હાસ્ય ગમ્યુ. નાના બાળકની પેઠે એ ભગવાનની વાતો કરતા કરતા હસતા હતા. બાળક એની વહાલી બાની વાત કરતાં કરતાં જેમ હર્ષ અનુભવે તેમ એ ભગવાનના સ્મરણથી આનંદ અનુભવતા હતા.

બધાં બાળક વીખરાઇ ગયાં પણ પાંચ વર્ષનો ધનો એના પિતાની સાથે પલાંઠી વાળીને બેસી રહ્યો હતો અને મોટા માણસની પેઠે શાન્તિથી ભગવાનની વાતો સાંભળતો હતો. એ સાધુમહારાજના લક્ષ બહાર નહતું. એમણે થોડીવાર પછી હસીને ધનાજીને પૂછયું:

'બેટા! તેરા નામ કયા હે?'

ધનાજીએ ઝટ જવાબ આપ્યો:

'મેરા નામ ધના ભગત હે.'

બધા હસી પડયા. બાવાજીને વિશેષ આનંદ થયો. એ મો મલકાવી બોલ્યા:

'બહુત અચ્છા.' પછી ધનાજીના પિતા તરફ જોઇને કહ્યું:

'ભગતજી! આપકા લડકા બડા ભાગ્યશાળી હૈ. વહ એક બડા ભગવદ્ભક્ત હોગા.'

ધનાજીને બહુ સમજ પડી નહિ. એને તો બાવાજીની મોટી ઝોળીમાં શું છે તે જાણવું હતું. એટલે ધીરે રહીને એણે પૂછયુ:

'બાવાજી! તમારી ઝોળીમાં શું છે?'

બાવાજી હસી પડયા:

'બચ્ચા! ઉસમેં ભગવાન હૈ.'

'ભગવાન?'

'હાં.'

'મને બતાવો!' બાળકે ઝટ માગણી રજૂ કરી.

પિતાજીએ સમજ પાડી:

'બેટા! કાલે સવારે મહારાજ એમના ઠાકોરજીની પૂજા કરશે ત્યારે દર્શન કરજે.'

બીજે દિવસે સવારના પહોરમાં ધનાજી વહેલો વહેલો ઊઠયો, ને દાતણ કરી, સીધો બાવાજીની પાસે પહોંચી ગયો.

સાધુમહારાજ આ વખતે નાહીધોઇને ઠાકોરજીની પૂજા માટે તૈયારી કરતા હતા.

ધનાજી ઓટલા પર જઇને બેસી ગયો.

બાવાજીએ પાણી છાંટી ઓટલા ઉપરની જગ્યા પવિત્ર કરી. પછી આસન બીછાવી ઝોળીમાંથી શાલિગ્રામ કાઢી આસનપર નાની સરખી બેઠક બનાવી એ પર પધરાવ્યા. આગળ એક બાજુ શંખ મૂકયો ને બીજી બાજુ ઘંટડી મૂકી.

પછી પૂજાનો એમણે આરંભ કર્યો.

કાળા, લીસા, ચળકતા શાલિગ્રામને જોઇ ધનાજી બહુ પ્રસન્ન થયો. એ સાધુ મહારાજની ક્રિયા જોઇ રહ્યો

બાવાજીએ મંત્ર ભણીને પ્રભુને સ્વચ્છ જળથી સ્નાન કરાવ્યું. પછી એક સ્વચ્છ કપડાથી લૂછીને આસનપર પધરાવ્યા. એ પછી શાલિગ્રામને ચંદન કર્યું. ચંદન કર્યા પછી લીલાં લીલાં તુલસીદળ મંત્ર ભણીને ચઢાવ્યાં. પુષ્પ તો પૂજનમાં જોઇએ જ, મહારાજે શ્લોક બોલતાં બોલતાં રંગબેરંગી



ફૂલો પણ પ્રભુને અર્પણ કર્યા એ પછી દીપક સળગાવ્યો. ધૂપસળીની સુવાસ પણ પ્રસરવા માંડી.

પૂજનની બધી ક્રિયા રમણીય હતી ધનાજી ધ્યાનથી એ જોઇ રહ્યો

એવામાં બાવાજીએ ભગવાનને ધરાવવા એક નાની થાળીમાં પ્રસાદ કાઢયો. અને એમાં તુલસી-પત્ર પધરાવી, પ્રભુની આગળ એને મૂકયો. પછી મંત્ર ભણી થાળીની આજુબાજુ પાણી ફેરવી આંખો મીચીને ભગવાનને પ્રસાદ ધરાવવા માંડયો.

ધનાજીએ પણ બાવાજીનું અનુકરણ કરી આંખો મીચી દીધી.

થોડીવારે જ્યારે એણે આંખો ઉઘાડી ત્યારે સાધુમહારાજ શાલિગ્રામની આગળ આડું એક વસ્ત્ર ધરીને ઊભા હતા. વસ્ત્રનો પડદો જોઇ ધનાજીએ પૂછયુ:

'મહારાજ! પડદો કેમ કર્યો?'

બાવાજીએ કહ્યું:

'ભગવાન જમે છે. જમી રહેશે એટલે પડદો હઠી જશે.'

થોડીવારે બાવાજીએ પડદો લઇ લીધો. અને ઠાકોરજીને જળ ધરાવી, આરતી પ્રગટાવી.

એક હાથમાં ઘંટડી અને બીજા હાથમાં આરતી લઇ મહારાજે આરતી ઉતારવા માંડી.

ધનાજી નાના નાના બે હાથ વતી તાળીઓ પાડવા લાગ્યો.

ઘંટડીના રણકારથી અને બાવાજીના મધુર કંઠથી વાતાવરણ સુંદર બની ગયુ.

આરતી પૂરી કર્યા પછી હાથ જોડીને મહારાજે પ્રાર્થના આરંભી. પછી પ્રદક્ષિણા કરી નમસ્કાર કર્યા. ને પછી ઓટલા આગળ ભેગા થયેલા બાલ ભકતોને પ્રસાદ વહેચ્યો.

પ્રસાદ હાથમાં લઇ ધનાજીએ કહ્યું:

'મહારાજ! મારાથી ભગવાનની પૂજા થાય નૈ?'

'હા, બેટા! જરૂર થાય. તું પૂજા કરીશ?'

ધનો તુરત બોલી ઊઠયો:

'હા, હા, હું રોજ પૂજા કરીશ. મને પૂજા કરતા આવડશે. પણ મારી પાસે ભગવાન નથી. મને તમારા ભગવાન આપી દેશો?'

હસીને સાધુએ કહ્યું:

'આ શાલિગ્રામ છે એ તો અમારે રોજ પૂજા કરવા જોઇએ ને! પણ તને ભગવાનનું બીજું એક સ્વરૂપ હું લાવી આપીશ એની તું પૂજા કરજે.'

બીજે દિવસે બાવાજી કયાંકથી લાલજી મહા-રાજનું એક નાનું સ્વરૂપ લઇ આવ્યા, ને ધનાજીને એમણે તે આપ્યુ.

લાલજીને હાથમાં લઇ ધનાએ પૂછયુ:

'આ તમારા ભગવાન જેવા ભગવાન છે ને?'

'હા બેટા, બન્ને એક જ છે. ભગવાનનાં ઘણાં સ્વરૂપો છે. ઘણાં નામ છે. તારા લાલજી મહારાજ અને મારા આ શાલિગ્રામ જુદા નથી. એક જ છે. તું રોજ પૂજા કરજે. પણ ભાઇ, એક નિયમ જરા આકરો છે તારાથી એ પળાશે?'

ધનાજી બોલ્યો:

'હા, હા, કહો, મારે શું કરવાનું?'

સાધુએ કહ્યું:

'ભગવાનને જમાડયા સિવાય એના ભક્તથી જમાય નહિ. આ નિયમ તારે લેવો પડશે.'

'ઓહો, એ જ કે બીજું! હું ભગવાનને જમાડયા વગર કશું મોંમાં મૂકીશ નહિ.'

સાધુને નાનો ભક્ત ખૂબ ગમી ગયો હતો. એની સાથે એ ઠાવકું મુખ રાખીને વાતો કરતા હતા પણ મનમા ને મનમાં હસતા હતા.

પણ ધના ભગત કંઇ જેવા તેવા ન હતા.

લાલજી મહારાજ લઇ એ તો સીધા ગયા માની પાસે અને ઉત્સાહથી વાત કરી. એક નાના ઓરડામાં આસન બનાવી એના પર લાલજીને

પધરાવ્યા. હવે એ ઓરડો ધનાભગતના ભગવાનનો બની ગયો. એમાં ધનાભગત સિવાય એમની આજ્ઞા વગર બીજા કોઇથી જવાય નહિ એવો નિયમ અમલમા આવ્યો.

દીકરાએ પોતાની મેળે ભગવાનની મૂર્તિ મેળવી લીધી એ જોઇને મા બહુ રાજી થઇ ગઇ. ધના ભગતના પિતા ધનાનો ઉત્સાહ જોઇ હસવા લાગ્યા.

તે જ દિવસે ઝોળી અને કમડળ લઇ સાધુ મહારાજા ચાલ્યા ગયા. 'સાધુ તો ચલતા ભલા.'

( ૩ )

''મા! મને સવારે વહેલો ઉઠાડજે હો! મારે ભગવાનની પૂજા કરવાની છે.' રાત્રે સુતી વખતે ધનાજીએ માતાને જણાવી દીધું

હસીને માએ દીકરાની વાત કબૂલ રાખી.

બીજે દિવસે સવારમાં ધનો વહેલો વહેલો ઊઠયો. ઝટપટ દાતણ કરી લીધું. ને માને કહ્યું–મને નવાનું પાણી આપી દે!'

માએ ધનાને નવડાવી ધોએલા લૂગડાં પહેરાવ્યાં. હાથમાં પાણીની લોટી લઇ હરખાતા હરખાતા ધનાભગત લાલજી મહારાજના ખડમાં પેઠા.

લાલજી મહારાજા ઘુટણીએ પડીને માખણ આરોગતા હતા. આસન પર બિરાજેલા એમના એ સુંદર સ્વરૂપને ધનો થોડીવાર પ્રસન્નતાથી જોઇ રહ્યો પછી પાણીની લોટીમાંથી થોડુ ચારે બાજુ જળ છાંટી જગ્યા પવિત્ર કરી લાલજીની સામે જમીનપર પલાઠી વાળીને બેઠો.

'મહારાજ! મને બાવાજી બોલતા હતા એવું બોલતાં નહિ આવડે. પણ હું સેવા બરાબર કરીશ. માટે ખોટુ લગાડશો નહિ ચાલો પહેલાં હું તમને નવડાવું. જમવાનું તો પછીને!' આમ કહી ધના ભગતે આસન પરથી લાલજી મહારાજને ઉઠાડ્યા ને એક નાની થાળીમાં પધરાવી ઉપર લોટીમાંથી પાણી રેડવા માડ્યું.

થોડીવારે અભિષેક પૂરો થયો. એટલે પોતે પહેરેલા ડગલાની કોર વતી બાલકૃષ્ણના અંગને લૂછી નાખ્યુ ને આસનપર પધરાવ્યા.

પણ હવે એમના કપાળમા કઇંક ચોપડવાનું તે શું! પેલા બાવાજીએ એમના ભગવાનને કશું મહેક મહેક લગાડ્યું હતુ એ શું હશે!

બાળકે જરા વાર વિચાર કર્યો. પછી ઊઠીને થોડી માટી લઇ આવ્યો ને પાણીમાં પલાળી એનો લેપ લાલજી મહારાજના કપાળે કર્યો. આવું જ કંઈ બાવાજી ચોપડતા હતા આનું નામ જ ચંદન ને!

પણ બાવાજી તો ભગવાનના માથે લીલાંલીલાં પાંદડાં પણ મૂકતા હતા. એ પાંદડા શાનાં? બાળક વિચાર કરવા રોકાય એમ ન હતો. ભગવાનના માથે લીલા પાંદડા મૂકતાં જોઇએ એટલી જ હકીકત એ સમજી ગયો હતો, એટલે એ લીલાં પાંદડા લેવા ઊઠયો. આગણામા લીમડાનું ઝાડ હતું. એના પાંચ દસ પાંદડા લઇ આવી એણે ગોપાળલાલ ઉપર ચઢાવી દીધાં.

બાવાજીએ તો નાનાં નાનાં પાદડાં ચઢાવ્યાં હતાં પણ પોતે તો મોટાં પાંદડાં લઇ આવ્યો હતો. પોતાની ભક્તિ કઇ ઓછી નહતી. એ શું કરવા નાની વસ્તુ પ્રભુને અર્પણ કરે!

નાના ભક્તને બે ચાર કરેણના ફૂલ પણ મળી આવ્યાં. લાલજી લગ્લાળા હવે વધુ શોભવા લાગ્યા.

આ બધું કર્યા છતા ધના ભગતને એક વાત સમજાતી ન હતી પેલા બાવાજી દીવો શું કામ કરતા હતા! દિવસના સમયે દીવાની જરૂર શી? રાત પડી હોય ને પૂજા કરીએ તો દીવો જોઇએ.

એણે કહ્યું: 'ભગવાન! મારા ઘરમાં તો ઘણું અજવાળુ આવે છે. દિવસે દીવો સળગાવવાની જરૂર ખરી? રાત્રે તમારા ઓરડામા અજવાળું કરી દઇશ. તમને અહીં જરા પણ તકલીફ નહિ પડે હો!'



ધૂપની તો વાત જ ભક્તરાજ ભૂલી ગયા. દીવાનું માંડી વાળ્યું.

હવે પરસાદ ધરાવવાનું કામ બાકી રહ્યું. એ મહત્ત્વનું કામ પૂરું થાય એટલે પૂજાનું કામ લગભગ પૂરું થયુ ગણાય.

ધના ભગત માતાજી પાસે ગયા. મા રસોડામાં પેઠી હતી. એણે કહ્યું:

'બેટા! રોટલા ઘડું છું. પહેલો રોટલો થાય કે તને બોલાવું છું. તારા ભગવાનને જમાડીને ખાજે.'

'પણ મા! ભગવાનને ઘી અને દૂધ બહુ ભાવે છે. એટલે રોટલા ઉપર જરા ઘી વધારે મૂકજે. અને દૂધના વાડકામાં ખાંડ પણ ઓછી ન નાખીશ.'

મા હસી પડી. આ ભગત ખરો! એ બોલી:

'ભલે ભલે.'

થોડી વરે રોટલો તૈયાર થયો એટલે માએ ધનાને સાદ પાડીને બોલાવ્યો.

ધના ભગત રસોડામાં પહોંચી ગયા. એક નાની રૂપાળી થાળીમાં ગરમ ગરમ રોટલો માએ મૂકયો. ઉપર ઘીનો લોચો મૂકયો, અને વાડકામાં તાજું દૂધ ભરીને, એમાં મૂઠી ભરીને ખાંડ નાખી.

ધનાજી બોલ્યા:

'એમ જ મા. બસ. હવે હું થાળી લઇ જાઉં છું.' એમ કહીને થાળી ઉપાડી ભગત ભગવાનના મંદિરમાં આવ્યા.

બાજરીના તાજા-ગરમાગરમ રોટલા ઉપર ઘી બધે ફેલાઇ ગયુ હતું. ઘીમા બોળીને જાણે રોટલો મૂકયો ન હોય, એવો દેખાવ થઇ રહ્યો હતો.

ધના ભગને થાળી ગોપાળલાલની સન્મુખ મૂકી અંદર લીમડાનું પાન નાખ્યુ. પછી થાળીની આજુબાજુ પાણી ફેરવી બોલ્યા:

'ભગવન! હવે તમે જમવા માંડો, રોટલો ટાઢો થઇ જશે તો પછી મજા નહિ આવે.'

પણ લાલજી મહારાજે હાથ લંબાવ્યો નહિ.

'કેમ મહારાજ જમતા નથી? જમો! રોટલા જોડે દૂધ પણ મૂકયું છે. બીજો રોટલો જોઇશે તો બીજો પણ લેતો આવીશ. મારાં માએ રોટલા ઘડવા માંડયા છે.'

ભગવાન તો ભાવના ભૂખ્યા. નાનકડા ભક્તનો ભાવ જોઇ એ તૃપ્તિ અનુભવતા હતા. એટલે રોટલાને એ શું કામ અડકે!

પણ ધના ભગતને એની સમજ ન હતી. એ તો પોતે જેમ જમે છે તેમ ભગવાને રોટલાનું બટકુ લઇ મોમાં મૂકવું જ જોઇએ અને વાડકી ઉપાડી એમાંથી દૂધનો ઘુંટડો ભરવો જ જોઇએ, એવું માનીને બેઠા હતા.

એવામાં એમને યાદ આવ્યું. પેલા બાવાજીએ ભગવાનની પાસે પ્રસાદ મૂકી આડો પડદો રાખ્યો હતો. ભગવાન જમવા બેસે ત્યારે કોઇથી જોવાય નહિ.

'ઓ! હું તો ભૂલી ગયો. તમે જમવા બેસો ત્યારે સામે બેસાય નહિ ખરુ ને ભગવાન!' ઊભા થતાં ધનાજી બોલ્યા. 'પણ મહારાજ!' અહીં ઘરમાં પડદો નાખવ. ની જરૂર છે? હું ઓરડાની બહાર જઇને ઊભો રહું છું ને બારણું બંધ કરું છું.' તમે જમી રહેશો એટલે પાછો આવીશ. ચાલો, ત્યારે હું જાઉં છું. તમે તમારે કરો શરૂ.'

ધના ભગત ઓરડાની બહાર આવ્યા ને ઓરડાનું બારણું બંધ કરી ઊભા રહ્યા.

પાંચ દસ મિનિટ પછી બારણું ઉઘાડી એ પાછા મંદિરમાં પેઠા. પણ અરે! આ શું? ગોપાળજી જમતા કેમ નથી? રોટલાની એક કોર પણ એમણે તો ભાગી નથી. દૂધનો વાડકો પણ એમનો એમ છે.

ધના ભગતને આશ્ચર્ય થયું. એમણે કહ્યું:




'કેમ મહારાજ! જમતા કેમ નથી! રોટલો ટાઢો થઇ જાય પછી એને ખાવામાં મજા શી! તમે એકવાર રોટલો ચાખો તો ખરા! મારી મા રોટલા બહુ સરસ બનાવે છે. મારા બાપાજી તો રોજ એના વખાણ કરે છે. મને પણ મારી માનો રોટલો બહુ ભાવે છે. એક વખત મારે ઘેર મહેમાન આવ્યા હતા. એમણે પણ વખાણી વખાણીને રોટલા ખાધા હતા. માટે ખાવા માડો. તમને ભાવશે. દૂધમાં મૂઠી ભરીને ખાંડ પણ નાખી છે. દૂધ મોળું નથી. સમજ પડી?'

ભગવાનને સમજ તો પહેલેથી જ પડી હતી. પણ આ નાના ભક્તની વાણી સાંભળવી એમને બહુ ગમતી હતી એટલે બીજી વાર પણ એ રોટલાને અડક્યા નહિ.

હવે ભક્તને ખોટું લાગ્યું. એ બોલ્યાઃ

'મહારાજ! તમે જ્યાંસુધી ન જમો ત્યાંસુધી મારાથી જમાય નહિ ને મને તો ખરેખરી ભૂખ લાગી છે. તમને ભૂખ ન લાગી હોય તો થોડો રોટલો આરોગો. બાકીનો હું ખાઇશ.'

પણ ભગવાન તો જાણે કઇ સાંભળતા જ ન હતા.

અડધો કલાક આમ વીતી ગયો

હવે ધના ભગતનો મિજાજ ગયો. એ બોલ્યાઃ

'ભગવાન! હું હવે બહુ ખોટી નહિ થાઉં. જમવું હોય તો જમી લો. નહિ તો પછી થાળી ઉચકી લઇશ.'

થાળી રહે કે જાય એની લાલજી મહારાજને પરવા ન હતી એ તો ગાદી ઉપર નિરાંત બેઠા હતા.

ધના ભગત હવે ધીરજ ખોઇ બેઠા. એમણે થાળી ઉચકી લીધી અને એમાથી રોટલો લઇ બહાર ફેંકી દીધો. દૂધને પણ બહાર ઢોળી આવ્યા.

'જાવ મારે પણ આજ જમવું હરામ છે.' બબડતા બબડતા એ થાળી અને વાડકી રસોડામાં મૂકી આવ્યા.

મા સમજી કે છોકરાએ એના ભગવાન પાસે બેસીને જમી લીધું છે.

રાત્રે 'પેટમાં સારું નથી' એમ કહીને ધનાજીએ જમવાનું ટાળી દીધું.

બીજે દિવસે સેવાપૂજા કરી ધનાજી ફરીથી થાળી લઇને લાલજી લટકાળા પાસે હાજર થયા. પણ ભક્ત કરતાં ભગવાનનો મિજાજ જરાય ઓછો ન હતો. ધના ભગતે ઘણું ઘણું કહ્યું પણ એમણે ન તો હાથ લંબાવ્યો કે ન મુખમાંથી એક શબ્દ કાઢ્યો.

દેવની પ્રતિમામાંથી દેવ સહેલાઇથી પ્રગટ થતા નથી. ધનાજી બીજે દિવસે પણ ભોજન બહાર ફેંકી આવ્યા ને ભૂખ્યા રહ્યા.

પાંચ વર્ષનો બાળક બબ્બે દિવસથી અનાજ લેતો નથી. પણ એથી એમ સમજવાનું નથી કે એનો એના ભગવાન પ્રત્યે પ્રેમ ઓછો થયો છે. એને દુઃખ એક જ વાતનુ થઇ રહ્યું હતું કે એના ઘરમાં આવીને ભગવાનને શું વાંકુ પડયુ છે કે એ જમતા જ નથી!

ત્રીજા દિવસે પણ ભક્તે ઉપવાસ કર્યો. ચોથો દિવસ પણ એ રીતે પસાર થયો. બાળક માત્ર પાણીના આધારે રહેતો હતો. એ હઠે ચઢ્યો હતો.

પાંચમા દિવસે ભક્ત ધનાજી અશક્ત થઇ ગયા. મા-બાપને ચિંતા થઇ. બાપે કહ્યું:

'બેટા! તારું શરીર બગડ્યું હોય તો એકાદ દિવસ કશું ખાઇશ નહિ.'

ધનાજીને તો એ જ જોઇતું હતુ. પિતાની આજ્ઞાનું એણે બરાબર પાલન કર્યું.

છઠ્ઠે દિવસે જ્યારે થાળી લઇને ધનાજી ભગવાનને જમાડવા ગયો ત્યારે એનો હાથ ધ્રૂજતો હતો. કદી એક કલાક પણ ભૂખ્યો ન રહેનાર મા-બાપનો લાડકવાયો દીકરો પાંચ પાંચ દિવસથી ભૂખ્યો રહ્યો હતો એટલે એના શરીરમાં અશક્તિ વ્યાપી ગઇ હતી.



ઠાકોરજી પાસે થાળી મૂકીને એ નીચે બેસી પડયો. એ જ ક્ષણે એની આંખમાંથી આંસુની ધારા ચાલી.

'ભગવાન તો બહુ દયાળુ કહેવાય છે. છતાં મારી સાથે આટલા બધા કઠણુ કેમ થયા છે! એમને મારી દયા કેમ નથી આવતી! ખાધા વગર હું મરી જઇશ તો મારાં મા-બાપને કેટલું બધું દુખ થશે એનો એમને વિચાર કેમ નથી આવતો?' આવા આવા વિચારથી બાળક આંસુ સારતો હતો.

એના જેટલી જ ઉમ્મરના ભક્ત ધ્રુવજીને ભગવાને છ મહિના પછી દર્શન દીધું હતુ. પણ આ ધના ભગત તો વધુ ભાગ્યશાળી નિવડયો છ દિવસમાં એણે ભગવાનના હૃદયને હલાવી નાખ્યુ. નાનકડા ભક્તના પ્રેમથી પ્રભુ પ્રસન્ન થઇ ગયા. મૂર્તિમાંથી પ્રગટ થઇને એ હાથથી આંસુ લૂછતા પોતાના ભક્તના મસ્તક ઉપર એમણે વરદ હસ્ત મૂકયો.

કોમળ કરનો સ્પર્શ થવાથી ધના ભગતે ઊંચુ જોયુ ને આનંદમાં એ ચીસ પાડવા ગયો....

'ભગવાન! ભગ...'

નાક ઉપર આંગળી મૂકી ભગવાને ધનાજીને ચૂપ રહેવા ઇશારત કરી. પછી મીઠા સ્વરથી બોલ્યા:

'ધના! પહેલાં તું ઓરડાનું બારણું બંધ કરી દે. પછી જે કઇ બોલવું હોય તે બોલજે.'

ભગવાનની મનોહર મૂર્તિનાં દર્શન થતા બરોબર ધનાજીના શરીરમા સ્ફૂર્તિ આવી ગઇ. એણે દોડીને ઓરડાનુ બારણું બંધ કરી દીધું. પછી ભગવાનની પાસે આવ્યો.

ભગવાન મંદ મંદ હસતા હતા

આવું રૂપ કદી જોયેલુ નહિ હોવાથી આશ્ચર્યમાં ધનો ભગવાનના મુખકમલ તરફ જોઇ રહ્યો. બોલવાનું ઘણું હતું પણ એક શબ્દે ય એ બોલી શકયો નહિ. પગે લાગવાનું પણ એ તો ભૂલી ગયો.

ભગવાને પુનઃ ભક્તના મસ્તકે સ્પર્શ કરી એને જાગૃત કર્યો:

'ધના! તને બહુ ભૂખ લાગી છે ખરુ?'

ધનો હવે જાગૃત થયો એ બોલ્યો:

'ભગવાન! ભૂખ તો લાગી છે. પણ તમે જમો ત્યારે હું જમું ને! આટલા બધા દિવસ કેમ જમ્યા નહિ!'

'અરે ભાઇ, તારો પ્રેમ કેટલો છે તે હું જોતો હતો' હસીને ભગવાને કહ્યુ:

'તે હવે જોઇ લીધો?' ધનાએ પૂછ્યુ.

'હા, હવે ખાતરી થઇ કે તુ મારો સાચો દોસ્ત છે.'

'હું તમારો દોસ્ત કે ભક્ત?'

'દોસ્ત હોય તે ભક્ત બની શકે છે. તું બન્ને છે.'

'ઠીક ત્યારે, હવે આપ રાજી થયા હોય તો થાળીમાંથી જમવા માંડો. આજે તો રોટલા સાથે ઘી અને ગોળ બન્ને છે.'

'વાહ ભાઇ, વાહ' ભગવાન હસ્યા. પછી એમણે રોટલાનું બટકુ લઇ મોંઢામાં મુકયુ. સુદામાના પૌંઆ આરોગતા અને વિદુરજીની ભાજી જમતા જે સ્વાદ ભગવાનને આવ્યો હતો તેવો જ સ્વાદ ભક્ત ધનાજીના રોટલામાં પ્રભુને આવ્યો. રોટલો એમને બહુ મીઠો લાગ્યો. દૂધ પણ પ્રભુને પસંદ પડ્યુ. અમૃતનો જાણે ઘુટડો ભરતા ન હોય એમ ધનાજીએ અર્પણ કરેલું દૂધ ભગવાન પ્રેમપૂર્વક પીતા હતા.

જોતજોતામાં પોણા ભાગનો રોટલો ભગવાન આરોગી ગયા. ને ધના ભગતે ઓચિંતો એમનો હાથ પકડી લીધો.

'કેમ? કેમ?' ભગવાને પૂછ્યુ. 'હાથ કમ પકડી લીધો!'

'મહારાજ! તમારી પેઠે હું પણ ભૂખ્યો છું. બધું તમે જમી જાવ એ કઇ ચાલે! મારે માટે

તો થોડુ રહેવા દો! દૂધ પણ તમે તો બહુ પી ગયા છો. હવે એટલુ મારે માટે રહેવા દો.'

ભગવાને હસીને ભોજન પૂરું કર્યું ને ધના ભગતે—ભાગ્યશાળી ધનાએ પ્રભુની પ્રસાદી આરોગવા માંડી. એ રોટલાના વધેલા ટુકડાના સ્વાદનું વર્ણન કોણ કરી શકે?

કકડા રોટલાથી ધનો તૃપ્ત થઇ ગયો. એની અશક્તિ ચાલી ગઇ. એનામા નવા બળનો સચાર થયો. એ પ્રસન્ન પ્રસન્ન થઇ ગયો.

દૂધ પીને એણે ભગવાનના મુખ સામે જોયુ.

'મહારાજ! આવી રીતે હવે તમે રોજ આવજો.'



'અરે એવું તે કંઇ બને?' ભગવાને કહ્યું.

'ના કેમ બને? તમે નહિ આવો તો પછી મારાથી જમાય શી રીતે?'

ભગવાન પ્રેમને વશ થઇ ગયા. એ વચનથી બધાઇ ગયા. એમણે કહ્યું:

'સારુ સારું હું રોજ આવતો રહીશ હોં!'

ધના ભગતને આખા જગતનું જાણે રાજ્ય મળી ગયું.

(૪)

હવે ભગવાન અને ભક્તની વચ્ચે સારો સંબંધ બંધાઇ ગયો હતો. રોજ ભગવાન ભોજન સમયે ધનાજીની સામે પ્રકટ થતા હતા અને ભોજનનો સ્વીકાર કરી ચાલ્યા જતા હતા.

ઘણા દિવસ આમ વીતી ગયા. ધના ભગત હવે મોટા થયા છે. મા-બાપને ઘરકામમાં થોડી થોડી મદદ પણ કરે છે.

ધનાજી બારેક વર્ષની ઉમ્મરના થયા ત્યારે એમના પિતાએ એમને ગાય દોહતાં શીખવાડ્યુ. ઘેર ચાર પાંચ ગાયો હતી. ધના ભગત સવાર સાંજ ગાયોને દોહવા બેસતા. પણ એમને કઇ બરાબર ફાવતુ નહિ. એક વખત દૂધનું પાત્ર ઢળી ગયુ. મા નારાજ થઇ ગઇ. એથી ધનાજીને મનમાં બહુ દુઃખ થયું. દૂધ ઢળી ગયુ એનુ તો એમને કંઇ લાગ્યું નહિ પણ મા પોતાના કામથી નારાજ થઇ ગઇ એનું એમને લાગી આવ્યું.

ભક્તવત્સલ ભગવાન ભક્તનું દુઃખ સમજી ગયા. બીજે દિવસે એમણે ધનાજીને કહ્યું:

'ધના! આજથી તારું કામ હુ કરીશ. સવાર સાંજ બન્ને વખત ગાયોને હું દોહી આપીશ. મને એ કામ આવડે છે તુ ચિંતા કરતો નહિ.'

ધના ભગત પણ ખરા હતા. ભગવાન તો વિવેક કરવા ગયા પણ ભગતે તો એમને કામ સોંપી જ દીધુ. ભગવાન એ દિવસથી ધનાજીની ગાયો દોહવા લાગ્યા. જોતજોતામાં દૂધનાં પાત્ર ભરાઇ જતા. દૂધ પણ દિવસે દિવસે વધારે ને વધા મીઠું નીકળતુ હતું.

સેવકના સેવક બનવાનુ—ભક્તના ભક્ત બનવાનું શ્યામસુંદર વગર બીજા કોઇને ગમે ખરું?

ધનાજી જેમ જેમ મોટા થતા ગયા તેમ તેમ એમના પિતા એમને ખેતીનું કામ શીખવતા ગયા.

અઢારમું વર્ષ બેઠા પછી એક દિવસ એમના પિતાએ ધનાજીને ખેતરમાં ઘઉં વાવવા માટે મોકલ્યા. વાવણીના દિવસો ચાલતા હતા. ખેડૂતોએ પોતપોતાના ખેતરમાં વાવણી શરૂ કરી હતી. ધના ભગત પણ પિતાની આજ્ઞા મુજબ પોતાના ખેત-



રમાં ઘઉં ઓરવા ચાલ્યા. જોઈતું બીયારું સાથે રાખ્યું હતું.

પણ એ અનાજ ખેતરમાં પહોંચ્યુ નહિ રસ્તામાં ધના ભગતને કેટલાક સાધુઓ મળ્યા. સાધુઓ ભૂખ્યા હતા એમણે ભિક્ષા માગી. આગળ પાછળનો વિચાર કર્યા વગર ભક્ત ધનાજીએ પોતાની પાસેના બધા ઘઉં સાધુઓને આપી દીધા.

આશીર્વાદ દઈ સાધુઓ ચાલ્યા ગયા.

પણ હવે ખેતરમાં જઈ ઓરવું શું ? બીજું અનાજ લેવા ઘેર જાય તો પિતાજી નારાજ થાય ને એમનો ઠપકો મળે. ધના ભગત જરા મુંઝવણમાં પડયા. પણ પછી રામનુ નામ લઈ એ ખેતરમાં પહોંચ્યા અને ખેતરમાં ખાલી હળ ફેરવીને પાછા ફર્યા. હળ ફેરવતાં ફેરવતાં એ પોતાના પ્યારા પ્રભુને યાદ કરતા હતા ને લજ્જા રાખવાનુ વિનવતા હતા.

ભક્તની નાની મોટી, ખરી ખોટી બધી માગણીઓ ભગવાન મંજૂર કરે છે તે પ્રમાણે ધના ભગતની માગણી પ્રભુએ મંજૂર કરી. ખેતરમાં એક પણ દાણો અનાજનો નાખ્યો ન હોવા છતાં ધના ભગતના ખેતરમાંથી આ વર્ષે દર વર્ષ કરતાં ચાર ગણું અનાજ પાકયુ. મા–બાપ બન્ને પ્રસન્ન થયાં. છોકરાનાં વખાણ થવા લાગ્યાં. પણ ખરી વાત ધનાજી સિવાય બીજું કાંઈ જાણતું નહતું.

ધનાની આંખમાં આંસુ આવી ગયાં. પ્રભુની મૂર્તિ પાસે જઈ ગળગળા સ્વરથી એ બોલ્યોઃ

'સ્વામી ! તમારી ભક્તિ જોઈએ એટલી નથી થતી છતાં આટલી બધી કૃપા વરસાવો છો એથી મને બહુ લજ્જા આવે છે. નાથ ! બાળકને આપે નાનપણથી જ અપનાવ્યો છે એ મારા કયા જન્મનાં પુણ્ય હશે ?'

પ્રભુએ પ્રગટ થઈને મીઠું હસીને કહ્યુઃ

'ધના ! તારી સેવા સાચા હૃદયની છે. તારી ભક્તિ નિર્મળ છે. તારું હૃદય પવિત્ર છે. માટેજ તું મને બહુ ગમે છે. પણ હવે તું મારી વાત સાંભળ. આ સંસારમાં કંઈ સાર નથી એવું સમજીને એમાં આસક્તિ રાખનો ના. સત્કર્મ કરજે પણ ફળની ઈચ્છા રાખનો ના. પરોપકાર કરજે, દુઃખીને મદદ કરજે, પણ બદલાની કે ધન્યવાદની કે આશીર્વાદની આશા જરાય રાખીશ નહિ. આમ કેવળ ફરજ સમજીને મને સંભરતાં સભારતાં જીવન વીતાવીશ તો તારા જીવનમાંથી બીજા ઘણાં પ્રાણીને પ્રેરણા મળશે અને એમનું જીવન સુધરી જશે. મારા ખરા ભક્તો હોય છે તે આવી રીતે જ જીવન વીતાવે છે '

ધનાજીએ પ્રભુના બે પગ પકડી લીધા. આંસુથી ભગવાનના પગ પખાળતાં એ બોલ્યોઃ

'નાથ ! આપને અને આપના ઉપદેશને હું ન ભૂલું એવું વરદાન આપો !' ભગવાને ભક્તના મસ્તક પર હાથ મૂકયો વરદાન મળી ગયું.

કહેવાય છે કે ધનાજીએ પોતાનાં મા–બાપને પણ ભગવાનનાં દર્શન કરાવ્યાં હતાં. પોતાના ઉપર ભગવાનની આટલી બધી કૃપા હોય અને પોતાને જન્મ આપનાર માતાપિતા પ્રભુના દર્શનથી વિમુખ રહે એ ધનાજી જેવા ભક્તને કેમ ગમે ? એટલે એણે એક દિવસ પ્રભુને ખૂબ આગ્રહ કર્યો પરિણામે ભગવાને ધનાભગતનાં માબાપને પોતાના દિવ્ય સ્વરૂપનુ દર્શન આપી એમના જીવનને ધન્ય બનાવ્યુ.

ખરેખર ભગવદ્‌ભક્ત હોય છે, એ આખા કુટુંબને અને કુળને તારે છે. એવા ભક્તોનું સ્મરણ કરવાથી પણ પ્રભુની ભક્તિ પ્રાપ્ત થાય છે.

ધના જાટની કેવી શક્તિ !
બાલક પણ કેવો બળવાન !
ધના જાટની કેવી ભક્તિ !
'રવિ' એના પર રીઝયા શ્યામ,

ભક્તનું જીવન











સર્વ અવસ્થામાં ભગવાનનું સ્મરણ



# ભક્તિમતી જનાબાઈ

यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् ।
असंमूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥

गी. अ. १०-३

હરિના જન તે તો મુક્તિ ન માગે, માગે જનમોજનમ અવતાર રે,
નિત સેવા, નિત કીર્તન ઓચ્છવ, નિરખવા નંદકુમાર રે.

—નરસિંહ મહેતા.

સુનરી મેરે નિર્બલ કે બલ રામ, પિછલી સાખ ભરું સંતનકી આડે સંભારે કામ.

—તુલસીદાસ.

**મં**દિરના ઓટલા પર એક વૃદ્ધ અને એક છોકરી બેઠાં હતાં. છોકરીની ઉમ્મર ઝાઝી ન હતી. સાત આઠ વર્ષ થયાં હશે. પણ એની સમજ અદ્ભુત હતી. સાઠ વર્ષના એના બાપ સાથે એ પંઢરપુરની જાત્રાએ આવી હતી. ચાર વર્ષ પહેલાં એણે માતા ગુમાવી હતી. પિતાએ એને માની ખોટ જણાવા દીધી ન હતી. પણ પિતા બિચારા બહુ નિર્ધન હતા. એકલા હોત તો એમને કશી ચિંતા ન હતી. પણ નાની સરખી પુત્રીની જવાબદારી એમને ઊઠાવવાની હતી. છોકરી મોટી થાય એટલે એને માટે સારું ઘર ખોળવાનું હતું. સારું ઘર મળે એટલે એને પરણાવવાની હતી. એ પછી પોતે છૂટા હતા. પત્ની હતી ત્યારે તો બન્ને જણાં મહેનત મજૂરી કરી પોતાનું ગાડું ગબડાવતાં હતાં. પણ પત્ની ચાલીસ વર્ષની ઉમ્મરે ત્રણ ચાર વર્ષની પુત્રી સોંપીને ઓચિંતી સ્વર્ગવાસી થઈ ગઈ એટલે પુત્રીના પિતા જાણે એકલા પડી ગયા. શરૂઆતમાં થોડા દિવસ એમને ઘણું દુ:ખ થયું. પણ પછી ધીરે ધીરે એ સ્વસ્થ થતા ગયા. ભગવાનની એમણે જે ભક્તિ કરી હતી એ એમની વહારે ધાઈ. 'ભગવાન દીનબંધુ કહેવાય છે. એ સર્વનું રક્ષણ કરે છે. અનાથના એ નાથ છે. દીન દુ:ખિયાં એમને વહાલાં છે. એ જે કરશે તે સારું જ કરશે.' આવા આવા વિચાર કરી વૃદ્ધ પિતાએ બધી ચિંતા ભગવાન પર છોડી દીધી. અને ખૂબ શ્રદ્ધાથી પહેલાના કરતાં પણ વિશેષ એ ભગવાનનું ભજન કરવા લાગ્યા.

એક વખત રાત્રે સ્વપ્નમાં એમના કાનમાં અત્યંત મીઠો સ્વર સંભળાયો :-

'વત્સ ! તારા મનની વાત હું સમજી ગયો છું. તારે તીર્થયાત્રા કરવા બધે ફરવું છે, પણ

પુત્રીની ચિંતા તને તેમ કરતા અટકાવે છે, ખરુંને! પણ બધી ચિંતા–બધી જવાબદારી જ્યારે તેં મને સોંપી દીધી છે ત્યારે આ બાબતની ચિંતા કરવાની જરૂર શી છે? તું સીધો પંઢરપુર ચાલ્યો આવ. તારી પુત્રીની જવાબદારી હું ત્યાં સ્વીકારી લઇશ. તારી પુત્રી મારી મહાન ભક્ત થશે.'

ખરે, થોડા દિવસથી વૃદ્ધના મનમાં તીર્થયાત્રા કરવાની ઇચ્છા જાગૃત થઇ હતી પણ નાની પુત્રીનો વિચાર એને સતાવતો હતો. પુત્રીની જવાબદારી કોણ સ્વીકારે! એને એકલી મૂકવી ક્યાં? તીર્થયાત્રામાં કદાચ દેહ પડી જાય તો પછી પુત્રીનું શું થાય? આવાં આવા વિચારો જે દિવસે વૃદ્ધને આવ્યા તેજ રાત્રે ઉપર મુજબનાં શબ્દો એના કાનમાં સંભળાયા.

શબ્દો સંભળાતા બંધ થયા ને વૃદ્ધ સહસા જાગી ઊઠયો. આંખો ચોળીને એણે ચારે બાજુ જોયું. બાજુમા નિર્દોષ બાળકી ઘસઘસાટ ઉંઘતી હતી. ઉંઘમાં પણ એના મુખપર સ્મિત રમતું હતું. વૃદ્ધ ક્ષણેક પુત્રીના મુખ સામે જોઈ રહ્યો. એવામાં બાળકીએ પડખું ફેરવ્યુ ને એ સાથે ઉંઘમાં એના મુખમાથી શબ્દો સરી પડયા:
'પાંડુરંગા! પાંડુરંગા!'

વૃદ્ધના કાનમાં હજુ નિદ્રામાં સાંભળેલા શબ્દો ગુંજતા હતા:

'વત્સ! તારા મનની વાત હું સમજી ગયો છું. સીધો પંઢરપુર ચાલ્યો આવ!.... તારી પુત્રી મારી મહાન ભક્ત થશે.'

વૃદ્ધને હવે વધુ વિચારવાની આવશ્યકતા ન હતી. એને સ્પષ્ટ સમજાઈ ગયુ હતું કે ભગવાને એની અરજી સ્વીકારી છે.

( ૨ )

ત્રીજે દિવસે વૃદ્ધ 'વિઠ્ઠલ! વિઠ્ઠલ!' કરતો કરતો પોતાની નાની પુત્રી સાથે પંઢરપુર જવા નીકળ્યો. છોકરીને ખૂબ આનંદ થયો. રસ્તામાં એણે પૂછયું:

'બાપાજી! આપણે ક્યાં જઇએ છીએ?'
પિતાએ કહ્યું:

'બેટા! ભગવાનનાં દર્શન કરવા પંઢરપુર.'

'આટલા દિવસ સુધી આપણે કેમ ગયાં નહિ?'

'ભગવાન બોલાવે ત્યારે જવાયને?'

'તે હવે ભગવાન આપણને બોલાવે છે!'

'હાસ્તો. ભગવાને કહેવડાવ્યું છે કે–ચાલ્યાં આવો, ચાલ્યાં આવો.'

'વાહ ભાઇ વાહ. ભગવાનને આપણે યાદ આવ્યાં ખરાં! બાપાજી! હું રોજ ઘણા દિવસથી પાંડુરંગ! પાંડુરંગ! એવું બોલ્યા કરું છું એટલે પાંડુરંગ ન બોલાવે તો ક્યાં જાય? એક વખત ન સાંભળે, બે વખત ન સાંભળે, પણ રોજ રોજ બોલાવ્યા કરીએ એટલે એમને સાંભળવું જ પડે!'

વૃદ્ધ પુત્રીના મુખ સામે જોઇ હસી પડયો પછી બોલ્યો:

'સાચી વાત બહેન. ભગવાનને તું બહુ ગમે છે.'

'તમે શી રીતે જાણ્યું બાપાજી! હેં?'

'બેટા! મને ભગવાને કાનમાં કહ્યું છે.'

'કાનમાં? એ ક્યારે તમારી પાસે આવ્યા હતા?'

'પરમ દિવસે રાત્રે નિદ્રામાં એ મારા કાનમાં કહી ગયા.'



છોકરીના મુખપર આનંદ છવાઇ ગયો.

ભકતોની વાતો એણે ઘણી સાંભળી હતી. ભકતોની સાથે ભગવાન આ જગતનાં મનુષ્યોની પેઠે વાતો પણ કરે છે ને એમનાં દુઃખો પણ હરે છે. પોતે ય ભક્ત બને અને ભગવાન હસતા હસતા પોતાની સામે આવી વાતો કરે એવી નાની છોકરીની ઇચ્છા હતી. એથી એના પિતાના મુખે જ્યારે એણે સાંભળ્યું કે ભગવાન પોતાના પર બહુ રાજી છે ત્યારે એનું મન નાચી ઊઠ્યું.

બાપ-દીકરી પંઢરપુરમાં પહેલવહેલાં આવતાં હતાં. બન્નેના હૃદયમાં ભક્તિનો ઉદય થયો હતો એટલે ભગવાન પંઢરીનાથનાં દર્શન કરતાં એમના હૃદયને અપાર સુખ થયું. બન્નેએ મંદિરમાં પગ મૂકયો તે વખતે ભગવાનની આરતી થતી હતી. ભકતોથી મંદિર ભરાઇ ગયું હતું. એ ભક્તોમાં ભળી જઇ પિતા-પુત્રીએ ભગવાનનાં પ્રેમપૂર્વક દર્શન કર્યાં. આરતી પછી ભગવાનનો પ્રસાદ પણ મળ્યો. એ આરોગી મંદિર જોતાં જોતાં ઓટલા પર આવીને બેઉ જણ બેઠાં. ભક્તો દર્શન કરીને એક પછી એક મંદિરમાથી નીકળી પોતપોતાના નિવાસસ્થાન તરફ જતા હતા.

છોકરીએ એના પિતાને પૂછયું :

'બાપાજી! આ જગ્યા તો ઘણી રમણીય છે. અહીંથી જવાનું ગમતું જ નથી. આપણે અહીં જ રહીએ તો કેમ?'

વૃધ્ધે કહ્યું :

'અહીં શી રીતે રહેવાય?'

'કેમ? બધા લોકો રહે છે ને!'

'એ લોકોનાં ઘર અહીં છે. એ લોકો અહીં ધંધો રોજગાર કરે છે એટલે એ અહીં જ રહેને!'

'તો આપણે પણ ઘર લઇને રહીએ.'

'રહેવાનું તો મનેય ગમે છે. પણ આપણી એવી શક્તિ નથી બહેન!'

'કેમ આ બધા ભજન કરે છે તેમ આપણે ભજન કરીશું. અને રહીશું.'

'પણ અન્ન અને વસ્ત્ર જોઇએ તે કેવી રીતે મળે?'

'એ તો ભગવાન આપશે. તમે કહો છોને ભગવાને બોલાવ્યાં છે તો પછી એ તો એમનું કામ.'

વૃદ્ધની આંખમાં જળ ભરાઇ આવ્યું. નાની છોકરી કેટલું શ્રદ્ધાપૂર્વક બોલે છે!

છોકરી ચતુર હતી. પિતાની આંખમાં આંસુ જોઇ એ બોલી ઊઠી :

'બાપાજી! તમે દુઃખી શા માટે થાવ છો! હું અહીં મંદિરમાં કામકાજ કરીશ. અથવા કોઇ ભક્તને ત્યાં કામ કરીશ. એક ટંક ખાવાનું તો મળી જશે. આપણે વધારે શું જોઇએ?'

વધારાની જરૂર તો વૃદ્ધને ય ન હતી. પણ કામના બદલામાં એકટંક ભોજન આપે એવાને ખોળવો કયાં?

થોડે છેટે ઊભો ઊભો એક માણસ બાપ દીકરીની વાત સાંભળતો હતો. એ હવે વૃદ્ધની નજીક આવ્યો. વિઠ્ઠલ ભગવાનનાં નિત્યનિયમ પ્રમાણે દર્શન કરીને એ પોતાને ઘેર જતો હતો.

'કયાં રહેવું ભગત!' વૃદ્ધને પેલા અજાણ્યા આદમીએ પ્રશ્ન કર્યો.

હાથની હથેલી વતી આંખમાં આવેલાં આંસુને લૂછી વૃદ્ધે જવાબ દીધોઃ

'રહેવું તો દૂર ગામડામાં.'

'પંઢરીનાથનાં દર્શને આવ્યા હશો.'

'હા, ભાઇ.'

'આ દીકરી તમારી છે?'

વૃદ્ધે નિસાસો નાખી કહ્યું:

'હા.'

'છોકરી નાની છે પણ બહુ સમજુ છે. ઘણું મીઠું મીઠું બોલે છે. મેં તમારી વાત થોડી ઘણી સાંભળી છે.'

વૃદ્ધે હવે ધ્યાનથી આગંતુક તરફ જોયું.

'ભાઇ! આ છોકરીને ભગવાનનું આ ધામ ઘણું ગમી ગયું છે. ને એથી એ હઠ પકડીને બેઠી છે કે આ ગામમાં જ રહી જવું.'

'તો એમાં ખોટું શું છે? ભગવાન અહીં સાક્ષાત વિરાજે છે. એમનાં નિત્ય દર્શનનો લહાવો મળે એ કંઇ જેવા તેવા ભાગ્યની વાત નથી.'

'તમારી વાત સાચી છે. પણ ખરી વાત તો એ છે કે હું નિર્ધન છું. અને વળી અહીંનો અજાણ્યો છું. મને કામધંધો અહીં કોણ આપે? ઓછામાં ઓછું એકટંક ખાવાનું તો જોઇએ ને?'

'માફ કરજો પણ એક વાતનો ખુલાસો કરું?'

'ખુશીથી.'

'તમે પોતાને નિર્ધન ગણાવો છો પણ નિર્ધન તો ભગવાનની ભક્તિ જેને પ્રાપ્ત થઇ નથી તેને કહેવાય. તમે તો ભક્ત જણાવ છો. ભક્તને ભક્તિરૂપી અમૂલ્ય ધન પ્રાપ્ત થયેલું હોય છે. એ નિર્ધન શાનો? જે ભક્ત છે એણે એના ઉદરનિર્વાહ માટે ચિંતા શા માટે કરવી જોઇએ? ભક્તની ચિંતા ભગવાન કરે છે.'

આ સાંભળી નાની છોકરી તાળી પાડીને બોલી ઊઠી:

'જુઓ બાપાજી! મારું કહેવું કંઇ ખોટું હતું? આ કાકાજી પણ એવું જ કહે છે. ભગવાન આપણને ભૂખ્યાં નહિ રાખે.'

વૃદ્ધના મ્લાન મુખ ઉપર આછું સ્મિત દેખાયું.

આ વખતે મંદિરમાંથી એક પ્રૌઢ ઉમ્મરની બાઇ બહાર નીકળી. વૃદ્ધ સાથે વાતો કરતા પેલા ગૃહસ્થે એને પાસે બોલાવી.

'કેમ?'

'આપણને ઘરકામમાં મદદ કરે એવાં એક બે માણસ જોઇએ છે ને?'

'હા; બે માણસની તો ખાસ જરૂર નથી. એકાદ હોય તો ચાલી શકશે. અને તે કોઇ બાઇમાણસ હોય તો જ મારે ઉપયોગી છે.'

પેલી છોકરી વચ્ચે બોલી ઊઠી:

'કાકીમા! મને ઘરનું બધું કામ આવડે છે. મને તમારે ત્યાં રાખી લેશો તો હું ઘણું કામ કરીશ. મને પૂંજો વાળતાં આવડે છે. વાસણ માંજતાં આવડે છે, પાણી ભરતાં આવડે છે, ને રાંધતાં પણ તમે શીખવાડશો તો આવડી જશે.'

પેલી બાઇની નજર છોકરી તરફ ખેંચાઇ. છોકરી વહાલી લાગે તેવી હતી. એણે પૂછ્યું:

'તારું નામ શું બહેન?'

'મારું નામ જનાબાઈ' છોકરીએ જવાબ આપ્યો.

'તે જનાબાઇ! તને મારે ઘેર હું રાખું પણ અમારે પગાર તને શો આપવાનો?'

'પગાર? પગારમાં બે વાર રોજ ભગવાનનાં દર્શન કરવાની છૂટ આપવાની અને બે ટંક ખાવાનું. એક ટંક આપશો તોપણ ચાલશે.'



બાઇ છોકરીના મુખ સામે જોઇ જ રહી. એને આ નાનકડી છોકરી તરફ વહાલ ઉભરાયુ. આવી જ છોકરીની એને જરૂર હતી. પોતે ગર્ભવતી હતી. થોડા દિવસ પછી ભગવાન એને સંતાન આપશે. તે પછી બચ્ચાને હીંચકે નાખવા, રમાડવા, ઘરનું સાધારણ કામકાજ કરવા આવી નાની એકાદ છોકરી હોય તો કેટલી બધી સરળતા થાય! એણે બાજુમાં ઊભેલા પતિના મુખ સામે જોયુ. પછી એણે છોકરીને હાથવતી પોતાની પાસે પ્રેમથી ખેંચી એને માથે હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું:

'બેટા! તું મને બહુ વહાલી લાગે છે. તને હું મારે ઘેર મારી દીકરીની પેઠે રાખીશ. ને તું જે માગીશ તે આપીશ હોં.'

'અને આ તારા બાપાજી છેને એમને પણ જ્યાંસુધી રહેવું હોય ત્યાંસુધી અમારે ત્યાં તારી સાથે રહી શકશે. એમને કામ જોઇશે તો કામ અપાવીશું ને જાત્રા કરવા જવું હશે તો એની વ્યવસ્થા કરી આપીશું.' સ્રીના પતિએ કહ્યું.

વૃદ્ધ અને છોકરી પ્રસન્ન થઈ ગયાં. એમણે મંદિરના દ્વાર તરફ ફરી બે હાથ જોડી ભગવાનને પ્રણામ કર્યા ને પેલા પુરુષની સૂચનાથી એની પાછળ પાછળ ચાલવા માંડ્યું.

(૨)

જે ભલા આદમીએ જનાબાઈ અને એના પિતાને પોતાને ઘેર આશ્રય આપ્યો એનું નામ દામોદર. ભગવાન પંઢરીનાથના મંદિરની સામે જ એનું મકાન હતું. ઘરનો એ સુખી હતો. ભગવાનના ભજનકીર્તનમા દિવસનો ઘણો સમય એ વીતાવતો હતો. એની પતિવ્રતા સ્રી પણ ભગવાનની ભક્ત હતી. બને પતિપત્ની ગરીબ-ગુરબાંનેયથાશક્તિ મદદ કરતાં અને સંતસાધુઓની સેવા કરતાં.

ભક્ત દામોદરના ઘરમાં જનાબાઇ જોત-જોતામાં ભળી ગઇ—જાણીતી થઇ ગઇ. એના પિતાને પણ આરામ મળ્યો. એ ઘરનું પરચુરણ કામ કરતા. બજારમાંથી કોઈ ચીજ લાવવી હોય તો તે લઇ આવતા અને ભગવાનનું ભજન કરતા. ભગવાનની કેવી કૃપા! ભક્તને ભક્તનો આશ્રય મળ્યો. ઘરનું વાતાવરણ અતિ મંગલ હતું. ભક્ત દામોદર અને તેની પત્ની ધર્મ અને શ્રદ્ધાનો અવતાર હોય તેવાં હતાં સંસારના સુખની તો એમને લેશ પણ પરવા ન હતી કારણ કે સાચા સુખનો માર્ગ એમને મળી ગયો હતો. ભગવાન સાથે એમને સંબંધ બંધાઇ ગયો હતો. એથી પૂજા-પાઠ ભજન-કીર્તન, અને કથાવાચન એમના ઘરમાં નિરંતર ચાલુ જ રહેતું.

જનાબાઇને તો જાણે સ્વર્ગ મળ્યુ. ઘરની સામે જ પાંડુરંગનું મંદિર. દહાડામાં દસ વાર દર્શન કરવાં હોય તો દર્શન થઈ શકે, વળી ઘરમાં પણ 'વિઠ્ઠલ, વિઠ્ઠલ' સિવાય બીજી વાત નહિ.

ભગવાનની કૃપા જેના ઉપર થાય છે એને બધી અનુકૂળતા મળી આવે છે. દામોદરની પત્ની મા વગરની જનાબાઇની મા બની હતી. એને એ ગરીબ નોકરડી તરીકે ગણતી ન હતી. જનાબાઇને તો એ રાત્રે પોતાની પાસે જ સુવાડતી. રોજ એનું માથું પણ એ હોળી આપતી. ને પ્રેમથી ઘરકામ બતાવતી. જનાબાઈ પણ એને સગી મા જેવી જ ગણવા લાગી ને ખૂબ ઉત્સાહથી કામ કરવા લાગી.

થોડા દિવસ વીત્યા પછી જનાબાઇનું કામ





વધ્યું. ઘરમાં એક રૂપાળા બાળકનો વધારો થયો. ભક્ત દામોદરની પત્નીએ એક સુંદર સવારે એક પુત્રને જન્મ આપ્યો. ભવિષ્યમાં એક મહાન ભક્ત તરીકે પ્રસિદ્ધ થનાર એ બાળકનું નામ પડયું નામદેવ નામદેવની સેવા માટે, ને નામદેવને જન્મથી જ હરિનામનું સ્મરણ કરાવવા ખાતર જનાબાઇને ભગવાને નામદેવના ઘરમાં લાવીને મૂકી હતી. જનાબાઇનો આનંદ માતો ન હતો. નામદેવને પારણામાં સુવાડી એને ઝૂલાવવાનું કાર્ય એને મન બહુ મહત્વનું હતું. નામદેવને નવડાવવામાં, નામદેવને હાથમાં લઈ ફેરવવામાં, નામદેવના નાના નાના વાળને વ્યવસ્થિત કરવામાં, ને નામદેવને 'વિઠ્ઠલ વિઠ્ઠલ' બોલીને રમાડવામાં જનાબાઇને અપૂર્વ સંતોષ થતો હતો. નાનો નામદેવ પણ જનાબાઇને બહુ હળી ગયો હતો. એની માના કરતાં પણ વિશેષ સમય એ જનાબાઇની પાસે રહેતો. ભૂખ લાગી હોય તો જનાબાઇ ગાયનું દૂધ પીવડાવે ત્યારે પીવે, ઉંઘ આવી હોય ત્યારે જનાબાઇ ઝૂલાવે તો જ એને ગમે. ફરવું હોય તો જનાબાઇની કેડે ચઢીને ફરે તો જ એનુ મન પ્રસન્ન રહે. સહેજ બોલતાં આવડયું એટલે જનાબાઇએ એને બે હાથે તાલીઓ પાડતાં અને 'પાંડુરંગા ! પાંડુરંગા ! વિઠ્ઠલ ! વિઠ્ઠલ !' એવાં પ્રભુનાં પવિત્ર નામ બોલતાં શીખવાડયું. જરા જરા ચાલતાં આવડયું એટલે એને આંગળીએ વળગાડી જનાબાઇ એને મંદિરમા લઇ જવા લાગી. ભક્ત અને ભગવાનનો આમ જનાબાઇએ સંબંધ બાંધી આપ્યો.

નામદેવ પણ બડો ચતુર હતો. આખો દિવસ એ જનાબાઇની પાછળ પાછળ ફરતો ને 'જની ! જની ! વિઠ્ઠલ ! વિઠ્ઠલ' એમ બોલતો. એટલે કે, હે જનાબાઇ ! તું વિઠ્ઠલ ! વિઠ્ઠલ ! બોલ. એવું એવું સાંભળવું મને બહુ ગમે છે.

નામદેવનાં માતાપિતા જનાબાઈની સેવાથી અને ભક્તિથી બહુ રાજી રહેતાં હતાં.

એવામાં જનાબાઇ ઉપર ભગવાને એક વિશેષ કૃપા કરી. એના વૃદ્ધ પિતાને ભગવાને એક દિવસ પોતાની પાસે બોલાવી લઇ જનાબાઇને નિશ્ચિંત બનાવી દીધી. હવે જનાબાઇની રહીસહી મમતા પણ નષ્ટ થઇ ગઈ. વિઠ્ઠલ ભગવાન એનું સર્વસ્વ બન્યા.

એની ઉમ્મર જેમ જેમ વધતી ગઇ તેમ તેમ એની ભક્તિ પણ વધતી ગઈ. પરિણામે નિરંતર એના હૃદયના તાર વિઠ્ઠલના સ્મરણથી ઝણઝણવા લાગ્યા. ઉંઘમાં પણ વિઠ્ઠલ નામનો ઉચ્ચાર એનાથી થઇ જતો. નામસ્મરણનો પ્રભાવ અવર્ણ્ય છે. જનાબાઇ અખંડ નામસ્મરણના પ્રતાપથી ભગવાનને અત્યંત પ્રિય બની ગઇ.

સ્વપ્નમાં ભગવાન એને વારંવાર દર્શન દેવા લાગ્યા. ખૂબ શ્રમિત થઇ હોય તેવા સમયે ભગવાનનો કોમળ હાથ એના માથા પર અને શરીર પર જાણે ફરતો હોય એવો એને અનુભવ થવા લાગ્યો. બિમારી કદી આવતી ન હતી એવું તો એના સંબંધમાં બન્યું ન હતું પરંતુ બિમારીમાં જનાબાઈની સેવા, કે એનું કામકાજ અટકતાં નહિ. સેવા એના જીવન સાથે વણાઇ ગઇ હતી. પૂજા–પાઠ, દેવદર્શન અને ભજન કીર્તન વગર એને જીવવું ભારે થઇ પડતું.

(૩)

નામદેવે મોટા થતાં ખરેખર નામ કાઢયું. એના બાપ કરતાં ભગવદ્‌ભક્તિમાં એ ઘણો આગળ વધી ગયો. જનાબાઇ એના જેટલી જ



ઝડપે દોડી રહી હતી. નામદેવને જનાબાઇમાંથી પ્રેરણા મળતી ને જનાબાઇને નામદેવમાંથી.

એક દિવસ જનાબાઇના લગ્નની વાત નીકળી. નામદેવે એ ખુશખબર સૌથી પહેલાં જનાબાઇને સંભળાવી. જનાબાઇએ હસીને કહ્યું:

'ભાઇ! માને કહેજો કે એ ખટપટમાં ઉતરે નહિ. જની કદી પરણવાની નથી.'

'પણ જનીબેન! તને વાંધો શો છે?'

'અરે ભાઇ, હું તો આ ઘર અને આ નગર છોડીને ક્યાય જનાર નથી. મને વિઠ્ઠલની સેવાપૂજામાં બધું સુખ મળે છે.'

નામદેવનાં મા-બાપે જનાબાઇને ખૂબ સમજાવી પણ એ એકની બે ન થઇ. 'મારી ભક્તિમાં ભંગ પડે.' એ એક જ વાત એણે વારંવાર કહ્યા કરી.

આખરે જનાબાઇની જીત થઇ. નામદેવનાં માતાપિતાએ એનો સાત્વિક ભાવ જોઇ એને આગ્રહ કરવો મૂકી દીધો.

પણ થોડા સમય પછી નામદેવજીના લગ્ન માટે વિચાર થવા માડ્યો ત્યારે એને સમજાવવાનું કામ જનાબાઇને માથે આવ્યું. નામદેવ પણ હઠ પકડીને બેઠા: 'મારે પરણવું નથી. જે પરણ્યા છે એ પસ્તાયા છે.'

જનાબાઇએ કહ્યું:

'ભાઇ! તમારે તો પરણવું જોઇએ.'

'પણ જનીબેન! તું તો કહેતી હતી કે પરણવાથી ભક્તિમાં ભંગ પડે.'

'મારે માટે એ વાત સાચી છે. તમારે માટે નહિ. તમે તો પ્રભુને બહુ વહાલા છો. તમારી ભક્તિમાં ભંગ કદી ન પડે. તમારા સંગથી તો અભક્ત પણ ભક્ત બની જશે.'

નામદેવ હસી પડ્યા:

'બહેન! તને ભવિષ્ય જોતાં આવડે છે?'

'બીજાનું ભવિષ્ય જોતાં ન આવડે. તમારું તો ભવિષ્ય હું કહી શકું છું.'

'તો કહે, મારું ભવિષ્ય કેવું છે?'

'તમારું ભવિષ્ય બહુ ઉજ્જવળ છે.'

'એટલા શબ્દોથી કંઇ સમજ ન પડે.'

'તમારે શું જાણવું છે તે કહો.'

'મને ભગવાનનાં દર્શન થશે કે નહિ?'

જનાબાઇએ નામદેવની આંખ સાથે આંખ મેળવી કહ્યું:

'આનો જવાબ તમે મને એક વચન આપો તો હમણાં જ કહું.'

'પરણવાનું વચનને?'

'હા.'

'પહેલાં કહે, પછી વચન.'

'તો સાંભળી લો, ભગવાનનાં તમને એક વાર નહિ, પણ અનેકવાર દર્શન થશે.'

નામદેવનું હૃદય નાચી ઊઠયું. એ આનંદમાં બોલી ઊઠયો:

'જની! આ તું સાચું કહે છે? તું જેમ મારી સાથે વાત કરે છે તેમ ભગવાન મારી સાથે વાતો કરશે?'

'હા, ભાઇ, તમારી ભક્તિ એવા પ્રકારની છે કે ભગવાન પ્રગટ થયા સિવાય નહિ રહે. ભગવાન ભક્તિ વડે વશ થાય છે.'

નામદેવની આખમાં આનંદનાં આંસુ આવી ગયાં. જનાબાઇના બોલને એ બહુ વજન આપતો. એની વાત સાચી જ હોય છે એવી એને શ્રદ્ધા હતી.

થોડીવાર રહી એ બોલ્યો:

'જની ! તારું કહેવું મારે માનવું જોઇએ તેં તો મને માની પેઠે ભગવાન જોડે સંબંધ બાંધી આપ્યો છે. પણ કહે તો ખરી મને પરણાવવા પાછળ આટલો બધો આગ્રહ શા માટે રાખે છે ?'

જનાબાઇએ સ્મિત કરીને કહ્યું:

'જુઓ ભાઇ, તમે તો બહુ મોટા ભકત થનાર છો. અને ભકત થશો એટલે ભગવાનની ભક્તિનો પ્રચાર કરવા તમારે બધે ફરવું પડશે. એવા સમયે ઘરમાં તમારી વહુ હોય તો મને ગમે ને ? મારો આ સ્વાર્થ છે. અને મા–બાપની સેવામાં કંઇ ખામી ન આવે એ પણ બીજો સ્વાર્થ છે.'

નામદેવ જનાબાઇની ચતુરાઇ જોઇ હસી પડયા.

(૪)

આખરે નામદેવની લગ્નતિથિ નક્કી થઇ. લગ્ન પ્રસંગે સગાંસંબંધીઓ આવ્યાં સાધુસંતોને પણ આમંત્રણ આપ્યું હતું એટલે તેઓ પણ પધાર્યા. ઘણા માણસોની રસોઇ કરવાની હતી. જનાબાઇએ આગલે દિવસે ઘઉં દળવાનું સ્વીકાર્યું. એ દળવા બેઠી. પણ એક માણસ તે કેટલું દળી શકે ! એની મદદમાં બે ચાર જણ આવ્યાં પણ જનાબાઇએ સૌને સાફ ના પાડી.

'આ સેવા તો મારે જ ઉઠાવવાની છે.'

'અરે પણ તું એકલી આખી રાત બેસીસ તોપણ નહિ દળી શકે.'

'તમારે લોટ તો સવારે જોઇએને !'

'હા.'

'તો સવારે બધો જ ઘઉંનો લોટ મળી જશે. નિશ્ચિત રહો.'

સૌના મનમાં તો ખાત્રી જ હતી કે જનાબાઇનાથી આ કામ બની શકવાનું જ નથી. પણ સવારે જ્યારે બધો જ ઘઉંનો લોટ તૈયાર જોયો ત્યારે સૌની આંખ આશ્ચર્યમાં ફાટી ગઇ.

'અરે જની ! આ બન્યું શી રીતે ? તું આખી રાત જાગી હતી કે શું ?'

જનાબાઇએ કહ્યું:

'આખી રાત જગાયું હોત તો તો સારું જ થાત. ભગવાનનું વિશેષ ભજન થાત. પણ આખી રાત તો મારાથી જગાયું નહિ. રાત્રીના બાર સાડાબાર થયા પછી મારી આંખ ખૂબ ભારે થઇ ગઇ. મેં ખીલડા ઉપર માથું ટેકવી સહેજ આરામ લેવા વિચાર કર્યો એવામાં મારી આંખ મીંચાઇ ગઇ તે સવારે જ ઊઘડી.'

'તો આ લોટ તૈયાર થયો શી રીતે ?'

'ભગવાનની લીલા ભગવાન જાણે.' જનાબાઇએ એક જ વાકયમાં રહસ્યની વાત જણાવી દીધી

મધ્યરાત્રી પછી ઉંઘતી જનાબાઇની આગળ શ્યામસુંદર એક સુંદર સ્ત્રીનું રૂપ લઇને આવ્યા. એમણે જનાબાઇને ઘંટીથી દૂર કરી પથારીમાં સુવાડી દીધી અને પોતે જનાબાઇની જગ્યાએ દળવા બેઠા.

સવાર થતાં જનાબાઇની આંખ ઉઘડી. જાગતાં બરોબર એ પથારીમાં બેઠી થઇ ગઇ.

'અરે, આ બાઇ કોણ હશે ?' ઘંટી તરફ નજર જતાં જનાબાઇને આશ્ચર્ય થયું. ઘંટી આગળ બેસીને એક સ્ત્રી કંકણ ખખડાવતી ખખડાવતી દળી રહી હતી.



'અરે બહેન ! તમે શા માટે તકલીફ ઊઠાવો છો ?' ઘંટી પાસે જઇ દળનારીનો હાથ પકડી એને દળતી અટકાવી જનાબાઇએ કહ્યું.

ઘંટી અટકાવી દળનારી બાઇએ જનાબાઇના મુખ સામે જોયું.

'અરે એમાં તકલીફ ક્યાંથી આવી ? એકબીજાને મદદ કરવી એ તો સ્ત્રીઓનો ધર્મ છે.'

'ના ના, પણ હવે તમે રહેવા દો.' જનાબાઇએ આગ્રહ કર્યો.

'ભલે, દળવાનું તો પૂરું થયું છે. લોટ વાળી લેશો.' આમ બોલીને પેલી સ્ત્રી ઊભી થઇ.

જનાબાઇએ આવી રૂપાળી સ્ત્રીને ઘરમાં જોઇ ન હતી. લગ્ન અવસરે આવેલી સ્ત્રીઓ પૈકીની પણ એ નહતી. એટલે એને કુતૂહલ થતું. એણે પૂછયું.

'બહેન ! તમે નામદેવનાં કોઇ સગાં થાવ છો ?'

પેલી રૂપાળી સ્ત્રી જરા હસી. પછી ઉત્તર વાળતાં બોલી :

'હા.'

'ક્યારે આવ્યાં ?'

'ગઈ કાલે રાત્રે.'

'ઠીક ઠીક, તમારું નામ શું ?'

'મારું નામ ?—મારું નામ શ્યામા.'

'બહેન ! તમે ઘણી તસ્દી લીધી છે. હવે આરામ કરો.'

શ્યામા હસતી હસતી બારણા તરફ ચાલી. જ્યાં એણે ઉંબરા બહાર પગ મૂક્યો કે જનાબાઇને કંઇક વિચાર આવ્યો. એ દોડી.

'શ્યામાબહેન ! શ્યામાબહેન !'

પણ શ્યામાબહેન તો જવાબ આપવા ઊભાં રહ્યાં નહિ. જનાબાઇના આશ્ચર્ય વચ્ચે એ અદૃશ્ય થઈ ગયાં.

જનાબાઇએ જમીન તરફ જોયું. જમીન ઉપર કોમળ પગની છાપ હતી.

જનાબાઇ તરત ત્યાં બેસી પડી. ઘુંટણીએ પડી એણે પ્રણામ કર્યા ને પગલાં પડયાં હતાં ત્યાંની ધૂળ લઇ માથે ચઢાવી. પગલાં અદૃશ્ય થઇ ગયાં.

'પાંડુરંગ ! પાંડુરંગ ! આ લીલા કેવી ! શ્યામ ! શ્યામા બનીને આવતાં આપને સંકોચ પણ ન થયો ? અરે આ ઘંટીના પથરા તમે ખેંચ્યા શી રીતે ? તમારા કોમળ હાથને કેટલી વેદના થઇ હશે ?'

જનાબાઇની બેઉ આંખોમાંથી આંસુની ધારા ચાલવા લાગી.

( ૪ )

નામદેવ પરણ્યા. સંસારી થયા પણ એમની ભક્તિ અટકી નહિ. એનો પ્રવાહ તો દિવસે દિવસે ખૂબ જોરથી વહેવા લાગ્યો. પહેલાં આજુબાજુના ને પછી દૂરદૂરના લોકોમાં નામદેવની ખ્યાતિ પહોંચી ગઈ. નામદેવ કીર્તન કરવા લાગ્યા. ઉપદેશ આપવા લાગ્યા. અને ભજનો રચવા લાગ્યા.

નામદેવની સાથે જ ચાલનારી જનાબાઇમાં પણ કવિત્વશક્તિ પ્રગટ થઇ. એણે પણ પદાવલી રચવા માંડી. સ્ત્રીહૃદયની કોમળતા અને મધુરતા જનાબાઇનાં ભજનોને દીપાવતી. લોકો નામદેવનાં ભજનોની પેઠે જનાબાઇનાં ભજનો પણ રસથી ગાવા લાગ્યા.

જનાબાઈએ થોડા દિવસથી એક નિયમ લીધો હતો. રાત્રે ઘરમાં બધા સુઈ જાય ત્યારે એ વિઠ્ઠલમંદિરમાં જતી ને વિશાળ મંદિરની એક બાજુ બેસીને ભગવાન પંઢરીનાથનું ધ્યાન ધરતી. રાત્રીની શાન્તિમાં જનાબાઈની સાધનાને સારો વેગ મળવા લાગ્યો એટલે એનો આ નિયમ વણઅટક્યો ચાલવા લાગ્યો.

પણ ભગવાનનો વિચાર જનાબાઈને હજુ વિશેષ પ્રસિદ્ધ કરવાનો હતો. એટલે એમણે એક લીલા કરી. એક દિવસ એમના ગળાનો કીમતી હાર એકાએક ગુમ થયો. સવારમાં પૂજારીઓએ બૂમાબૂમ કરી મૂકી.

'આવો કીમતી હાર જાય શી રીતે ?'

'મંદિરનો બંદોબસ્ત સારો છે પછી ચોરી થાય જ નહિ.'

'પણ આ હાર ગયો છે એનું શું ?'

'તપાસ કરો, રાત્રે મંદિરમાં કોઈની અવર-જવર છે ખરી ?'

'મંદિરમાં રાત્રે તો આરતી પછી કોઈ આવતું નથી.'

'અરે પેલી એક ભક્તાણી આવે છે ને !'

'કઈ ભક્તાણી !'

'આ પણે દામા દરજીને ત્યાં રહે છે તે !'

'પેલી જની તો નહિ ?'

'હા, હા, એ. દામોદરની નોકરડી.'

'પકડી લાવો એને મંદિરમાં. ને કઢાવો હાર એની પાસેથી.'

'પણ એ બીચારીને હારની શી જરૂર હોય ?'

'હારની જરૂર ન હોય પણ પૈસાની તો હોય ને.'

'પૈસા કોને ન ગમે ? લક્ષ્મી દેખી મુનિવર ચળે.'

'તો બોલાવો એને.'

જનાબાઈને મંદિરમાં બોલાવવામાં આવી ને એના પર હાર ચોર્યાનો આક્ષેપ મૂકાયો.

જનાબાઈએ કાને હાથ રાખી કહ્યું:

'વિઠ્ઠલ વિઠ્ઠલ કરો.' એના હારની વાત એ જાણે. હું શું જાણું ?'

પણ આવો જવાબ ચલાવી લેવા કોઈ તૈયાર ન હતું. સૌએ જનાબાઈને દોષિત ઠરાવી હાર લાવી આપવા જણાવ્યું.

પણ જનાબાઈ હાર લાવે ક્યાંથી ? બધે હોહા થઈ ગઈ. હજારો માણસો મંદિરમાં ભેગાં થઈ ગયાં. ને ભગવાનના ગળાનો હાર ચોર નારને નિંદવા લાગ્યાં. કેટલીક સ્ત્રીઓ તો જનાબાઈની પાસે જઈ એને કડવાં વેણ સંભળાવા લાગી.

'અભાગણી ! તને બીજી કોઈ જગ્યા ન જડી તેં મંદિરમાં પેસી ચોરી કરી ?'

'તું તો ભક્તિનો ખૂબ ડોળ કરતી હવી. ભક્ત ચોર બને નહિ ને ચોર હોય તે કદી ભક્ત થાય નહિ.'

'એ ભક્તાણી ! હાર લીધો હોય તો છાનો માનો આપી દે નહિ તો શિક્ષા થશે.'

'અરે બાઈ ! તું જેના ઘરમાં રહે છે એ બીચારા દામોદર ભગતનો તો વિચાર કરવો હતો ! તારે લીધે એની અપકીર્તિ થઈ'

પૂજારીઓએ દામોદરને મંદિરમાં બોલાવ્યો. એમની સાથે એમની પત્ની પણ આવી. મા બાપ જેવાં એ બંને જોઈ જનાબાઈ રડી પડી. જના-



બાઇના સદ્‌ગુણને જાણનાર એ ભક્તદંપતી હકીકત જાણી સ્તબ્ધ થઈ ગયાં. મુખ્ય પૂજારીએ કહ્યું:

'દામોદર, આ તમારા ઘરની નોકરડીએ મંદિરમાંથી ચોરી કરી છે. મૂર્તિના ગળાનો કીમતી હાર ચોરી લીધો છે.'

'એ ચોરી કરે એવી નથી.' દામોદરે સ્પષ્ટ રીતે જણાવ્યુ.

'એના સિવાય આરતી પછી મંદિરમાં કોઇ આવતું નથી. એણે ચોરી ન કરી હોય તો બીજું કોણ ચોરે ?'

'એ ખોળવાનું કામ તમારું છે.'

પૂજારી ગુસ્સે થઈ બોલ્યોઃ

'અમને ખાતરી થઇ છે કે તમારી જનીએ જ હાર ચોર્યો છે. એને સમજાવો ને હાર રજૂ કરો નહિ તો એને શિક્ષા થશે.'

દામોદર વિચારમાં પડી ગયો. એણે જનાબાઇને એકબાજુ લઇ જઇ પૂછયું:

'બહેન ! હકીકત શી છે ? આવો આરોપ શી રીતે આવ્યો ?'

'પિતાજી ! એ તો વિઠ્ઠલ જાણે. મને લાગે છે કે પોતાનાં ચરણોમાંથી સ્વામી મને દૂર કરવા માગે છે. નહિ તો ...' જનાબાઇ આગળ બોલી શકી નહિ. એ રડવા લાગી. પણ એનાં આંસુની કોઇના ઉપર કશી અસર થઇ નહિ.

લોકો શિક્ષાના પ્રકાર રજૂ કરવા લાગ્યાઃ

'એને ફટકા મારીને કબુલ કરાવો.'

'ના રે ના,, એના કરતાં એને કોટડીમા પૂરી રાખો. એની મેળે કબૂલ કરશે.'

'અરે એના કરતાં એને નગરમાં પથરા મારતાં મારતાં ફેરવો. મંદિરમાં ચોરી કરવાથી શું ફળ મળે છે એની સૌને ખબર પડે'

'અમને તો લાગે છે કે આવા ગુનેગારને તો શૂળી પર ચઢાવી દઇએ તો ય ઓછું છે.'

આખરે પૂજારીઓએ મંદિરની એક ઓરડીમાં જનાબાઇને પૂરી દીધી.

જનાબાઇએ અન્નજળનો ત્યાગ કર્યો દામોદર અને એની પત્ની બહુ દુઃખી થયાં પણ શું કરે ! નામદેવ કીર્તન કરવા બહાર ચાલ્યા ગયા હતા. જનાબાઇના વર્તીનુ ભારપૂર્વક પાંડુરંગને એ જ કહી શકે એમ હતો. જનાબાઇએ કોટડીમાં પુરાયા પછી આંખમાં આંસુ સાથે સતત વિઠ્ઠલ વિઠ્ઠલ જપવા માંડ્યું. એનો અર્થ એવો હતો કે, હે વિઠ્ઠલ ! આવો અન્યાય તને કેમ ગમે છે ! તું કેમ કંઇ બોલતો નથી !

સાત સાત દિવસ વીતી ગયા. આખા નગરમાં હારની ચોરીની વાત ફેલાઇ ગઇ હતી. એથી લોકોનાં ટોળેટોળાં રોજ મંદિરમાં આવતાં ને શું પરિણામ આવે છે તે જોવા ઉત્સુક રહેતાં.

આઠમે દિવસે સવારના પહોરમાં જનાબાઈએ મુખ્ય પૂજારીને કહ્યું:

'મને ગર્ભદ્વારની સામે આવવા દો તમારો હાર મળી જશે અથવા તો છેવટનું પરિણામ આવી જશે.'

છેવટના પરિણામની પૂજારીઓને કંઇ સમજ પડી નહિ. એ જનાબાઇને ગર્ભદ્વાર સન્મુખ લઈ આવ્યા. માણસોની ઠઠ ભરાઇ ગઇ હતી. જનાબાઇ હાથ જોડી બોલી:

'હે વિઠ્ઠલ ! તું તો અંતર્યામી છે. તારી જાણ બહાર કશું જ હોતું નથી છતાં સાત સાત દિવસથી કેમ તાલ જોયા કરે છે ? તારે




मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥

ભરતખંડ ભૂતળમાં જન્મી જેણે ગોવિંદના ગુણ ગાયા રે,
ધન ધન રે એનાં માત પિતાને, સફળ કરી એણે કાયા રે.

—નરસિંહ મહેતા



બગલમાં કોથળી મારી સેનો નાઇ મકાનનાં પગથીઆં ઊતર્યો. 'વિઠ્ઠલ વિઠ્ઠલ' કરતાં એણે રાજમહેલ તરફ ચાલવા માંડયું. રાજાનો એ વાળંદ હતો. રોજ રાજમહેલમાં એને જવું પડતું. રાજાને એની સેવા પસંદ પડી હતી. સવારના પહોરમાં સેનો નાઇ જ્યાંસુધી આવી રાજાજીના માથે તેલનું માલિશ ન કરે ત્યાંસુધી રાજાને ચેન પડતું નહિ. ને સેનાનો અસ્ત્રો જ્યાંસુધી રાજાની દાઢી ઉપર ન ફરે ત્યાંસુધી રાજાને સ્નાન કરવાનું ગમતું નહિ.

સેનો નાઇ એના કામમાં ભારે કુશળ હતો. એનો હાથ બહુ હલકો હતો. દાઢી પર એનો અસ્ત્રો ફરતો હોય તો દાઢી કરાવનારને જાણે પીંછી ફરી રહી છે એવું જ લાગે. એક વખત જેણે સેના પાસે હજામત કરાવી એને પછીથી બીજા વાળંદ પાસે બેસવું ગમતું જ નહિ. પણ સેનાનો એક નિયમ બહુ વિચિત્ર હતો. સવારના બે પ્રહર સુધી એ પોતાનો ધંધો કરતો પછી એ હાથમાં અસ્ત્રો કે કાતર ઝાલતો નહિ. ગમે તેટલો મોટો માણસ હોય કે ગમે તેટલું દ્રવ્ય મળતું હોય તોપણ એ પ્રહર વતી ગયા પછી એ પોતાનો ધંધો ચલાવતો નહિ. પછી તો એ નારાયણનું નામ લેતો, દેવદર્શન કરતો અને કથાવાર્તા સાંભળવામાં સમય વીતાવતો.

પોતે રાજાનો વાળંદ છે એટલે બીજાની હજામત કોણ કરે ? એવું સેનાના મનમાં કદી અભિમાન આવ્યું ન હતું. એ તો જે કોઇ એને બોલાવે એને ત્યાં જતો ને જેટલી કુશળતાથી રાજાજીની હજામત કરતો એટલી જ કુશળતાથી એક સામાન્ય માણસની પણ હજામત કરતો. સંતસાધુઓ પાસેથી કે ગરીબ માણસો પાસેથી હજામત કર્યા બદલ એ કદી એક પાઇ પણ લેતો નહિ. આથી સૌમાં સેના નાઇનું નામ પ્રિય થઇ પડયું હતું.

જેને ભગવાન વહાલા છે એ જગતને વહાલો કેમ ન લાગે ?



રાજમહેલમા પહોંચી સેનાએ રાજાજીના માથે તેલનું માલિશ કર્યું પછી ખુશમિજાજથી દાઢી બનાવી. ને પછી જવાની રજા માગી.

'અલ્યા સેના ! એક વાત પૂછું ?' જવાની પરવાનગી આપવાને બદલે રાજાએ સેનાને પ્રશ્ન કર્યો.

હાથ જોડી સેનાએ કહ્યું:

'મહારાજ ! આપે તો પૂછવાનું હોય નહિ. આજ્ઞા કરવાની હોય. કહો, શી આજ્ઞા છે ?'

'તું હજામત કરતો હોય છે ત્યારે એક અક્ષરેય બોલતો નથી તેમ છતાં તારા હોઠ સતત હાલ્યા કરે છે એનું શું કારણ ? તું શું મનમાં ને મનમાં કંઇ બોલતો હોય છે ?'

'મહારાજ ! જેટલુ લેવાય એટલુ નારાયણનુ હું નામ લઉં છું એટલે જ હોઠ હાલતા હશે.'

'અહોહોહો, ત્યારે તો અલ્યા તું ભગત છે નહિ વારું ?' હસીને રાજાએ પૂછયું.

'કૃપાનાથ ! હું તો ભક્તોના ચરણની રજ છું. આ તો જગતના મનુષ્યોનું કે પદાર્થોનું ચિંતન કરવું એના કરતાં ભગવાનનુ ચિંતન કરવું એ વધારે સારું છે એમ માનીને યાદ આવે છે તેટલીવાર હરિસ્મરણ કરું છું. બાકી ભગવાનના ભક્તો જેવું ભજન હજુ થતું નથી.'

રાજાજી બોલ્યા:

'ભગવાનના ભકતો કેવું ભજન કરે?'

'ભગવાનના ભકતો હોય છે એને ભગવાન સિવાય બીજો વિચાર જ ન આવે. બીજી વાતો કે લમણાઝીક એ કદી કરે નહિ સંસારના કામોમાં એનું દીલ ગોઠે જ નહિ.'

'ઠીક ઠીક, પણ જો જે તું એવા ભકતો જેવો બની જતો નહિ. નહિ તો તારું દિલ જો સંસાર પર ફીટી ગયુ, તો તું અહીં આવવાનું ભૂલી જઈશ. ને તું આવતો અટકી ગયો તો પછી મારી નિત્યની સેવા કોણ ઊઠાવશે ?'

'અન્નદાતા ! મારા જેવા આપને તો એક નહિ પણ એકવીસ મળે.'

'પણ તારા જેવી હજામત કરવાની આવડત કોનામાં હોય ?'

'મહારાજ મારામાં તો કોઇ જાતની આવડત નથી. છતાં આપને જો એવું કંઇ જણાતું હોય તો તો મારા ભગવાનની દયાનું ફળ છે.'

ભગવાનની દયાનું સ્મરણ થતાં સેનાના અવાજમાં તરત ફેરફાર થઇ ગયો. ભકતોનાં હૃદય એવાં જ હોય છે ભગવાનની કૃપાનું સ્મરણ થતા બરોબર એ દ્રવી જાય.

પણ રાજા કંઇ ભક્ત ન હતો. એ તો ગંમતમાં બોલતો હતો.

સેનાને જવાની રજા આપી એ આસનપરથી સ્નાનગૃહમાં જવા માટે ઊઠયો.

( ૨ )

થોડ઼ાક દિવસ વીતી ગયા

એક દિવસ રાજાના કાને કોઇએ વાત કરી:

'મહારાજ ! પેલો હજામ તો ભારે ટેકીલો છે'

'કયો હજામ ?'

'પેલો સેનો નાઈ'

'એનુ શું છે ?'

'એનો ટેક એવો છે કે બપોર પછી એ કોથળી હાથમાં ઝાલતો નથી.'

'તે આખો દિવસ પછી એ કરે છે શું ?'

મને હડસેલી મૂકવી હતી તો બીજો કોઈ રસ્તો લેવો હતો. આવો આક્ષેપ મૂકાવાની જરૂર શી હતી? આવા પ્રસંગથી તો તારી ભક્તિની કિંમત ઘટી જાય છે. હે સ્વામી! હું નિર્દોષ છું છતાં તમે મારા પર આરોપ મૂકો છો તો હુંય તમારા પર આરોપ મૂકું છું અને કહું છું કે–હાર લાવી દો. તમારો હાર તમે જ ગુમ કર્યો છે. જો ઘડીના છઠ્ઠા ભાગમાં હાર તમે લાવશો નહિ તો તમારા જ ચરણમાં માથું પટકીને હું મરીશ. તમારી ભક્તિની નિંદા થાય એના કરતાં મારા જેવી મરી જાય એ જ ઠીક છે.' આટલુ બોલી જનાબાઈએ બે હાથ ઊંચા કરી ઉચ્ચ સ્વરથી બોલવા માંડયું:

'વિઠ્ઠલ વિઠ્ઠલ વિઠ્ઠલા! હરિ હો વિઠ્ઠલા!
માઈ બાપા વિઠ્ઠલા! હરિ હો વિઠ્ઠલા!'

જનાબાઈના રૂદનભર્યો અવાજથી એક જ ક્ષણમાં આખું વાતાવરણમાં પલટાઈ ગયું. લોકો ઘડીમાં જનાબાઈ તરફ તો ઘડીમાં વિઠ્ઠલમૂર્તિ તરફ જોવા લાગ્યા. ભક્ત અને ભગવાન વચ્ચે તકરાર શરૂ થઈ હતી. સૌનાં હૃદય ધડકવા લાગ્યાં. જનાબાઈના અવાજ ઉપરથી એની દૃઢતા સાબિત થતી હતી. જો ભગવાન નહિ સાંભળે તો આ સ્ત્રી જરૂર માથું પટકશે એવી ઘણાના મનમાં ખાતરી થઈ ગઈ. બીજી એક ક્ષણ પસાર થઈ ગઈ ને લોકોના ગળામાથી પણ વિઠ્ઠલ નામની ધૂન નીકળવા લાગી.

'વિઠ્ઠલ વિઠ્ઠલ વિઠ્ઠલા! હરિ હો વિઠ્ઠલા!'

એકાએક જનાબાઈની આખો પહોળી થઈ. એના ગળામાથી નીકળતા શબ્દો અટકી ગયા. એ ગર્ભદ્વારના ઉંબરા તરફ દોડી. હરિએ હાર હજુ આપ્યો ન હતો. જનાબાઈ સહન કરી શકી નહિ. ઉંબરા ઉપર માથું પટકવા એ દોડી. પણ એ માથું પટકવા જાય ત્યાર પહેલાં મુખ્ય પૂજારીએ એને અટકાવી દીધી. પૂજારીની નજર મૂર્તિ તરફ હતી. જનાબાઈ ઉંબરા નજીક પહોંચે ત્યાર પહેલાં એણે મૂર્તિના ગળામાં ચોરાએલો હાર, પાછો લટકતો જોયો.

'કેમ અટકાવો છો! મૂકી દો!'

'અરે બાઈ એક વખત ભગવાનના ગળા તરફ જો.'

લોકોની નજર જનાબાઈ તરફ હતી તે હવે મૂર્તિ તરફ ફરી ને હારને જોતાં બધા એકસાથે બોલી ઊઠયા:

'પાંડુરંગા! પાંડુરંગા!' એટલે કે ભગવાન! ભગવાન! તમે સારું કર્યું, સારું કર્યું!

જનાબાઈ ચિત્રવત્ ઊભી રહી. મૂર્તિ તરફ એ નાનું બાળક જેમ એક સુંદર રમકડા તરફ તાકી રહે એમ એ ટગર ટગર જોવા લાગી. એની આંખોમાંથી આંસુની ધારાઓ ચાલવા લાગી.

પૂજારી સ્થિતિ સમજી ગયો. જનાબાઈનું બાહ્ય જ્ઞાન જતું રહ્યું હતું. એને જાગૃત કરવાની જરૂર હતી. એણે લોકો તરફ જોઈ જમણો હાથ ઉંચો કરી ધૂન ઉપાડી.

'જય જય પાંડુરંગ હરિ!
જય જય પાંડુરંગ હરિ!'

લોકોએ ધૂન ઊચકી લીધી.

ધીરે ધીરે જનાબાઈ જાગૃત થઈ. એણે ઘુંટણીએ પડી ભગવાનને પ્રણામ કર્યાં. એના માથા પર અને પીઠ પર અદૃશ્ય રીતે પ્રભુનો



કોમળ હાથ એ વખતે ફરતો હતો. એ હસ્ત સ્પર્શથી જનાબાઇ સ્વસ્થ બની ને એનામાં નવચૈતન્યનો સંચાર થયો.

એ ઊભી થઇ.

મુખ્ય પૂજારીએ તરત પોતાનું માથું જનાબાઈના પગમાં મૂકયુઃ

'માતાજી! ક્ષમા કરો.'

પગ પાછા ખેંચી લેતાં જનાબાઇ બોલીઃ

'મને પાપમાં ન નાખો. આપ તો બ્રહ્મદેવ છો, પૂજ્ય છો. પ્રણામ પ્રભુને કરો!'

પણ જનાબાઈની સૂચનાનો કોઇએ સ્વીકાર ન કર્યો. બધા પસ્તાતા હતા. સૌ પગે લાગવા લાગ્યા.. જનાબાઇ ગભરાઇ ગઇ. આ તો અધર્મ. આજુબાજુ જોઇ એણે મંદિરના મુખ્ય દ્વાર તરફ દોટ મૂકી. એ સીધી પોતાના નિવાસસ્થાને પહોંચી ગઇ.

એનાં પાલક માતાપિતાના આનંદનુ ઠેકાણું રહ્યું નહિ. માતાએ પુત્રીને હૃદય સાથે દબાવી દઇ કયાંય સુધી આનંદનાં આંસુ વહાવ્યાં.

એ દિવસથી જનાબાઇનું પવિત્ર નામ સર્વત્ર ફરી વળ્યું ને ભગવાનના એક સાચા ભક્ત તરીકે એની ગણના થવા લાગી.

જનાબાઇની સામે ઘંટી
પર દળવા બેસે ઘનશ્યામ;
છે વશ ભક્તિને 'રવિ' ભૂધર,
કરે સ્વામી સેવકનું કામ.

## જનાબાઇની વાણી

જનાબાઇએ એના દીર્ઘજીવનમાં સંખ્યાબંધ અભંગની રચના કરી છે. એમાં સ્રીહૃદયની કોમળતાનાં અને સરળતાનાં દર્શન થાય છે. નમૂના દાખલ બે ચાર અભંગ નીચે રજૂ કર્યા છે.

(૧)

ગાતાં વિઠોબાચી કીર્તિ, મહાપાતકેં જળતીઃ
સર્વ સુખાચા આગર, ઊભા અસે વિટેવર.
આઠવિતાં પાય ત્યાચે, મગ તુમ્હાં ભય કેંચેં
કાયાવાચામનેં ભાવ, જની મ્હણે ગાવા દેવ.

(૨)

યેરે યેરે માઝયા રામા, મનમોહન મેઘશ્યામા.
સંતમિસેં ભેટી, દેઈ દેઈ કૃપા ગોષ્ટી.
આમચી ચુકવી જન્મવ્યાધી,
આમ્હાં દેઈ હો સમાધી.
જની મ્હણે ચક્રપાણી, કરીં ઐસી હો કરણી.

(૩)

પંઢરીચ્યા રાયા માઝી વિનવણી પાયા.
કાય વર્ણું હરિચ્યા ગોષ્ટી,
અનંત બ્રહ્માંડેં યાચે પોટી.
સેનાન્હાવીયાચે ઘરીં, અખંડ રાબે વિઠ્ઠલ હરિ.
રામ ચિંતા ધ્યાનીં મનીં, મ્હણે નામયાચી જની.

(૪)

દ્વારકેચ્યા રાયા, બુદ્ધિ દે ગા નામ ગાયા.
મતિમંદ તુઝી દાસી, ઠાવ દેઈં ચરણાપાશીં,
તુઝેં પદરીં પડલેં ખરી, આતાં સંભાળ કરીં હરી.
ન કળે હરિચી કરણી, મ્હણે નામયાચી જની.






मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥

ભરતખંડ ભૂતળમાં જન્મી જેણે ગોવિંદના ગુણ ગાયા રે,
ધન ધન રે એનાં માત પિતાને, સફળ કરી એણે કાયા રે.

—નરસિંહ મહેતા



ભૂગલમાં કોથળી મારી સેનો નાઇ મકાનનાં પગથીઆં ઊતર્યો. 'વિઠ્ઠલ વિઠ્ઠલ' કરતાં એણે રાજમહેલ તરફ ચાલવા માંડ્યું. રાજાનો એ વાળંદ હતો. રોજ રાજમહેલમાં એને જવું પડતું. રાજાને એની સેવા પસંદ પડી હતી. સવારના પહોરમાં સેનો નાઇ જ્યાંસુધી આવી રાજાજીના માથે તેલનું માલિશ ન કરે ત્યાંસુધી રાજાને ચેન પડતું નહિ. ને સેનાનો અસ્ત્રો જ્યાંસુધી રાજાની દાઢી ઉપર ન ફરે ત્યાંસુધી રાજાને સ્નાન કરવાનું ગમતું નહિ.

સેનો નાઇ એના કામમાં ભારે કુશળ હતો. એનો હાથ બહુ હલકો હતો. દાઢી પર એનો અસ્ત્રો ફરતો હોય તો દાઢી કરાવનારને જાણે પીછી ફરી રહી છે એવું જ લાગે. એક વખત જેણે સેના પાસે હજામત કરાવી એને પછીથી બીજા વાળંદ પાસે બેસવું ગમતું જ નહિ. પણ સેનાનો એક નિયમ બહુ વિચિત્ર તો સવારના બે પ્રહર સુધી એ પોતાનો કરતો પછી એ હાથમાં અસ્ત્રો કે ઝાલતો નહિ. ગમે તેટલો મોટો માણસ હોય કે ગમે તેટલું દ્રવ્ય મળતું હોય તોપણ બે પ્રહર વતી ગયા પછી એ પોતાનો ધંધો ચલાવતો નહિ. પછી તો એ નારાયણનું નામ લેતો, દેવ-દર્શન કરતો અને કથાવાર્તા સાંભળવામાં સમય વીતાવતો.

પોતે રાજાનો વાળંદ છે એટલે બીજાની હજામત કોણ કરે ? એવું સેનાના મનમાં કદી અભિમાન આવ્યું ન હતું. એ તો જે કોઇ એને બોલાવે એને ત્યાં જતો ને જેટલી કુશળતાથી રાજાજીની હજામત કરતો એટલી જ કુશળતાથી એક સામાન્ય માણસની પણ હજામત કરતો. સંતસાધુઓ પાસેથી કે ગરીબ માણસો પાસેથી હજામત કર્યા બદલ એ કદી એક પાઇ પણ લેતો નહિ. આથી સૌમાં સેના નાઇનું નામ પ્રિય થઇ પડ્યું હતું.

જે વહાલા[illegible] જગતને વહાલો
કેમ



રાજમહેલમાં પહોંચી સેનાએ રાજાજીના માથે તેલનું માલિશ કર્યું. પછી ખુશમિજાજથી દાઢી બનાવી. ને પછી જવાની રજા માગી.

'અલ્યા સેના! એક વાત પૂછું?' જવાની પરવાનગી આપવાને બદલે રાજાએ સેનાને પ્રશ્ન કર્યો.

હાથ જોડી સેનાએ કહ્યું:

'મહારાજ! આપે તો પૂછવાનું હોય નહિ. આજ્ઞા કરવાની હોય. કહો, શી આજ્ઞા છે?'

'તું હજામત કરતો હોય છે ત્યારે એક અક્ષરેય બોલતો નથી તેમ છતાં તારા હોઠ સતત હાલ્યા કરે છે એનું શું કારણ? તું શું મનમાં ને મનમાં કંઇ બોલતો હોય છે?'

'મહારાજ! જેટલું લેવાય એટલુ નારાયણનું હું નામ લઉં છું એટલે જ હોઠ હાલતા હશે.'

'અહોહોહો, ત્યારે તો અલ્યા તું ભગત છે નહિ વારું?' હસીને રાજાએ પૂછયું.

'કૃપાનાથ! હું તો ભક્તોના ચરણની રજ છું. આ તો જગતના મનુષ્યોનું કે પદાર્થોનું ચિંતન કરવું એના કરતાં ભગવાનનુ ચિંતન કરવું એ વધારે સારું છે એમ માનીને યાદ આવે છે તેટલીવાર-હરિસ્મરણ કરું છું. બાકી ભગવાનના ભક્તો જેવું ભજન હજુ થતું નથી.'

રાજાજી બોલ્યા:

'ભગવાનના ભક્તો કેવું ભજન કરે?'

'ભગવાનના ભક્તો હોય છે એને ભગવાન સિવાય બીજો વિચાર જ ન આવે. બીજી વાતો કે લમણાઝીક એ કદી કરે નહિ સંસારનાં કામોમાં એનું દીલ ચોંટે જ નહિ.'

'ઠીક ઠીક, પણ જો જે તું એવા ભક્તો જેવો બની જતો નહિ. નહિ તો તારું દિલ જો સંસાર પર ઊઠી ગયુ, તો તું અહીં આવવાનું ભૂલી જઈશ. ને તું આવતો અટકી ગયો તો પછી મારી નિત્યની સેવા કોણ ઊઠાવશે?'

'અન્નદાતા! મારા જેવા આપને તો એક નહિ પણ એકવીસ મળે."

'પણ તારા જેવી હજામત કરવાની આવડત કોનામાં હોય?'

'મહારાજ મારામાં તો કોઇ જાતની આવડત નથી. છતાં આપને જો એવું કંઇ જણાતું હોય તો તો મારા ભગવાનની દયાનું ફળ છે.'

ભગવાનની દયાનું સ્મરણ થતાં સેનાના અવાજમાં તરત ફેરફાર થઇ ગયો. ભક્તોનાં હૃદય એવાં જ હોય છે. ભગવાનની કૃપાનું સ્મરણ થતા બરોબર એ દ્રવી જાય.

પણ રાજા કંઇ ભક્ત ન હતો. એ તો ગંમતમાં બોલતો હતો.

સેનાને જવાની રજા આપી એ આસનપરથી સ્નાનગૃહમાં જવા માટે ઊઠયો.

( ૨ )

થોડાક દિવસ વીતી ગયા.

એક દિવસ રાજાના કાને કોઇએ વાત કરી:

'મહારાજ! પેલો હજામ તો ભારે ટેકીલો છે'

'કયો હજામ?'

'પેલો સેનો નાઈ'

'એનુ શું છે?'

'એનો ટેક એવો છે કે બપોર પછી એ કોથળી હાથમાં ઝાલતો નથી.'

'તે આખો દિવસ પછી એ કરે છે શું?'





'ભજન કીર્તન કરે છે, સંતસાધુઓની સેવા કરે છે, અને મંદિરોમાં કથાવાર્તા સાંભળવા ફરતો ફરે છે.'

'પણ ધારો કે, કોઇ એને બપોર પછી બોલાવે તો એ જાય કે નહિ?'

'ના; એ તો કહે છે, બપોર પછી બધો સમય ભગવાનને અર્પણ કર્યો છે એટલે એ સમયમાં બીજાની સેવા ન થાય.'

'ભલે બીજાની સેવા એ ન કરે, પણ મારી સેવા કરવા એ આવે કે નહિ?'

'હું ધારું છું આપને પણ એ ના જ પાડી દેશે.'

'અરે ના શું પાડે? એને મારા રાજ્યમાં રહેવું છે કે નહિ?' રાજાએ દમામથી કહ્યું.

બીજે દિવસે સવારમાં સેનો આવ્યો. રાજાએ એનું નમન સ્વીકારતાં કહ્યું:

'અરે સેના! આજથી તું રોજ બપોર પછી આવવાનું રાખ. સવારનો સમય હમણાં મને અનુકૂળ નથી.'

સેનાએ નમ્રતાથી કહ્યું:

'મહારાજ! ક્ષમા કરશો. બપોર પછી આવવાનું મારાથી બનશે નહિ.'

'કેમ?'

'બપોર પછી હું મારો ધંધો કરતો નથી. ઘણા વખતનો મારો એવો નિયમ છે.'

'ચાલ ચાલ હવે, મોટો નિયમવાળો ન જોયો હોય તો! મારી આગળ નિયમ કેવો? જા, બપોર પછી આવજે.'

સેનો 'નારાયણ નારાયણ' કરતો ચાલ્યો ગયો. નારાયણ નારાયણ એટલે ના. ના.

(૩)

'કેમ રે, તારા ધડ પર કેટલાં માથાં છે?' બીજે દિવસે સવારમાં સેનો રાજાની હજુરમાં હાજર થયો એટલે રાજાએ સેનાને ધમકાવ્યો.

'મહારાજ! હું શું કરું? આપની આજ્ઞા મુજબ મારાથી આવી શકાયું નથી. મેં ઘણો વિચાર કર્યો પણ મારું મન માન્યું નહિ.' લળીને સેનાએ કહ્યું.

'પણ તને ભાન છે ખરું કે રાજાની આજ્ઞા ન માનવાથી પરિણામ શું આવે?'

'રાજાધિરાજ! આપને નારાજ થવાનું મેં કારણ આપ્યું છે એ બદલ હું બહુ દીલગીર છું પણ હું સાચું કહું છું, બપોર પછી હું અસ્રાને કે કાતરને અડકતો જ નથી.'

'તો તું પછી કરે છે શું?'

'ભગવાનનું બની શકે એટલું ભજન કીર્તન કરું છું.'

'એ ભજન કીર્તન પછી ન થાય?'

'મહારાજ! એક વખત નિયમ તૂટ્યો એટલે પછી ભજનમાં ભંગ પડે. ખરી રીતે ભજન તો ચોવીસે કલાક કરવું જોઇએ. અખંડિત ભજનનો અપૂર્વ મહિમા છે. પણ સંસારીઓના ગજા ઉપરની એ વાત છે. પેટને માટે, પરિવારને માટે કંઇને કંઇ ધંધો કરવો જ જોઇએ એટલે અખંડિત રીતે ભજનકીર્તન બનતું નથી.'

રાજાને આ જ્ઞાન ગમ્યું નહિ. એણે રોફથી કહ્યું:

'તારા ભાષણની મારે મન કંઇ કિંમત નથી. હું તો એટલું સમજું કે મારી આજ્ઞા



તારે માનવી જ જોઇએ. કાલે ન આવ્યો તે ગુનાં બદલ આજે તો જવા દઉં છું પરંતુ આજે નહિ આવે તો પછી કાલે તારી વાત છે.'

સેના નાઇએ રાજાના મુખ સામે જોઇ બેધડક કહ્યું:

'કૃપાનાથ! મારી એક વિનંતી છે.'

'શી?' મૂછોના આંકડા ચઢાવતાં રાજાજીએ પૂછ્યું.

'આપ મને આપની સેવામાંથી છૂટો કરો.'

'એટલે?'

'બીજા કોઇ વાળંદને આપની સેવા માટે રોકો.'

'એ નહિ બને. તારે જ આવવું પડશે અને તે મેં જણાવેલા સમયે જ.'

હવે વધુ બોલવામાં સાર નથી એમ જાણી બગલમાં થેલી દબાવી સેનો નાઇ રાજમહેલનાં પગથીઆં ઉતરી પડ્યો.

ઘેર આવી સેનાએ સજલ નયને શ્યામસુંદરને ફરિયાદ કરી:

'નારાયણ! નારાયણ! શું કરવા ધાર્યું છે? તમારી આ કેવી રીત? નજીવા કારણે તમારા ભજનમાં ભંગ પાડવા કેમ તૈયાર થયો છો? રાજાને સદ્બુદ્ધિ આપો! સ્વામી! હું તો બાળક છું. તમારા મોટા મોટા ભક્તોની ભલે તમે કસોટી કરી, એ તો જબરા હતા. તમારી કસોટીમાંથી એ તો અણીશુદ્ધ પાર ઉતર્યા, પણ નાથ! મારામાં એવી શક્તિ નથી. હું તો જોતજોતામાં હારી જાઉં! મારી કસોટી કરવાનો વિચાર કર્યો હોય તો માંડી વાળજો.'

( ૪ )

નગરના પ્રસિદ્ધ શિવાલયમાં એક સંત આવ્યા હતા. થોડા દિવસથી એ રોજ સાંજે ભગવાનની કથા નગરજનોને સંભળાવતા હતા. ઘણા માણસો સંતની મીઠી વાણી શ્રવણ કરવા શિવાલયમાં સાંજે ભેગા થતા હતા. મહાત્મા પ્રેમથી ભગવદ્ચર્ચા કરતા અને ભક્તિની ગંગા વહાવતા.

સેનો નાઇ આ કથામાં નિયમિત હાજરી આપતો. આજે સમય થતા બરોબર એ ઘેરથી નીકળી શિવાલયમાં આવી પહોંચ્યો. રાજાની ધમકી કથાનો સમય થતાં એ વિસરી ગયો. પરિણામ આવવાનું હોય તે આવે, એવો નિશ્ચય કરી એ શ્રોતાઓમાં જઇ બેઠો ને પ્રેમથી કથા શ્રવણ કરવા લાગ્યો.

આ બાજુ સાંજના છ વાગવા આવ્યા છતાં સેનો આવ્યો નહિ એટલે રાજાનો મિજાજ ગયો. એમણે અનુચરોને હુકમ કર્યો:

'જાવ, સેના હજામને જ્યાં હોય ત્યાંથી પકડી લાવો. આવતાં આનાકાની કરે તો મારતા મારતા લાવો.'

રાજાની આજ્ઞા થતાં હાથમાં ડંડા લઇ દસ વીસ અનુચરો ઉપડ્યા. ખોળતા ખોળતા શિવાલયમાં આવી પહોંચ્યા શ્રોતાઓની વચમાં બેસીને સેનોનાઇ કથા સાંભળતો હતો, એની પાસે જઇ એક અનુચરે એનું બાવડું પકડી ખેંચ્યો.

સેનાએ ચમકીને પાછળ જોયુ.

'ચાલો, ઊઠો, રાજાજી બોલાવે છે.' અનુચરે ઘોઘરા ઘાંટાથી કહ્યું.

સેનો વસ્તુસ્થિતિ સમજી ગયો. એણે ઊઠવાની અનિચ્છા બતાવી એટલે તરત એના બરડામાં રાજાના સેવકે ડંડો ફટકાર્યો.

શ્રોતાઓમાં ખળભળાટ થઇ ગયો.

'કેમ રે! કેમ આ ભગતને મારે છે? કોણ છે તું? શરમ નથી આવતી?' શ્રોતાઓએ પ્રશ્નોની ઝડી વરસાવવા માંડી. કોલાહલ થતાં કથાકારે કથા અટકાવી. કેટલાક ઊભા થઇને રાજસેવક અને સેનાનાયીને વીંટળાઇને ઊભા.

આ જોઇ બીજા અનુચરોએ પાસે આવી રાજાની આજ્ઞા સંભળાવી.

લોકોને આશ્ચર્ય થયું. રાજાજીનો તો સેનો માનીતો વાળંદ હતો. આજે એનો એવો શો અપરાધ થયો છે કે રાજાજી એને પકડી મંગાવે છે!

રાજાની આજ્ઞા સાંભળી ધીરે ધીરે લોકો ખસવા લાગ્યા. પોતે જો વધુ વાર શિવાલયમાં ઊભો રહેશે તો કથામાં ભંગ પડશે એવું સમજીને સેનાએ પોતાની મેળે રાજસેવકો સાથે ચાલવા માંડયું.

રાજમહેલમાં આવતાં રાજાએ ગુસ્સાથી પૂછયું:

'કેમ રે હજામ! બહુ ચરબી ચઢી છે કંઈ! ત્રણ ત્રણ વખત તેં મારી આજ્ઞાનો ભંગ કર્યો છે, એ તું જાણે છેને?'

'મહારાજ! મેં મારી લાચારી તો પહેલે જ દિવસે જણાવી હતી' સેનાએ નમ્રતાથી કહ્યું.

'એટલે હજુય તું તારા મિજાજ પ્રમાણે વર્તવા માગે છે કેમ?'

'મહારાજ! આપ અવળું સમજો છો. મિજાજ કરવા જેવું મારી પાસે છે જ શું!'

'તો પછી મારી આજ્ઞા પ્રમાણે અહીં હાજર થતાં તને થાય છે શું?'

'મહારાજ! આપ નહિ માનો પણ હું સાચું કહું છું કે બપોર પછી હું જાણે મારું કામ ભૂલી જતો હોઉં એવું લાગે છે. મારું ધ્યાન કામ કરવામાં બિલકુલ રહેતું નથી.'

'એ તો હું જોઇશ કે તારું ધ્યાન કેવું રહેતું નથી. જરા પણ ગફલત થઇ તો બરડામાં કોરડો પડશે સમજ્યો! એક નોકરને કોરડો લઇ તારી પીઠ પાછળ ઊભો રાખું છું.'

સેનાએ જાણ્યું કે મમતે ચઢેલો રાજા માને એવો નથી. એ પોતાનો નિયમ આજ મુકાવ્યા વગર રહેનાર નથી. એવી વિચારીને એ બોલ્યો:

'મહારાજ! આપ સત્તાધીશ છો. આપની સામે મારા જેવાથી હઠ કરાય નહિ. બોલો, મારે શું કરવાનું છે!'

સેનાને ઢીલો પડેલો જોઇ રાજાના મનમાં આનંદ થયો. એણે કહ્યું:

'તારે અત્યારે તો મારી દાઢી બનાવવાની છે. પહેલા બનાવ પછી બીજી વાત.'

'ભલે, પણ મહારાજ! મારી કોથળી અત્યારે મારી પાસે નથી. તે લઇ આવવાની આજ્ઞા આપો તો ઘેરથી લઇ આવું.'

'પણ પાછો તું ગુમ થઇ જાય તો?'

'ના, હું ઘેર જઇને પાછો અહીં જ આવીશ છતાં જરૂર જેવું આપને લાગતું હોય તો એક બે અનુચરોને મારી સાથે મોકલો.'

રાજાએ સેનાના મુખ સામે જોઈ કહ્યું:

'માણસોને મોકલવાની કશી જરૂર નથી. તારા ઉપર હું વિશ્વાસ રાખું છું. જા, જલદી ઘેર જઇને આવ. તું ચાલાકી કરે એવો તો નથી છતાં ખ્યાલમાં રાખજે આ વખતે મારી



સાથે જો કંઇ રમત રમ્યો તો ધડ ઉપર માથું સલામત નહિ રહે.'

નમન કરી ધીમા પગલે સેનો નાઇ ઘર તરફ ચાલ્યો.

થોડુંક ચાલ્યા પછી એના કાને ઘંટારવ સંભળાયો, માથું ઉંચું કરી જોયું તો સામે શિવાલય ઊભું હતું. ધૂનમાં ને ધૂનમાં એ ઘર તરફ જવાને બદલે શિવાલય તરફ આવી ગયો હતો. કથા હજુ ચાલતી હતી, પ્રસંગ પણ મજાનો ચાલી રહ્યો હતો. સેનો નાઇ પોતાની પરિસ્થિતિ ભૂલી ગયો. 'વિઠ્ઠલ વિઠ્ઠલ' કરતો એ કથામાં પાછો બેસી ગયો.

પણ શ્યામસુંદર હવે શાન્તિથી બેસી શકયા નહિ. અનન્ય ભાવથી જે એમને ભજે છે એની પ્રતિષ્ઠાની રક્ષા કરવાનું કામ એ કર્યા સિવાય રહેતા નથી.

એમણે સેનાનો ખેલ સજાવવાનો વિચાર કર્યો. સેનાનું રૂપ લઇ એ રાજમહેલમાં પહોંચ્યા રાજા ભગવાનને કયાંથી ઓળખી શકે? એ તો એમ જ સમજ્યો કે પોતાની ધાકથી સેનો કોથળી લઇને પાછો આવ્યો છે.

સેનાના વેશમાં ભગવાનને આવેલા જોઇ રાજા બોલ્યોઃ

'કેમ! આવી ગયો?'

– 'મહારાજ! આપ નારાજ થઇ ગયા એટલે કંઇ ચાલે!' ભગવાને ધીમા અવાજથી કહ્યુ.

'ઠીક, ચાલ હવે ઉતાવળ કર. જલદીથી દાઢી બનાવી નાખ. મારે બગીચામાં ફરવા જવાનો વખત થયો છે.'

ભગવાન રાજાની સામે બેઠા. કોથળી ખોલી એમાંથી અસ્રો, આરસી, નરેણી, કાતર વગેરે એક પછી એક કાઢી બાજુ પર મૂકયું. પછી વાડકીમાં પાણી ભરી રાજાની દાઢી પર સાબુ લગાડવાનું કામ શરૂ કર્યું.

આ નવા નાઇની કોથળી પણ અદ્ભુત હતી. અને એમાંની ચીજો પણ જોઇ રહેવાનું મન થાય તેવી હતી.

રાજાએ નાની સરખી આરસી હાથમાં ઉપાડી. એનો કાચ એટલો બધો નિર્મળ હતો કે એકવાર એમાં મુખ જોયા સિવાય ચેન પડે જ નહિ.

'અલ્યા! આ આરસી નવી આણી કે શું! પહેલાં તો આ ન હતી!' રાજાએ આરસી હાથમાં લઇ પૂછ્યુ.

ભગવાને ઠાવકું મુખ રાખીને કહ્યું:

'જી, હા.'

'કાચ એનો બહુ સારો છે.' આમ બોલીને રાજાએ આરસીને પોતાના મુખ સામે ધરી. પણ એમાં એ પોતાનું મુખ બરાબર જોઇ લે ત્યાર પહેલાં એને પોતાની આંખો બંધ કરી દેવાની ફરજ પડી.

આરસીમાં એક ભયંકર સ્વરૂપનુ એને દર્શન થયુ.

દાનવરાજ હિરણ્યકશિપુને મારવા ભગવાને જે સ્વરૂપ ધારણ કર્યું હતું તે નરહરિ સ્વરૂપનું દર્પણમા દર્શન થતાં રાજા ચમકી ઊઠયો. આરસીને જમીન પર મૂકી દઇ એ આજુબાજુ જોવા લાગ્યો.

'કેમ શું છે મહારાજ!' ભગવાને મનમાં હસીને રાજાને પૂછ્યુ.

'કંઇ નહિ કંઇ નહિ.'

'આરસીનો કાચ કેવો લાગ્યો?'

'ઠીક છે, સારો છે.'

'એ કાચ મને મારા કાકા તરફથી મળ્યો હતો. બહુ ઉંચી જાતનો છે. જુઓ તો ખરા! એ કેટલો જાડો છે!' કહીને ભગવાને આરસી ફરીથી રાજાના મુખ સામે ધરી

રાજા ભયમાં ચીસ પાડી ઊઠયો. એને દર્પણમાં એના તરફ દોડતો એક જબરજસ્ત વારાહ દેખાયો હતો.

રાજાની ચીસ સાંભળી સેવકો દોડી આવ્યા. રાજા આસન પરથી ઊભો થઇ ચારે બાજુ જોવા લાગ્યો.

'મહારાજને શું થયું?' સેવકોએ ભગવાનને પૂછયુ. અરીસો લઇ દાઢી કરવાની તૈયારી કરતા ભગવાને કહ્યું:

'કોણ જાણે!' પછી રાજા તરફ ફરી ઊભા થઇ ભગવાને પૂછયું:

'મહારાજ! આપ ઊભા કેમ થઇ ગયા! આસન પર બીરાજો! આપને ફરવા જવાનું પાછું મોડું થશે.'

સેવકોને જોઇ રાજા પાછો આસન પર બેઠો.

ભગવાને પાણીથી છલોછલ ભરેલી વાડકી પોતાની પાસે ખેંચી રાજાની નજર એના પર પડે એવી રીતે ગોઠવી દાઢી કરવા અસ્રાવાળો હાથ ઉંચો કર્યો પછી રાજાનું માથું સહેજ નીચું નમાવી એમણે અસ્રો કાન આગળ અડકાડયો.

માથું નીચું થતા રાજાની નજર પાણીની વાડકી પર પડી ને તરત ભયમાં માથું એણે ઊંચું કરી દીધુ વાડકીના જળમાં પાછું કંઇક દેખાયુ. એક પ્રચંડ કપી હાથમાં ઝાડનું થડ ઉંચકી રાજાના માથામાં મારવા આવતો ન હોય એવું દશ્ય કટોરીના જળમાં જોતાં રાજાનુ હૃદય ધડકી ઊઠયું. આજે ચમકી જવાય એવાં દશ્યો એને હજામની આરસીમાં અને કટોરીમાં દેખાયાં. એણે અસ્રાવાળો ભગવાનનો હાથ પકડી લીધો.

'મહારાજ આજે અસ્વસ્થ હોય એમ લાગે છે.' ભગવાને રાજાને કહ્યું.

રાજા બોલ્યોઃ

'હા, સેના આજે હજામત કરવી રહેવા દે. કાલે તને બોલાવું ત્યારે આવજે. આજે હવે જા'

અસ્રો કોથળીમાં મૂકતાં ભગવાને કહ્યું:

'મહારાજ કાલે આ વખતે આવું કે સવારે આવું?'

'આ વખતે નહિ. સવારે આવજે.'

'ઘણું સારુ થયું મહારાજ કે સવારે આવવાની આજ્ઞા આપી. બપોર પછીના સમયે જેની હજામત કરવા બેસું છું, એની તબિયત એકાએક બગડી જાય છે. મહારાજ આપના જેવી સ્થિતિ આ પહેલાં ઘણાની થઇ ગઇ હતી એટલે પછી મેં બપોર પછી કોઈને હજામત નહીં કરવાનો નિયમ લીધો હતો.'

રાજાએ ભગવાનના મુખ સામે જોયું. પછી એ બોલ્યોઃ

'તેં પહેલેથી આવી વાત કેમ કરી નહી? અને બપોર પછી જેની તું હજામત કરવા બેસે છે એની તબિયત કેમ બગડે છે?'

'મહારાજ! એની તો મને પણ ખબર નથી.'

'ઠીક, જા હવે.'

કોથળી બગલમાં મારી હસતા હસતા ભગવાન રાજમહેલમાંથી બહાર નીકળ્યા.



(૫)

'અચ્યુતં કેશવં રામનારાયણં
કૃષ્ણ દામોદરં વાસુદેવં ભજે....'

શિવાલયના સંતે કથા બંધ કરી ને સેનો નાઈ કથાની ધૂનમાંથી જાગૃત થયો. જાગૃત થતાં એને રાજાની આજ્ઞા યાદ આવી. અંધારું થઈ ગયું હતું. રાત પડી હતી. રાજાની પાસેથી નીકળ્યે ઘણો સમય થઈ ગયો હતો. હવે!

વહેલો વહેલો એ ઘેર પહોંચ્યો પત્નીને પૂછ્યું:

'રાજાજી તરફથી કોઈ આવ્યું હતું?'

પત્નીએ ડોકું હલાવી ના પાડી. સેનાને આશ્ચર્ય થયું. રુક્મિણીવલ્લભ વહારે ધાયા હતા એનો ખ્યાલ એને શાનો આવે!

'હરિ વિઠ્ઠલ!' હરિ વિઠ્ઠલ! કરતો કરતો એ નિદ્રાધીન થયો.

સ્વપ્નામાં ભગવાને દર્શન દઈ કહ્યું:

'સેના! મારા ભક્તનો વાળ પણ વાંકો કરવાની કોઈની તાકાત નથી. તું નિશ્ચિત રહેજે. રાજા હવે તારું નામ નહિ લે. તારો ટેક જળવાયો છે.'

ભગવાનના મીઠા શબ્દો સાંભળી સેનાના હૈયાને ટાઢક વળી.

બીજે દિવસે સવારે નાહી ધોઈ માળા ફેરવી સેનો નાઈ કોથળી લઈ ગજમહેલમા ગયો.

રાજાએ પ્રેમથી એને બોલાવ્યો. પણ એની આરસી ને કટોરી કોથળીમાંથી નહિ કાઢવાની જ્યારે એણે સૂચના કરી ત્યારે સેનાને આશ્ચર્ય થયું. એણે વિનયથી પૂછ્યું:

'મહારાજ! આપને એવી આજ્ઞા કરવાની કેમ જરૂર પડી?'

રાજાએ કહ્યું:

'કેમ? કાલે સાંજે તું આવ્યો' તો તે વખતનો પ્રસંગ ભૂલી ગયો?'

'મહારાજ! ક્ષમા કરો! મારો અપરાધ થયો છે કાલે આપની આજ્ઞા લઈ ગયો પણ પછી મારાથી અવાયું નહિ.'

રાજાએ કહ્યું:

'અલ્યા જૂઠું બોલતાં ક્યારથી શીખ્યો? કાલે તો તું થોડીવારમાં જ પાછો આવ્યો હતો.'

સેનો આશ્ચર્યથી રાજાના મુખ સામે જોઈ રહ્યો. એને કશી સમજ પડી નહિ પણ જ્યારે રાજાએ વિગતવાર બધી વાત કરી ત્યારે એના મગજમાં એકાએક પ્રકાશ પડ્યો.

'રુક્મિણીવલ્લભ! રુક્મિણિવલ્લભ! આ તમે શું કર્યું! આવું તે તમારાથી થાય! મારા નાથ! એની જરૂર શી હતી?' રાજાની વાત સાંભળી સેનો નાઈ બોલતાં બોલતાં રડવા લાગ્યો.

રાજાના આશ્ચર્યમાં વળી વધારો થયો.

'અરે ભાઈ! તું રૂવે છે શા માટે?' રાજા પૂછવા લાગ્યો.

સેના નાઈએ રાજાના બે પગ પકડી લીધા.

'મહારાજ! તમને ધન્ય છે. તમારો અવતાર સફળ થઈ ગયો. તમે બહુ ભાગ્યશાળી છો.'

'હું ભાગ્યશાળી કેવી રીતે?'

'એ સિવાય મારા સ્વામી તમારી સામે આવે શી રીતે?'

'તારા સ્વામી કોણ?'

'મારા સ્વામી—મારા નાથ—રુક્મિણીવલ્લભ.

'તું ભગવાનની વાત કરે છે? એ ક્યારે આવ્યા?'

'મહારાજ! મહારાજ! તમે હજુ અંધારમાં ક્યાંસુધી રહેશો? ગઇ કાલે સાંજે બીજી વખત કોણ તમારી પાસે આવ્યુ હતું?'

'તું.'

'ના રે ના, હું તો મહાદેવના દહેરામાં કથા સાંભળવા બેઠો હતો. મને ત્યાં કોઇ જાણે ખેંચી ગયુ હતું.'

'તો તારે બદલે....'

'મારે બદલે મારું રૂપ લઇને મારા સ્વામી તમારી સામે પધાર્યા હતા. રાજન્! તમે એમને ન ઓળખ્યા?'

રાજાના મનમાં ગઇ કાલથી જ ભારે ફેરફાર થઇ ગયો હતો. ભગવાનના હાથનો સ્પર્શ મસ્તકને અને કાનને થયો હતો એ અસામાન્ય ઘટના હતી. એ સેના નાઇના ખુલાસાથી એકાએક જાગૃત થઇ ગયો. એની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. ગળગળા અવાજથી એ બોલ્યો:

'સેના! ભગવાનને તું ઓળખી શક્યો. પણ એ મારી સામે આવ્યા તો ય હું દુર્ભાગી સમજી શક્યો નહીં. એ કોઇ મહાપાપનું ફળ હોવું જોઇએ. મને લાગે છે કે તને કટુ શબ્દો કહી મેં દુભવ્યો હતો એનુંજ એ પરિણામ છે.'

'મહારાજ! એવું ઓછું લાવશો મા. ભગવાન તો બહુ દયાળુ છે. અભિમાન ત્યજીને, બાલક જેમ માને પોકારે એવી જ સરળતાથી અને સ્વાભાવિકતાથી આપણે જો ભગવાનને યાદ કરીએ તો એ કરુણાસિંધુ આપણા ઉપર જરૂર કૃપા કરે.'

સેના નાઇના શબ્દો રાજાના અંતરમાં ઉતરી ગયા. એણે એ જ દિવસથી ભગવાન સાથે સંબંધ જોડી દીધો. રોજ એ ભગવાનનું ભજન કરવા લાગ્યો, સંત-સાધુઓને સેવવા લાગ્યો અને તીર્થસ્થાનોમાં ફરવા લાગ્યો.

ઘણાં વર્ષો પછી એક દિવસ રાજાની ભક્તિ દૃઢ થતાં ભગવાને સેના નાઇની સાનિધ્યમાં પોતાના દિવ્ય સ્વરૂપનું રાજાને દર્શન આપ્યુ. સેના નાઇ ઉપર તો ભગવાનની પહેલેથી કૃપા હતી જ. આ વખતે સવિશેષ થઇ. એના મસ્તક ઉપર ભગવાને પ્રેમથી હાથ મૂકી કહ્યું:

'સેના! ઉચ્ચ નીચનો ભેદ હું જોતો નથી. હું તો નિષ્કપટભાવથી મારા ભક્તોની જે સેવા કરે છે ને નિસ્વાર્થ બુદ્ધિથી મને જે ભજે છે એના પર પ્રસન્ન થાઉ છું. તું મને પ્રિય છે કારણ કે તું મને જિંદગીભર સંભારતો રહ્યો છે.'

સેનો નાઇ ભગવાનના ચરણકમળમાં ઢળી પડ્યો.

વિઠ્ઠલને બહુ વ્હાલથી
ભજતાં કરતો કામ;
એથી સેના નાઇનું,
અમર થયુ 'રવિ' નામ.



# ભકત નરહરિ સોની

रुद्राणां शंकरश्चास्मि ।

ગી. ૧૦–૨૩

શંકરપ્રિય મમ દ્રોહી, શિવદ્રોહી મમ દાસ, તે નર કરહીં કલ્પભર, ઘોર નરકમેં બાસ,

—ભગવાન રામ

× × ×

હરિ—હર એક સ્વરૂપ અંતર નવ ગણશો, ભોળા-ભૂધરને ભજતાં ભવસાગર તરશો.

× × ×

'નરહરિ ! ઓ નરહરિ !'

'કોણ હશે ?'

'અરે ભાઇ, દ્વાર તો ઉઘાડો.' નરહરિ સોનીએ ઘરનું બારણું ઉઘાડયું.

'ઓહો. શેઠજી આપ ? પધારો ! પધારો ! સવારના પહોરમાં આપનાં દર્શન કયાંથી !'

હસીને શેઠે કહ્યું :

'જરા તમારું કામ પડયું છે.'

'ફરમાવો.' શેઠને દુકાનમા બેસાડી સોનીએ વિવેકથી કહ્યુ.

પંઢરપુરના જાણીતા ધનપતિએ ગજવામાથી સોનાનો એક કીમતી હાર કાઢી સોનીના હાથમા મૂકતાં કહ્યુ :

'આ હારની એક સેર તૂટી ગઇ છે એને જરા બરાબર કરી દેવાની છે.'

'કરી દઉં. આપ ઘડીવાર બેસો' સોનીએ હારની તૂટેલી સેર તરફ નજર કરતાં કહ્યું.

'કેટલીવાર લાગશે ! મારે વધારે વાર ખોટી થવું પાલવે એમ નથી. ભગવાનનાં દર્શન કરીને પછી પેઢી પર જવુ છે.'

'શેઠજી ! આપને વધારે વાર ખોટી થવું નહિ પડે. પરંતુ....'

શેઠે પૂછયું :

'શું પરંતુ ?....'

'મારો નિયમ તો આપ જાણો છો ને !'

'તમારો શો નિયમ છે ? તમે કહેશો એટલી મજૂરી મળી જશે.'

'મજૂરીની વાત નથી. એ તો આપને યોગ્ય લાગે તે આપશો.'

'તો પછી બીજો કયો નિયમ છે ? હું તો તમારી દુકાને પહેલી વાર આવું છું. કંઈ કામ હોય તો મુનિમ આવી જાય છે. આ તો શેઠાણીનો હાર છે. કાલે રાત્રે જ તૂટી ગયો એટલે મનમા થયુ કે ચાલો, તમારી દુકાન આગળ થઇને નીકળું.'

'આપ પધાર્યા તેથી મને ઘણો આનંદ થયો. સવારના પહોરમાં આપના જેવા ભાગ્ય-

શાળી મારે આંગણે પધારે એ તો મારું સદ્‌ભાગ્ય કહેવાય. પણ મારો નિયમ એવો છે કે હું બોલાવું તે પ્રમાણે ભગવાન શંકરનાં પરમ પવિત્ર નામનો ઉચ્ચાર જે કરે એનું જ કામ સવારના પહોરમાં હું સ્વીકારું છું. સૌથી પહેલાં આજે આપ કામ લઈને આવ્યા છો એટલે....'

'નિયમ તો સારો છે. ભગવાનનાં નામ બોલવામાં કોઇને વાંધો શો હોય ? પણ એક વાત પૂછું ?'

'પૂછો.'

'શંકર ભગવાનનાં જ નામ બોલવાં જોઇએ. એમનું જ સ્મરણ કરવું જોઇએ એવો આગ્રહ રાખવાનું શું કારણ ? ભગવાન પંઢરીનાથનું નામ બોલીએ તો કંઈ વાંધો છે ?' શેઠે સહેજ હસીને પ્રશ્ન કર્યો.

'હા, વાંધો છે.

હર હર મહાદેવ શંભો, કાશી વિશ્વનાથ ગંગે !–એ શબ્દો જ બોલવા જોઇએ. એવો મારો નિયમ છે.'

'અરે ભલા માણસ,

જય જય પાંડુરંગ હરિ ! એમ કોઇ બોલે તો એમાં બગડી શું જાય ? પંઢરપુરમાં તો પાંડુરંગની જ આણ ફરે છે.'

શંકરભક્ત સોનીએ માથું હલાવી કહ્યું:

'પંઢરપુરમાં ભલે પાંડુરંગની આણ ફરતી હોય, પણ મારા હૃદય ઉપર તો ભગવાન સદાશિવની સત્તા ચાલે છે.'

'તમારી વાત ઠીક છે. પણ એ તો સમજાવો કે હરિ ને હરમાં ફેર શો છે ? હરિ એટલે હર. ને હર એટલે હરિ. તમે એ જાણો છો કે નહિ ?'

'ના રે, એવું જાણવાની મારી ઇચ્છા નથી. હરની તોલે કોઇ આવી શકે નહિ. મહાદેવ એમનું નામ છે. મહાદેવ એટલે મોટા દેવ. બધા દેવ કરતાં મોટા. એટલે એ જ ખરી રીતે ભગવાન છે. બીજા એમના કરતાં નાના.'

શેઠ ખડખડાટ હસી પડ્યા.

સોનીએ કહ્યું:

'માફ કરશો. હસવાની કંઈ જરૂર નથી. તમને મારી વાત રુચતી ન હોય તો આપનો દાગીનો પાછો લો.'

ચતુર શેઠે હસવું ખાળી મીઠાશથી કહ્યું:

'નરહરિ ! તારી શંકરભક્તિ ઉંચા પ્રકારની છે એ જોઇ હું રાજી થયો છું. પણ આવી રીતે ભેદભાવ ગણવો એ તો ભાઈ, ઠીક નથી. મહાદેવ મોટા અને બીજા બધા છોટા એવું તો કોઇ ભક્ત સ્વીકારે નહિ.'

'ન સ્વીકારે તો મારો કંઈ આગ્રહ નથી.'

'પણ આવી રીતે તું હઠ કરે તો પછી તને કામ કોણ આપે ! ભગવાનનાં બધાં નામ પવિત્ર છે. જેને જે નામ રુચે એ નામનું એ રટણ કરે.'

'શેઠજી ! ચર્ચા કરતાં મને આવડતી નથી. હું તો મારી રીતે કામ કરું છું.'

શેઠ સોનીના મુખ તરફ ક્ષણેક જોઇ રહ્યા. પછી બોલ્યા:

'અને કોઇ તું કહે તે પ્રમાણે ન બોલે તો ?'

'તો એનું કામ હું સ્વીકારતો નથી.'



'પણ એવી હઠ પકડવાથી તને કોઇ વખત મોટું કામ ન પણ મળે એ તું જાણે છે ?'

'ન મળે તો કાંઇ નહિ.'

સોનીને પોતાની કારીગરીમાં વિશ્વાસ હતો. એણે બેપરવાઇથી શેઠને સંભળાવી દીધું.

પણ શેઠજી આજે હેતુપૂર્વક આવ્યા હતા. સોનીના હરિ–હર વચ્ચેના ભેદભાવની વાત એમના કાને આવી હતી. સોનીના મગજ ઉપર સવાર થયેલી ધૂન આખા પંઢરપુરમાં જાણીતી થઇ હતી. શેઠજીને એ ધૂન ખોટી લાગી. સોનીને સાચા માર્ગની સમજ પાડવા પંઢરીનાથના એ ભક્ત સોનીની દુકાને દાગીનો લઇને આવ્યા હતા. છેલ્લા શબ્દો સાંભળી મનમાં હસીને એ બોલ્યાઃ

'નરહરી ! શંકરજીના નામની ધૂન બોલવામાં મને કંઇ વાંધો નથી. પણ તારી સમજ બરાબર નથી એ કારણે હું ચર્ચા કરું છું. સમજ તો ખરો કે તું મારું કામ ન સ્વીકારે તો ભવિષ્યમાં પછી મારા તરફથી કોઇ કામ તને મળે ખરુ ?'

'ક્ષમા કરશો શેઠજી ! કોઇની દયા ઉપર હું જીવતો નથી. મારે તો ભગવાન સદાશિવનો આધાર છે. એમનો મેં આશ્રય સ્વીકાર્યો છે. એ મારો ધંધો ચલાવે છે. તમારુ કામ નહીં મળે તો બીજા કોઇનુ એ કામ અપાવશે.'

'ઠીક ઠીક, આ કામ કરી આપે તો એની મજૂરી તું કેટલી ધારે છે ? એકાદ સોનામહોર તો મજૂરી બદલ તું માગી શકે નહિ કેમ ખરુ ને ?'

'અરે શેઠજી ! એક સેર જોડી આપવામાં એટલી બધી મજૂરી હોય ખરી ? મામુલી રકમની આશા રાખી શકાય.'

'બરાબર. પણ હું તને પાંચ સોનામહોર તારી મજૂરી બદલ આપવા તૈયાર છું. ચર્ચા બાજુ પર મૂકીને તું કામ કરે તો.'

સોની શેઠની વાત સમજી ગયો એણે દઢતાથી કહ્યું :

'પાંચને બદલે પાંચસો સોનામહોરો આપો તો ય મારી શરતનું પાલન ન થાય તો હું કામ કરી આપુ નહિ.'

હસીને શેઠજી બેઠક ઉપરથી ઊભા થયા.

(૨)

નરહરિ સોની પંઢરપુરનો વિખ્યાત સોની હતો. આજુબાજુના પ્રદેશમાં પણ એના કામનાં વખાણ થતાં હતાં. એનાં બે કારણ હતાં. એક તો એની કારીગરી અને બીજું એની પ્રામાણિકતા. એ દિલનો સાચો હતો. એનુ હૃદય પવિત્ર હતું. આચાર વિચાર ઉંચા હતા. અને કેમ ન હોય ? નાનપણથી ભગવાનના મંગલમય નામનું રટણ કરવાનું એને વ્યસન પડયુ હતું. એની મા મહાદેવજીની અનન્ય ભક્ત હતી. મહાદેવજીનાં દર્શન કર્યા સિવાય, પંચાક્ષરી મંત્રનો લાંબા સમય સુધી જપ કર્યા સિવાય મોંઢામાં પાણીનું એક ટીપુ પણ એ મૂકતી નહિ. નરહરિ ઉપર એની આવી માતાના સંસ્કારો નાનપણથી જ પડયા હતા. અને જેમ જેમ એ મોટો થતો ગયો તેમ તેમ એ પ્રબળ થતા ગયા. પરિણામે ભગવાન સદાશિવની ભક્તિનો રંગ એના હૃદય ઉપર દિવસે દિવસે વધારે ને વધારે ઘાડો થતો ગયો.

હરતાં ફરતાં, ઊઠતાં બેસતાં, ખાતાં પીતાં




'નમઃ શિવાય, નમઃ શિવાય' એ મંત્રનું રટણ એ કરતો હતો. મોટા થયા પછી પોતાનો ધંધો એણે શરૂ કર્યો ત્યારે પણ પોતાના ઇષ્ટદેવને એ ભૂલ્યો ન હતો. કામ કરતાં કરતાં પણ એ ભોળા શંભુનાં પરમ પવિત્ર નામોનો ઉચ્ચાર કરતો હતો. એમની ભક્તવત્સલતાને યાદ કરી કરીને આનંદ પામતો હતો. ઘણીવાર ગળગળો પણ થઇ જતો હતો

ભોળાશંભુ પણ એની ભક્તિથી આનંદ પામતા હતા. પણ એક વાત નરહરિ સોનીની ભગવાન શંકરને ગમતી ન હતી. નરહરિ બીજા કોઇ દેવને માનતો ન હતો. એટલુ જ નહિ ભગવાનનાં બીજાં બધાં નામના કરતાં મહાદેવજીનું નામ વધારે પવિત્ર છે. બીજા બધા દેવતાઓ કરતાં મહાદેવ મોટા છે. ભગવાનના અવતારો ભલે ઘણા થઇ ગયા હોય પણ એ બધાનું મૂલ્ય મહાદેવજીના ચરિત્ર આગળ કંઇ હિસાબમાં નહિ આવી અવળી સમજ નરહરિના મનમા ઘર કરીને બેઠી હતી. એથી એ બ્રહ્મા, વિષ્ણુ, રામ, કૃષ્ણ, આદિ ભગવદ્સ્વરૂપોની અવગણના કરતો હતો. અને આ જ કારણથી પંઢરપુરમા એ રહેતો હોવા છતાં ભગવાન પંઢરીનાથનાં દર્શન કરવા એ કદી ગયો નહતો હરિ અને હર વચ્ચેનો આવો ભેદ અજ્ઞાની સિવાય બીજો કોણ રાખી શકે ? પણ નરહરિને અજ્ઞાની કહી શકાય નહિ. જે અભક્ત હોય તે જ ખરી રીતે અજ્ઞાની છે. નરહરિની સમજ બરાબર ન હતી એ જ એક એનામાં મોટી ખામી હતી ભગવાનના એક સ્વરૂપને સેવવું અને બીજા સ્વરૂપની અવગણના કરવી એ ભગવાન રાજી થાય એવું કામ ન કહેવાય નરહરિ સોની સમજવા માગતો ન હતો. પોતાની માન્યતા જ ખરી છે એમ એ મનથી માનતો હતો અને સૌને મનાવવા માગતો હતો

પોતાના ભક્તનું આ અજ્ઞાન દૂર કરવા એક દિવસ ભગવાને નિશ્ચય કર્યો. સમજ વગર અવળા માર્ગે જો કોઇ બાળક જાય તો માબાપ એને હાથ પકડીને સીધા માર્ગે લાવે છે કે નહિ ? બરાબર એ જ રીતે દયાળુ શંકરે, ભક્તના ભોળા ભગવાને નરહરિને સીધા રસ્તા પર આણવા એક પ્રસંગ યોજ્યો. નરહરિનું અજ્ઞાન એ પ્રસંગથી ટળી ગયું.

( ૩ )

'હરહર મહાદેવ શંભો ! કાશી વિશ્વનાથ ગંગે ! કાશી વિશ્વનાથ ગંગે ! કાશી વિશ્વનાથ ગંગે ! હરહર મહાદેવ શંભો, કાશી વિશ્વનાથ ગંગે !"

સવારના પહોરમા એક દિવસ પોતાની દુકાનમા બેઠો બેઠો નરહરિ સોની હથોડી વતી સોનાને ટીપતો હતો અને સાથે સાથે ઉપરની ધૂન પ્રેમપૂર્વક બોલતો હતો, એ વખતે પંઢરીનાથના મંદિરનો કોઠારી એની દુકાનના પગથીઆ ચઢયો.'

'ભક્તરાજ ! જય જય !'

'જય શંભો ! જય શંભો ! પધારો !' નરહરિ સોનીએ કોઠારીને આવકાર આપ્યો. કારભારી દુકાનમા આવીને બેઠો

'બોલો મહેરમાન ! શી આજ્ઞા છે ?' કામ અટકાવી નરહરિએ કોઠારીના મુખ સામે જોયું.

'સોની ભગત ! પંઢરીનાથ ભગવાનનો કેડનો કંદોરો તમારે બનાવી આપવાનો છે, પ્રતિમાની કેડનું માપ હું લાવ્યો છું તે જુઓ

ભગવાન સદાશિવ



નરહરિ સોનીના ઇષ્ટદેવ

અને તે મુજબ સોનાનો કંદોરો તમે બનાવી આપો.'

સોનીએ માપ લીધું. સોનું લીધું અને કેવા ઘાટનો બનાવવાનો છે એ જાણી લઇ કહ્યું:

'આઠ દિવસમાં કંદોરો તૈયાર થઇ જશે. મંગાવી લેશો.'

આઠ દિવસમા કંદોરો તૈયાર થઇ ગયો. લોકો બે ઘડી જોઇ રહે એવો કંદોરો સોનીએ બનાવ્યો હતો કોઠારી મજૂરી આપી કંદોરો લઇ ગયો પણ બીજે દિવસે સોનીની દુકાને આવી કંદોરો સોનીના હાથમાં મૂકતાં કહ્યું:

'નરહરિ! કંદોરો તો બહુ મજાનો થયો છે પણ ચાર આંગળ મોટો થઇ ગયો છે. ભગવાનની કમર ઉપર રહેતો નથી.'

'કંદોરો મોટો બન્યો છે? તમે માપ આપવામા ભૂલ તો નથી કરીને?'

'ના, ના, જરાય ભૂલ નથી કરી.'

'તો પછી કંદોરો ચાર આંગળ મોટો શી રીતે થાય? તમે આપેલા માપ પ્રમાણે જ મેં કંદોરો બનાવ્યો છે'

'એ ગમે તની ભૂલ હોય પણ કંદોરો મોટો પડે છે એ વાત સાચી'

'તો એને ચાર આંગળ નાનો કરી આપુ?'

'હાસ્તો, એ માટે તો હુ કંદોરો પાછો લાવ્યો છું.' કોઠારી બોલ્યો.

નરહરિ સોનીએ કંદોરો ચાર આગળ નાનો કરી આપ્યો.

કોઠારી કંદોરો લઈ ચાલ્યો ગયો

ત્રીજે દિવસે મંદિરનો કોઠારી પાછો સોનીની દુકાને આવ્યો.

'કેમ? આજે પાછું શું થયું?' કોઠારીને જોતા બરાબર નરહરિ સોનીએ પૂછયુ.

'અરે ભાઇ, આજે કંદોરો ચાર આંગળ નાનો પડયો.'

નરહરિ સોનીએ કોઠારીના મુખ સામે જોયુ.

'જોયુ ને? કાલે મે શું કહ્યું હતું? તમે કંદોરો બરાબર ધરાવ્યો નહિ હોય. મારા કામમાં ભૂલ આવે જ નહિ. કંદોરો તમારા માપ પ્રમાણે જ બનાવ્યો હતો. તમે નાહકનો ચાર આગળ ઓછો કરાવી નાખ્યો.'

'સોની ભગત! તમે નહિ માનો. પણ હું સાચું કહું છું કે ગઇ કાલે કંદોરો ચાર આગળ મોટો પડયો હતો અમે માપ બરાબર લીધુ હતું. આજે પણ ધ્યાનથી ધરાવવા પ્રયત્ન કર્યો હતો પણ ચાર આગળ નાનો પડયો એટલે કંદોરો પાછો લાવ્યો છું. મને આશ્ચર્ય થાય છે કે આવું શી રીતે બન્યું?'

હસીને નરહરિ બોલ્યો·

'ઠીક કોઠારીજી! લાવો ત્યારે કંદોરો. ચાર આગળ પાછો મોટો કરી દઉં.'

કોઠારીએ કંદોરો પાછો આપ્યો.

પણ બીજે દિવસે કોઠારી પાછો સોનીની દુકાને હાજર થયો

સોનીએ હથોડી હાથમાથી મૂકી દીધી.

'કેમ? આજે પાછી કંઇ ભાંજગડ છે કે?'

'હા.'

'શું થયું?'

'આજે કંદોરો ચાર આંગળ પાછો નાનો પડયો.'



નરહરિ આશ્ચર્યથી કોઠારીના મુખ સામે જોઈ રહ્યો.

'કેમ મારા શબ્દો ઉપર વિશ્વાસ નથી આવતો ?'

'તમે ખોટું બોલો છો એવું કહેવાનો મારો આશય નથી. પણ એક દિવસ ચાર આંગળ કંદોરો મોટો પડે છે અને બીજે દિવસે ચાર આંગળ નાનો થઈ જાય છે એનું કારણ શું ? શું મૂર્તિ એક દિવસ ચાર આંગળ જાડી થાય છે ને બીજે દિવસે ચાર આંગળ પાતળી થઈ જાય છે ?'

'એ વાત તો મને પણ સમજાતી નથી.'

'તો કરવું શું ?'

'એક વખત તમે જાતે મંદિરમાં આવી જાવ. તમે જાતે માપ લેશો એટલે સાચી વાત શી છે તે તમને સમજાશે.'

'હા, એ વાત ઠીક છે. મારે જાતે જ મંદિરમાં આવવું પડશે. ચાલો, અત્યારે જ આવું. વધઘટનું રહસ્ય શું છે તે તો જાણવું જ જોઈએ ને !' નરહરિએ કહ્યું:

'હા, ચાલો.' કોઠારી નરહરિને લઈને પંઢરીનાથના મંદિર તરફ ચાલ્યો.

( ૫ )

મંદિરના દરવાજામાં પેસતાં નરહરિએ ગજવામાંથી રૂમાલ કાઢી પોતાની બન્ને આંખોએ બાંધી દીધો.

'અરે, આ આંખે પાટો કેમ બાંધ્યો ?' કોઠારીએ પૂછ્યું. સોનીનું આ વર્તન એને ન સમજાયું.

હસીને નરહરિ બોલ્યો:

'કોઠારીજી ! હું આ મંદિરમાં કદી આવ્યો નથી. આજ પહેલી વાર આવું છું. મારા ઇષ્ટદેવ શંકર છે. એમના સિવાય બીજા કોઈ દેવનાં દર્શન કરવાની મને ટેવ નથી. એટલે આંખે પાટો બાંધ્યો છે. મંદિરની બહાર આવીશ એટલે છોડી નાખીશ.

'પણ તમે માપ શી રીતે લેશો તે તો કહો !'

'માપ તો હાથ વતી લેવાનું હોય છે ને !'

'તે જોયા સિવાય માપ લેશો ?'

'મને એમાં વાંધો નહિ આવે.'

'ભલે, તમને ઠીક લાગે તેમ કરો. લો મારો હાથ પકડો. તમને ભગવાનની પ્રતિમાની પાસે લઈ જાઉં.'

નરહરિ કોઠારીનો હાથ પકડી મંદિરના ગર્ભદ્વાર સુધી પહોંચ્યો.

'સોની ભગત ! જુઓ, તમારી સામે ભગવાન પંઢરીનાથ ઊભા છે. તમે જરા આગળ વધી ભગવાનની કમરનું માપ લો.'

નરહરિ સોની ધીમે પગલે આગળ વધ્યો પણ જ્યાં એ ભગવાનની પ્રતિમાને અડકવા જાય છે ત્યાં એની સામે ભગવાન સદાશિવનું સ્વરૂપ ખડું થયું.

ગૌરવર્ણ, માથે જટા, કપાળમાં ચંદ્ર, ગળે સર્પ, કટીએ વ્યાઘ્રાંબર, એક હાથમાં ત્રિશૂળ, બીજા હાથમાં ડમરૂ–આવા વેશે મંદ સ્મિત કરતા ભગવાન શંકર ઊભા હતા. એ દિવ્ય સ્વરૂપને જોઈ નરહરિએ આંખ પરનો પાટો ખસેડી નાખ્યો.

પાટો સરી જતાં બીજું દશ્ય દેખાયું.

કેડ પર હાથ મૂકી, ખુશમિજાજથી જાણે ભક્તોના ભય હરવા ઊભા હોય એવી રીતે ભગવાન પંઢરીનાથ ઊભા હતા.

જેમનાં દર્શન કરવાની નરહરિની ઈચ્છા ન હતી એમનાં દર્શન થઇ ગયા એ નરહરિને બિલકુલ ગમ્યું નહિ. એણે તરત આંખો મીંચી દીધી. આંખ બંધ કરતાં બરોબર ભગવાન સદાશિવની મનોહર મૂર્તિ પાછી એનાં નયન સમક્ષ ખડી થઇ ગઇ. એ જ પ્રસન્ન વદન. એ જ દિવ્ય સ્વરૂપ.

પરમ આશ્ચર્યમાં સોનીએ પુનઃ આંખો ઉઘાડી. ભગવાન વિઠ્ઠલ મંદમંદ હસતા સામે ઊભા હતા. જાણે એમ કહેતા ન હોય કે– અરે મૂરખ! તારે ખાતરી કરવી હોય તેટલી કરી લે.

નરહરિએ પાછી આંખો મીંચી દીધી. તરત દૃશ્ય પલટાયું. શંકરજી વિઠ્ઠલ ભગવાનના સિંહાસન ઉપર વિઠ્ઠલજીની મૂર્તિની જગ્યાએ જ બેઠા હતા. એટલું જ નહિ બાજુમાં જગદંબા પાર્વતી પણ બિરાજમાન હતાં.

'અરે! આ શું? મારા પ્રભુ વિઠ્ઠલ મંદિરમાં! વિઠ્ઠલજીના સિંહાસન ઊપર!'

ત્યાં તો ભોળા શંભુનો મીઠો અવાજ એના કાનમાં અથડાયોઃ

'નરહરિ! તારું આ કેવું અજ્ઞાન! તું મને સેવે છે, મારું ભજન કરે છે પણ મારા જ બીજા સ્વરૂપને નિંદે છે એ ઠીક નથી. વિઠ્ઠલજી પણ મારું જ સ્વરૂપ છે. એ અને હું અભિન્ન છીએ–એક છીએ. એટલું જ નહિ પણ રામ, કૃષ્ણ આદિ જે દિવ્ય અવતારો થયા છે એ પણ મારાથી જુદા નથી. રામ, કૃષ્ણ અને હું એક જ છીએ જુદા નથી. નામ જુદાં છે એટલુ જ.'

નરહરિ આંખો ઉઘાડવા ગયો પણ ઉઘડી નહિ. એથી હાથ જોડીને એ બોલ્યોઃ

'પ્રભુ! અત્યાર સુધી મારી સમજ જુદી હતી. હરિ અને હર વચ્ચે હું ભેદ જોતો હતો. મારો એ અપરાધ ક્ષમા કરો. આજે આપના મુખેથી અભેદની વાત જાણી હવે મારો સંશય દૂર થયો છે. પણ નાથ જેવું દર્શન અત્યારે આપો છો તેવુ જ દર્શન હુ ખુલ્લી આંખે જોઉં એવી કૃપા કરો. મને પૂરેપૂરી ખાતરી એથી થશે.'

સોનીની આંખ તરત ખુલી ગઇ. આંખ ખુલતા બરોબર પંઢરીનાથની મૂર્તિની જગ્યાએ એણે શંકર પાર્વતીની મનોહર મૂર્તિ જોઇ.

હવે શું સમજવાનુ બાકી રહે!

નરહરિએ દોડીને પ્રભુના પગ પકડી લીધા અને ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગ્યો.

'નાથ! મારો અપરાધ ક્ષમા કરો! હું પામર છું. હું મૂર્ખ છું. અજ્ઞાની છું. આપના સ્વરૂપનો ખ્યાલ મને શી રીતે આવે?'

છેવટના શબ્દો નરહરિ બોલી રહે ત્યાર પહેલાં શંકરજી અલોપ થઇ ગયા ને એમની જગ્યાએ વિઠ્ઠલજી આવીને ઊભા રહ્યા. ના, આમ કહેવું બરાબર નથી. શંકરજી વિઠ્ઠલજી સ્વરૂપે ઊભા એમજ કહેવું જોઇએ.

નરહરિએ માથું ઊંચું કર્યું. વિઠ્ઠલ ભગવાન હસી રહ્યા હતા.

એમના મનોહર મુખકમલ તરફ નરહરિ ક્યાંય સુધી એકીનજરે જોઇ રહ્યો. પછી હાથ જોડી માથું નમાવી બોલ્યોઃ

'જય જય શંકર–પાંડુરંગા!'

દર્શનનો હવે સમય થયો હતો એટલે મંદિરનાં દ્વાર ખુલતાં ભક્તો ગર્ભદ્વાર તરફ ધસ્યા. ને એમણે સોની ભગતની ધૂન ઉપાડી લીધીઃ

'જય જય શંકર–પાન્ડુરંગા !'
જય જય શંકર–પાન્ડુરંગા !
જય જય શંકર–પાંડુરંગા !'

ભગવાનને હવે સોનાનો કંદોરો પહેરવામાં કશી હરકત નહતી. કંદોરો એમણે ઝટ પહેરી લીધો. નરહરિ સમજી ગયો કે પોતાને મંદિરમાં બોલાવી જ્ઞાન આપવા ખાતર જ પ્રભુએ કંદોરો પહેર્યો ન હતો. એ પ્રભુની ભક્તવત્સલતા જોઈ ગળગળો થઈ ગયો.

× × ×

હવે નરહરિ સોનીની દૃષ્ટિ પલટાઇ ગઇ છે. એ હરિ–હરમાં હવે અભેદ જોતાં શીખ્યો છે. અને એથી એની ભક્તિ પણ પહેલા કરતાં ઘણી વધી ગઇ છે. હવે એ રોજ પંઢરીનાથના મંદિરમાં જાય છે ને લાંબા સમય સુધી મંદિરમાં ભજન કીર્તન કરી ભક્તિનો પ્રચાર કરે છે. હવે 'જય જય પાંડુરંગ હરિ !' કહેવામાં એને કંઇ હરકત આવતી નથી.

હરિ ને હરમાં ભેદ નથી,
શિખવે નરહરિને જગદાધાર;
અંધારે અથડાશો ના 'રવિ,'
શાસ્ત્ર કહે પણ વારંવાર.






त्यागाच्छान्तिरनन्तरम्। गी. १२।१२

આશ્રય એક હરિનો જેને, પરવા દુઃખની હોય ન એને;
દુખ છે સુખ સમ મનમાં તેને, હરિને એ ગમતો.

—દિનમણિ

❀ ❀ ❀

બે સરખી ઉમ્મરની છોકરીઓ સામસામી બેઠી હતી. એમાંની એક જરા ઊંચી અને સ્થુલ દેખાતી હતી અને બીજી મધ્યમ પ્રકારની અને ગોર વર્ણની હતી. સ્થુલશરીરવાળી છોકરી જરા શ્યામ હતી પણ હસમુખી ભારે હતી.

રાત્રીનો સમય હતો. આંગણામાં બન્ને બેનપણીઓ બેઠી બેઠી વાતો કરતી હતી. પૂર્ણિમાનો ચંદ્ર આકાશમા હસી રહ્યો હતો. ઠંડો પવન ધીમે ધીમે આવતો હતો.

હાથમા હાથ રાખી શ્યામા બોલીઃ

'બાદી! તને કેવો પતિ મળે તો ગમે? તારા વિવાહની વાતો સભળાય છે એટલે પૂછું છું'

બાદી જેનું આખુ નામ બાકુજી હતું તે બોલી

'સખી! ભગવાન જેવો પતિ મને આપશે તેવો મને ગમશે. બધુ ભગવાનની ઇચ્છા પ્રમાણે થાય છે.'

'અરે બાઇ! બધીય વાતમાં ભગવાન ભગવાન શું કરે છે? બધુય ભગવાન ઉપર નાખી દેવામાં આવે તો પછી મનુષ્યની ઇચ્છા જેવું શું?'

'ખરું પૂછાવે તો બહેન! મનુષ્યે પોતાની સ્વતત્ર ઇચ્છા જેવું કઇ રાખવું જ નહિ. બધીય ઇચ્છાઓ, બધીય કામનાઓ, બધીય જવાબદારીઓ ભગવાન ઉપર નાખી દઇ નિશ્ચિત બની જવું જોઇએ'

'પણ આ જમાનામાં એવું ન ચાલે.'

'શા માટે ન ચાલે? આ જમાનામાં શું ભગવાન નથી? ભગવાન બધાય યુગમાં, બધાય જમાનામાં અને બધાય કાળમાં છે.'

'તું તો બાઇ પૂરી ભક્તાણી થઇ ગઇ છે.' હસીને શ્યામા બોલી. પછી પૂછ્યું· 'પણ ધાર કે ભગવાનની ઇચ્છા ઉપર બધુ નાખી દઇ તું નિશ્ચિત બનીને બેસે અને તને યોગ્ય પતિ ન મળ્યો'તો?'

'યોગ્ય એટલે કેવો?'

'રૂપાળો.'

બાદી હસી પડી·

'ગોરી ચામડી ઉપર હું કંઇ મોહી પડું એવી નથી. પેલા ગોકુલ વૃંદાવનના રાજા કંઇ ગોરા ગોરા ન હતા છતાં એ સુંદર લાગતા હતા. એ વાત તો તું જાણે છે ને?'



'બીજા પણ કેટલાક ગુણ યોગ્ય પતિમાં હોય છે.'

'કયા કયા ?'

'એ વિદ્વાન હોય છે, કુળવાન હોય છે, ધનવાન હોય છે, બહોળા કુટુંબવાળો, અને વિમલ કીર્તિવાળો હોય છે.'

'શ્યામા ! તેં ગણાવ્યા છે તે બધા ગુણવાળો આદમી હોય છતાં એક ગુણ જો તેનામાં ન હોય તો એના બધા ગુણોની કંઇ કિંમત નથી.'

'એ ગુણ કયો ?'

'એ ગુણ તે ભગવાન ઉપર વિશ્વાસ. ભગવાન ઉપર જેને પૂરેપૂરી શ્રદ્ધા નથી, ભગવાનનો જે ભક્ત નથી તે ગમે તેટલો ધનવાન હોય, ગમે તેટલો બળવાન હોય, ગમે તેટલો કુળવાન હોય, વિદ્વાન હોય, તોપણ એની કશી જ કિંમત નથી.'

'એટલે બીજા બધા ગુણો ન હોય પણ ભગવાનનો જો એ ભક્ત હોય તો એની કિંમત તારે મન વધારે છે કેમ ખરું ને ?'

'હા; હું દૃઢપણે એવું માનું છું.'

શ્યામાને હસવું આવ્યું.

'મારી માન્યતા તને હસવા જેવી લાગે છે કેમ ?' બાંકાજીએ પૂછ્યું.

'તું એવું એવું બોલે છે કે હસવું ન આવતું હોય તોય આવે.'

'મારા બોલવામાં હસવા જેવું શું છે ?'

'બધુંય હસવા જેવું છે.'

'જરા સમજાય એવી રીતે કહે.'

'અરે બાઇ, તું ભગત હોય એને પસંદ કરે છે પણ ભગત તો જગતમાં ભૂખે મરે છે.'

'ભગતને ભૂખે મારવામાં પણ ભગવાનની કોઇ સારી યોજના હશે.'

'તારો આટલો બધો વિશ્વાસ હોય તો તું કોઇ ભગતને જ તારા વર તરીકે પસંદ કરજે.'

આ સાંભળી બાંકીએ કહ્યું:

'બહેન ! મારા સાથી તરીકે મને ભગવદ્‌ભક્ત મળે એવી મારી પ્રભુને પ્રાર્થના છે. જો કોઇ અભક્ત મળે તો તો મારાથી એક દિવસ પણ ન જીવી શકાય. એ તો મારા પ્રભુથી મને વિમુખ કરવા મથે. એ મને મદદરૂપ ન બને.'

શ્યામા બાંકીના સુંદર મુખ તરફ જોઇ રહી. પછી આશીર્વાદ આપવાનો અભિનય કરતાં હસીને બોલી :

'ભગવાન તારી મનોકામના પૂર્ણ કરો !'

( ૨ )

બાંકાજી પંઢરપુરના એક નિર્ધન બ્રાહ્મણની કન્યા હતી. ઉમ્મરલાયક થઇ એટલે એના પિતાએ એને માટે પતિની શોધ કરવા માંડી. પણ નિર્ધનની કન્યાનો ઝટ સ્વીકાર કોણ કરે ? બ્રાહ્મણો તો પંઢરપુરમાં ઘણા હતા પણ નિર્ધનની કન્યાનો સ્વીકાર કરવાથી પોતાની પ્રતિષ્ઠા ઓછી થઇ જાય એવી માન્યતવાળા આ હતા એટલે બાંકાજીના પિતાજીનું કામ સહેલાઇથી પતી જાય એવું ન હતું.

પરંતુ બ્રાહ્મણનો-બાંકીના પિતાનો-ભગવાન ઉપર દૃઢ વિશ્વાસ હતો. એની પાસે પૈસા ટકા ન હતા પણ એનું હૃદય ઘણું સમૃદ્ધ હતું ભગવાનની ભક્તિ એને પ્રાપ્ત થઇ હતી એથી એ નિર્ધન હોવા છતાં ભાગ્યશાળી હતો. પૂર્વજન્મના પુન્યથી એને પત્ની પણ બહુ સુશીલ મળી હતી. એ પણ હરિના ગુણ ગાતા અને હરિનામનો જપ કરતાં થાકતી ન હતી.

આ બન્ને-માતાપિતાના સંસ્કાર એમની એકની એક પુત્રી-બાંકી ઉપર પડ્યા હતા અને જેમ જેમ એ મોટી થતી ગઇ તેમ તેમ એ દૃઢ થતા ગયા હતા.

માતાપિતા એથી રાજી થતાં હતાં. ભક્તિરૂપી ધન પુત્રીને મળ્યું છે એ એમને મન મોટી દોલત મળી ગઇ હોય એટલા આનંદની વાત હતી. અને બાંકી હતી પણ તેવી. નાનપણથી જ મોહમાયા પ્રત્યે એને સુગ હતી. જગતનાં સુખો ભોગવવા તરફ એને તિરસ્કાર હતો. એને મનુષ્ય જીવનની કિંમત સમજાઇ ગઇ હતી. એટલે એ જીવનને વ્યર્થ જવા દે તેવી ન હતી.

એક દિવસ રાત્રીના સમયે બાંકીનાં માતાપિતા પથારીમાં બેઠાં બેઠાં બાંકીના વિવાહ સંબંધી વાતો કરતાં હતાં. ઘણો પરિશ્રમ કર્યા છતાં બાંકી માટે કોઇ સુપાત્ર મળ્યુ નથી એ વાતનો વિષય હતો.

'ભગવાનની શી ઇચ્છા છે તે સમજી શકાતી નથી. આપણે એવાં તે શાં પાપ કર્યાં છે કે એકની એક પુત્રી માટે કોઇ ઠેકાણું મળતું નથી.' બાંકીની માતા ખિન્ન સ્વરથી બોલી.

'ભગવાનની ઇચ્છા તો સારી જ હશે, આપણને સમજ પડતી નથી પણ એણે તો નક્કી કરી જ રાખ્યુ હશે. એનો સમય આવશે ત્યારે એ બતાવશે.'

'સમય ક્યારે આવશે ? છોકરીની ઉમ્મર હવે નાની ન કહેવાય'

'મને એ ખબર છે પણ ગમે તેની સાથે તો પરણાવી દેવાય નહિ ને ? કોઇ નાસ્તિકની કોટે બાંધીએ તો એ ઝેર ખાઇને મરી જાય એવી છે.'

'તમારી વાત સાચી છે. મારા અને તમારા કરતાં ભક્તિમાં બાકી ચઢી જાય એવી છે. એની શ્રદ્ધા ભક્તિમાં વધારો કરે એવો એને માટે જીવનસાથી જોઇએ.'

'એવો યુવાન મળવો મુશ્કેલ હોય છે એટલે વાર તો લાગેજ ને !'

માતા ચૂપ રહી પણ એના મુખ પર વિષાદ છવાઇ ગયો.

થોડે દૂર ઓરડામાં બાકી સુતી હતી એ ઉંઘી ગઇ છે એમ સમજીને માતાપિતાએ એના વિવાહની વાત આરંભી હતી પરંતુ બાંકી જાગતી હતી. એણે માતાપિતાનો વાર્તાલાપ સાંભળ્યો પણ તે વખતે બોલ્યાચાલ્યા સિવાય પડી રહી.

સવારમાં ઊઠતા બરોબર એણે પિતાજીને કહ્યું:

'પિતાજી ! મહાભારતના યુદ્ધની શરૂઆતમાં અર્જુન જ્યારે ખરેખરો મુંઝાઇ જાય છે ત્યારે ભગવાનને એ શું કહે છે એ શ્લોક આપને યાદ છે ?'

'હા.'

कार्पण्यदोषोपहतस्वभावः ....એ શ્લોકને !'

'હા, એ જ.'

'તે એનું શું છે ?'

'મને એમ લાગે છે પિતાજી ! કે માણસ પણ જ્યારે કોઇ કામમાં અર્જુનના જેવી મુંઝવણ અનુભવે ત્યારે એણે આ શ્લોક યાદ કરવો જોઇએ. એટલું જ નહિ પણ જો એ રાત્રે સુતી વખતે ભગવાનનું સ્મરણ કરી એ શ્લોકની એક માળા ફેરવી સુઇ જાય તો સ્વપ્નમાં ભગવાન એને રસ્તો બતાવે છે.'

બ્રાહ્મણ પુત્રીના મુખ સામે જોઇ રહ્યો.

'બેટા ! તારી વાત સાવ સાચી છે ભગવાને જ તારી મારફત મને રસ્તો બતાવ્યો છે. હું એ મંત્રનો જપ કરીશ.'

બાંકી હસીને અંદરના ઓરડામાં ચાલી ગઇ

એ રાત્રે બાકીના પવિત્ર પિતાએ સુતા પહેલાં ગીતાના ઉપરોક્ત શ્લોકની એક માળા ફેરવી, પ્રભુના ચરણકમલનું ધ્યાન ધરતાં ધરતાં ઉશીકે માથું મૂકયું. ને નિદ્રાધીન થયો.

સવારમાં ઊઠતા બરોબર એણે પત્નીને બોલાવી.

'કેમ ? શું કહો છો ?' બ્રાહ્મણીએ પૂછ્યું.



'આપણું કામ થઇ ગયું. સ્વપ્નમાં ભગવાને મને બાંકીના વરને બતાવી દીધો છે. જેવો જોઇએ તેવો જ એ છે.'

'પણ એ કયાંનો છે ?'

'અહીંનો જ–પંઢરપુરનો.'

'તે અત્યારસુધી કેમ નજરમાં ન આવ્યો ? આખું પંઢરપુર તો ખોળી વળ્યા !'

'એ તરફ નજર જાય તેમ ન હતી. પણ હવે આજે જ હું તે દિશાએ જાઉં છું. ભગવાને ઘર અને વર બન્નેને બતાવી દીધાં છે. મારે કોઇને પૂછવું જ નહિ પડે. સીધો પહોંચી જઇશ સમજી !'

સ્વામીની અનન્ય શ્રદ્ધા જોઇ સતી પ્રસન્ન થઇ.

( ૩ )

બાંકીના પિતાનું સ્વપ્ન ખરું પડયું. એમને સુયોગ્ય જમાઇ મળી આવ્યો. પંઢરપુરના એક પવિત્ર બ્રાહ્મણનો એ બાળક હતો. માતાપિતા બન્ને મરી ગયાં હતાં. સંપત્તિમાં એક જીર્ણ મકાન સિવાય બીજું કશું એની પાસે ન હતું. પરંતુ એની પરવા બાંકી કે બાંકીનાં મા–બાપ કરે તેમ ન હતાં જેના ઉપર એ વિશેષ ભાર મૂકતાં હતાં એ તો આ બ્રાહ્મણ યુવાનને પ્રાપ્ત હતું. ભગવાનની ભક્તિથી એનું હૃદય ભરપુર હતું અને એ ગુણનું જ વિશેષ મૂલ્ય હતું.

પ્રસન્નચિત્તથી બાંકીનાં મા–બાપે આવા બ્રાહ્મણ યુવકને બાંકીનું કન્યાદાન આપ્યુ. પરણીને બાંકી સાસરે આવી.

ઘરમાં ગરીબાઇ છવાઇ ગઇ હતી. બીજી નારી પતિગૃહની આવી હાલત જોઇ દુ:ખ અનુભવે પણ બાંકી દુઃખી થવાને બદલે હસી. મુશ્કેલીનું પણ મૂલ્ય છે. એ ન હોય તો મનમોહનનું સતત સ્મરણ ન થાય. પેલાં કુંતા માતાએ ભગવાન પાસે શું માગ્યું હતું? પાંડવો વિજયી બન્યા પછી શ્રીકૃષ્ણ દ્વારકા જવા તૈયાર થયા ત્યારે હાથ જોડી કુંતાજી કહેવા લાગ્યાં: 'હે ભગવાન ! સુખના દહાડા આવ્યા ત્યારે તમે તો અમને મૂકીને ચાલવા માંડયું. આના કરતાં તો દુઃખના દહાડા સારા હતા કેમકે તે દિવસોમાં તમે અમારી સાથે ને સાથે જ રહેતા હતા અને અમારી સહાય કરતા હતા. હે સ્વામી ! તમારું દર્શન દુઃખમાં સુલભ બને છે સુખમાં નહિ. એ હકીકત હવે અમને સમજાય છે. અને એથી હું આજ માગું છું કે અમને હમેશાં કષ્ટો પડો કે જેથી આપનું સ્મરણ અમારાથી ભૂલાય નહિ.'

બાંકીની ભાવના અને માતા કુંતાની ભાવના એકસરખી હતી એટલે એને દરિદ્રતા જોઇને ગમગીની શી રીતે થાય? દુઃખ પડશે એવા વિચારથી એ દુઃખી શા માટે થાય ?

બાંકીના પતિનું નામ હતું રાંકાજી. બાંકી પોતાના ઘરમાં આવતાં એના મનની શાન્તિમાં વધારો થયો. સાથે એને કર્તવ્યનું પણ ભાન થયું.

પારકા ઘરની છોકરી પોતાના ઘરમાં લક્ષ્મી બનીને આવી છે. એ હસતી રહે એને માટે પ્રયત્ન તો કરવો જોઇએને ! એને ખાવા અન્ન અને પહેરવા વસ્ત્ર સમયસર મળી જવાં જોઇએ. અત્યારસુધી તો રામભરોસે બધું ચાલતું હતું પરંતુ હવે એ રીતે ચાલી શકે નહિ.

આવા વિચારથી બીજે જ દિવસે સવારના પહોરમાં સ્નાન સંધ્યા કરીને રાંકાજી નગરમાં જવા તૈયાર થયો.

બાંકીએ પૂછયું:

'સ્વામી ! અત્યારના પહોરમાં ક્યાં ચાલ્યા ? પંઢરીનાથનાં દર્શન કરવા ?'

રાંકાજીએ ધીમેથી કહ્યું:

'ના, ભગવાનનાં દર્શન એકવાર કરવાનો નિયમ છે તે અત્યારે નહિ થાય તો સાંજે કરીશું. અત્યારે તો બીજા કામે જવું છે.'

બાંકી સમજી ગઇ કે પોતાના આવવાથી સ્વામીની ચિંતામાં વધારો થયો છે. એ અર્થપ્રાપ્તિ કે અન્નપ્રાપ્તિ માટે પ્રયત્ન કરવા તૈયાર થયા છે. પ્રયત્નમાં સફળ નહિ થાય તો એ દુઃખી થશે સફળ થશે તો એમાં જ લાગ્યા રહેશે ને એમનાથી ભગવદ્ભજન અને ભગવદ્ચિંતન બરાબર નહિ થાય.

આવું વિચારી એ બોલીઃ

'લાગે છે કે આપ કોઇ દાતાને ત્યાં જાવ છો. મારું અનુમાન ખરું છે?'

જરા નીચું જોઇ રાંકાજીએ જવાબ આપ્યોઃ

'તારું અનુમાન સાચું છે મારે કંઇક પ્રયત્ન તો કરવો જ જોઇએ ને! ઘણા ધનિકો આ નગરમાં વસે છે. એમને ભગવાનની એક બે વાતો સંભળાવીશ એટલે તેઓ કંઇક તો ભિક્ષામાં આપશેને?'

બાંકીએ આના જવાબમાં કહ્યુંઃ

'ભિક્ષા માગવાનો વિચાર કરવો એ ઠીક નથી. આપણે શાની ખોટ છે, તે માગવા જઇએ?'

રાંકાજીને હસવું આવ્યુ. આ નિર્દોષ યુવતીને જરા પણ વિચાર નથી આવતો કે પહેરવા વસ્ત્ર અને ખાવા અન્ન એટલું તો દરેકને જોઇએ જ! એના વગર ચાલે શી રીતે? અને આ ઘરમાં તો એની ત્રેવડ થાય એવું કશું છે નહિ. પછી બ્રાહ્મણનો દીકરો માગવા જાય તેમા ખોટું શું છે?

એણે કહ્યુંઃ

'ભગવાનની ભક્તિ જેને પ્રાપ્ત થઇ હોય એને કશી ખોટ લાગવી જોઇએ નહિ એ વાત સાચી છે. પરંતુ પુરુષાર્થ તો આદમીએ કરવો જોઇએને!'

'પુરુષાર્થ કરવાની કોણ ના પાડે છે? ભગવાનના ભજનમાં મચ્યા રહો! એથી ચઢીયાતો બીજો કયો પુરુષાર્થ છે!'

'અત્યાર સુધી એમ જ ચાલતુ હતુ.'

'તો હવે શો વાંધો આવ્યો? આ દાસીને ભગવાનનું ભજન કરવું બહુ ગમે છે.'

'હું એથી બહુ રાજી છું બાંકી! તારા આવવાથી મારા હૃદયને બહુ સુખ અને શાન્તિ મળ્યાં છે. પણ અન્ન, વસ્ત્ર માટે કંઇક તો કરવું જોઇએ ને? અત્યાર સુધી તો બધું રામભરોસે ચાલતું હતું પણ હવે....'

વચ્ચે બાંકી બોલી ઊઠીઃ

'હવે શું રામમાં આપનો ભરોસો રહ્યો નથી? અરે રામ જેવો દાતા કોણ છે? જેના ભરોસે અત્યારસુધી તમે રહ્યા એના જ ભરોસે હવે પછી પણ રહેવાનું છે. આપણે બ્રાહ્મણ છીએ. યાચના કરવાનો બ્રાહ્મણનો ધર્મ છે. એ ધર્મનું પાલન કર્યા સિવાય આપ રહી શકતા ન હોય તો ભગવાન પાસે યાચના કરો. જે કઇ જોઇએ તે એની પાસે માગો. સ્વામી એક જ હોય બે નહીં.'

રાંકાજીની આંખોમાં હર્ષના આંસુ આવી ગયાં. ભગવાનની કેવી અસીમ કૃપા છે! પોતાને જેવી જોઇતી'તી એવી જ પત્ની મેળવી આપી છે. જુવાનીમાં તો હજુ હમણાં પગ મૂક્યો છે ત્યાર પહેલાં એની સમજ કેટલી ઉંચી છે? એની શ્રદ્ધા કેવી અચળ છ!

પ્રેમથી એણે કહ્યું:

'બાંકી! તારી વાતને જૂઠી કોણ કહે! એ સાવ સાચી છે. ભગવાનમાં મને પૂરેપૂરી શ્રદ્ધા છે. એ જ મારા સ્વામી છે. એમના સિવાય હું બીજા પાસે નહિ માગું બસ!'

બાંકી પ્રસન્ન થઇ ગઇ.

(૪)

ભગવાન વિઠ્ઠલનાથના મંદિરમાં રોજ સવારે રાંકાજી હવે નિયમીત જાય છે. દર્શન કરીને પ્રભુની મનોહર મૂર્તિ દેખાય એવી રીતે મંદિરમાં એક બાજુ આસનવાળીને બેસી જાય છે અને હરિનામનો જપ કરે છે. એક કલાકનો એનો નિયમ છે. એક કલાક પૂરો થતા બરાબર એ આસન બગલમાં મારી ઘર તરફ ચાલ્યો જાય છે. આ કલાકના



સમય દરમિયાન ભક્તજનો તરફથી ફળ-ફૂલ યા પાઈ પૈસો જે કંઈ મળે છે એ પ્રભુપ્રસાદી તરીકે ઘેર લઈ જાય છે ને એનાથી પતિ પત્ની દિવસ ગુજારે છે.

મંદિરમાં રોજ મોટી સંખ્યામાં લોકો આવે છે ને જાય છે. શરૂઆતમાં તો શંકજીને ભક્તજનો તરફથી ઠીક ઠીક મળવા લાગ્યુ પણ થોડા દિવસ પછી એકાએક બંધ થઈ ગયુ.

લોકો તો દર્શન કરવા રોજની પેઠે ઘણા આવતા જતા હતા પણ શંકજી તરફ કોઈ નજર કરતું નહતું.

શંકાજી ખાલી હાથે પાછા આવવા લાગ્યા.

ત્રણ દિવસ લાગલગટ આમ થયું.

ચોથે દિવસે બ્રાંકીએ કહ્યુંઃ

'સ્વામી! ભગવાનનાં દર્શન કર્યા પછી હવે આજથી ત્યાં બેસવાનું રાખશો નહિ.'

'તો કરવું શું?'

'એ સંબંધી આજ રાત્રે વિચાર કરીશું.'

એ રાત્રે બાંકીએ શંકાજીને સૂતા પહેલાં 'કાર્પણ્ય દોષો... એ મંત્ર જપવાની વિનંતી કરી. શંકાજીએ એ મંત્રનો જપ કર્યો.

બીજે દિવસે સવારે બાંકીએ પૂછ્યું:

'રાત્રે કોઈ સ્વપ્ન જેવું આવ્યું હતું?'

શંકાજીએ કહ્યું:

'હા; સ્વપ્નમાં એક બહુ બળવાન પુરુષનાં મને દર્શન થયાં. એના હાથમાં એક કુહાડી હતી. મને જોઈને એ કુહાડી આપતા અણે કહ્યું-આ, બચ્ચા! મોજ કર.'

'પછી તમે શું કર્યું? એ કુહાડી લીધી કે નહિ?'

'કુહાડી તો હાથમાં લીધી. પણ એ હાથમાં લીધા પછી જ્યાં હું એને પૂછવા જાઉં છું કે, આને શું કરવાની? ત્યાં તો પેલો કદાવર પુરુષ અદૃશ્ય થઈ ગયો.'

બાંકી હસીને બોલીઃ

'આપને એમાં કંઈ સમજ પડી!'

'બરાબર સમજ પડી છે એમ તો ન કહેવાય. પણ પરિશ્રમ કરવાની એમાં કંઈ સૂચના હોય એવું લાગે છે.'

'આપની વાત સાચી છે. પેલો બળવાન પુરુષ એ શ્રમદેવતા છે. ને એણે જે કુહાડી આપી એ કુહાડી વતી શ્રમ ઊઠાવવાનો છે.'

'કુહાડી તો આપણા ઘરમાં છે.'

'તો બસ! રામનું નામ લઈ એને ઉઠાવો. ને જંગલમાં વિઠ્ઠલ વિઠ્ઠલ કરતા ચાલ્યા જાવ. ત્યાં જઈ સુકાં લકડને કાપી ભારા બાંધી લાવો.'

'આ તો કઠિયારાનું કામ.'

'કામ તો કઠિયારાનું ખરું. પણ ભગવાન એ રીતે જીવન નર્વાહ કરવાનુ કહે છે. આપણે એ કામ કરવુ જોઈએ. અન્ન માગવાની વાત નથી. ભિખ માગવા કરતાં હજાર દરજ્જે આ કાર્ય સારું છે.'

ત્રણ દિવસના કડાકા થયા હતા. શંકાજીએ પત્નીની વાત સ્વીકારી કુહાડી ઊઠાવી. એની પછળ બાંકી પણ તૈયાર થઈ.

'તું ક્યાં જાય છે?'

'તમારી સાથે.'

'મારી સાથે જંગલમાં?'

'કેમ, ના અવાય?

'અરે પણ તારું ત્યાં કામ શું છે?'

'હું ત્યાં સુકા લાકડા ભેગાં કરવામાં મદદ કરીશ. અને એને કાપીને તમે સરખાં કરશો ત્યારે ભારીઓ બાંધીશ.'

'ના, ના, તારે આવવાની કશી જરૂર નથી.' હસીને બાંકી બોલીઃ




'પતિ અને પત્નીએ એકબીજાને સહકાર આપવો જોઇએ એવું ધર્મશાસ્ત્ર કહે છે. આપણે શાસ્ત્રની આજ્ઞા માનવી જોઇએ. અને અહીં ઘરમાં મારે કામે ય શું છે? ભગવાનના ગુણ ગાતાં ગાતાં આપણે વનમાં જઇશું અને જોતજોતામાં લાકડાં લઇ આવીશું. ખૂબ મજા આવશે.'

બાંકી પ્રેમથી એવું મીઠું મીઠું બોલતી કે રાંકાજી ના પાડી શકતો જ નહિ. એણે પત્નીને સાથે લીધી.

એ દિવસથી બ્રાહ્મણનો દીકરો કઠિયારો બન્યો.

( ૫ )

દિવસો ઉપર દિવસો વીતવા લાગ્યા. ભક્ત દંપતી લાકડાં વેચીને જે કંઇ મળતું એનો ઠાકોરજીને ભોગ ધરાવતાં અને પ્રસાદ લઇ ખૂબ આનંદથી જીવન વીતાવતાં.

ઋષિના આશ્રમમાંથી રોજ સવારે શિષ્યો ફળફૂલ અને સમિધીઓ લેવા વનમાં જતા હતા બરાબર તેવા જ પ્રેમથી રાંકાજી અને બાંકાજી રોજ જંગલમાં જતાં અને લાકડાં લઇ આવી વેચતાં. આ કામમાં એમને જરાય નાનમ લાગતી નહિ.

ભગવાનની લીલા અજબ છે. સહજ ઉકળાટ થાય અને તરત કંઇ વરસાદ આવતો નથી. ઉનાળામાં ખૂબ તાપ પડે, ધરતી ધખી જાય, લોકો ગરમીથી આકળવિકળ થઇ જાય. જન–જનાવર ઉકળાટથી ફફડી ઊઠે ત્યારે મેઘ મહારાજ મહેર કરે છે. અને આકાશમાંથી અમૃતસમું જળ વરસાવી ધરતીને અને ધરતી પર વસનાર જડ ચેતન–સૌને તૃપ્ત કરે છે.

ઘનશ્યામની પણ આવી જ કંઇ ટેવ હોય છે. પોતાના ભક્તની મુશ્કેલીઓથી એ અજાણ હોતા નથી. છતાંય એમની મહેર તરત થતી નથી. અનેક કષ્ટો દૃઢતાથી ભક્ત લાંબા સમય સુધી સહન કર્યા કરે એ પછી એમના હૃદયમાં એના પ્રત્યે લાગણી જન્મે છે. ના, ના, આવું ન કહેવાય. ભગવાન તો દયાળુ છે. પોતાના ભક્ત બાળકમાં પૂરેપૂરી આત્મશક્તિ ખીલી ઊઠે માટે જ એ તરત દોડી જતા નથી, એ વાત જ સત્ય છે.

રાંકાજી અને બાંકાજીની રોજની કમાણી બહુ અલ્પ હતી પૂરુ પેટ ભરાતું ન હતું. તેમાંય ચોમાસાના દિવસોમાં તો અનેકવાર ઉપવાસ કરવા પડતા હતા. આમ છતાં બન્ને પતિપત્નીના મુખ પર કદી દુખની છાયા કોઇએ જોઇ ન હતી. બન્ને જણ જેમ જેમ દુઃખ પડે, તેમ તેમ વધારે ને વધારે પ્રસન્ન રહેતાં હતાં. મુશીબતમાં મજા લેવાની એમને ટેવ પડી ગઇ હતી એમ કહીએ તો ચાલે.

ઘણો સમય પસાર થયા પછી એક વખત સવારના પહોરમાં ખભે કુહાડી મૂકી ભક્ત રાંકાજી લાકડાં લેવા વનના માર્ગે જઇ રહ્યો હતો. દેહની પાછળ જેમ છાયા જાય તેમ સતી બાંકી પણ પતિની પાછળ ઝડપથી પગલાં ભરી રહી હતી.

સૂર્યનો ઉદય હજુ હમણાં જ થયો હતો. એનાં કોમળ કિરણો જંગલમાં ધીમે ધીમે ફેલાતાં હતાં. ઝાડ પર પંખીઓ મીઠા સ્વરથી ગીત ગાતાં હતાં. વનસ્પતિ ખીલી રહી હતી ફળ, ફૂલ અને વેલા પાંદડાંથી ચારે બાજુ વન શોભી રહ્યું હતું. ચારે બાજુ નજર ફેરવતાં ફેરવતાં લીલા લીલા ઘાસ પર ખુલ્લા પગથી જે ચાલ્યો નથી એને જંગલમાં પણ મંગલ હોઈ શકે છે એનો ખ્યાલ આવવો મુશ્કેલ છે.

રાંકાજીના પગ આજે ઝડપથી ઉપડતા હતા. એના હૃદયમાં આનંદ ઉછળતો હતો. આજે એને ગાવાની ઊર્મિ થઇ આવી. ચાલતાં ચાલતાં એણે ગાવા માંડયુ:

"જો જગમે રહુ તો ઐસે રહું
જ્યાં જલમેં કમલકા ફૂલ રહે,
મેરે અવગુણ દોષ સમર્પિત હો,
કરતાર તુમ્હારે હાથોં મે.



અબ સોંપ દિયા ઇસ જીવનકા
સબ ભાર તુમ્હારે હાથોં મેં.
હૈ જીત તુમ્હારે હાથોં મેં,
ઔર હાર તુમ્હારે હાથોં મેં."

પાછળ ચાલતી બાંકીનું મન પણ હસી ઊઠ્યુ. એણે ગીતની બીજી કડી ઊપાડી. નિર્જન વનમાં એનો મધુર કંઠરવ દૂર દૂર સુધી ફેલાઇ ગયોઃ

'મેરા નિશ્ચય બસ એક યહી,
ઇક વાર તુમ્હેં પા જાઉં મૈં,
અર્પણ કર દૂં દુનિયાભરકા,
સબ પ્યાર તુમ્હારે હાથોં મેં.
અબ સોંપ દિયા ઇસ જીવનકા
સબ ભાર તુમ્હારે હાથો મેં.
હૈ જીત તુમ્હારે હાથોં મેં,
ઔર હાર તુમ્હારે હાથોં મેં.

ભજનની ધૂનમાં ચાલ્યા જતા ભક્તના પગમાં સહસા કશું અથડાયું.

રાંકાજીએ અટકીને નીચે નજર કરી. રસ્તામાં સોનામહોરોની એક પોટલી પડી હતી. પોટલીની ગાંઠ છૂટી ગઇ હતી અને એમાંની સોનામહોરો રસ્તા ઉપર વેરાઇ હતી.

'ઓહ, અહીં રસ્તામાં આ સોનામહોર ક્યાંથી?' રાંકાજીને સોનામહોરો જોઇ આશ્ચર્ય થયુ. આટલી સોનામહોરો તો વર્ષો સુધી ભક્ત-દંપતીને નિર્ભય કરી દે એટલી કિંમત ધરાવતી હતી. પણ ભીડના વખતે બીજાની વસ્તુ તરફ ભક્તની નજર ન જાય. ભક્તને મન તો જેવો પથ્થર તેવું પરધન.

રાંકાજીએ આશ્ચર્યને દબાવી દઇ સોનામહોરોની પરવા કર્યા સિવાય આગળ જવા ડગલું ભર્યું. પણ તરત કંઇ વિચાર આવતાં એ પાછા ફર્યા ને સોનામહોરની પોટલી ઉપર પોશેપોશે ધૂળ નાખી એને ઢાંકી દીધી.

બાંકી જરા પાછળ પડી ગઇ હતી. પણ દૂરથી એણે પતિની ક્રિયા જોઇ હતી. ધીમે ધીમે એટલીવારમાં એ નજીક આવી ગઇ.

'કેમ? શું હતું? આ ધૂળનો ઢગલો રસ્તા વચ્ચે કેમ કર્યો?' જરા હસીને સતીએ પતિને પૂછયુ.

'અમસ્તો. તું જરા પાછળ પડી ગઇ હતી એટલે તારો સંગાથ કરવા હું ઊભો રહ્યો.' રાંકાજીએ વાત ઉડાડવા પ્રયત્ન કર્યો.

'એ તો સારું કર્યું. આવી રીતે જ મારી રાહ દરેક કાર્યમાં જોશો. એકલા એકલા ચાલ્યા જશો નહિ. હું પાછળ પડી જાઉં તો મને સાથે રાખીને ડગલું ભરશો. પણ હું તો આ ધૂળના ઢગલા સંબંધી પૂછું છું. શું તમને તમારું બાલપણ યાદ આવી ગયુ? બાલપણમાં ધૂળમાં રમવાનું અને એના ઢગલા કરવાનું બાળકોને બહુ ગમે છે.'

રાંકાજી હસી પડયો. બાંકીને હવે સાચી વાત કહ્યા સિવાય ચાલે એમ ન હતું. એટલે એ બોલ્યોઃ

'બાંકી! બાલપણ યાદ નહોતું આવ્યું પણ બીજું કંઇ યાદ આવ્યુ હતું.'

'એ શું?'

'પહેલાં આ ઢગલા નીચે શું છે તે જાણી લે.'

'શું છે એ ધૂળના ઢગલા નીચે?'

'એની નીચે સોનામહોરોની પોટલી છે.'

'સોનામહોરોની પોટલી!'

'હા, અને સોનામહોરો પણ પાંચ દસ નથી, ઘણી છે. આપણી આખી જિંદગી સુધી ચાલે એટલી બધી.'

'ઓહો એમ? પણ તમે એના પર ધૂળ કેમ નાખી?'

'બાંકી! જોજે, માઠું ન લગાડતી. તું તો મારા કરતાં પણ વધારે મજબૂત છે, છતાં મને એવો વિચાર આવ્યો....'

'હે....'

'હે, સોનામહોરો જોઇને કદાચ તારી વૃત્તિમાં ફેરફાર થઇ જાય.'

'શા માટે ફેરફાર થઇ જાય ?'

'લક્ષ્મીમાં એવું આકર્ષણ છે અને આપણને એની આ સમયે ખૂબ જ જરૂર છે એથી.'

'તે હું સોનામહોરો લઇ લઉં અથવા એનો સ્વીકાર કરવા આગ્રહ કરું એવા ભયથી તમે આ સોનામહોરો ઉપર ધૂળ નાખી ખરું ?'

'હા, તારું મન ધન જોઇને લોભાય નહિ એટલે મેં એને ઢાંકી દીધું'

'એ તો તમે ઉચિત જ કર્યું છે. પણ એક વાત પૂછું સ્વામી !'

'શી બાંકી !'

'ધૂળમાં અને સોનામહોરમાં આપને ફેર કેમ જણાયો ? ધૂળ અને ધનમાં ફેર જ કયાં છે ? જેવી ધૂળ તેવું ધન. ધૂળથી જો આપણું મન લલચાતું ન હોય તો ધનથી શા માટે લલચાવું જોઇએ ! છતાં જો એવી વૃત્તિ જાગે તો આપણી ભક્તિ એટલી કચી.'

રાંકાજી પત્નીના મુખ સામે જોઇ રહ્યો ખરે ! એ તો પોતાનાથી આગળ વધી ગઇ હતી. એની ત્યાગભાવના અજબ હતી.

'બાંકી ! તારી ભક્તિ મારા કરતાં ચઢીઆતી છે.' ચાલતાં ચાલતાં રાંકાજી બોલવા લાગ્યો. 'તારું જ્ઞાન....'

'બસ, બસ. દાસીની બહુ પ્રશંસા ન કરવી જોઇએ એવું શાસ્ત્ર કહે છે.' હસીને બાંકીએ વાતને કાપી નાંખી.

'અને ધાર કે પ્રશંસા થઇ જાય તો શું થાય ?'

'પાપ લાગે સાંભળનારને.'

'ખરું તારું શાસ્ત્ર અને ખરી તું.' હસીને રાંકાજીએ કહ્યું.

( ૬ )

એ દિવસે આઠ કલાક સુધી જંગલમાં પતિ પત્ની આથડયાં પણ એક ય સુકું લાકડું એમના હાથમાં આવ્યું નહિ.

'જોયું ?' રાંકજી બોલ્યો.

'શું ?' બાંકાજીએ પૂછયું.

'આજે એકપણ લાકડું ન મળ્યું તે.'



'એ તો જોયું. પણ એથી નિરાશ થવાની શી જરૂર છે ? આજે એકાદશી છે એમજ માની લઇશું. ભગવાન જળ તો પીવાને આપશે જ. એ પીને દિવસ એવી કાઢીશું કાલની વાત કાલે.' બાંકીએ આશ્વાસનના શબ્દો કહ્યા.

'હું નિરાશ થતો નથી તેમ ખાવાનું નહિ મળે એથી હું ડરતો નથી, પરંતુ આજે એક પણ લાકડું ન મળ્યું તેનું કારણ શું છે તે તું જાણે છે?'

'શું કારણ છે ?'



'કેમ ? રસ્તામાં આવતાં પેલી સોનામહોરોની પોટલી નહોતી મળી ?'

'હા, તેનું શું છે ?'

'અરે, તેનું જ બધું છે એ ધન આપણું તો ન કહેવાયને ?'

'નારે, આપણું શાનું ? એ તો પારકું ધન.'

'બરાબર. એ પારકા ધન તરફ નજર પડયાનું આ પરિણામ છે. હવે સમજ પડી ?'

'હા, હા, સમજ પડી. સારું થયું કે તમે એને અડકયા નહિ અને એને લેવાની આપણા મનમાં વૃત્તિ જાગી નહિ. નહિ તો સત્યાનાશ વળી જાત.'

'હું પણ એ જ કહેવા માગતો હતો. આજે જ એનું ફળ મળી ગયું. એ ધનને અડકયા હોત તો આપણું ભક્તિરૂપી ધન ચાલ્યું જાત.'

'ભગવાન છે ને ! આપણને એ ચલિત થવા ન દે. આપણું એ ખરા વખતે રક્ષણ કરે છે. એ તો સર્વવ્યાપી છે. જોયુંને ભગવાન કેવા દયાળુ છે !'

આમ વાતો કરતાં કરતાં ખાલી હાથે પતિ પત્ની ઘર તરફ આવવા લાગ્યાં.

હવે ભગવાન વધુ વખત ગુપ્ત રહી શકયા નહિ. એ પોતાના પ્રિય ભક્તોની સામે સહસા પ્રગટ થયા.

રાંકાજી અને બાંકાજી એક ઘટાદાર વૃક્ષની છાયામાં આવીને બેઠાં હતાં. પોતાની સામે એકાએક શ્યામસુંદરને અણધારી રીતે પ્રગટ થયેલા જોઇને બન્નેની અજાયબીનો પાર રહ્યો નહિ એ ચિત્રવત્ બેસી રહ્યાં. શું બોલવું એનું એમાંથી એકેને ભાન રહ્યું નહિ. બન્ને ટગરટગર જોઇ રહ્યાં.

આ જોઇને ભગવાન જરા હસ્યા. કોણ જાણે કેમ પણ એ હાસ્યથી બન્ને જાગૃત થયાં. અને દોડીને એમણે પોતાના સ્વામીના ચરણકમલ પકડી લીધા. એ સાથે આંખમાંથી આંસુની ધારાઓ ચાલી. પ્રભુના પાદપદ્મ ભક્તોની આંસુધારથી ભીના થઇ ગયા.

'બેટા ! ઊઠો ! સ્વસ્થ થાવ. તમારી ભક્તિથી અને શ્રદ્ધાથી હું પ્રસન્ન થયો છું. તમે બન્ને મને બહુ પ્રિય છો.'

હાથ જોડી રાંકાજી અને બાંકાજી પ્રભુની સામે ઊભાં રહ્યાં.

એમના માથા પર હાથ મૂકી ભગવાન મધુર કંઠથી બોલ્યાઃ

'હવે તમારે લગારેય ચિંતા કરવાની જરૂર નથી તમને હવે કોઇ જાતનું કષ્ટ પડશે નહિ. જાવ, તીર્થસ્થાનોમાં ફરતા ફરતાં લોકોમાં ભક્તિનો પ્રચાર કરો તમારો જયજયકાર થશે.'

રાંકાજી અને બાંકાજીના નેત્રમાં આનંદનાં આંસુ આવી ગયાં.

એ ફરીથી પ્રભુના ચરણમાં ઢળી પડયાં.

આધાર જેને હરિ નામનો છે,  
આધાર એ અન્ય તણો ન રાખે;  
રાંકાજીનું જીવન એ જણાવે,  
'રવિ' ખરા ભક્તની ભાવનાને.






'વાવે તેવું લણે ને કરે તેવું પામે.'




मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ।
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ॥

गी. ९-३२

ભૂતળ ભક્તિ પદારથ મોટું બ્રહ્મલોકમાં નાહીં રે.

—નરસિંહ મહેતા.

નગરની મધ્યમાં હવેલી હતી. આમ તો નગરમાં બીજી પણ ઘણી હવેલીઓ હતી, આકર્ષક ઇમારતો હતી, શેઠ શાહુકારનાં ઊંચાં ઊંચાં ભવન હતાં. પણ આ હવેલીનું આકર્ષણ અજબ હતું. હતી તો બેઠા ઘાટની, પરંતુ દરરોજ હજારો આંખો એના તરફ ખેંચાતી.

શું એ સત્તાધીશનું મકાન હતુ ? કોઇ ધનપતિનું નિવાસસ્થાન હતું ? ના. ના. એ ઇમારતમાં ન તો કોઇ સત્તાધીશ રહેતો હતો કે ન તો કોઇ ધનપતિનો એમાં મુકામ હતો. પરંતુ સત્તાધીશો પોતાની સત્તાનું અભિમાન ભૂલીને નમ્ર બનીને અહીં આવતા હતા એ વાત સાચી હતી. તેવી જ રીતે લક્ષ્મીનંદનો પણ પોતાની લક્ષ્મીનો ગર્વ આ મકાનને જોતાં ભૂલી જતા અને મકાન માલિકના ચરણે લક્ષ્મી રજૂ કરવામાં જીવનની સફળતા માનતા, એ વાત પ્રસિદ્ધ હતી.

એ હવેલી, એ મનોહર ભવન એક વારાંગનાનું હતું. વારાંગના પોતાની કલામાં બહુ ચતુર હતી. આજુબાજુના પ્રદેશમાં એની આણ ફરતી હતી. સંગીત અને નૃત્ય કલામાં એનો જોટો જડવો મુશ્કેલ હતો. રૂપ તો બ્રહ્માએ આંખો મીંચીને આપ્યુ હતું. અને જવાની ! એક વખત એનો મીઠો શબ્દ જેના કાનમાં પડયો એ કદી એને ભૂલી શકતો નહિ.

આવી વારાંગનાને પણ આંખી પાડી દે એવી એક નારી હતી. એનું નામ કાન્હૂપાત્રા. વારાંગનાની એ પાલક પુત્રી હતી. બાલપણમાં નિરાધાર અવસ્થામાં એ વારાંગનાના હાથમાં આવી પડી હતી. એનું રૂપ અને નમણી આકૃતિ જોઇને વારાંગનાએ એને બહુ પ્રેમથી ઉછેરી હતી. ભવિષ્યમાં પોતાનું સ્થાન જાળવી શકે એને માટે કોઇને તૈયાર તો કરવું જોઇએ ને !

કાન્હૂપાત્રાને વારાંગનાએ નાનપણથી જ સંગીત અને નૃત્યની તાલિમ આપવા માંડી હતી. ચૌદ વર્ષની ઉમ્મર થઇ; એ પહેલાં તો કાન્હૂપાત્રાએ બન્ને કળાઓ સાધ્ય કરી લીધી હતી. વારાંગનાને હવે પોતાનો પરિશ્રમ સફળ થતો જણાયો.

કાન્હૂપાત્રા સોળ વર્ષની થઇ. હવે એ જાહેરમાં નૃત્ય પણ કરે છે. સંગીતની રસિકોને લ્હાણ પણ કરે છે. અને 'વાહ વાહ' સાથે વિવિધ પ્રકારની અમૂલ્ય બક્ષિસો ય મેળવે છે.

રૂપ હોય, યૌવન હોય, કળા હોય, કીર્તિ અને લક્ષ્મી હોય પછી માણસને બીજું શું જોઇએ! જગતનાં મનુષ્યો આને સુખ માને છે. સ્વર્ગનું સુખ એટલે યૌવન, કીર્તિ અને વૈભવ. પણ સંતોનો મત જૂદો છે.

ભક્તજનોને મન આ સુખ નથી. એ તો એને દુઃખ તરીકે ઓળખાવે છે. સાચું સુખ તો આનાથી તદ્દન જુદું છે. એ છે પરમાત્માની સ્મૃતિ. એ છે હરિનુ નામસ્મરણ, ભજન-કીર્તન. પ્રભુને સંભારવા અને એની સાથે નિરંતર સંબંધ જોડી રાખવો એમાં જે દિવ્ય સુખ મળે છે એ માનવનુ કલ્યાણ કરે છે. જ્યારે સંસારી જનો જેને સુખ ગણાવે છે એ અકલ્યાણના માર્ગે મનુષ્યને લઇ જાય છે.

કાન્હૂપાત્રાને આનો ખ્યાલ ન હતો. એ પોતાની માતાથી-પાલક માતાથી સવાઇ થવા માગતી હતી. અને દેશ વિદેશમા પોતાના રૂપથી અને કલાથી પ્રસિદ્ધ થવા ઇચ્છતી હતી.

દિવસમાં દસ વાર એ વસ્ત્ર બદલતી. પંદર વાર અલંકારોમાં એ ફેરફાર કરતી. વારંવાર જુદી જુદી રીતે કેશગુંફન કરતી. ક્ષણે ક્ષણે અરિસામા એ મુખ નિહાળતી. એની સેવામાં ચાર દાસીઓ હતી. રાજાની રાણી કરતાં પણ વિશેષ એનો ઠાઠ હતો. વારાંગના હવે એને પોતાનું સ્થાન આપવા માગતી હતી. એટલે એનાં માનપાન ઘણાં વધારી દીધાં હતાં.

પણ એવામાં એક નાનો પ્રસંગ બની ગયો ને રૂપગર્વિતા કાન્હૂપાત્રા જાગૃત બની ગઇ. એના પૂર્વ જન્મના સંસ્કાર ઉદય પામ્યા. એના જીવનમાં પલટો આવ્યો.

( ૨ )

'કાન્હૂ! બેટા!....' એક દિવસ વારાંગનાએ કાન્હૂપાત્રાને સવારના પહોરમાં બોલાવી.

કાન્હૂપાત્રા માતાની પાસે પહોંચી ગઇ અને બોલી 'કેમ મા!'

વારાંગનાએ કહ્યું:-

'બેટા! આવ, અહીં મારી પાસે બેસ.'

કાન્હૂપાત્રા માતાની બાજુમાં જઇને બેઠી. એના બરડે પ્રેમથી હાથ ફેરવતાં ફેરવતાં વારાંગના બોલીઃ

'કાન્હૂ! દીકરા! બે ચાર દિવસથી હું જોયા કરું છું કે તુ ઉદાસ રહે છે. એનુ શું કારણ? તારુ શરીર તો સારુ છે ને!'

'હા, મા, મારું શરીર સારું છે' કાન્હૂપાત્રાએ જવાબ આપ્યો.

'તો પહેલાંની પેઠે આનંદથી તું હરતી ફરતી કેમ નથી? પહેલાં તો જ્યારે જોઈએ ત્યારે હસતી ને હસતી દેખાતી હતી અને હવે જાણે ગમગીન રહેતી હોય એમ જણાય છે. પહેલા તો અનેકવાર વસ્ત્ર બદલતી હતી, શણગાર સજતી હતી, પણ હવે તને જાણે શરીરને શોભાવવામાં રસ ન હોય એવું જણાય છે. બેટા! નિસંકોચ કહે, હકીકત શી છે? તારા મનમાં કઇ દુખ તો નથીને!'

'ના મા! તું નકામી ચિંતા કરે છે. મારી તબિયત બિલકુલ સારી છે'

'તો તુ આવી કેમ થઇ ગઇ!'

'કેવી થઇ ગઇ!'

'અરે પગલી! તું તો સાવ બદલાઇ ગઇ છે. જરા દર્પણમાં તારું મોંઢું જો. અથવા તારી



દાસીઓને પૂછી જો. ચાર દિવસ હું બાદશાહના દરબારમાં નૃત્યગાન માટે ગઇ એટલામાં તો તારામાં ભારે ફેરફાર થઇ ગયો.'

ફીકું હસી કાન્હૂપાત્રાએ કહ્યું:

'તે મા! આખો દિવસ નાચ્યા કરું અને ગાયા કરું તો તને ગમે! અને એમ કરું તો હું બદલાઇ ગઇ નથી એવું તને લાગે?'

'હાસ્તો વળી. નાચવું અને ગાવું એ તો આપણો ધર્મ છે. સાચું કહે, તને એનો પણ કંટાળો આવી ગયો છે કે નહિ?'

કાન્હૂપાત્રા જરાક હસી ને ચૂપ રહી

'બોલ, કેમ કંટાળો આવી ગયો છે?'

'મા! એની તો ખબર નથી. પણ એવા વિચાર આવે છે કે, લોકોને રીઝવવા પાછળ અમૂલ્ય જિંદગી ગુમાવી નાખવી એ બરાબર નથી.'

વારાંગના ખડખડાટ હસી પડી.

'અરે તું તો સાધુડી જેવું બોલે છે. આ તને શીખવ્યું કોણે? આવા વિચાર કરવાની આપણે કશી જ જરૂર નથી.'

'મા! મને લાગે છે કે, ગભીરપણે આપણી પ્રવૃત્તિ ઉપર વિચાર કરવાની ખાસ જરૂર છે. મનુષ્યની જિંદગી અમૂલ્ય છે. એને જેમતેમ વેડફી નાખવી જોઇએ નહિ.'

'અરે પણ મૂરખ! લોકોને આપણે રીઝવીએ નહિ તો ધન ક્યાંથી મળે? અને ધન ના મળે તો આપણે જે સુખ ભોગવીએ છીએ, એ ભોગવાય શી રીતે?'

'મા! જે લોકો અહીં આવીને ધન આપી જાય છે એ અધર્મી છે. એમના પરિવારને એ બેવફા બનીને અત્રે આવે છે એટલે અધર્મીનું ધન, આપણને ખરું સુખ આપી શકે નહિ. સાચા સુખનો માર્ગ કંઇ બીજો જ હોવો જોઇએ.'

વારાંગના પુત્રીના મુખ સામે જોઇ રહી. પછી મુખ મલકાવીને બોલી:

'કાન્હૂ! તું ધારે તો વ્યાખ્યાન સારું આપી શકે. તું ગોરી ગોરી છે. સુંદર છે. ગળામાં માળા ને કપાળમાં ભસ્મ ધારણ કરી હાથમાં મંજીરા સાથે જો તું નીકળી પડે તો લોકો ઘણા પૈસા આપે. એટલું જ નહિ તને બધા પૂજે પણ ખરા. પણ બહેન! એવા ખેલમાં અલંકાર ન પહેરાય. અને અલંકાર વગરની તને જોતાં મને બહુ દુઃખ થાય.'

કાન્હૂપાત્રા હસી નહિ. એણે ધીરેથી કહ્યું:

'મા! તું તો હસે છે. પણ મેં કહ્યું છે તે તદ્દન સાચું છે મને એવા એવા વિચારો આવે છે ને એથી મારું મન ભારે થઇ ગયું છે.'

પુત્રીના માથાને પોતાના હૃદય સાથે દબાવતાં વારાગનાએ મીઠા સ્વરથી કહ્યું:

'ચાલ ચાલ હવે, એવા ગાંડા વિચાર શા માટે લાવે છે? એવા વિચાર તને આવ્યા ક્યાંથી? મેં ભૂલ કરી કે તને મારી સાથે હું લઇ ગઇ નહિ. પણ હવેથી તને મારી સાથે ને સાથે જ રાખીશ. બેટા! મારે તો તને મારા કરતાંય વધારે મોટી બનાવવી છે. મોટા મોટા રાજાઓ પણ તારી ખુશામત કરતા આવે એવા સ્થાન પર મારે તને બેસાડવી છે. સમજી!'

કાન્હૂપાત્રાએ જવાબ આપ્યો નહિ. પણ જ્યારે એનું મોઢું ઉંચું કરી વારાંગનાએ એના સામે જોયું ત્યારે એ ચકિત થઇ ગઇ.

કાન્હૂપાત્રાની આખમાં અશ્રુ આવી ગયાં હતાં એનું મુખ દીન બની ગયું હતું.

'અરે, અરે, કાન્હૂ! તું તો રૂવે છે! બેટા! આ તો બહુ વિચિત્ર કહેવાય!'

( ૩ )

રૂપાળી કાન્હૂપાત્રાના મનમાં સદ્‌વિચારોનો




ઉદય થયો. અને એ સાથે એના દિલમાં ખળભળાટ થઇ ગયો એની પાછળ થોડી હકીકત છે.

નિત્યના નિયમ મુજબ ઝરૂખામાં સાંજના સમયે બનીઠનીને એ એક દિવસ બેઠી હતી. એ વખતે આઠ દસ સાધુઓનું એક ટોળુ રસ્તા ઉપરથી ભજન કરતું કરતું જતું હતું એના પર એની નજર પડી.

સાધુઓએ અંગ પર કફની પહેરી હતી. ગળામાં માળા હતી અને લલાટમાં તિલક હતું. હાથમાં મંજીરા લઇને હરિ નામની ધૂન મચાવતા એ જતા હતા. એમના મુખપર આનંદ જણાતો હતો ભગવાન પંઢરીનાથના દર્શન કરીને એ પાછા જતા હતા. કાન્હૂપાત્રાના ગામમાં બે દિવસ વિશ્રાંતિ માટે એમણે મુકામ રાખ્યો હતો. બન્ને દિવસ નગરમાં ફરીને હરિનામની ધૂન મચાવવાનો એમનો કાર્યક્રમ હતો.

સાધુઓના પવિત્ર હૃદયમાંથી ભગવાનાં પવિત્ર નામો નીકળતાં હતાં. એ સાથે ભગવાનના રૂપનાં અને લીલાનાં પદો પણ ગવાતાં હતાં. કાન્હૂપાત્રા ધ્યાનથી સાધુઓનાં ભજન સાંભળી રહી.

'ભગવાન સિવાય કોઇ મોટું નથી. ભગવાન જેવું કોઇ દયાળુ નથી. કોટિ કામદેવને લજાવે એવું એનુ સ્વરૂપ છે. એના ચરણકમલના સેવનથી ત્રિવિધ તાપ મટી જાય છે. એટલું જ નહિ ઇચ્છિત વસ્તુ પણ પ્રાપ્ત થાય છે. હે માયાવી જીવો ! તમે સંસારનાં મિથ્યા સુખો પાછળ શા માટે દોડો છો ! એ તો મૃગજળ જેવાં છે. સાચુ સુખ તો શ્રીહરિના ભજનમાં છે. જાગો ! આળસને ત્યાગો ! તમારુ રૂપ, તમારો વૈભવ, તમારી કલા, તમારી મોટાઇ, બધું જોતજોતામા નષ્ટ થઇ જશે. તમે અભિમાન રાખો નહિ. તમે હરિને ભજો ! હરિને ભજો !'

સાધુઓ આવા ભાવાર્થનાં ભજનો ગાતા હતા. બન્ને દિવસે કાન્હૂપાત્રાએ સતવાણી શ્રવણ કરી અને એના હૃદયમાં પ્રકાશ ફેલાયો. એને પોતાના જીવન તરફ તિરસ્કાર છૂટયો. લોકોને અધર્મના માર્ગમાં પ્રેરવા પોતાના રૂપનો ઉપયોગ કરવો એ તો મહાપાપ છે એવું એને સમજાયું. એની કલા, એની ચતુરાઇ, એનાં વઆલકાર, એનાં સંગીત, નૃત્ય, એ બધા લોકોના ભલા માટે કામમાં આવતાં નથી. લોકોના મનમાં વમેલા મોહને એ તો વધારે છે. એ તો લોકોનું અકલ્યાણ કરે છે. એનાથી પરમાત્મા રાજી શી રીતે થાય? સોના ચાંદીના ટૂકડા ખાતર દેહને વેચવો, અને સમાજનું સત્યાનાશ વાળવું એ ચોખ્ખો અધર્મ છે. એવા અધર્મની કમાણીથી મિષ્ટાન આરોગવાં કે રાણી જેવા ઠાઠમાઠથી રહેવું એના કરતાં ભીખ માગીને ખાવું અને ઝાડ તળે પડી રહેવું એ લાખ દરજ્જે સારું છે. સાચા સુખની ઝાંખી ધર્મના પાલનથી થાય છે, અધર્મના આશ્રયથી નહિ.

આવા આવા વિચારોએ કાન્હૂપાત્રાના મનનો કબજો લઇ લીધો. મોજશોખમાં અને ગાનતાનમાં ઉછરેલી વારાંગનાની એ પુત્રીને હવે સંસારનાં સુખોમાં કઇ સાર જણાયો નહિ. સુખનો માર્ગ તો કઇ જુદોજ છે એવું એને સમજાયુ. એ ઉદાસ બની ગઇ. અને કોઇ વિશેષ પ્રકાશ માટે ઝંખી રહી.

આ વખતે એની માતા બાદશાહના દરબારમાં નૃત્યગાન માટે ગઇ હતી. ચાર દિવસ પછી એ પાછી આવી ત્યારે કાન્હૂપાત્રા બદલાઇ ગઇ હતી. એને આશ્ચર્ય થયુ. કાન્હૂપાત્રાને બોલાવી પૂછયું પણ બરાબર હકીકત જાણી શકી નહિ. આખરે દાસીઓએ બધી વાતનો ખુલાસો કર્યો. અને વારાંગના ચમકી ઊઠી !

'સાધુ ભગતડાંના ભજનથી મન ફરી ગયુ ! કાન્હૂપાત્રાને આવી સાહ્યબી છોડીને ભિખારી બનાવાની ઇચ્છા થઇ છે ? અરે, એ તે કઇ બને !'

દાત વતી નીચલો હોઠ દબાવી એણે મનમાં કઇ નિશ્ચય કર્યો.

પણ એ રૂપગર્વિતાને ખબર ન હતી કે 'ધાર્યું ધરણીધરનું થાય.'



(૪)

ઉપરની વાતને આઠ દિવસ વીતી ગયા. ને એક દિવસ વારાંગનાએ કાન્હૂપાત્રાને કહ્યું :

'કાન્હૂ ! આવતી કાલે બાદશાહની હજુરમાં તારો નૃત્યનો જલસો ગોઠવ્યો છે. બાદશાહ સલામતના કાનસુધી તારા રૂપનાં અને નૃત્યનાં વખાણ પહોંચી ગયાં છે. એ તને નજરે નિહાળવા ઇચ્છે છે. કાલે જો તું તારી કલા બરાબર બતાવીશ તો તારું ભાગ્ય ખુલી જશે '



આ સાંભળી ધીમા કંઠથી કાન્હૂપાત્રાએ જવાબ આપ્યો :

'મા ! મને હવે નાચગાન ગમતાં નથી. મારુ મન એના ઉપરથી હવે ઊઠી ગયુ છે.'

'અરે એવું તે કંઇ ચાલે ? તારા ઉપર તો મે મોટી મોટી આશાઓ બાંધી છે.'

'આશા તો પરમાત્મા ઉપર રાખવી જોઇએ.'

'એવા જ્ઞાનની આપણે કશી જરૂર નથી. આપણા પરમાત્મા તો જે આપણી કદર કરે તે. જે આપણો સોનામહોરથી સત્કાર કરે તે.

કાન્હૂપાત્રાને વારાંગનાના વિચાર ગમ્યા નહિ. એણે મૌન રહેવામાં ડહાપણ માન્યુ. પણ વારાંગના એના માનસને પલટાવવા માગતી હતી. એટલે એણે વિવિધ રીતે કાન્હૂપાત્રાને સમજાવવા પ્રયત્ન કરવા માંડયો. પણ કાન્હૂપાત્રા તો વારાંગનાના જીવનને ધિક્કારતી હતી. એથી એણે જરા પણ ઉત્સાહ બતાવ્યો નહિ. ધીરેથી છતાં મક્કમપણે દૂર વખતે એણે એકની એક વાત ઉચ્ચારવા માંડી— મા ! આ જીવન મને ગમતું નથી. કારણ કે એ બદબોથી ભરેલું છે. હું એમાંથી છૂટવા માગુ છું.'

વારાંગના આખરે ગુસ્સે થઇને બોલી :

'આ જીવન ખરાબ લાગે છે તો પછી બીજો કયો ધધો કરશો ? પેટ શાનાથી ભરશો ? પાંચ પૈસા કેવી રીતે મેળવશો ?'

આનો જવાબ પણ કાન્હૂપાત્રા પાસે હાજર હતો. એ બોલીઃ

'મા ! પેટ ભરવાની મને તો કંઇ ચિંતા નથી. અને પૈસાની મને જરૂર પડે એમ નથી.'

'તને જરૂર ન પડે પણ મને પડે તેનુ કેમ ? તને ઉછેરીને મોટી કરી છે તે મારો ધધો ચાલુ રહે માટે. સમજી !'

કાન્હૂપાત્રાએ નકારમા માથુ હલાવ્યુ.

વારાંગના ચિડાઇ ગઇ ઘ ટો પાડી એણે કહ્યુઃ

'માથુ હલાવવાથી મુક્તિ મળી જશે એવું રખે માનતી. મારી પાસે રહેવું હશે તો મારા કહેવા પ્રમાણે ચાલવું જ પડશે. આઠ આઠ દહાડા સુધી પડી રહેવાનુ મને પોસાય એમ નથી.'

થોડીવાર ચૂપ રહી કાન્હૂપાત્રા બોલીઃ

'મા ! હજુ મારું મન સ્વસ્થ થયુ નથી. હું ફરીથી વિચાર કરીશ.'

'જો વિચાર કરવા હોય તો આજની રાત

કરી લે. આવતી કાલથી નૃત્ય કરવું પડશે અને ગાન પણ કરવું પડશે.'

'કાલે હું બાદશાહ સલામતની સેવામાં હાજર ન થાઉં તો ન ચાલે ?'

'શી રીતે ચાલે ? તારી તો મેં મોટી રકમ ઠરાવી છે, તું ન આવે તો બાદશાહ ગુસ્સે થાય અને મને મોટી રકમ ન મળે.'

કાન્હૂપાત્રાને કોઇના ગુસ્સાની પડી ન હતી. છતાં વધુ ચર્ચા કરવાનું એને ઠીક લાગ્યું નહિ. એ ચૂપચાપ થોડીવાર બેસી રહી. પછી ઊઠીને પોતાના ખંડમાં ચાલી ગઇ

બીજે દહાડે સવારે વારાંગના કાન્હૂપાત્રાનાં છાજીઆં લેતી હતી. કાન્હૂપાત્રા રાતના અંધકારમાં વારાંગનાનું મકાન છોડીને ચાલી ગઇ હતી. જતાં જતાં એ ચિઠ્ઠી મૂકી ગઇ હતી. ચિઠ્ઠીમાં લખ્યું હતું-મા ! મારી શોધખોળ કરશો નહિ. હું હવે પાછી આવીશ નહિ. મારો માર્ગ બદલાયો છે. હવે મારું સ્થાન પાંડુરંગના ચરણમાં છે. પાંડુરંગનાં ચરણકમલ છોડીને હું પાછી સંસારમાં હવે આવવા માગતી નથી. જય વિઠ્ઠલ ! જય વિઠ્ઠલ !'

ચિઠ્ઠી વાંચી વારાંગના ગુસ્સાથી સળગી ઊઠી. એણે તરત બેદરના બાદશાહને સંદેશો મોકલ્યો. એમાં જણાવ્યું કે-કાન્હૂપાત્રાને મેં આપને અર્પણ કરી છે છતાં એ ગઇ કાલે રાત્રે ઘર છોડીને ભાગી ગઇ છે માટે એની સત્વર તપાસ કરાવી જ્યાં હોય ત્યાંથી એને પકડી મંગાવી ઘટિત કરશો.'

સંદેશો મળતાં બાદશાહે સૈનિકોની એક ટુકડીને કાન્હૂપાત્રાની શોધખોળ માટે રવાના કરી. એ ટુકડીએ થોડા દિવસ પછી પંઢરપુરમાં કાન્હૂપાત્રાને પકડી પાડી.

વારાંગનાને ઘેરથી નીકળી કાન્હૂપાત્રા પંઢરપુરમાં આવી હતી. પંઢરીનાથ ભગવાનનો આશ્રય એણે સ્વીકાર્યો હતો. એના મનને ભગવાનનાં દર્શનથી ખૂબ જ શાન્તિ પ્રાપ્ત થઇ હતી અત્યંત સાદા વેશમાં એ રહેતી હતી. ને મંદિરની હલકામાં હલકી સેવા બજાવી બદલામાં જે કંઇ આપ્યું: પાતળું પ્રસાદ રૂપે ખાવાનું મળે એનાથી એ સંતોષ માનતી હતી. પૂર્વ જન્મના સંસ્કારના બળે એની વૃત્તિ: ઝડપથી ફરી ગઇ. હતી. સંસારસુખની વાસના એની નષ્ટ થઇ ગઇ હતી. રાત્રી દિવસ ભજનના આનંદમાં એ ગરકાવ રહેતી હતી. ભગવાનના શરણમાં આવીને એ ધન્ય બની હતી.

એક દિવસ સવારના પહોરમાં મંદિરનો કચરો એ વાળતી હતી એ વખતે મંદિરની એક સેવિકા દોડીને એની પાસે આવી ને બોલી·

'કાન્હૂ ! મંદિરની બહાર બાદશાહના સૈનિકો આવ્યા છે. ને તારા નામની એ પૂછપરછ કરે છે. મને લાગે છે કે તને એ પકડી જવા આવ્યા છે. બાદશાહકા હુકમ હૈ, બાદશાહકા હુકમ હૈ-એવું એવું એ બોલે છે.'

એવામાં કેટલાક માણસો એની આસપાસ ભેગા થઇ ગયા. ને પૂછવા લાગ્યા:

'અરે બાઇ ! તેં કંઇ ગુનો કર્યો છે ? બાદશાહના સૈનિકો કેમ આવ્યા છે ? જે હોય તે કહી દે. નહિ તો મંદિરની પ્રતિષ્ઠા જશે.'

માથું ઊંચું કરી કાન્હૂપાત્રાએ બોલનારની સામે જેયું. પછી દૃઢતાથી એ બોલી·

'આપ ખાતરી રાખશો. મારે લીધે મંદિરની પ્રતિષ્ઠા નહિ જાય'

એવામાં ખાતરી થતાં મંદિરની આજુબાજુ સૈનિકો ગોઠવી ટુકડીનો નાયક મંદિરના દરવાજામાં દાખલ થયો ને સત્તાવાહી અવાજથી બોલ્યો·

'કાન્હૂપાત્રા કૌન હૈ ?'

કાન્હૂપાત્રા હાથમાંની સાવરણી નીચે મુકી દઇ આગળ આવી ને પૂછ્યું·

'હું કાન્હૂપાત્રા. કેમ ?'



નાયકે કાન્હૂપાત્રાના મુખ સામે જોયું. પછી બોલ્યોઃ

-'આપકો બાદશાહ સલામતકી સેવામેં ઉપસ્થિત હોના પડેગા. બાદશાહ સલામતકા હુકમ હે. હમ લે જાનેકે લિયે આયે હૈં.'

કાન્હૂપાત્રાએ પૂછયુઃ

'નાયક! મારો કંઇ અપરાધ થયો છે?'

નાયક બોલ્યોઃ

'અપરાધકી તો કોઇ બાત નહીં હે.'

'અપરાધ નથી તો પછી મારે ત્યાં આવવાનું પ્રયોજન શું?'

નાયક બોલ્યોઃ

'બાદશાહકા હુકમ હૈ. બાદશાહ આપકા નૃત્ય દેખના ચાહતે હૈ'

કાન્હૂપાત્રાએ કહ્યું:

'હું નૃત્ય કરતી નથી. બધું મેં છોડી દીધું છે.'

નાયક બોલ્યોઃ

'ફિરભી આપકો ચલનાહી પડેગા.'

કાન્હૂપાત્રા આટલી વાતચીત ઉપરથી સમજવાનું સમજી ગઇ. પણ એનો નિશ્ચય અફર હતો એ બાદશાહનું મુખ જોવા ચાહતી ન હતી. કાદવમાંથી પ્રભુએ કૃપા કરી કાઢી હતી. ફરી કાદવમાં પડવા એ માગતી ન હતી. પણ બાદશાહના સૈનિકો આવ્યા હતા એ ખાલી હાથે પાછા જાય એવા ન હતા. એકાદ ક્ષણમાં કાન્હૂપાત્રાને હજાર હજાર વિચાર આવી ગયા.

આખરે એણે નાયકને કહ્યું:

'નાયક! બાદશાહનો હુકમ છે એટલે ના શી રીતે પડાય? છતાં તમારી સાથે આવતા પહેલાં મારા ભગવાનનાં હું દર્શન કરવા ઇચ્છું છું. એકવાર મને દર્શન કરી લેવાદો. પછી તમારી સાથે આવવામાં મને કંઇ વાંધો નથી.'

નાયકે સંમત્તિ આપતાં કહ્યું: 'અચ્છા.'

કાન્હૂપાત્રા ઝડપથી પગ ઉપાડતી મંદિરમાં આવી. ને પંઢરીનાથની મૂર્તિ સામે હાથ જોડી ઊભી રહી. દર્શન કરતાં કરતાં એની આંખો ભીની થઇ ગઇ. ગદગદ કંઠે એ બોલીઃ

'નાથ! હું આપની સેવિકા છું. અંધકારમાંથી હાથ પકડી આપે જ મને પ્રકાશમાં ખેંચી આણી છે. હવે એવો કેવો અપરાધ થઇ ગયો કે પાછા અંધકારમાં ફેંકવા તૈયાર થયા છો? એકવાર ચરણકમલમાં આશ્રય આપ્યા પછી મને હડસેલી મૂકવા શા માટે વિચાર કર્યો સ્વામી! હું અનાથ હતી. આપનાં ચરણકમલને પામી સનાથ બની છું. મને તમારો જ આધાર છે. તમારા ચરણમાંથી જરા પણ દૂર થવાની મારી ઈચ્છા નથી. છતાં બાદશાહના સૈનિકો મને ખેંચી જવા આવ્યા છે. હું શું કરું? મને શી આજ્ઞા છે?'

કાન્હૂપાત્રા ખરા હૃદયથી બોલતી હતી. ભગવાન એના હૃદયના મીઠામીઠા ભાવથી અજાણ ન હતા. એની ભક્તિ અને શ્રદ્ધા ભગવાનને પ્રસન્ન કરતાં હતાં એટલે ભક્તની મુંઝવણ એમનાથી અજાણી શી રીતે રહે? કાન્હૂપાત્રાનાં નયનં પોતાના નયન સાથે મળ્યાં કે તરત પંઢરીનાથે કેવળ કાન્હૂપાત્રા જ સાંભળી શકે એવી રીતે ધીમા સ્વરથી કહ્યું:

'કાન્હૂ! તારી ઇચ્છા વિરુદ્ધ તને મારી પાસેથી લઇ જવાની કોઇની તાકાત નથી. તું ચિંતા શા માટે કર છે?'

ભગવાનની સ્પષ્ટ વાણી સાંભળતા બરોબર કાન્હૂપાત્રાના મનની ચમત્કારિક સ્થિતિ થઇ ગઇ. એના મુખ પરનો વિષાદ હઠી ગયો. એ બોલી ઊઠીઃ

'સ્વામી! સ્વામી! મને તમારા ચરણમાં જ રાખો. મારે અહીંથી ખસવાની જરાય ઇચ્છા નથી.'

ભગવાન પોતાનો કરકમળ લંબાવીને બોલ્યાઃ

'તારી મારી પાસે જ રહેવાની ઇચ્છા હોય તો આવ. મારી પાસે ચાલી આવ.'

કાન્હૂપાત્રાને મૂર્તિમા ભગવાનનાં સાક્ષાત્ દર્શન થયાં. એ મદ મદ હસી રહ્યા હતા.

કાન્હૂ હવે રોકાય કે ? એ મૂર્તિની સામે દોડી. ભગવાન સિંહાસન પરથી ઊતરીને એને લેવા સામે આવ્યા. એ જ વખતે પગને ઠોકર વાગવાથી કાન્હૂપાત્રા ગબડી પડી. પડતા બરોબર 'વિઠ્ઠલ ! વિઠ્ઠલ !' એવા ઉચ્ચાર સાથે એના પ્રાણ ચાલ્યા ગયા. નિર્જીવ ખોળીઉ માત્ર મદિરમા પડી રહ્યુ.

ભગવાને ભક્તને પોતાની પાસે બોલાવી લઇ પોતાના દયાળુ સ્વભાવની ખાતરી કરાવી

આ બાજુ બાદશાહના સિપાઇઓ નીચાઉચા થતા હતા એમના નાયકની પણ ધીરજ ખુટવા આવી હતી એ મદિરમા જવા તૈયાર થયો હતો એવામા સમાચાર આવ્યા કે જેને પકડી લઇ જવા એ આવ્યો હતો એનો દેહ મદિરમાં જ છૂટી ગયો છે.

નાયક સ્તબ્ધ થઇ ગયો ને હવે કશુ વળે એમ નથી 'એમ જાણી સૈનિકો સાથે પાછો વળી ગયો.

તે શક્તિ તો અજબ અતરની બતાવી,
ભાગી છૂટી સમજીને, 'રવિ' પકમાથી;
રે ધન્ય છે હરિની લાડિલી કાન્હૂપાત્રા !
તે તો કરી સફળ જીવન કેરી યાત્રા.






समः शत्रौ च मित्रे च, तथा मानापमानयोः ।
शीतोष्णसुखदुःखेषु समः सङ्गविवर्जितः ॥
तुल्यनिन्दास्तुतिर्मौनी संतुष्टो येन केनचित् ।
अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः ॥

ગી૦ ૧૨, ૧૮–૧૯

જાનકીનાથ સહાય કરે જબ, કૌન બિગાર કરે નર તેરો ?

—તુલસીદાસ

× × ×

"વિઠ્ઠલ વિઠ્ઠલ વિઠ્ઠલા હરિ હો, વિઠ્ઠલા !
માઇ બાપા વિઠ્ઠલા, હરિ હો વિઠ્ઠલા !"

હાથમાં સાવરણી લઇને ઘરનો કચરો સાફ કરતાં કરતાં એક યુવતી વિઠ્ઠલ નામની ધૂન મચાવી રહી હતી. પોતાની વહાલી માતાના નામનું રટણ કરતાં કરતાં નાના બાળકનું મુખ આનંદથી જેમ ખીલી ઊઠે છે, તેમ હરિનામનો ઉચ્ચાર કરતાં કરતાં યુવતીનું મુખ ખીલી ઊઠયું હતું. ભગવાન વિઠ્ઠલનાથ આ ભાગ્યશાળી યુવતીના આરાધ્યદેવ હતા. નાનપણથી ભગવાન સાથે એનો સંબંધ જોડાયો હતો. જગતના ચાલક પાલક ભગવાન આ યુવતીનું સર્વસ્વ બનીને બેઠા હતા.

સૂર્યોદય થવાને હજુ વાર હતી. ઉદ્યોગી લોકો જાગૃત થતા હતા. પ્રભાતનો શીતળ પવન ધીમે ધીમે વાતો હતો. યુવતીના હાથની સાવરણી ઝડપથી ફરતી હતી. ઘરના ઓરડા સાફ કરીને યુવતીએ દ્વાર ઉઘાડયું. ઘર આગળની નાની નાની બે ઓટલીઓ અને પગથીયાં સાફ કરવા એ બહાર આવી. એની ધૂન તો ચાલતી જ હતી. બહાર નીકળતા બરોબર એનો અવાજ જરા મોટો થઇ ગયો:

"વિઠ્ઠલ વિઠ્ઠલ વિઠ્ઠલા, હરિ હો ! વિઠ્ઠલા !
માઇ બાપા વિઠ્ઠલા, હરિ હો વિઠ્ઠલા !"

સાંભળનારના કર્ણને પ્રિય લાગે તેવો મીઠો સ્વર હતો.

એકાએક ઘરમાંથી એક કર્કશ અવાજ સંભળાયોઃ

'સખુ !'

યુવતીનું નામ સખુબાઇ હતું. અવાજ કાનમાં પડતાં બરાબર ધૂન અટકાવી એ બોલી:

'જી, મને બોલાવી ?'

'હા, હા, તને. સવારના પહોરમાં રાગડા કેમ કાઢવા માંડયા ? કહી કહીને જીભનો કુચો વળી ગયો તોય તારામાં સમજ કેમ આવતી નથી ? ઘરની બહાર ઊભી રહીને વિઠ્ઠલ ! વિઠ્ઠલ ! કરીને રાગડા તાણતાં તને લાજ આવે છે કે નહિ ?'

સખુબાઇની સાવરણી અટકી ગઇ. સાસુમાના મિજાજનો પારો જોતજોતામાં ચઢી જતો એટલે સામે જવાબ નહિ આપવામાં જ સલામતિ છે એમ સમજીને એ ચૂપ રહી. પણ સખુબાઇની સાસુ કંઇ સામાન્ય સ્ત્રી નહતી. પોતાના દીકરાની વહુનો જરા જેટલો ગુનો એની નજરમાં વસી ગયો કે એ ઉકળી ઊઠતી. ને પુત્રવધૂ ઉપર ગાળોનો વરસાદ વરસાવતી, કર્કશા સ્ત્રીઓના શણગાર રૂપ આ સાસુમાં હૃદય જેવી કોઇ ચીજ નહતી. એના કઠોર હૈયામાં લાગણી ભાગ્યે જન્મતી સખુબાઇ પરણીને સાસરે આવી તે દિવસથી તે આજસુધી આ ભયંકર સ્ત્રીએ એને ગળે અનાજ ઉતરવા દીધું નહતું પુત્રવધૂ એટલે ગુલામડી. ને ગુલામડી તો સતાવ્યા કરીએ તો જ પાંસરી રહે. નહિ તો માથે છાણાં થાપે.' આવી સમજ આ સાસુ નામના વિચિત્ર પ્રાણીમાં ઘર કરીને બેઠી હતી.

સખુબાઈને સસરાજી પણ સારા ન હોતા મળ્યા. જેવાં સાસુજી તેવા સસરાજી સાસુની સાચી કે ખોટી બધી વાતને સસરાજી આંખો મીંચીને મંજૂર કરી દેતા. એટલું જ નહિ એને જોરદાર સમર્થન પણ આપતા. સખુબાઇની સાસુ કહે-' વહુ સાવ ગમાર છે.' તો સસરાજી તરત બોલી ઊઠતા-'તારી વાત બરાબર છે. વહૂ માથે પડી છે. અક્કલનો છાંટોય નથી.'

વળી સાસુ જો કહે કે, 'આ વહુએ તો ઘરને લજાવ્યું છે. મારા દીકરાના જીવનને ધૂળ કરી નાખ્યુ છે. કયાંથી એ અહીં ભટકાઇ પડી ! હુ તો એનાથી થાકી ગઇ છું.' તો દીકરાનો બાપ તરત માથું હલાવીને સંમતિ આપતાં કહેતો કે-' ખરેખર, આ વહુને તો હાથ જોડવા જેવા છે. આ તો કોઇ ખરાબ પગલાંની સ્ત્રી છે. જ્યારથી એ આવી છે ત્યારથી આપણે દુઃખી દુઃખી થઇ ગયાં છીએ.'

આ તો થઇ સખુબાઇનાં સાસુ અને સસરાની વાત. પણ સખુબાઇના પતિદેવતા કેવા હતા ?

'બાપ તેવા બેટા ને વડ તેવા ટેટા' એ કહેવત સાર્થક કરે એવા સખુબાઇના પતિદેવ હતા. મા-બાપના પૂરેપૂરા સંસ્કાર એમણે ઝીલ્યા હતા સતી સખુબાઇ ઉપર આ શૂરવીર પતિ પોતાનો પ્રભાવ પાડવા વારંવાર હાથ ઉપાડતા. એટલું જ નહિ સુખને લજાવે એવી કટુ વાણી ઉચ્ચારી એ મા-બાપના નામને રોશન કરતા.

ગરીબ સખુ સાસુ-સસરાનો અને પતિદેવતાનો જુલમ મુગા મોઢે સહન કરતી. જુલમ જ્યારે માઝા મૂકતો ત્યારે એ વિઠ્ઠલનાથને યાદ કરી છાનાં છાનાં આંસુ સારતી. વિઠ્ઠલ ભગવાન સિવાય એની ખબર લેનાર બીજું કોણ હતું ? પાંડુરંગ સિવાય એ બીજા કોના શરણે જાય ?



સવારથી ઊઠે ત્યારથી માંડીને તે મોડી રાત્રે સુવે ત્યાંસુધી એક ગુલામડીની પેઠે ઘરનું એ બધું કામકાજ કરતી તોય એના કપાળે જશ લખાયો ન હતો. કોઇ દિવસ એક મીઠો શબ્દ એણે સાંભળ્યો નથી. અનેક વર્ષો વીતી ગયા છતાં ઠરીને ઘડીવાર બેસવાનો એને અવસર મળ્યો નથી. છતાં સખુબાઇ કદી ભાગ્યને રોવા બેઠી નથી. 'હશે, પ્રભુને એવું ગમતું હશે.' આમ મનમાં વિચારી એ દુઃખના દિવસો વીતાવતી હતી.

એક દિવસ સખુબાઇના શરીરમાં સવારથી તાવ ભરાયો. જેમ તેમ કરીને આખો દિવસ એણે ઘરનું કામકાજ કર્યું પણ રાત પડી એટલે એ શિથિલ થઇ ગઇ. તાવનું જોર વધ્યું હતું. શરીર અંગારા જેવું ધખતું હતું. આંખો બળતી હતી. દેહમાં કળતર થતી હતી. 'વિઠ્ઠલ! વિઠ્ઠલ!' કરતી એ પથારીમાં જઇને પડી.

પણ રોજના નિયમ કરતાં સખુબાઇ વહેલાં સુતી હતી. સાસુજી કંઇ એ અપરાધ જવા દે? ઉપરાંત નિત્યની 'ફરજ મુજબ સુતા પહેલાં સાસુમાના પગ દબાવવા' વહુ આવી ન હતી. એ કંઇ જેવી તેવી વાત ન હતી એટલે બીજા ખંડમાંથી સાસુ ગર્જી ઊઠી:

'કયાં ગઇ સખુડી!'

સખુબાઇ પથારીમાં બેઠી થઈ ગઇ ઊઠીને ધીરેધીરે સાસુના ઓરડામાં ગઇ. રાત્રીના અગિયાર થયા હતા.

'કેમ રે, કયાં હતી તું? શું કરતી હતી? અત્યારસુધી કેમ આવી નહિ?' સાસુએ સખુબાઇને ધમકાવી.

સખુબાઇએ ધીરેથી કહ્યું:

'મા! મને સખત તાવ આવ્યો છે. હું પથારીમાં સુતી હતી.'

'ઓહોહો! તાવ શાનો આવે? એવું તે શું જોર પડે છે તે તાવ આવે?'

'આખું શરીર દુઃખે છે. આંખો બળે છે. અને ગભરામણ થાય છે.'

ઝેરભર્યું હસી કટાક્ષમાં સાસુમાએ કહ્યું:

'હં', ગભરામણ તો થાય જ ને! સાસુના પગ દબાવવા પડે એટલે ગભરામણ ન થતી હોય તોય થાય. અને આંખો ય બળે, અને શરીર પણ દુઃખે.'

'મા! હું સાચું કહું છું. તમારી સેવા ઉઠાવવામાં મને જરાય દુઃખ થતું નથી. એ તો મારો ધર્મ છે પણ આજ તાવને લીધે ન આવી શકી.'

'સાચી વાત, સાચી વાત. મારા ઘરની લક્ષ્મી! તારો અક્ષરે 'અક્ષર સાચો છે. તને તારા ધર્મનું ભાન છે એ તો બહુ આનંદની વાત છે.'

અહીં સસરાજી વચ્ચે ટપકી પડ્યા સખુબાઇને શિખામણ આપતાં એ બોલ્યા:

'વહુ! આટલી વાર સુધી ઊભાં રહીને સવાલ-જવાબ કર્યા કરો છો એના કરતાં આવીને તમારી સાસુનું શરીર જરા દબાવી આપ્યું હોત તો કંઇ વાંધો આવત નહિ.'

સસરાના શબ્દો સાંભળી સખુબાઇ સાસુના પગ પાસે બેસી ગઇ. ને ધ્રૂજતા હાથે સાસુમાના પગને એણે સ્પર્શ કર્યો.

જાણે પગે અંગારો ચંપાયો હોય તેમ સખુબાઇના હાથનો સ્પર્શ થતાં સાસુએ પગ પાછો ખેંચી લેતાં કહ્યું:

'રહેવા દે રહેવા દે. તારી સેવા પહોંચી ગઇ. જા, જઇને પથારીમાં પડ.'

સખુબાઇમાં સાસુમાના શબ્દોનો મર્મ સમજવાની શક્તિ હતી. એણે પોતાની જગ્યાએથી ઊઠવાને બદલે સાસુમાના બીજા પગને દબાવવા એને સ્પર્શ કર્યો.

પણ સાસુજીની પગ દબાવવાની ઇચ્છા આજે મરી ગઇ હતી. સખુબાઇનું શરીર તાવને લીધે ધીકી ઊઠ્યું હતું. એટલે સખુના હાથનો સ્પર્શ અંગારા સમાન એને લાગતો હતો.

એણે ઘોઘરા ઘાંટાથી સખુબાઇને લાત લગાવતાં કહ્યું:

'સાંભળતી નથી! બહેરી છે! જા, હટ અહીંથી. મારે આજે પગ દબાવવા નથી.'

સખુબાઇ સાસુના લત્તાપ્રહારથી બેઠી હતી ત્યાં ગબડી પડી. સાસુજીએ ટીકા કરી:

'અહોહોહો, ખેલ કરતાં કેવો આવડે છે! જરા પગ અડક્યો એટલામાં બાઇ સાહેબ ગબડી પડ્યાં! શી કોમળ કાયા છે!'

સખુબાઇ ધીમેથી ઊઠી ને પાલવવતી આંખો લૂછતી લૂછતી પોતાના ઓરડામાં ચાલી ગઇ.

આવા બનાવ તો લગભગ રોજ બનતા.

સખુબાઇ હવે આવા જીવનથી કંટાળી હતી. વિઠ્ઠલ ભગવાન પોતાના પર ક્યારે દયા કરશે? ક્યારે એમના ચરણકમલમાં પોતાને સ્થાન આપશે? ક્યારે એમનો વરદ હસ્ત પોતાના મસ્તક પર એ દયાનિધિ મૂકશે? એવા એવા વિચાર એને હવે વારંવાર આવતા હતા. આંસુભરી આંખે એ ભગવાનને રોજરોજ વિનવતી હતી: 'હે નાથ! આ સંસારમાં મને હવે રસ નથી. તમારા સિવાય આ જગતમાં મારું કોઇ સગું નથી. તમે જ મારું સર્વસ્વ છો. મને-આપના ચરણકમલનું શરણ આપો! મારાં નેત્રોને દર્શન દઇ સફળ બનાવો. મારો ઉદ્ધાર કરો! મારું રક્ષણ કરો!'

સખુબાઇની ભક્તિ સાચા હૃદયની હતી. એટલે એનો કરુણ પોકાર કરુણાસિંધુના કાને અથડાતાં વાર લાગી નહિ.

( ૨ )

કૃષ્ણાનદીના કિનારે સખુબાઇનું ગામ આવેલું હતું. એક દિવસ સવારના પહોરમાં બે મોટા દેગડા લઇ સખુબાઇ નદીએ જળ ભરવા આવી. સતી કૃષ્ણાના નામને ધારણ કરનાર કૃષ્ણા નદીના દર્શનથી સખુબાઇને કૃષ્ણનું સ્મરણ થતું અને એ સાથે દ્વારકાવાસી ભગવાન શ્રીકૃષ્ણે સતી કૃષ્ણાની (દ્રૌપદીની) ખરે વખતે જે લાજ રાખી હતી એ પ્રસંગ એને યાદ આવતો.

ખળ કૌરવોની સભામાં પાંચાલીના ચીર ખેંચાયા તે વખતે બે હાથ ઉંચા કરી આંસુભરી આંખે એ સતીએ જ્યારે પોતાના આરાધ્યદેવ ભગવાન શ્રીકૃષ્ણને યાદ કર્યા ત્યારે એક જ વખતના પુકારે એ સર્વવ્યાપી કૌરવોની સભામાં હાજર થઇ ગયા હતા. અને એમણે સતીના સતીત્વની રક્ષા કરી હતી. આ પ્રસંગને સખુબાઇ વારંવાર યાદ કરીને ગળગળી થઇ જતી. તે મનમાં વિચારતી કે, જે દયાળુ શ્રીકૃષ્ણે પાંચાલીનું રક્ષણ કર્યું એ શું એમને નિરંતર યાદ કરનાર એમની દાસી સખુને ભૂલી જશે? ના રે, એવું કદાપિ નહિ બને.

નદીએ આવી સખુબાઇએ પ્રથમ સ્નાન કર્યું. પછી વસ્ત્ર બદલી નદીના જળથી દેગડા ભર્યા અને ઘર તરફ જવા માટે એ તૈયાર થઈ.



પણ એ જ વખતે એના કાન પર ભગવાનનાં મંગલમય નામોનો ધ્વનિ અથડાયો.

કેટલાક લોકો ભગવન્નામનુ સંકીર્તન કરતા કરતા એક બાજુથી આવતા હતા.

"જય જય પાંડુરંગ હરિ!
જય જય પાંડુરંગ હરિ!"

સખુબાઈ ઊભી રહી. થોડી વારે ભક્તોનું મંડળ પાસે આવ્યુ. પૂછપરછ કરતાં એના જાણવામાં આવ્યું કે ભક્તો પંઢરપુરની જાત્રાએ જઈ રહ્યા છે.

પંઢરીનાથનાં દર્શન કરવાની સખુબાઈને નાનપણથી તીવ્ર ઇચ્છા હતી. પણ અત્યારસુધી કોઈ યોગ આવ્યો ન હતો. આજે એકાએક સુયોગ પ્રાપ્ત થઇ ગયો. યાત્રાળુઓના સંઘ ભેગી પોતે સરળતાથી પંઢરપુર પહોંચી શકશે એમ એને સમજાયુ. ઘેર જઇ પાછા આવવા જેટલો સમય ન હતો. અને કદાચ ઉતાવળી ઉતાવળી ઘેર જાય તોપણ ઘરનાં માણસો સખુબાઈને યાત્રા કરવા જવા દે એવી કોઈ જ શકયતા ન હતી. એટલે સખુબાઈએ નદીએથી જ બારોબાર પંઢરપુર જવાનો નિશ્ચય કર્યો.

'વિઠ્ઠલ! વિઠ્ઠલ!' કરતાં એણે હાથમાંના બેગડા નદી કિનારે મૂકી દીધા અને પંઢરપુરના યાત્રીઓના ટોળામાં એ દાખલ થઇ ગઈ.

'અરે સખુ! તું કયાં જાય છે? તારી સાસુને પૂછયુ છે કે એમને એમજ?' એક ઓળખીતી સ્ત્રીએ સખુબાઈને જતી જોઇ મોટેથી પૂછયું. પણ સખુબાઇના કાન પર વિઠ્ઠલ સિવાય બીજા કોઇનો અવાજ હવે અથડાય એમ હતું નહિ. એણે તો નિજાનંદમાં મગ્ન બનીને યાત્રાળુઓ સાથે સંકીર્તન કરતાં કરતાં પંઢરપુરના માર્ગે આગળને આગળ વધવા માંડ્યું.

(૩)

'કાકી! ઓ કાકી!'

'કોણ હશે?'

'કાકી! એ તો હું....'

'કોણ? મંગળા?'

'હા, કાકી...' એક સ્ત્રીએ સખુબાઇના ઘરમાં પ્રવેશ કરતાં કહ્યું.

મંગળા સખુબાઈની પડોશણ હતી. ઘરમાં દાખલ થઇ સખુબાઈની સાસુને એણે પૂછયું:

'કાકી! સખુ કયાં ગઇ છે?'

સખુનું નામ કાનમાં પડતાં સખુની સાસુનું મોં બગડી ગયું. મોંઢું ચઢાવી એણે જવાબ આપ્યો:

'સખુ નદીએ ગઇ હશે પાણી ભરવા.'

'કયારની ગઇ છે?' પડોશણે પૂછયુ.

'બહુ વાર થઈ. બાઈ! હું તો એનાથી થાકી. એના કોઇ કામમાં ભલીવાર નહિ. શું કરું! એનાં માબાપે અમારા માથે મારી છે. સવારની ઊઠી છે ત્યારથી અહીંથી ગઇ છે પણ હજુ પાછી આવી નથી.'

'તે તમે કંઇ એને વઢયાં હતાં?'

'કેમ એમ પૂછે છે અલી? તું કયાંથી આવે છે?'

'પહેલાં હું પૂછું એટલુ કહો. પછી હું તમને સમાચાર જણાવુ.'

'એનો વાક હોય તો અમે એને વઢીએ પણ આમાં બીજાને શું? તારે કહેવું હોય તો કહે નહિ તો તારા સમાચાર તારી પાસે રાખ. સખુ બીજે કયાં ટળવાની છે. થોડી વાર પછીય અહીં આવ્યા સિવાય એનો છૂટકો કયાં છે?'




પઢોશણને સખુબાઈની સાસુનું અભિમાન ન ગમ્યું. એણે કહ્યું:

'કાકી! સખુ થોડીવાર પછી પણ પાછી આવે એવો સંભવ નથી.'

'કેમ? કેમ? એનું શું થયું? એ કયાં છે?'

'સખુબાઈ નદીએ પાણી ભરવા આવી હતી તે વખતે ત્યાં આગળ થઇને પંઢરપુરની જાત્રાએ એક સંઘ જતો હતો. એ સંઘને જોઇ સખુબાઇ એમાં દાખલ થઈ ગઈ એને જતી જોઇ મેં પૂછયું–અલી કયાં જાય છે? તારી સાસુને પૂછયું કે નહિ? પણ કાકી! એણે તો કશો જવાબ જ ન આપ્યો.'

'હેં!'

'હા.'

સાસુજી હવે ગભરાઇ ગયાં. એમણે બૂમ પાડીને એમના પ્રાણપ્રિયને બોલાવ્યા:

'એ! તમે સાંભળો છો કે!'

સખુના સસરાએ એમના ઓરડામાંથી જવાબ આપ્યો:

'હા, હું સાંભળું છું. બોલો! શું કહો છો!'

'અરે તમે જલદી અહીં આવો. આ મંગળા સમાચાર લાવી છે કે સખુ બાવાઓની સાથે ભાગી ગઇ છે.'

સખુબાઈના સસરા વહેલા વહેલા રસોડા આગળ આવ્યા. અને પત્નીને પૂછવા લાગ્યા:

'તમે શું કહ્યું! સખુનું શું થયું?'

મંગળાની કાકીનો મિજાજ એટલીવારમાં જતો રહ્યો હતો. જાણે ચીસ પાડતી હોય એ રીતે એણે કહ્યું:

'શું થયું, શું થયું, શું પૂછો છો! સત્યાનાશ વળી ગયુ! પેલી કજાતએ ઘરનું નામ બોળ્યું! આપણું નાક કાપી નાખ્યુ.'

'કઇ કજાત?'

'કઇ તે તમારા દીકરાની વહુ. આ મંગળા કહે છે કે નદીકિનારેથી બાવાઓ સાથે એ ભાગી નીકળી છે.'

મંગળાએ ખુલાસો કર્યો:

'કાકી એવું મેં કહ્યું નથી.' સખુબાઇ તો પંઢરપુરની જાત્રાએ એક સંઘ જતો હતો એ સંઘ સાથે જાત્રા માટે ગઇ છે.'

'અરે એ બધુ એકનું એક. ઘરના માણસોની પરવાનગી વગર ચાલી જાય એ 'ભાગી–નીકળી છે' એમજ કહેવાય. અને ભજન કરતા હોય તેમને બાવા ન કહેવાય તો શું કહેવાય?'

મંગળાને આ ખુલાસો વિચિત્ર લાગ્યો પણ સખુબાઈની સાસુના વઢકણા સ્વભાવને એ સારી પેઠે જાણતી હતી એટલે એ મૌન રહી.

સખુના સસરાજી વિચારમાં પડી ગયા. પછી ઝટપટ વસ્ત્ર બદલી, બેપાચ આડોશી પાડોશીને લઇને પોતાનું નાક સલામત રાખવા પંઢરપુરનો માર્ગ એમણે લીધો. એમણે વાહન કરી લીધુ હતું. એટલે જોતજોતામાં એ સંઘની લગોલગ આવી પહોંચ્યા.

સસરાને દૂરથી આવતા, જોઈ સખુબાઇના પેટમાં ફાળ પડી. 'પાંડુરંગ! પાંડુરંગ! આ શો ખેલ માંડ્યો છે! પાસે બોલાવીને ધકેલી મૂકવાનો વિચાર શા માટે કરવો પડ્યો! સખુ-બાઇને હવે તારો જ એક આધાર છે મા–બાપ નમેરાં થશે તો પછી બાળકની શી દશા



થશે ?' કરુણ સ્વરે એ પોકાર કરવા લાગી.

એવામાં સખુનો સસરો સંઘની નજીક આવી પહોંચ્યો, ને ક્રોધભરી નજરથી સખુબાઈને ખોળવા લાગ્યો.

સખુબાઈએ પોતાના મુખ પર વસ્ત્ર ઢાંકી દીધું. પણ એ ઓળખાયા વગર રહી નહિ. સસરાજીએ એને ઓળખી લીધી. જોતાં બરોબર એણે બરાડો પાડ્યો.

' સખુ ! કુળકલંકિની !'

સખુબાઈ ધ્રૂજી ઊઠી. એણે ભયમાં આંખો મીંચી દીધી. ને મનમાં ને મનમાં વિઠ્ઠલને સહાય માટે બોલાવવા લાગી.

' વિઠ્ઠલ વિઠ્ઠલ વિઠ્ઠલા, હરિ હો વિઠ્ઠલા !
માઈ બાપા વિઠ્ઠલા, હરિ હો વિઠ્ઠલા !'

ભગવાન ભક્તની વહારે ધાયા.

હમણાં કાંડુ પકડીને સંઘમાંથી સસરાજી પોતાને ખેંચી જશે એવો ભય સેવતી સખુબાઈએ થોડીવાર પછી મુખ ઉંચું કરીને જોયુ તો સસરાજી એમના સાગરીતો સાથે પાછા વળી ગયા હતા.

સખુબાઈ ધ્રૂજતી બંધ થઈ. એણે આજુબાજુ જોયું. આકાશ તરફ નજર કરી અને ભગવાનની દયાનું સ્મરણ કરી આંસુ સારવા લાગી. એ આંસુ દુઃખનાં ન હતાં.

( ૪ )

ભક્તને માટે ભગવાન અનેક ખેલ ખેલે છે. અર્જુનને માટે એ સારથી બન્યા. નરસિંહ મહેતા માટે વાણિયા બન્યા. અને પેલા ભક્ત દામાજી માટે સેવક બનવામાં એમને આનંદ આવ્યો. ભક્તના આ ભગવાને સખુબાઈ માટે સખુબાઈનો જ વેશ ધારણ કર્યો અને સખુબાઈના સસરાની આંખમાં ધૂળ નાખી એને ઘર ભેગો કર્યો.

ક્રોધથી રાતાપીળા થઈ ગયેલા સખુબાઈના સસરાએ જ્યારે ત્રાડ પાડી ત્યારે એક ક્ષણનો પણ વિલંબ કર્યા વગર ભગવાન તત્કાળ સખુબાઈ બની સંઘમાં દાખલ થઈ ગયા. ને અસલ સખુબાઈની આગળ ખડા થઈ સખુબાઈના સસરાનું ધ્યાન પોતાના તરફ ખેંચ્યુ.

સખુબાઈના સસરાએ ભગવાનને જ સખુબાઈ સમજી કટુ વચન સંભળાવ્યાં. અને પોતાની સાથે આવવા હુકમ કર્યો. ભગવાન એમ જ ઇચ્છતા હતા એટલે તુર્ત એ સખુબાઈના રૂપે સખુના સસરાજી સાથે ચાલી નીકળ્યા. ને અસલ સખુબાઈ સંઘની સાથે પ્રભુની અસીમ કૃપાનું સ્મરણ કરતી કરતી પંઢરપુરની દિશામાં આગળ વધવા લાગી.

આખા રસ્તે સસરાજીએ દીકરાની વહુને સંભળાવવામાં કંઈ બાકી રાખ્યુ નહિ તેમ છતાં ભક્તને ખાતર ભગવાને જાણે પુષ્પની વૃષ્ટિ થતી હોય એ રીતે ખુશમિજાજથી સસરાજીની વાણી શ્રવણ કરી.

પણ હજુ સાસુમાના પ્રહારો સહન કરવાના હતા. જ્યાં ભગવાને સખુબાઈના રૂપે ઘરમાં પ્રવેશ કર્યો કે વાઘણની પેઠે એ સામે ધસી આવી વહુનું હાથવતી પૂજન કરવા લાગી. વાક્યપુષ્પો તો સાથે સાથે અર્પણ થતાં જ હતાં.

એ પૂજાની રીત નિરાળી હતી. પ્રથમ તો સાસુમાએ વહુના ગાલમાં જોરથી બે તમાચા ચોઢી કાઢ્યા. પછી બરડામાં મુષ્ટિપ્રહાર કરવા માંડ્યા. એથી પણ આવેશ ન શમ્યો એટલે

વહુના વાળ ખેંચવા માંડયા પણ દીકરાની વહુનો ગુનો નાનોસુનો નહતો. એથી પૂજાની વિધિ લંબાવવામાં આવી. ગડદા પ્રહાર પછી લત્તાપ્રહાર થવા માંડયા.

પ્રભુ મનમાં ને મનમા વિચાર કરવા લાગ્યા કે આ ખેલ તો ભારે પડી ગયો. આ પાષાણ હૃદયની સ્ત્રી સાવ નિર્દય છે સખુબાઈને એણે ખરેખર ભારે પરેશાન કરી છે. એની શાન ઠેકાણે લાવવી જ જોઈએ.

પણ પ્રભુ સખુબાઈની સાસુની શાન ઠેકાણે લાવે ત્યાર પહેલા સાસુમાએ દીકરાની વહુને ઘરના થાંભલા સાથે દોરડા વતી બાંધી દીધી. ને પછી દાંત પીસીને બોલીઃ

' કુલટા ! જા હવે ભક્તાણી થવા ! જા તારા પાંડુરંગ પાસે ! દાઝ તો એવી ચઢે છે કે તને ઊભી ને ઊભી સળગાવી દઉં ! પણ શું કરું ! લોકલાજને લીધે તને જવા દઉ છું.'

જગતના નાથ ભગવાન થાંભલે બંધાયા ને નીચું માથું કરી દુષ્ટાની કડવી વાણી સાંભળી રહ્યા

ત્રણ દિવસ સુધી એ સ્થિતિમાં રહ્યા પછી પ્રભુ થાંભલેથી છૂટયા. સાસુમાએ ઉદારતા બતાવી થોડું ખાવાનું પણ આપ્યું. પછી પહેલા કરતાં આઠ ગણું ઘર કામ માથે નાખ્યું.

પ્રભુ એક સુશીલ સ્ત્રીની પેઠે ઘરનું કામ કરવા લાગ્યા.

થોડા દિવસ વીતવા દઈ પ્રભુએ એક ચમત્કાર કર્યો. એક દિવસ સવારમાં પથારીમાંથી ઊઠતા બરોબર સખુબાઈની સાસુને ખબર પડી કે એના હાથ પગમાં સખત દર્દ થઈ રહ્યુ છે. અને ગળામાં એવી સખત ગરમી આવી ગઈ છે કે થુંક ગળતાં પણ એને દર્દ થાય છે. એ પણ ઓછું હોય તેમ એની બન્ને આંખો સખત દુઃખવા માડી છે.

સાસુજી ગભરાઈ ગયાં.

જે હાથ અને પગ વતી સખુબાઈના સ્વરૂપે રહેલા પ્રભુની એણે પૂજા (!) કરી છે એ હાથ પગમાં ભયંકર પીડા ન થાય તો શું થાય ! જે આંખો વતી ગુસ્સાથી એણે પ્રભુના મુખ તરફ જોયુ હતું એ આંખોમાં આજે અસહ્ય પીડા થાય એમાં દોષ કોનો ? અને જે ગળામાથી કટુ વાણી મોટા અવાજથી પ્રગટ થઈ હતી એ ગળું સખત રીતે દુઃખવા માડે તો એમાં નવાઈ શી !

'ઓ મા....રે....' સખુની સાસુ દુઃખથી રૂદન કરી ઊઠી. એનાથી પથારીમાંથી ઊભું પણ થવાતું ન હતું હાથ ઉંચો કરવામાં ભારે દર્દ થતું હતું. હવે એનાથી ચલાશે શી રીતે ? અને ખવાશે કેવી રીતે ? કદાચ કોઈ કોળીઓ મુખમાં મુકે પણ ગળે ઉતરે તોને ! ગળામાં તો ગરમી આવી ગઈ છે. આ એક સામટાં દર્દો એક જ દિવસે કેવી રીતે આવી ગયા !

ભગવાને શાક વઘારતા વઘારતાં રસોડામાંથી પૂછ્યું :

'મા ! મને બોલાવી ?'

'અરે હા, અહીં આવ. મારું તો આખું શરીર જાણે રહી ગયુ છે.'

ભગવાન સાસુ પાસે આવ્યા. સાસુમા દુઃખથી આકુળવ્યાકુળ થઈ ગયાં હતાં. વહુને જોઈ એ બોલ્યાં :

''સખુ ! મારા પગે હાથ ફેરવ. મારી કેડો દબાવ. મારો હાથ જરા ઉંચો કર.'

ભગવાને સાસુમાની કેડો દાબવા માંડી. પણ એથી તો દર્દ ઘણું વધી ગયું. પગે હાથ



ફેરવ્યો અને શરીરમાં અગન અગન થઇ રહી. હાથ ઉંચો કરવા પ્રયત્ન કર્યો અને સણકા આવવા શરૂ થયા:

'હાય હાય! આ મને શું થઇ ગયું!' બોલવામાં પણ ગળામાં દર્દ થતું હતું.

સાસુજીની દશા જોઇ નટવરનાગરે કહ્યું:

'મા! મનમાં વિઠ્ઠલ! વિઠ્ઠલ! કહો. એ તમારું દુઃખ મટાડશે.'

વિઠ્ઠલ નામ ઉપર સાસુમાને બહુ ચીડ હતી. અને એથી વધારે ચીડ સખુબાઇ ઉપર હતી. પણ આ અસહ્ય દુઃખમાં વહુનું માનવાથી કદાચ દર્દ મટી જાય તો ઉગરી જવાય એમ સમજીને શ્રદ્ધા ન હોવા છતાં પણ એણે મનમાં ને મનમાં ભગવાન વિઠ્ઠલનાથના પવિત્ર નામનો જપ કરવા માંડ્યો.

બે ત્રણ ક્ષણમાં વિઠ્ઠલ નામના જપે ચમત્કાર બતાવ્યો. સાસુજીનું બધું દર્દ અલોપ થઈ ગયું. પણ દર્દ અલોપ થઇ ગયું તે સાથે વિઠ્ઠલ નામનુ રટણ પણ અટકી ગયુ.

ભગવાન મનમાં ને મનમાં હસીને રસોડા તરફ ચાલ્યા. રસોઇનું કામ હજુ બાકી હતું.

પણ જમવાના ટાણે પાછું સખુબાઇની સાસુને પહેલાં જેવું દર્દ શરૂ થયુ. દવા તૈયાર હતી. વિઠ્ઠલ વિઠ્ઠલ કરવાથી થોડીવારે દર્દ શમ્યુ.

વહુના વચન ઉપર સાસુને હવે શ્રદ્ધા બેઠી ફરી દર્દ ન થાય એટલા માટે ભયથી એણે આખો દિવસ વિઠ્ઠલ વિઠ્ઠલ કર્યા કર્યું.

અંધારા ઓરડામાં દીવો સળગે અને જેમ સર્વત્ર પ્રકાશ ફેલાઇ જાય તેમ સખુબાઇની સાસુના મનમાંથી 'વિઠ્ઠલ'ના રટણથી અંધારું અદશ્ય થવા માંડ્યુ. ધીમે ધીમે એનું મન શુદ્ધ થવા લાગ્યું. ધીમે ધીમે એને સમજ પડવા લાગી કે, દયા રાખવાથી દીનબંધુ રાજી થાય છે. હવે એને સખુબાઇનો કંઠ મધુર લાગવા માંડ્યો. હવે સખુબાઇમાં એને સદ્‌ગુણ જણાવા લાગ્યા. દુષ્ટાનું હૃદય પલટાવા માંડ્યું.

ભગવાન મનમાં ને મનમાં પોતાના ખેલની સફળતા ઉપર હસવા લાગ્યા.

(૫)

હવે અસલ સખુબાઇની હકીકત જોઇએ. યાત્રાળુઓના સંઘ સાથે ભજન કીર્તન કરતી કરતી એ પંઢરપુર પહોંચી. એના મનની અશાન્તિ તો ક્યારની ય ભાગી ગઇ હતી. હૃદયમાં આનંદ આનંદ થઇ રહ્યો હતો. ઘણાં વર્ષો પછી દૂર દેશથી મા-બાપને મળવા દીકરી આવે અને મા-બાપને જોતાં જેવો આનંદ એના હૃદયમાં ઉછળે એથી પણ વિશેષ આનંદ ભગવાનના મંદિરમાં પગ મૂકતાં સખુબાઇને થયો.

હરિનામની ધૂન મચાવતાં મચાવતાં યાત્રાળુઓએ મંદિરમાં પ્રવેશ કર્યો. ને ભક્તવત્સલ ભગવાનનાં પ્રેમપૂર્વક દર્શન કર્યાં. આજે એમનાં નેત્ર સફળ થયાં હતાં. આજે એમનું હૃદય સ્વચ્છ થયું હતું. જીવનનું સાફલ્ય આજે એમને જણાયું હતું.

સખુબાઇ હાથ જોડીને મૂર્તિની સામે ઊભી હતી. એનું મુખ હસુ હસુ થઇ રહ્યું હતું. આંખોમાંથી આનંદાશ્રુ વહેતાં હતા. હૃદયમાં અપૂર્વ આનંદ ઉછળતો હતો. શ્રદ્ધા અને ભક્તિથી એણે દેવપ્રતિમાને પ્રણામ કર્યા અને એ ધીમું ધીમું ગણગણવા લાગી.

'વિઠ્ઠલ વિઠ્ઠલ વિઠ્ઠલા! હરિ હો વિઠલા!
માઇ બાપા વિઠ્ઠલા હરિ હો વિઠ્ઠલા!'

ખૂબ જોરથી બોલવાની એની ઇચ્છા હતી પરંતુ હૃદય આનંદથી એવું ભરાઇ ગયું હતું કે વધુ બોલી શકાતું ન હતું. ભક્ત અને ભગવાનના મિલનનું એ દશ્ય અલૌકિક હતું. એનું વર્ણન કલમથી થઇ શકે જ નહિ.

આઠ દિવસ જોતજોતામાં વીતી ગયા. ભક્તોના મંડળે હવે પાછા ફરવાનો નિર્ણય કર્યો હતો. સખુબાઇને સંઘના માણસોએ જણાવ્યુ–સખુબાઇ! ભગવાનનાં ધરાઇ ધરાઇને દર્શન કરી લો. આવતી કાલે ભગવાનની રજા લઇ અહીંથી નીકળવાનુ છે. આજે ખૂબ ભજન કીર્તન કરી લો.'

પણ સખુબાઇનો નિશ્ચય જુદો જ હતો. એ હવે ભગવાનથી દૂર થવા માગતી ન હતી. એને પોતાના ગામમાં હવે પાછા જવું જ નહતું. એણે જવાબમાં કહ્યુ–'ભાઇઓ! ભગવાન રજા આપશે તો જવાનું છે.'

બીજે દિવસે બધા જવા તૈયાર થયા. પણ સખુબાઇ ભગવાનની મૂર્તિ આગળથી ખસતી જ ન હતી.

'ચાલો, સખુબાઇ, ચાલો. આઠ આઠ દિવસ સુધી દર્શન કર્યાં તોય ધરાયા નહિ!' સંઘના ભાઇ બહેનો સખુબાઇને બોલાવવા લાગ્યાં. પણ સખુબાઇ જાણે સમાધિ લાગી ગઈ હોય એમ સ્થિર ઊભાં હતાં જવાબ ન મળ્યો એટલે ફરીથી સખુબાઇને ચાલવા માટે ભક્તો બોલાવવા લાગ્યા. પણ સખુબાઇ આ લોકમાં હતી જ કયાં? એના હૃદયનો તાર ત્રિભુવનપતિના ચરણકમલમાં લાગી ગયો હતો. એ જવાબ કેવી રીતે આપે? એણે ઊંચી આંખ કરીને જોયુ પણ નહિ.

એવામા 'હે બાપ! હે વિઠ્ઠલ! હે પાંડુરંગ!' એમ બોલતી બોલતી સખુબાઇ હાથ જોડી જમીન પર લાંબી થઇને પડી મૂર્તિને એણે સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યાં પણ પછી એ ઊભી થઇ શકી નહિ. પ્રભુએ એનો હાથ પકડી પોતાની પાસે જાણે બોલાવી લીધી નહોય તેમ એની શ્વાસગતિ એકાએક અટકી ગઇ ને એનો દેહ છૂટી ગયો

મા બાપનો ખોળો મૂકીને બીજે જવાનુ કયા બાળકને ગમે? સખુબાઇ માતા–પિતાના ખોળામાં જઇને બેઠી.

ભક્તજનો આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયાં. સૌ સખુબાઇના ભાગ્યને વખાણવા લાગ્યાં. પ્રભુનાં દર્શન કરતા કરતા દેહ છૂટી જાય એ ઓછા ભાગ્યની વાત નથી.

જવાને તૈયાર થયેલા ભક્તો સખુબાઇનો દેહ છૂટી જતાં અટકી ગયા. સખુબાઈના દેહનો અંતિમ સંસ્કાર કર્યા સિવાય જવાય શી રીતે? એથી એ લોકો રામ નામ લેતાં લેતાં સખુબાઇના દેહને ઉપાડી સ્મશાનમાં ગયા ને દેહને અગ્નિ સંસ્કાર કર્યો. બીજે દિવસે સંઘે પંઢરપુરને રામરામ કર્યો.

(૬)

અસલ સખુબાઇને તો હવે કોઈ જાતની ચિંતા રહી નહિ. પ્રભુના ધામમાં એ પહોંચી ગઇ હતી. તેવી જ રીતે સખુબાઇની સાસુને પણ ચિંતા કરવાનું કંઇ કારણ રહ્યું નહતું કારણ કે દીકરાની વહુ તો ઘરમાં જ હતી અને વળી હવે એને સખુ ઉપર પહેલાંની પેઠે ગુસ્સો આવતો ન હતો. એટલે એ સુખી હતી. 'પણ હવે એક જણને ખરેખરી ચિંતા થઇ એ હતાં લક્ષ્મીદેવી. પોતાના સ્વામી સખુબાઇનું રૂપ ધરીને એને ઘેર કામ કરે છે અને આ બાજુ સખુબાઇ તો મુક્ત થઈ ગઇ છે. એ પાછી શી



રીતે જાય? અને એ પાછી ન જાય તો સખુ-બાઇનો ખેલ ભજવતા નટવર નાગર છૂટે શી રીતે?

આખરે મન સાથે નિશ્ચય કરી લક્ષ્મીમૈયા શ્મશાનમાં પહોંચ્યાં ને સખુબાઇની ચીતામાંથી હાડકાં ભેગાં કરી એના પર અમી દૃષ્ટિ નાખી. એક જ પળમાં એ હાડકાંની ઢગલીમાંથી આળસ મરડી સખુબાઇ બેઠી થઇ. માતાજીએ એને સજીવન કરી.

સામે લક્ષ્મીદેવીને ઊભેલાં જોઇ સખુબાઇએ એમના ચરણમાં માથું મૂકી કહ્યું:

'મા! મા! મને પાછી સંસારમાં શા માટે બોલાવી?'

હસીને માતાજી બોલ્યાં:

'સખુ! તારે હવે તારે ઘેર જવાનું છે. હજુ કેટલાંય વર્ષો આ જગતમાં રહી તારે ભક્તિનો પ્રચાર કરવાનો છે. એ પછી તને પાછી અમારી પાસે બોલાવી લઇશું. માટે નિર્ભય થઇને તું તારા ગામમાં જા. ત્યાનું વાતાવરણ બધુ પલટાઇ ગયુ છે. તને જરા પણ દુઃખ નહિ પડે.'

'ભલે મા! જેવી આપની આજ્ઞા.' કહીને સખુબાઇએ ફરીથી પોતાનું માથું લક્ષ્મીદેવીના ચરણમાં મૂકયુ

થોડી વારે જ્યારે એણે પોતાનું મસ્તક ઉંચું કર્યું ત્યારે પરમ આશ્ચર્યમાં એણે જોયું કે પોતે પોતાના ગામને પાદરે વહેતી કૃષ્ણા નદીના કિનારે બેઠી છે.

મનોમય માતાજીને પ્રણામ કરી એ ઊભી થઇ. ને ઘર તરફ ચાલી

ઘરમાં પ્રવેશ કરતા બરોબર શ્યામસુંદરે પોતાની લીલા સમેટી લીધી. એ અદશ્ય થઇ ગયા.

સખુબાઇની સાસુને સાચી સખુ કોણ અને જૂઠી કોણ તેની ગમ પડી નહિ. એણે સખુ-બાઇ સાથે પ્રેમથી વાતો કરવા માંડી.

(૭)

ઉપરના પ્રસંગને ચાર પાંચ દિવસ વીતી ગયા. ને એક દિવસ પંઢરપુરથી પાછો વળેલો પેલો સંઘ સખુબાઇના ગામમાં આવી પહોંચ્યો. એ સંઘમાં બે ત્રણ માણસો એવાં હતાં જે સખુબાઇનાં સાસુ સસરાને ઓળખતાં હતાં. નજીકના ગામનાં રહીશ હતાં. તેઓ સખુબાઇના સમાચાર જણાવવા માટે સખુબાઇના ઘેર આવ્યાં.

આવીને એમણે સખુબાઇ દેવલોક પામી છે એવા સમાચાર આપ્યા.

સખુબાઇની સાસુ મોટેથી હસી પડી.

'અરે ભાઇ! તમે જાત્રા કરીને આવો છો એટલે તો ખ્યાલ રાખો. મારી વહુ તમને ભારે શી પડી કે એને તમે મારી નાખો છો!'

હકીકત કહેનારને આશ્ચર્ય થયું. એ બોલ્યો:

'અરે બહેન! હું સમાચાર આપુ છું એ ખોટા નથી. આ હાથે સખુબાઇનો અગ્નિ સંસ્કાર કરી પંઢરપુરથી નીકળ્યો છું.'

'એ સખુબાઇ કોઇ બીજી હશે. મારા દીકરાની વહુ તો મારા ઘરમાં છે. અને તે સંઘમાંથી પાછી આવી છે. પંઢરપુર પહોચી જ નથી.' આમ કહી એણે સખુબાઇને બૂમ પાડી.

સાસુનો અવાજ સાંભળી સખુબાઈ રસોડા-માંથી બહાર આવી

જાત્રાળુઓની આંખો ફાટી ગઈ.

'અરે સખુબાઇ! તમે અહીં કયાંથી?

હેં! તમે તો પંઢરપુરમાં દેવલોક પામ્યાં હતાં ને?'

સખુબાઈએ હસીને સાસુના મુખ સામે જોયું.

'મા! આ ભાઈઓ સાચું કહે છે.'

'એટલે?'

'એટલે એ કે હું પંઢરપુર ગઈ હતી અને ત્યાં મારો દેહ છૂટી ગયો હતો તે વાત સાચી.'

'તો પછી આ સામે તું જીવતી ઊભી છે એ શી રીતે બન્યું?'

જવાબમાં સખુબાઈએ વિગતવાર બધી વાત કહી બતાવી.

પણ એ સાંભળીને તો સખુબાઈની સાસુ ચક્કરમાં પડી ગઇ. એણે કહ્યું:

'તો પછી આ ઘરમાં સખુબાઇ હતી તે કોણ?'

સખુબાઇ સૌથી પહેલાં રહસ્ય સમજી ગઇ. એણે ધીમા સ્વરથી કહ્યું.

'મા! બીજું કોણ હોઇ શકે? જેનું રટણ હું નાનપણથી કરતી આવી છું અને જેને સંભારતાં તમને પણ હવે સુખ થાય છે એ જ હોઇ શકે તમારા ઉપર અને મારા ઉપર કૃપા કરવા ખાતર એમણે મારું સ્વરૂપ ધારણ કરી ખેલ ભજવ્યો. મા! શું કહું?' સખુબાઇ આગળ બોલી શકી નહિ. એનું હૃદય ભરાઈ આવ્યું પાલવવતી એ આંસુ લૂછવા લાગી.

સખુબાઈનાં સાસુ સસરા ચિત્તવત્ બની ગયાં. સાંભળનારા સ્તબ્ધ થઇ ગયા.

થોડીવારે સખુબાઈની સાસુ એકાએક મોટેથી રડી ઊઠી:

'હાય હાય! મેં ભગવાનને ઓળખ્યા નહિ. મેં તો એમને દીકરાની વહુ સમજીને ઘણું કડવાં વચન સંભળાવ્યાં ને ત્રાસ આપ્યો છે. એ પાપમાંથી હવે છૂટાશે કયારે? એ સખુ! મને કંઇ રસ્તો બતાવ! તારા ઉપર વિઠ્ઠલનાથની મહેર છે. મેં તો હાથ પણ ઉપાડયો હતો. એ મારા બાપરે....'

સખુબાઈએ સાસુમાને પ્રયત્ન કરી રડતાં અટકાવ્યાં પછી એ બોલીઃ

'ભગવાનનાં આપણે બધાં બાળકો છીએ છોરૂ કછોરૂ થાય પણ માતા જેમ કુમાતા બનતી નથી તેમ દયાનિધિ ભગવાન કદી કઠોર બનતા નથી. એમની સાચા હૃદયથી ક્ષમા માગી નિરંતર એમને યાદ કરતાં રહેવાથી તમામ પાપ નષ્ટ થઇ જશે.'

જોતજોતામાં સખુબાઈની ભક્તિની અને પ્રભુના ચમત્કારની વાત સર્વત્ર ફરી વળી. સૌ સખુબાઇનાં દર્શને આવવા લાગ્યાં ને આશીર્વાદ માગવા લાગ્યાં. સખુબાઈનાં સાસુ સસરા પણ એકદમ પલટાઇ ગયાં. સખુને પૂછયા વગર હવે એ પાણી પણ પીતાં નથી. અને એ બતાવે છે એ રીતે હરિભજન કરતાં થાકતાં નથી.

સખુબાઇ સૌને એક જ વાત કહે છે– અનન્ય ભાવથી વિઠ્ઠલને આરાધો. પૂર્ણ પ્રેમથી એના નામનો જપ કરો. ગમે તે થાય, એનો આશ્રય છોડો નહિ. ભગવાન બહુ દયાળુ છે. એનાં બાળકોથી એ જરાપણ દૂર નથી. એ સૌની રક્ષા કરે છે. બોલો,

વિઠ્ઠલ વિઠ્ઠલ વિઠ્ઠલા હરિ હો વિઠ્ઠલા!
માઇ બાપા વિઠ્ઠલા, હરિ હો વિઠ્ઠલા!

* * *

સંત સખુના ચરણકમલમાં,
નમસ્કાર હો વારંવાર;
ભક્તહૃદયની ભવ્ય ભાવનાનો
મહિમા 'રવિ' અપરંપાર.




अनन्यचेताः सततं, यो मां स्मरति नित्यशः ।
तस्याहं सुलभः पार्थ, नित्ययुक्तस्य योगिनः ॥ — गी. ८।१४

સુત વિત દારા શિશ સમર્પે,
એ પામે રસ પીવા જોને !

—પ્રીતમ

\+ \+ \+

ગોરા ભગત શરીરે કંઈ ગોરા ન હતા પણ એમનું હૃદય ગોરું હતું–સ્વચ્છ હતું અને ભક્તિમાતા એમાં આસન જમાવીને બેઠાં હતાં એટલે એ ગોરા ભગત તરીકે ઓળખાતા હતા એવી આપણે કલ્પના કરીએ તો કંઈ ખોટું છે?

પણ આપણે કલ્પના કરીએ કે ન કરીએ, ગોરાજીનું ચરિત્ર એમના હૃદયને ઓળખાવી દે તેમ છે. શ્યામસુંદરની ગોરા ભગત ઉપર પ્રીતિ હતી. પ્રજાપતિ–બ્રહ્માએ આ દુનિયાના પ્રજાપતિ ભગતને ઘડતી વખતે અવશ્ય હરિનો જયજય-કાર બોલાવ્યો હશે. એ સિવાય નાનપણથી જ ગોરાજીના કંઠમાં 'જય જય રામકૃષ્ણ હરિ !' એ પ્રભુના નામની ધૂન બેસી જાય નહિ઼

ગોરા ભગત જાતે કુંભાર હતા. માટીનાં વાસણ બનાવવાની કલા એમને બહુ સરળતાથી સાધ્ય થઈ ગઈ હતી. ઘડા, દેગડા, ગાગર, માણ, ચંબુ, નાના મોટા આકારના લોટવા વગેરે એ એવા ઘાટીલા બનાવતા કે જોનારને એ લઈ લેવાનું જ મન થતું. અને એક વખત જે ગોરાકુંભાર પાસેથી વાસણ ખરીદતું એ એનું કાયમનું ઘરાક બની જતું. મજબૂત અને દેખાવડાં વાસણ કોને ન ગમે ? ઉપરાંત કોઈ ઘરાક સાથે ગોરાજી વાસણનો ભાવ ઠરાવતા નહીં.

'આ વાસણ આપને ગમ્યું ? લઈ જવું છે ?' આવા બે પ્રશ્નો એ ઘરાકને મીઠાશથી પૂછતા.

ઘરાક જો હા કહેતું તો તરત ઘરાકે પસંદ કરેલુ પાત્ર ઉંચકીને ઘરાકના હાથમાં ગોરાજી મૂકી દેતા.

'પણ આના કેટલા પૈસા આપવાના ?' ગ્રાહક પૂછતો.

'જે આપવા હોય તે આપો, રાજી થઇને!' ભગત જવાબ આપતા અને ઘરાક મરજીમાં આવે તેટલા પૈસા આપે તે લઇને એ પોતાના કામમાં લાગી જતા.

ગરીબ માણસ પાસેથી અને બ્રાહ્મણો પાસેથી તો એ એક પાઈ પણ લેતા નહિ.

'મારું ભાગ્ય કયાંથી કે હું જે પાત્ર બનાવું તે આપના કામમાં આવે' એ હાથ જોડીને બ્રાહ્મણોને કહેતા.

'તમે તો મારા ભાઇ જેવા છો ભાઇ પાસેથી કશું લેવાતું હશે! રામ રામ કરો!' કોઇ ગરીબ માણસ સંકોચ અનુભવતો હોય એને ગોરાજી આવાં મીઠાં વચન સંભળાવતા અને એને જે જોઇએ તે પાત્ર વગર વિલંબે આપી દેતા.

પણ ગોરાભગતનો આવો વ્યવહાર એમનાં પત્નીને ગમતો નહિ.

'આવા ઉદાર થઈ જશો તો પછી ધંધો ચાલશે નહિ.' કોઇ વખત એ પતિને કહેતાં.

'ધંધો તો સારો ચાલે છે. ને નહિ ચાલે તો માલિકની મરજી. આપણે તો એના નોકર છીએ ને એની આજ્ઞા મુજબ કામ કરવા બંધાયેલા છીએ.' ગોરાજી પત્નીને સમજાવતા.

'એ વાત ખરી પણ બધાને મફત આપવા માંડો અથવા નામનાં પૈસા લઇ વેપાર કરો તો પછી બે ટંક ખાવાનું ય નહિ મળે. આખો દિવસ મહેનત કરીએ ને પાંચ પૈસા ભેગા થાય નહિ તો પછી ધંધો કરીએ એનો અર્થ શો?'

'અરે સંતી! પૈસા ભેગા ન થાય તેજ સારું છે. એ તો ભગવાનના માર્ગમાં વિઘ્ન નાખે.'

ભગતની પત્નીનું નામ સંતી હતું. એ આવા જવાબ સાંભળીને ચૂપ રહેતી સ્ત્રી સ્વભાવ અનુસાર એને સુખ વૈભવમાં મહાલવાના કોડ હતા. પણ આ બાજુ ગોરાજીને તો સાદાઈ ગમતી હતી ગરીબાઈનાં જીવન ગાળવામાં જ ચિત્તવૃત્તિઓ સ્થિર રહે છે ને ભગવાનનું ભજન થઈ શકે છે એવો એમનો ખ્યાલ હતો. એટલે એ જેટલું કમાતા એટલું પ્રભુના માર્ગે ખર્ચી નાખતા. સ્ત્રી કોઇવાર બહુ અકળાતી ત્યારે મીઠાશથી એને સમજાવતાં કહેતા:

'જો ભગવાનનું બીજું નામ લક્ષ્મીપતિ છે. એટલે આપણને જે કંઇ લક્ષ્મી પ્રાપ્ત થાય તે આપણે ભગવાનના કામમાં–ભગવાનની સેવામાં રજૂ કરવી જોઇએ આપણા કામમાં એનો ઉપયોગ થાય નહિ. સમજ પડી? અને આપણને ભગવાન ખાવા જેટલું તો આપે જ છે. પછી ફિકર શું કામ કરવી?'

ભગત જેવા ભજન કરવામાં શૂરા હતા તેવા સાધુ સંતોની સેવા કરવામાં પણ શૂરા હતા. ગામમાં કોઈ સાધુ સંત આવ્યા હોય અને ગોરાજીની જાણમાં આવે એટલે એ તરત કામ અટકાવીને દોડે અને પોતાને આંગણે સાધુ સંતોને તેડી લાવીને પ્રેમપૂર્વક એમને ભોજન આપી એમના સત્સંગનો લાભ ઊઠાવે. સાધુ ભગતો પણ ટેવાઇ ગયેલા એટલે સીધા ગોરાજીના આંગણે આવીને ઊભા રહે.



સવારમાં ઊઠે ત્યારથી ગોરાભગત હરિનામ લેવાનું શરૂ કરે. હરતાં ફરતાં કે ઊઠતાં બેસતાં એમનો 'જય જય રામકૃષ્ણ હરિ' નો જપ ચાલુ જ રહેતો. કોઈની સાથે વાતચીત કરવાનો પ્રસંગ આવે તેટલા પુરતું ભજન અટકે પણ વાત પૂરી થઇ કે પાછું ભજન શરૂ. એમનું ખરું સ્વરૂપ તો પોતે ચાકડા આગળ બેઠા હોય ને ચાકડા ઉપર કામ કરતા હોય ત્યારે જોવા મળતું. એક એકથી ચઢીઆતાં ભજનો એ એક પછી એક લલકારતા લલકારતા ચાકડો ફેરવતા ને વિવિધ ઘાટનાં માટીનાં વાસણો ઉતારતા. એ વખતની તલ્લીનતા પણ અજબ રહેતી. કેટલીકવાર ભોજનનો સમય થઇ જાય એનું પણ એમને ભાન રહેતું નહિ. એમનાં સ્ત્રી રસોડામાંથી 'ખાવા ચાલો, ખાવા ચાલો' એવી બૂમો પાડે પણ અમૃતના ઘુંટડા પીવાના મૂકીને ઊઠે એ બીજા. આખરે થાકીને ઘરની બહાર આવીને બૂમ પાડીને એ જ્યારે કહેતી ત્યારે ભગત સમાધિમાંથી જાગતા ને પૂછતા:

'શું કહ્યું?'

'લો, હજુ શું કહ્યું! શું કહ્યું! પૂછે છે. બહાર એક વાગવા આવ્યો તોય હજુ ઊઠવું છે કે નહિ? કયારની બૂમો પાડું છું પણ સાંભળે કોણ?' છણકો કરી ભક્તાણી બોલતાં.

'લો, આ બંધ કર્યું. ખાવાનું થઇ ગયું?'

'હા, એને માટે તો બોલાવું છું.'

'એ....આ આવ્યો. 'આમ કહીને ભગત હાથ ધોઇ ઘરમાં જતા ને ભગવાનનું નામ લઇ પ્રભુનો પ્રસાદ આરોગતા.

પણ પ્રથમ ગ્રાસ મોંઢામાં મૂકતા ત્યાં સુધી એમને બાહ્ય જ્ઞાન રહેતું. બીજો ગ્રાસ ઊઠાવતા બરોબર એ પાછા પ્રભુચિંતનમાં તલ્લીન થઇ જતા. હાથ હાથનું કામ કરે, મુખ મુખનું પણ ભગતનું મન તો મનમોહનના ચરણકમલમાં લાગી જતું.

'કેમ દાળ કેવી થઈ છે?' સંતીબાઇ પાસે પીરસવા બેઠાં હોય તે ભગતને પૂછતાં. પણ ભગત ભાનમાં હોય તો જવાબ આપેને! એમને દાળ શાક કેવાં થયાં છે એ જાણવાની જરૂર શી!

'એ.... રોટલો મૂકું? ભાત મૂકું?' જવાબ ન મળવાથી ભક્તાણી જરા જોરથી પૂછતાં. ને ભક્તરાજનો તાર તૂટતો.

'શું કંઇ મને કહ્યું?' એ પૂછતા.

'ના તમને નહિ. બીજા કોઇને!' ભક્તાણી વાંકુ બોલતાં.

'અહીં કોણ છે બીજું?'

'તમારો ભગવાન.'

ભગત આ જવાબથી એકદમ ખુશ થઈ જતા. ને બોલી ઊઠતા:

'વાહ વાહ, ભક્તાણી! મારા પ્રભુ સાથે તું વાતો કરે છે એ જાણી મને બહુ આનંદ થયો. મારો સ્વામી તો બધે વ્યાપી રહેલો છે.'

પતિની સરળતા જોઇ સંતી હસી પડતી ને એ સાથે દાળ, શાક, રોટલો, ભાત વગેરે જે કંઇ પ્રસાદી બની હોય તે તમામ ભગતની થાળીમાં પીરસી દેતી.

( ૨ )

એક વખત સવારના પહોરમાં ગોરાજી પગ વડે માટી ગોલતા હતા. માટી ગોલતાં ગોલતાં એમણે હરિનામ લેવાનું શરૂ કર્યું થોડી વારમાં

ભજને ભગતના મનનો કબજો લઈ લીધો. એ ભજનમાં તલ્લીન બની ગયા. આંખો બંધ કરીને એ 'જય જય રામ કૃષ્ણ હરિ'નો ઉચ્ચાર કરવા લાગ્યા. જેમ જેમ ધૂન જામતી ગઈ તેમ તેમ ભગત બહારનું ભાન ભૂલવા લાગ્યા. એમના પગ ઝડપથી ઊંચાનીચા થવા લાગ્યા. એ જ વખતે એમનો નાનો સરખો બાળક ઘુંટણીઆં ખેંચતો ખેંચતો એમની પાસે આવ્યો. પિતાજીને નાચતા અને ગાતા જોઇ બાળકને ખૂબ આનંદ થયો. થોડીવાર સ્મિતભર્યા મુખે ગોરાજીની ક્રિયા એ જોઇ રહ્યો. પછી નાના નાના બે હાથ વડે એ તાળીઓ પાડવા લાગ્યો. ને કિલકારીઓ કરવા લાગ્યો. પણ ગોરા ભગતનું ધ્યાન એના તરફ ખેંચાયું નહિ. એ તો પોતાની ધૂનમાં મસ્ત હતા.

નાના બાળકે થોડીવાર તાળીઓ પાડી આનંદ વ્યક્ત કર્યો પણ પિતાનું ધ્યાન ખેંચાયું નહિ એટલે એ વધુ નજીક ગયો. ગોરાજીના પગ પકડી ઊભા થવાનો એનો વિચાર હતો. પણ જેવો પાસે સરી પગ પકડવા એણે પ્રયત્ન કર્યો તેવો જ ગોરા ભગતનો પગ બાળકના શરીર પર પડયો.... બાળકે ધીમી ચીસ પાડી. એવામાં બીજો પગ એના માથા પર પડયો ને 'જય જય રામકૃષ્ણ હરિ'ના ઉચ્ચાર સાથે ભગતે બાળકને માટી સાથે દબાવી દીધો....

એક જ ક્ષણમાં કુમળા બાળકના રામ રમી ગયા.

'અરે અરે, આ શું કર્યું'?' ભગતની પત્ની સંતી ચીસ પાડી પાસે દોડી આવી. એણે બે હાથ વતી ગોરાજીના હાથ પકડી એમને હલાવ્યા.

ગોરાજી ભાનમાં આવ્યા. એમણે આંખો ઉઘાડી ચારે બાજુ જોયું.

'કેમ શું છે? ચીસો કેમ પાડે છે?'

રડતા અવાજે સંતી બોલી:

'જરા નીચે જુઓ. પછી મને પૂછો. તમારી ઘેલછાએ મારા બાળકના પ્રાણ લીધા છે.'

'હેં?' ભગત કૂદીને ગારામાંથી બહાર આવ્યા.

'આવું તે ભજન હોય! તમને એટલી પણ ખબર ન રહી કે પગ તળે માટી કચરાય છે કે બીજું કંઇ? હાય હાય! તમે મારા એકના એક બાળકનો જીવ લીધો. તમે પિતા થઇને બાળકના હત્યારા બન્યા.' બોલતાં બોલતાં સંતીએ આક્રંદ કરી મૂક્યું'

ગોરા ભગતને હવે પરિસ્થિતિનો ખ્યાલ આવ્યો. ક્ષણેક એ સ્તબ્ધ થઇ ગયા. પછી એકાએક એ નીચા વળ્યા ને માટીથી રગદોળાએલા બાળકના દેહને પોતાના બે હાથમાં લઇ 'હરિ હરિ! હરિ હરિ!' એમ મોટેથી બોલતાં બોલતાં એ ફરીથી નાચવા લાગ્યા.

સંતીના માતૃહૃદયે બંડ ઊઠાવ્યું. એણે ભગતના હાથમાંથી પુત્રના દેહને ખેંચતાં ખેંચતાં ચીસાચીસ કરી મૂકી:

'છોડો, મારા બાળકને છોડો. 'હરિ હરિ' કરવાથી હવે એ પાછો આવનાર નથી. છોડો, ઓ નિષ્ઠુર! તમે તો બાપ છો કે રાક્ષસ?'

ભગતે બાળકના દેહને એની માતાને સ્વાધીન કર્યો ને અપરાધીની માફક એ ધીમેથી બોલ્યા:

'સંતી! હવે શોક કરવો નકામો છે. બાળક ભાગ્યશાળી હતો....'



'હા, હા, પૂરો ભાગ્યશાળી. તમારા પગ નીચે એ કચડાઇ ગયો એટલે પૂરો ભાગ્યશાળી.' સંતી આંખમાંથી આંસુ વહાવતાં બોલી.

'ભાગ્યશાળી એટલા માટે કે ભગવાનનું નામ સાંભળતાં સાંભળતાં એણે દેહ છોડી દીધો. સંતી! તું જરા ભાનમાં આવ. બધું ભગવાનની ઇચ્છા મુજબ બને છે.'

'હું તો ભાનમાં જ છું. તમારે ભાનમાં આવવાની જરૂર છે. તમે ભાન ગુમાવ્યું ને હું પુત્ર વગરની થઇ ગઇ....' સતી પુત્રના દેહને ખોળામાં લઈ છાતીફાટ રડવા લાગી.

સંતીનું આક્રંદ સાંભળી આડોશી પાડોશી ભેગાં થઈ ગયાં. ને હકીકત જાણી આશ્ચર્યમાં એકબીજાના મોંઢા સામે જોઇ ગણગણવા લાગ્યાં:

'છોકરાને કચરી નાખ્યો એ ભક્તિ કેવી?'

'એ તે કંઇ ભક્તિ કહેવાય? એ તો એક જાતની ગાંડછા.'

'અરે પણ આ તે કઇ જાતની ગાંડછા? ફૂલ જેવો છોકરો પગ નીચે આવી જાય તોય ખબર ન પડે?'

'બીચારી સંતી છોકરા વગરની થઇ ગઈ.'

'આવી ઘેલછા વધાયી કરવાથી કંઇ ભગવાન મળે?'

'અરે રામ રામ કરો. ભગવાન કંઈ રસ્તામાં પડ્યા છે તે એમ નાચવા કૂદવાથી સામે આવી જાય?'

'જુઓ તો ખરા આ બીચારી સંતી કેવું હૈયાફાટ રડે છે ને ભગત તરફ જુઓ! છે એની આંખમાં એક પણ આંસુ?'

'અરે એ તે કંઇ માણસ છે! પથ્થર છે પથ્થર.'

'ના, ના, સાવ એવું ન કહેવાય. ગોરાજી આમ જોવા જઈએ તો બહુ ભલા છે. એમની આંખમાં આંસુ નથી કારણ કે એમની સમજ બહુ ઊંચી છે.'

'અરે શાની સમજ ધૂળની!'

'તમે ગમે તે માનો. પણ એમના જેવી શ્રદ્ધા ભાગ્યે બીજામાં હશે.'

એ રાત્રે ગોરાજીએ પત્નીની પાસે બેસી મૃદુ સ્વરથી કહ્યું:

'જો સંતી! આ જગતની કોઈ પણ વસ્તુનો ખેદ કરવો એનું નામ અજ્ઞાન છે. આ તમામ જગતના માલિક ભગવાન છે. એટલે બધાયની માલિકી ભગવાનની છે. અને એથી એની ચીજને એ ફાવે તે પ્રમાણે એક ઠેકાણેથી લઇને બીજે ઠેકાણે મૂકે. આપણે જેને આપણો ક માનતાં હતાં તે આપણો નહિ પણ ભગવાનનો હતો. એની ચીજને એ ગમે ત્યારે લઇ શકે છે. જરા સ્વસ્થ બનીને આપણે વિચાર કરવાની ટેવ પાડવી જોઇએ. આંસુ વહાવવાની ક્રિયા ખોટી નથી. રૂદન કરવું એ પણ નકામું નથી. પણ પ્રભુનું ભજન ન થાય ત્યારે આંસુ વહાવ્યાં હોય કે પ્રભુના વિયોગના દુઃખથી રૂદન કર્યું હોય તો તે સાર્થક છે. એવા રૂદનની કિંમત છે.'

પણ સંતીના મગજમાં ભગતજીનું જ્ઞાન ઉતર્યું નહિ એણે ચીડાઈને કહ્યું:

'તમારું જ્ઞાન તમારી પાસે રાખો. અને કૃપા કરીને મને એકલી રહેવા દો.'

ઊભા થતાં ગોરાજી બોલ્યા:

'ભલે, હું જાઉં છું. તું આરામ કર. પણ એક વાત સાંભળી લે. તારા પુત્ર માટે તને

જો ખરેખરો પ્રેમ હોય તો આસુ સારવાને બદલે મન મજબૂત કરીને ભગવાનના નામનો જપ કર. ભગવાનના મંગલમય નામનો ઉચ્ચાર કર. પુત્રની સદ્‌ગતિ થશે અને તારા જીવને શાન્તિ મળશે.'

પણ આ શબ્દોથી તો સંતી વધુ ચિડાઇ ગઇ. એણે કહ્યું :

'મારે તમારું કે તમારા ભગવાનનું કામ નથી. તમે ભલે તમારા ભગવાન સાથે સંબંધ રાખો. હુ તો એમની સાથે અને જોડે જોડે તમારી સાથે પણ હવેથી સંબંધ રાખવા માગતી નથી '

ગોરાજી પ્રભુની માયાને મનોમય પ્રણામ કરીને ત્યાંથી ખમી ગયા.

( ૩ )

સંતી આમ ઘણી સારી સ્ત્રી હતી. ધીરે ધીરે પુત્રના શોકને એ ભૂલવા લાગી પૂર્વવત્ કામકાજમા ધ્યાન આપવા લાગી.. પણ ગોરાજીના વર્તનમાં ફેરફાર થયો હતો. એ સંતીની સાથે બહુ ઓછું બોલતા હતા. હરિભજનના વેપારને એમણે ધીમે ધીમે ખુબ વધારી દીધો હતો. સંતીએ થોડા દિવસ તો ચૂપચાપ તાલ જોયા કર્યો પણ પછી એક દિવસ એણે ગોરાજીને પૂછ્યું :

'તમે કેમ આવા થઇ ગયા છો?'

'કેમ કેવો થઇ ગયો છું?' ગોરાજીએ પૂછ્યું.

'જાણે કે ઘરમા કોઇ બીજું માણુસ જ નથી એ રીતે હરોફરો છો.'

આ સાભળી ભગતે કહ્યુ :

'સતી! ભગવાનની પ્રીતિ જેને સંપાદન કરવી હોય એણે મોહ માયાનો ત્યાગ કરવો જોઇએ. મારામાં જે કંઇ ઉદાસીનતા જેવું તને જણાતું હોય તો તેનું આ જ કારણ છે. મોહ માયામાંથી હું છૂટવા માગુ છું.'

'તે તમે છૂટેલા જ છો ને! ત્યાગીના જેવું તમારું જીવન છે. તમારે મોહ–માયાથી ડરવાનુ કારણ શું છે?'

'ભગવાનની માયાથી બચવું એ સહેલી વાત નથી એ તો જેના પર ભગવાનની કૃપા થાય એ જ માયાના ચક્કરમાંથી છૂટી શકે. મારામાં હજુ ઘણું અધુરાપણું છે.'

'અધુરાપણુ છે? તમારામાં?'

'હા.'

'તો તેને દૂર કરો.'

'હું એને દૂર કરવા પ્રયત્ન કરું છું ને ભગવાનને સહાય કરવા વિનવું છું.'

'તમારા પ્રયત્નમાં હું ઉપયોગી થઇ શકું ખરી?'

'શા માટે નહિ? તારી મદદ મળે તો ઝડપથી મારું કામ થાય.'

'બોલો, હું શી રીતે ઉપયોગી થઇ પડું?'

'હું જેમ ભગવાનનું ભજન કરું છું તેવી જ રીતે પ્રેમપૂર્વક તું પણ ભજન કરતી થાય તો મને ઘણું બળ મળે'

'ભજન કરવાનુ મને પણ ગમે છે. પણ મારા મનનો ભાર ઓછો થતો નથી એટલે એકધારું પ્રેમપૂર્વક ભજન હું કરી શકતી નથી.'

'મનનો ભાર ઓછો કરવાનું સાધન ભજન જ છે. ભગવાનનો આશ્રય જેણે લીધો એનું

ગમે તેટલું મોટું દુઃખ હોય તો પણ એ ટકી શકતું નથી. તું ભજન કરવાનું શરૂ કર. તારા મનનો ભાર અવશ્ય દૂર થશે.'

સંતીની આંખમાં આંસુ આવ્યાં. એણે કહ્યું:

'વાત તો સાચી છે. પણ મને લાગે છે કે મારું દુઃખ તો તમારાથી જ દૂર થઇ શકે એવું છે.'

'હરિ હરિ ! ભગવાનનું ભજન સૌથી મોટું છે. એની ભક્તિ આગળ મનુષ્યની શક્તિ કંઇ વિસાતમાં નથી. છતાં તું કહે, મારાથી તારું દુઃખ શી રીતે દૂર થાય ?'

સંતી બોલી :

'પુત્રના દુઃખથી ગાંડી બનીને મેં આપને ઘણાં કડવાં વચન કહ્યાં છે એ બદલ તમે મને માફ કરો. અને પહેલાંની પેઠે મારી સાથે પ્રેમથી વર્તો તો મારું દુઃખ દૂર થાય. મને લાગે છે કે મેં મોટામાં મોટો અપરાધ કર્યો છે.'

કરુણાથી ગોરાભગત બોલ્યા :

'તારો અવગુણ મારા મનમાં વસ્યો નથી એટલે માફ કરવા જેવું શું છે ? અને બીજી બાબતમાં પણ તારે દુઃખી બનવાનું જરાપણ કારણ નથી. પુત્ર વિયોગના દુઃખમાં તું જે કંઇ બોલી હતી તે તું બોલી નથી, એ તો તારા મુખે ભગવાન બોલ્યા છે એમજ સમજ. ભગવાને આપણને નિર્ભય બનાવવા ખાતર તારા મુખે પ્રતિજ્ઞા લેવડાવી છે એને મિથ્યા થવા દઇએ તો ભજનમાં ભંગ પડે. એટલે આપણો સંબંધ હવે પ્રભુના ભક્ત તરીકેનો રહે એ જ ઇષ્ટ છે. પતિ-પત્ની તરીકેનો આપણો સંબંધ બંધ થાય એમાં નારાજ થવા જેવું શું છે ?'

સંતીએ આનો જવાબ આપ્યો નહિ. સાચી વાતને દલિલથી જૂઠી પાડવાનું એનામાં સાહસ નહતું. એને એ ગમતું પણ નહિ.

પણ એ ચતુર હતી. બીજા દિવસથી એણે ભક્તને ગમતા કામમાં પોતાનું મન જોડ્યું. એણે પોતાના પતિની પેઠે હરિસ્મરણ કરવા માંડયુ. ઊઠતાં, બેસતાં, હરતાં, ફરતાં, ખાતાં પીતાં, એણે પ્રભુના મંગળમય નામનો ઉચ્ચાર કરવા માંડયો. પ્રભુના નામની ધૂન મચાવવા માંડી. પ્રભુની મંગળ લીલાનું ગાન કરવા માંડયું. ને એ રીતે પતિની સાથે સાથે એણે ભગવાનની પ્રીતિ સંપાદન કરવાનો પ્રયત્ન કરવા માંડયો.

ગોરાજી મનમાં ને મનમાં બહુ રાજી થયા. એમણે સંતીની સાથે બેસીને ભગવદ્ચર્ચા કરવા માંડી. ને એ રીતે સંતીની ભક્તિને વધુ મજબૂત કરવા લાગ્યા.

એક દિવસ ખૂબ પ્રસન્ન થઇને એમણે સંતીને કહ્યું :

'સંતી ! તારી ભગવદ્ભક્તિ જોઇ હું બહુ રાજી થયો છું.'

સંતીએ હસીને કહ્યું:

'જે રાજી થાય તે વરદાન પણ આપે.'

ગોરાજી બોલ્યા:

'વરદાન તો ભગવાન આપે.'

'ભગવાનમાં ને તમારામાં મને કંઇ ફેર જણાતો નથી.'

'એવું ન બોલ સંતી ! એવું ન બોલ. ભગવાન તો મારા સ્વામી છે. હું એમનો બાળક છું.'

સંતી બોલી:

'આપની દૃષ્ટિથી આપની વાત સાચી છે.

પણ મારી દૃષ્ટિથી તો આપ જ મારા સ્વામી છો. આપે મને જગતના સ્વામી સાથે સંબંધ બાંધી આપ્યો છે એ કેમ ભૂલો છો ?'

ગોરાજી ભોળા ભાવથી બોલ્યાઃ

'ભલે ભલે, બોલ, તારી શી ઈચ્છા છે ?'

'પહેલાં વચન આપો તો કહું.'

'વચનની જરૂર શી છે ? છતાં વચન જોઇતું હોય તો જા હું વચન આપું છું. તારે યાત્રા કરવાની ઇચ્છા હશે તો હું તને યાત્રા કરાવીશ બસ.'

સંતી સહેજ નીચું જોઇને બોલીઃ

'આપની કૃપા છે એ મારે મન ઘણું છે. પણ હું તો બીજું કંઇ માગવાની ઇચ્છા રાખું છું.'

'એ ઇચ્છા કઇ ?'

'સ્વામી ! મારે એક નાની બહેન છે. એ ઉમ્મરલાયક થઇ છે. એની સાથે તમે લગ્ન કરો.'

'હરિ હરિ ! સંતી ! આ શું માગ્યુ ? હળી હળીને તેં તો કુલડીમાં વાળ્યું. માયામાંથી છૂટવાનો તો આપણે પ્રયત્ન કરીએ છીએ ને તું તો મને એમાં પાછો નાખવા માગે છે.'

સંતીએ નમ્રતાથી કહ્યું

'સ્વામી ! આપ માયામાં નહિ સપડાવ, મારી બહેન શામી ઘણી સુશીલ છે. એ આપની ભક્તિની આડે આવે એવી નથી.'

'પણ એને મારી સાથે પરણાવવાનુ કારણ શું ?'

'આપની સેવા માટે એને હું આ ઘરમાં લાવવા માગું છું.'

'અરે સેવા તો ભગવાનની હોય.'

'ભગવાનની સેવા પણ એ કરે એવી છે. એક બીજો પણ મારો સ્વાર્થ છે.'

'શો સ્વાર્થ છે ?'

'મારે આપણા ઘરમાં એક ભક્ત બાળક રમતો જોવાની ઇચ્છા છે.'

નિશ્વાસ નાખી ગોરાજી બોલ્યાઃ

'સંતી ! તારા હૃદય ઉપર ભક્તિનો હજુ બરાબર રંગ લાગ્યો નથી કે શું ? ભક્ત બાળકની જરૂર જો ભગવાનને જણાઇ હોત તો એના બાળકને એ બોલાવી શું કામ લેત ?'

'ભગવાને બાળકને બોલાવી લીધો માટે જ બીજા બાળક માટે આપણે ભગવાનને પ્રાર્થના કરીશું. અને એને માટે જ મારી બહેનને આ ઘરમાં લાવવા હું માગું છું. પુત્ર વગર માતાપિતાને પિંડદાન કોણ દે ? પુત્ર વગર સદ્ગતિ કેવી રીતે થાય ?'

'સદ્ગતિ સારાં કર્મોથી થાય. ભગવાનના ભજનથી થાય.'

'એ બધુ ખરુ પણ મારી વિનંતી સ્વીકારવાથી મને અને મારાં મા-બાપને ઘણો આનંદ થશે. હું ખાતરી આપું છું કે મારી બહેન આપણા પંથમાં ભળી જાય તેવી છે.'

સંતીની આગ્રહભરી વિનંતીથી ગોરાજી આખરે સંમત થયા. ને એમનું લગ્ન સંતીની નાની બહેન શામી સાથે થઇ ગયુ.

પણ લગ્ન પછી પત્નીને લઇ ગોરાજી જ્યારે પોતાને ઘેર આવ્યા ને એમણે જ્યારે ખાનગીમાં સંતીને રહસ્યની વાત કરી ત્યારે સતી બહુ દુઃખી થઇ ગઇ.

ગોરાજીએ સંતીને કહ્યું

'સંતી ! તેં ખૂબ આગ્રહ કરી મને પરણાવ્યો પણ ભગવાનને રુચતી વાત નથી.'

'કેમ ?'

'તારી બહેનને વળાવતી વખતે તારા પિતાએ મને ભલામણ કરતાં કહ્યું કે–મારી મોટી પુત્રીને



જે રીતે તમે રાખો છો અને જે રીતે એની સાથે વર્તો છો બરાબર એવી જ રીતે મારી આ બીજી સુશીલ પુત્રી સાથે વર્તજો.'

'તે એવું તો એ કહેજ ને! આપણે એને ઘણું સારું બનતું હતું તે મારા પિતાની જાણ બહાર નથી.'

'એ વાત ખરી પણ એમણે તારી પેઠે તારી બહેનને રાખવાની અને એની સાથે વર્તવાનું મને કહ્યું છે એનો અર્થ તને સમજાય છે?'

'તમે શો અર્થ કાઢ્યો?'

'અર્થ સરળ છે. તારી સાથે જેમ હું ત્યાગીની પેઠે વર્તું છું તેમ એની સાથે પણ મારે વર્તવું પડશે.'

'અરે એવું તે બને?'

'જરૂર બને. ભગવાને જ તારા પિતાને મોંઢે એવા શબ્દો બોલાવ્યા છે ને મેં એ કબૂલ કર્યું એટલે હવે બીજો રસ્તો નથી.'

સાંતી શું બોલે?

એણે પોતાના પતિના અને બહેનના સુખ માટે પ્રયત્ન કર્યો પણ ભગવાને બાજી ફેરવી નાખી.

( ૪ )

ઉપરના પ્રસંગને સાત વર્ષ વીતી ગયાં. એ સાત વર્ષ દરમિયાન ગોરાજી સાથે એમની બન્ને પત્નીઓ ભગવદ્‌માર્ગમાં ઠીક ઠીક આગળ વધી ગઈ હતી. હવે એમના અંતઃકરણમા દિવ્ય પ્રેમનો ઉદય થયો હતો. હવે એમને સાચા સુખનો માર્ગ પ્રાપ્ત થયો હતો. સંસારનાં સુખો એ તો મૃગજળ સમાન છે એવી એમને ખાતરી થઇ ગઇ હતી. પણ સર્વજ્ઞ ભગવાનની લીલા સમજી શકાય નહિ એવી છે. ભક્તોની નાનામાં નાની ઇચ્છા એમના ખ્યાલ બહાર હોતી નથી. અને એથી યથા સમયે એને જ્યારે એ પૂરી કરે છે ત્યારે જ એમને ચેન પડે છે.

સંતી અને રામીની ઇચ્છા ઘરમાં એક બાળક રમતો જોવાની હતી જો કે એ ઇચ્છા સમયના વહેવા સાથે એમના હૃદયમાંથી લુપ્ત થઇ હતી પરંતુ દયાળુ ભગવાન કઇ ભૂલે કે? એમણે એક લીલા કરવાનો વિચાર કર્યો.

એક દિવસ એક સાધુના વેશમાં પોતે ગોરાજીના ઘર આગળ આવીને ઊભા.

સંતને જોતાં ગોરાજી રાજીરાજી થઇ ગયા. વહેલા વહેલા ચાકડા આગળથી ઊઠી એ દોડયા ને સાધુ મહારાજના પગમાં જઇને પડયા.

'મહારાજ! આપ પધાર્યા એથી બહુ આનંદ થયો. મારુ આંગણું આજે પાવન થયુ.'

સાધુના વેશમાં રહેલા ભગવાને કહ્યું:

'ભગત! આજે તમારે આંગણે અમે મુકામ નાખશું અને પ્રસાદ લઇશું.'

ગોરા ભગતને તો જાણે સ્વર્ગ મળી ગયુ. હાથ જોડીને એમણે કહ્યું:

'મહારાજ! મારા મનની વાત આપે કહી દીધી. આપ અહીં રહેશો એથી સત્સંગનો અને આપની સેવા ઉઠાવવાનો મને લાભ મળશે. આપ ખુશીથી અહીં મુકામ નાખવાની કૃપા કરો.'

સાધુમહારાજને કઇ વાર હતી? એ તો એક ઝાડ નીચે આસન બીછાવીને બેઠા. ને સામે ધૂણી ધીખાવી.

થોડો સમય વીત્યા બાદ રસોઇ તૈયાર થઇ એટલે ગોરા ભગતે હાથ જોડીને સાધુને કહ્યું:

'મહારાજ! ભોજન તૈયાર છે. પ્રસાદ લેવા પધારો.'

સાધુ મહારાજ હાથમાં કમંડળ લઇ પાવડીઓ ખખડાવતા ખખડાવતા ચાલ્યા. ને ભગતના ઘરની અડાળીમાં આવીને બેઠા.

રામી થાળ લઇને આવી. એના તરફ એક નજર નાખી ભગવાને કહ્યું:

'ભગત! તમારા છોકરાને બોલાવો અને તમે પણ સામે આવીને બેસો.'

આ સાંભળી ભગતે કહ્યું:

'મહારાજ! બાળક તો પ્રભુના ધામમાં બિરાજે છે. અને હું આપની સેવામાં હાજર છું.'

'શું કહ્યું? તમારા ઘરમાં બાળક નથી?'

'નાજી; હાલમાં કોઇ બાળક નથી.'

'તો તમે મને પહેલથી કેમ કહ્યું નહિ? મારો નિયમ એવો છે કે જે ઘરમાં કોઇ બાળક ન હોય એને ઘેર પ્રસાદ લેવો નહિ.'

'પણ મહારાજ! આપના નિયમની અમને કંઇ ખબર હતી?'

'ખબર ન હતી તો હવે થઇને! લઇ જાવ થાળી, અમે તો આ ચાલ્યા.' આમ બોલી સાધુના વેશમાં રહેલા ભગવાન આસન પરથી ઊભા થયા.

ગોરાજી મુશ્કેલીમાં આવી ગયા. પોતાના આંગણે આવેલ સાધુ આસન પરથી ઊઠીને ચાલ્યો જાય એ એમને અસહ્ય લાગ્યુ પણ સાધુ તેજ હતો. એ માને એમ ન હતો. એટલે ઝડપથી મન સાથે કંઇ નિશ્ચય કરી ગોરાજીએ સાધુને કહ્યું:

'મહારાજ! આપ ઘડીવાર ઊભા રહો. હું ઘરમાં જઇ આવું. પછી જવું હોય તો જજો.'

સાધુ મહારાજ ઊભા રહ્યા ને ભગત ઘરના અંદરના ઓરડામાં ગયા. પોતાને આંગણેથી જમ્યા સિવાય સંત ચાલ્યા જાય એના કરતાં મરવું સારુ એવો વિચાર કરી એમણે ઘરના એકાંત ભાગમાં જઇ ગળે ફાંસો નાંખી દેહ છોડી દીધો.

થોડીવાર થઇ છતાં ભગત ઘરની બહાર આવ્યા નહિ એટલે સાધુએ બૂમ પાડવા માંડી:

'અરે ભગત! કેટલી વાર?'

ચતુર સતીને કંઇ વહેમ આવ્યો. એ ગોરાજી જે ઓરડામાં ગયા હતા તે ઓરડામાં ગઇ ને ભગતની દશા જોઇ કંઇ પણ વિચાર કર્યા વગર એણે પણ તરત સ્વામીની પાછળ પ્રાણ આપી દીધો.

થોડી વાર વીત્યા છતાં કોઇ આવ્યુ નહિ એટલે છેવટે નાની રામી ઓરડો ઉઘાડી અંદર ગઇ. પણ ત્યાંનું દશ્ય જોઇ એ સ્તબ્ધ બની ગઇ.

ગોરાજી ને સંતીને ચીર નિદ્રામાં પોઢેલાં જોઇ એ રહી શકી નહિ. એણે પોતાનું કર્તવ્ય નક્કી કરી લીધું ભીંત સાથે માથું અફાળી જોતજોતામાં એ ગોરાજીના પગે પડી.

સાધુના સ્વરૂપે બહાર ઊભેલા ભગવાન તો બધું જાણતા હતા. એ હવે ઘરમાં પેઠા ને જ્યાં ત્રણ ભક્તોના દેહ પડયા હતા ત્યાં આગળ આવીને ઊભા ને એમના ઉપર પોતાની અમૃત દષ્ટિ નાખી.

ભગવાનની નજર પડતાં જડમાં ચેતન આવી ગયુ. આળસ મરડીને ગોરાજી બેઠા થઇ ગયા. સંતી અને રામીના પ્રાણ પણ પાછા આવી ગયા. ત્રણે જણ પ્રભુના પગમાં પડી ગયાં.

ભગવાને એ જ ક્ષણે પોતાના દિવ્ય સ્વરૂપનું દર્શન કરાવી કહ્યું:

'ગોરાજી! તમારી ભક્તિને અને તમારા ટેકને ધન્ય છે. તમે તમારી ભક્તિ દીપાવી છે. હું તમારો ટેક જોઇ બહુ રાજી થયો છું ને એથી આજ્ઞા કરું છું કે રામી તથા સંતીનો તમે હવે સ્વીકાર કરો.'

'પણ મહારાજ! મારી પ્રતિજ્ઞા?' ગોરાજીએ હાથ જોડીને કહ્યું:

ભગવાન બોલ્યા:

'તમારી પ્રતિજ્ઞાને હવે કશો વધો આવશે નહિ. તમે હવે નવે અવતારે આવ્યા છો એટલે તમારી સ્ત્રીઓને સ્વીકારવામાં કશો વાંધો નથી.'

માથું નમાવી ભગતે ભગવાનની-આજ્ઞાનો સ્વીકાર કર્યો. ને તરત ભગવાન અદૃશ્ય થઇ ગયા.

સંતી ને રામીને ભગવાનનાં વચન સાંભળી ઘણો આનંદ થયો. એ આનંદ થોડા સમય પછી



શમીને જ્યારે પુત્રનો જન્મ થયો ત્યારે ખૂબ વધી ગયો. ભગવાનની દયાનું સ્મરણ કરીને એ વધારે ને વધારે ભગવદ્ચિંતન કરવા લાગ્યાં.

( ૫ )

એક વાર ગોરા ભગતના આંગણે જ્ઞાનદેવ, અને નામદેવ આદિ કેટલાક ભક્તો પધાર્યા.

ગોરાજીએ એમનો ભાવભર્યો સત્કાર કર્યો.

સાંજે ભોજન વગેરે પરવારી આંગણામાં સૌ ભક્તો બેઠા હતા. તે વખતે મુક્તાબાઈએ ગોરાજીને પૂછ્યુ:

'કાકાજી! પેલું ચાકડા પાસે પડ્યુ છે એનું નામ શું?'

ગોરા ભગતે કહ્યું:

'બ્હેન! એનું નામ થાપી છે.'

'થાપી? એટલે?'

'થાપી એટલે ટપલું. ઘડો કાચો છે કે પાકો એ એનાથી જાણી શકાય છે.'

'ઘડા પર ઠોકીને તમે નિર્ણય કરો છોને કાકાજી! કે કયો ઘડો કાચો છે ને કયો પાકો?'

'હાસ્તો.'

મુક્તાબાઈ જ્ઞાની હતી. એમણે ભગતનો જવાબ સાંભળી તુર્ત પૂછ્યુ:

'હેં કાકાજી! આ અમે બધા માણસો છીએ એ પણ એક રીતે જોવા જઈએ તો ઘડા જ કહેવાઈએને?'

'હા' સ્મિત કરીને ગોરાજીએ જવાબ આપ્યો

'તો તમે કહી શકશો કે અમારામાંથી કોણ કાચો છે ને કોણ પાકો છે?'

'શા માટે નહિ? હમણાંજ જણાવી દઉં' આમ કહીને ભગતે ટપલું હાથમાં લીધું. ને લાઈનબંધ બેઠેલા ભક્તોના માથા પર અનુક્રમે એને ઠોકવા માંડ્યું.

જેના માથા પર ટપલું લાગે તે વિચાર પડે કે ગોરાજી આજે આમ કેમ કરે છે? પણ ગોરાજીની પ્રતિષ્ઠા ભક્તમંડળમાં ઘણી હતી એટલે હેતુ વગર કંઈ એ આમ કરે નહિ એમ સમજીને એ ચૂપચાપ ખેલ જોયા કરતા હતા. પણ નામદેવને ગોરાજીની રીત ગમી નહિ. આ તો સંતોનું અપમાન છે, એવું એમને લાગ્યુ.

પણ ગોરાજી ક્યાં કોઈની પરવા કરે તેવા હતા? એમણે તો નામદેવજીની પાસે આવતાં એમના માથા પર પણ ટપલું ઠોક્યુ ને નામદેવનો મિજાજ ગયો. એમણે માઠુ લાગ્યુ હોય એ રીતે ગોરાજીના મુખ સામે જોઈ પોતાની નાપસંદગી બતાવી.

ગોરાજી નામદેવજીની મુખાકૃતિ જોઈ બોલ્યા:

'આ બધા ઘડાઓમાં આ એક ઘડો કાચો છે.'

ભક્તો માન-અપમાનથી પર હોવા જોઈએ. સુખદુઃખનાં દ્વંદ્વો એમને સ્પર્શી ન શકે. છતાં જો કોઈનામાં ઓછા વત્તા અંશે એ જોવા મળે તો એટલો એ કાચો.

આ ન્યાયે ગોરાજીનો નિર્ણય સાચો હતો. પણ નામદેવજીને એ ઠીક લાગ્યો નહિ. એથી જ્યારે એ યાત્રામાંથી પાછા પંઢરપુરમાં પહોંચ્યા ત્યારે ભગવાન પંઢરીનાથની પાસે જઈને એમણે આ સંબંધી ફરીઆદ કરી.

નામદેવજી પણ ભગવાનને વહાલા હતા. એટલે ભગવાને કેવળ નામદેવજી સાંભળે એવી રીતે કહ્યું:

'નામદેવ! ગોરાનો ફેંસલો સાચો છે. મારા ભક્તને માન શું? અપમાન શું? મારો ભક્ત હોય એ તો ખૂબ નમ્ર હોય.'

એ દિવસથી 'નમ્યો એ પ્રભુને ગમ્યો' એ શબ્દોનુ રહસ્ય નામદેવજી સમજી ગયા. ને ગોરા ભગત સાથે બહુ પ્રેમ રાખવા લાગ્યા.

ગોરાનું ગોરુ છે હૈયુ,
ગોરાની ભક્તિ ન્યારી;
ગોરાજીની હૃદયભાવના,
પર રીઝયા 'રવિ' ગિરધારી.



# ભક્ત રૈદાસ

मय्येव मन आधत्स्व, मयि बुद्धिं निवेशय।
निवसिष्यसि मय्येव, अत उर्ध्वं न संशयः ॥

गी. १२।८

ઇતર નામ સરખું સાધારણ હરિનું નામ ગણાય નહિ.

—હરિદાસ

❀ ❀ ❀

રાત્રીના અગિયાર વાગ્યા હતા. કાશીના એક ગરીબ લત્તાના મકાનની ઓસરીમાં બેઠો બેઠો એક વૃદ્ધ હુક્કો ગગડાવતો હતો. એવામાં એક જુવાન આવ્યો અને ઓસરીમાં થઇ ઘરમાં જવા લાગ્યો.

વૃદ્ધની આંખો ચમકી. એણે હુક્કાની નળી મોંમાંથી કાઢી ઘોઘરા ઘાંટાથી કહ્યું:

'એ...આમ આવ.'

યુવક વૃદ્ધની પાસે આવ્યો.

'કેમ બાપા!'

ડોસાએ પૂછયુ

'ક્યાં ભટકતો હતો અત્યાર સુધી?'

'બાપા! ભજનમાં ગયો હતો.' દીકરાએ ધીમેથી કહ્યું:

ભજનનું નામ સાંભળી ડોસો ઊકળી ઉઠયો.

'મેં તને ભજન ફજનમાં નહિ જવા કેટલી વાર કહ્યું છે? એ તો નવરાનો ધંધો. છતાં તારા કાન તો જાણે બ'હેરા થઇ ગયા છે કેમ?'

'બાપા! ભજનમાં જવું એ શું ખરાબ છે?'

'હા, હા. આપણા જેવાને એ ન પાલવે. સાધુભગતડા તો નવરા. એ તો એવા તાયફા રોજ કરે.'

'પિતાજી! બધા એવા નથી હોતા.'

'અરે બધાય એવા. એમ તાલીઓ પાડવાથી ને કૂદવા નાચવાથી કલ્યાણ થતું હોય કે જ્ઞાન મળતું હોય તો બધાય નાચે કૂદે.'

'બાપા! વાત એમ છે....'

'મારે તારી વાત નથી સાંભળવી. હમણાં હમણાં તારી જબાન બહુ ખુલી ગઇ છે. બે શબ્દો સાંભળતા પહેલાં ભાષણ કરવા મંડી પડે છે. પણ હવે હું એવું ચલાવી લેનાર નથી, આ ઘરમાં તો હું કહું તેજ કાયદો છે ને તેને સૌએ માનવો પડે છે.'

'પણ પિતાજી! આપની વાત મેં ક્યારે નથી માની?'

'મારી વાત માનતો હોય તો આમ રોજ રઝળવા જાય નહિ. ને ચિત્ત ઠેકાણે રાખી કામકાજ કરે. પણ તે તો ભાઇના મગજમાં ઊતરતું નથી. અઠ્ઠાવીસ વર્ષ થયાં પણ પાંચ પૈસા કેવી રીતે પેદા કરવા તે આવડે છે? બે ટંક રોજ ખાવા જોઇએ ને સાધુબાવાના સંગમાં ભટકવા જોઇએ એ સિવાય બીજી તને સુઝ પડે છે ખરી?'

'બાપાજી! મહેનત મજૂરી કરવી એ મને પણ ગમે છે અને તે હું કરું છું પણ ફળનો



આપનાર તો ઇશ્વર છે. એની દયા વગર કશુંય મળે નહિ. આપણે ભગવાનને યાદ કરીએ અને જગતનાં સુખ મેળવવા ફાંફાં મારીએ તો કેવી રીતે યશ મળે ?'

પણ આ ખુલાસાથી તો ડોસાનો મિજાજ સાતમા આસમાને પહોંચી ગયો. એણે મોટા અવાજથી કહ્યું:

'છોકરા ! તારે તારો કક્કો ખરો કરવો છે કેમ ? મારા ઘરમાં એ નહિ ચાલે. શું સમજ્યો ? તારે આ ઘરમાં રહેવું હોય તો બહાર રઝળવાનું બંધ કરવું પડશે. ને સાધુ ભગતડાંનો સગ છોડવો પડશે.'

'પિતાજી ! આપ બતાવશો એ કામધંધો હું જરૂર કરીશ. પણ મને ભજનમાં જતાં અને સત્સંગ કરતાં અટકાવશો નહિ. મારાથી એ વગર નહિ રહેવાય.'

'તારાથી રઝળ્યા વગર નહિ રહેવાય તો આ ઘરમાં પણ નહિ રહેવાય. તું કહે તે ખરું ને હું કહું તે ખોટું. કેમ ?'

'એમ હું નથી કહેતો બાપાજી !'

'એમ જ કહે છે. એવું જ કહેવાની તારી મતલબ છે. મને તું મૂરખ નહિ બનાવી શકે. મારા ઘરમાં ધતિંગ હું નહિ ચાલવા દઉં. સાધુ બાવાઓનો મને અનુભવ છે. એ તો ધુતારા હોય છે. એમની જાળમાં તને હું ફસાવા દઉં તો તું તો આ ઘરને પણ વેચી દે.'

'હું આ ઘરની કોઇ ચીજ કોઇને નહિ આપું તો પછી કંઇ વાંધો છે ? હું મહેનત મજૂરી કરીને જે કંઇ મેળવું તેમાંથી સાધુસંતોની સેવામાં ખર્ચું તો એમાં આપને કંઇ હરકત ન હોવી જોઇએ'

'નહિ નહિ, એ નહિ બને. એક પાઇ પણ તું એલફેલ રીતે ખર્ચી શકે નહિ. તારે સીધી રીતે મજૂરી કરીને ઘરમાં રહેવું પડશે. ને ઘરની જવાબદારી ઉઠાવવી પડશે.'

'પિતાજી ! જવાબદારી તો ભગવાનને સોંપવી જોઇએ. આપણો તો એની સેવા કરવાનો અને એનું નામ સ્મરણ કરવાનો અધિકાર.'

ડોસાએ વધુ ઉકળીને કહ્યું :

'તારું ટાયલું રહેવા દે. મને સાંભળવાની ફુરસદ નથી. હું તો એક જ વાત સમજું. માણસે બધું છોડીને પાંચ પૈસા રળવા પ્રયત્ન કરવો જોઇએ. બોલ. એ રીતે તને રહેવું પાલવશે કે નહિ ? સ્પષ્ટ કહી દે. ઘણા દિવસથી હું તને સમજાવું છું પણ તારી મતિમાં ઉતરતું નથી એટલે આજે તો મારે ફેંસલો કરી નાખવો છે.'

યુવકે કહ્યું :

'ક્ષમા કરો પિતાજી ! પૈસા પેદા કરવા એ જ કંઇ જીવનનું મુખ્ય કાર્ય નથી. જીવનનું મુખ્ય કાર્ય તો પ્રભુનું ભજન કરવું એ છે. ને એ કામ મને ગમે છે.'

'તને ભલે ગમે પણ મને નથી ગમતું તેનું કેમ ?'

'તો આપ ઠીક લાગે તેવી આજ્ઞા કરો.' યુવકે દૃઢતાથી કહ્યું.

'એટલે તારે તારો વિચાર ફેરવવો નથી કેમ? તારે મરજી મુજબ વર્તવું છે ખરું ને ? પણ એ મારા ઘરમાં નહિ ચાલે. આ ઘરમાં તો હું કહું તે રીતે રહેવું પડશે. એ રીતે રહેવું ન ગમે તો અત્યારે જ ચાલ્યો જો.' વૃધ્ધે ઉગ્ર થઇને સંભળાવી દીધું.

યુવકે આનો જવાબ ન આપ્યો. એણે આગળ વધી ડોસાના પગમાં માથું નમાવ્યું ને પાછી પીઠ ફેરવી મકાનનાં પગથીઆ ઉતરી ગયો.

રસ્તા પર આવી એણે એકવાર ચારે બાજુ જોયું. પછી રામનું નામ લઇને એક દિશા તરફ ચાલવા માંડયું.

રાત્રીનો અંધકાર જાગી ગયો હતો. ચારે બાજુ શાન્તિનું સામ્રાજ્ય છવાઇ ગયું હતું. જન જનાવર સૌ જંપી ગયાં હતાં. ક્યાં જવું અને શું કરવું? એનો વિચાર કર્યા સિવાય જુવાન કદમ ઊઠાવી રહ્યો હતો.

થોડે દૂર ગયા પછી એકાએક એ ઊભો રહ્યો. પાછળ ધીમા પગલે કોઇ આવી રહ્યું હતું.

'કોણ છે?' જુવાને પાછળ જોઇ પૂછ્યું.

'એ તો હું.' એક સ્ત્રીનો કંઠ સંભળાયો'

'કોણ રતન?'

'હા.'

'અરે, તું કેમ આવી? આ અંધારી રાતે ઘર છોડવાનું તે સાહસ કેમ કર્યું?'

'એમાં સાહસ જેવું છે શું? મેં તો મારો ધર્મ બજાવ્યો છે. સતીની પતિ વગર બીજી ગતિ હોતી નથી. જ્યાં પોતાનો પતિ જાય ત્યાં સતીએ જવું જોઇએ.'

'પણ રતન! હું ક્યાં જઇ રહ્યો છું એનીય મને ખબર નથી. પિતાજીએ ઘરમાંથી રજા આપી એટલે હું તો નીકળ્યો પણ તે એકાએક ઘર શા માટે છોડ્યું? તને તો પિતાજીએ કશું કહ્યું નથીને?'

'સીતાજીને ક્યાં કોઇએ કશું કહ્યું હતું? પણ એ પ્રભુ રામજીની પાછળ વનમાં નહોતાં ગયા? સ્વામી! મારી ચિંતા તમે કરશો નહિ. જે સ્થિતિમાં તમે રહેશો એ સ્થિતિમાં હું રહીશ. મેં તમારી ને પિતાજીની વાતચીત સાંભળી છે. તમારા વિચાર મને ગમે છે. એટલે હું ઘર છોડીને આવી છું'

જુવાને કશો જવાબ આપ્યો નહિ. એણે હાથ લાંબો કરી રતનનો હાથ પકડ્યો ને પ્રેમથી કહ્યું:

'ભલે ચાલો, ભગવાનના રાજ્યમાં દુઃખ કેવું? ભગવાનના માર્ગમાં ભય કેવો?'

મુંગાં મુંગાં પતિ–પત્ની ચાલવાં લાગ્યાં. નદી કિનારા તરફ જતાં માર્ગમાં એક જીર્ણ શિવાલય આવ્યુ. એમાં રાત્રે આરામ કરવાનો વિચાર કરી યુવક અને યુવતી ઝાંપામાં દાખલ થયાં.

શિવાલયના ઓટલા ઉપર દાઢીવાળો એક બાવો બેઠો બેઠો ચલમ ફુંકતો હતો ને ક્ષણે ક્ષણે ઉધરસ ખાતો હતો. એણે પૂછયુ:

'કૌન હૈ?'

જુવાને જવાબ આપ્યો:

'બાપજી! હું છું.'

'ક્યા નામ હૈ તુમ્હારા?'

'બાપજી! આ સેવક રૈદાસ નામથી ઓળખાય છે.'

બાવાજી આગંતુકની નમ્રતાથી ખુશ થયા. એમણે રૈદાસ અને રતનને શિવાલયમાં આરામ કરવા દેવાની ઉદારતા બતાવી.

(૨)

રૈદાસ નીચલા થરમાં જન્મ્યો હતો પણ એની ભાવના બહુ ઊંચી હતી. એના આચારવિચાર શુદ્ધ બ્રાહ્મણ જેવા હતા. નાનપણથી એને હરિનામની લગની લાગી હતી પ્રભુભજન કર્યા સિવાય એ રહી શકતો નહિ. સત્સંગ કરવાનું એને વ્યસન પડી ગયુ હતું. કોઇ વખત ખાવાનું ન મળે તો એના વગર એને ચાલી શકતું પણ સંતસમાગમ વગર ચાલી શકતું નહિ. પ્રભુ કૃપાથી એને પત્ની પણ ઘણી સુશીલ મળી હતી. રતન સ્ત્રીઓમાં રત્ન જેવી હતી. એના પતિની ભક્તિભાવના એને બહુ ગમતી. ને પોતે એના કાર્યમાં રસ લેવા પ્રયત્ન કરતી. એથી રૈદાસ ઘરમાંથી જ્યારે ચાલી નીકળ્યો ત્યારે એ પણ ઘર છોડીને એની પાછળ પાછળ ગઇ.

રૈદાસે પિતાના ધંધામા પ્રવીણતા મેળવી લીધી હતી એનો પિતા જોડા શીવવાનો ધંધો કરતો.



એ કામ રૈદાસને આવડતું હતું એટલે નગરના છેવાડા ભાગમાં નાનું સરખું મકાન રાખીને એણે પોતાની સ્વતંત્ર દુકાન શરૂ કરી. શરૂઆતમાં દુકાન કંઈ બરાબર ચાલી નહિ પણ પછીથી ધીરે ધીરે રૈદાસની પ્રામાણિકતાએ અને એની ધર્મ-ભાવનાએ લોકોને ખેંચવા માંડયા. ને રૈદાસને પેટ પુરતી આવક થવા માંડી. રૈદાસ ભજનો લલકારતો લલકારતો જોડા શીવતો, કોઈ ભક્તજન કે સાધુસંત આવી ચઢે તો કામ અટકાવી એમની સાથે ભગવાનની વાતો કરતો ને એ રીતે પોતાની આજુબાજુના મધુર વાતાવરણને અખંડિત રાખતો. એના વર્તનની એવી છાપ પડી ગઈ હતી કે એની સાથે ભગવદ્દચર્ચા સિવાય બીજી વાત કોઈ કરી શકતું નહિ.

સવારમાં ઊઠીને સ્નાનાદિથી નિવૃત્ત થઈ એ ધ્યાનમાં બેસતો. પછી હરિનામનો જપ કરતો. એ પછી ભગવાનની લીલાનાં મધુર પદો ગાતો ગાતો પોતાના કામ પર ચઢી જતો. બપોરે જમવા માટે ઊઠતો ને બે ઘડી આરામ કરી પાછો કામ પર ચઢતો. રાત્રે દુકાન બંધ કરી સત્સંગ માટે નીકળતો. આવો એનો સામાન્ય નિયમ હતો.

ધીરે ધીરે આજુબાજુના લોકોમાં એ ભગત તરીકે ઓળખાવા લાગ્યો. લોકો એના તરફ આદરની નજરથી જોવા લાગ્યા ને ધર્મસંબંધી કંઈ પ્રશ્ન પૂછવો હોય તો એની પાસે આવવા લાગ્યા. રૈદાસને ભગવદ્દચર્ચા કરવા કોઈ આવે એ બહુ ગમતું. એ આવનારની શંકાનું સમાધાન બહુ સરસ રીતે કરીને એની ભક્તિને વધારવામાં મદદ કરતો. ને એવી રીતે ભક્તિમાર્ગનો પ્રચાર કરતો.

કેટલાંક વર્ષ આમ વીતી ગયાં. એ સમય દરમિયાન રૈદાસને અનેકવાર મુશ્કેલીઓનો સામનો કરવો પડયો. કોઈવાર અનાજ ખૂટી પડતું ને તે લાવવા પાસે એક પાઈ પણ મળતી નથી. મહેનત કરીને ઉજાગરા વેઠીને એ જોડા તૈયાર કરતો તો સવારના પહોરમાં જ કોઈ દુકાનમાં ઘુસી નવી જોડ ઉઠાવી જતું. કેટલીકવાર ઘરમાંથી કપડાં પણ ચાલ્યાં જતાં.

અનાજનો દાણો ઘરમાં રહેતો નહિ તે વખતે હસીને રૈદાસ ગૃહિણીને કહેતાઃ

'રતન! અગિયારસનું માહાત્મ્ય ઘણું છે. આપણે આજે અગિયારસ કરીએ તો શો વાંધો?'

'પણ આજે તો આઠમ થઈ. અગિયારસને હજુ વાર છે.'

'ગણતરી પ્રમાણે આજે ભલેને અગિયારસ ન હોય પણ અગિયારસ માનીને કરીએ તો આજે પણ અગિયારસનું પુણ્ય મળે.'

રતન હસી પડતીઃ

'વાહ, ખરું શાસ્ત્ર કહાડયું.'

સહેજ ગંભીર બનવાનો દેખાવ કરી રૈદાસ કહેતોઃ

'અગિયારસ એટલે શું તે તું જાણે છે?'

'દસમ પછી જે આવે તે અગિયારસ. એમાં જાણવા જેવું શું છે?'

'એટલું જાણવાથી અગિયારસનું રહસ્ય સમજાય નહિ. અગિયારસ—એકાદશી એટલે દસ ઇન્દ્રિયો ને અગિયારમું મન—એ અગિયારને વિષયોમાંથી ખેંચીને પ્રભુમાં જોડવામાં આવે એણે સાચા અર્થમાં અગિયારસ કરી કહેવાય. અગિયારસને દિવસે ચોવીસે કલાક પ્રભુમય બનીને પસાર કરવા જોઈએ. એવું જે કરે એની અગિયારસ સફળ થઈ કહેવાય. હવે એવું પ્રભુમય જીવન વધારે ને વધારે ગાળવાનું મળે તો તે ભાગ્ય કહેવાય કે દુર્ભાગ્ય?'

'ભાગ્ય.'

'અને પ્રભુમય જીવન ગાળવાની જેને ટેવ પડી હોય એને આહાર, નિદ્રા, ભય કે શોકનો ખ્યાલ રહે ખરો કે? એને ભૂખ તરસનું દુઃખ સતાવે ખરું કે?'

રૈદાસ શું કહેવા માગે છે એ રતન આટલા વિવેચન પહેલાં સમજી જતી અને એથી એ પ્રસન્ન વદનથી કહેતી:

'આજે ચુલ્હો સળગવાનો નથી એ જાણીને સમાધાન અર્થે આવું સુંદર ભાષણ કર્યું તે મને બહુ ગમ્યું. પણ એ ભાષણ ન કર્યું હોત તોય અમારું મુખ ઉદાસ બનત નહિ સમજ્યા કે ? અમે આવી અગિયારસો કરવામાં શૂરાતન બતાવી શકીએ છીએ. આપ ધીરજ રાખજો.'

રૈદાસ હસતો હસતો દુકાનમાં કામ કરવા બેસી જતો. પતિ પત્ની બન્ને પ્રભુ પ્રેમમાં મસ્ત હતાં. જેને પ્રભુનો પ્રેમ પ્રાપ્ત થાય છે જેની ભગવાન ઉપર અચળ શ્રદ્ધા હોય છે એને સંસારનાં દુઃખો જરાય સતાવતાં નથી. એ તો એમની આગળ આવતાં સુખમાં પલટાઇ જાય છે.

(૩)

એક વખત રૈદાસ ભગત દુકાનમાં બેસીને જોડા શીવતા હતા તે વખતે એક વૃદ્ધ સાધુ ત્યાં આવ્યો. ને નીચું માથુ કરી કામ કરતા રૈદાસને એણે કહ્યું :

'ભાઇ ! મારે માટે મારે પગરખાં જોઇએ છે. એક સારી જોડ મારા પગના માપની કાઢી આપો.'

રૈદાસે સાધુના પગ સામે એકવાર નજર કરી તૈયાર જોડમાંથી એક જોડ કાઢી સાધુ આગળ મૂકી. સાધુ મહારાજે જોડાને પગમાં પહેર્યા. ને પૂછ્યું :

'આની કેટલી કિંમત આપવાની ?'

રૈદાસે જવાબ આપ્યો:

'મહારાજ ! એના પૈસા લેવાના નથી.'

'કેમ ?'

'સાધુ ભક્તો પાસેથી હું પગરખાંની કિંમત લેતો નથી. મારો એવો નિયમ છે.'

પોતાની શ્વેત દાઢી પર હાથ ફેરવતા ફેરવતાં મંદ સ્મિત કરતાં સાધુએ કહ્યું:

'પણ મારો નિયમ એવો છે કે એમ ને એમ કોઇ ચીજ લેવી નહિ એનું શું ?'

રૈદાસે સાધુના મુખ સામે જોઈ કહ્યું:

'તો આપને ઠીક લાગે તેટલી કિંમત આપશો.'

સાધુએ ખભે ભરવેલી ઝોળીમાં હાથ નાખ્યો ને નાનો સરખો એક પથ્થર બહાર કાઢયો. પછી રૈદાસને કહ્યું :

'ભગત ! હું દિલગીર છું કે તમને રોકડ રકમ આપી શકતો નથી. કારણ કે મારી પાસે હાલમાં એક પાઇ પણ નથી. પરંતુ આ એક પથ્થર છે તે તમારી પાસે રાખો. તમારા કામમાં આવશે.'

રૈદાસે કહ્યું :

'મહારાજ ! મારે કોઇ ચીજની જરૂર નથી. મેં તો પ્રથમથી જ આપને કહ્યું હતું કે આપની પાસેથી પૈસા લેવાના નથી.'

'એ વાત ખરી પણ મારાથી એમ ને એમ તમારી પાસેથી પગરખાં લેવાય નહિ એટલે આ પથ્થર આપું છું. એ સામાન્ય પથ્થર જેવો પથ્થર નથી પણ કોઇ જુદી જ જાતનો છે. એ તમને ઘણો જ ઉપયોગી થઇ પડશે.'

રૈદાસે આ સાંભળીને કહ્યું :

'મહારાજ ! પથ્થરની મારે કંઇ જરૂર પડે એવું મને લાગતું નથી.'

'અરે જ્યાંસુધી તમે એ પથ્થરમાં શો ગુણ રહેલો છે એ જાણતા નથી ત્યાંસુધી જ તમને એની ઉપયોગિતા નહિ સમજાય.'

'એમાં શો ગુણ છે ?' રૈદાસે પૂછ્યું.

'આ પથ્થર દિવ્ય છે. એનો સ્પર્શ લોઢાને થાય તો લોઢાને એ સોનું બનાવી દે છે.'



'ઓહો એમ ?'

'હા. ખાતરી કરવી હોય તો કરો. લાવો લોઢાની કોઈ વસ્તુ.'

પણ રૈદાસ તો જુદી માટીનો ઘડાએલો હતો. એ બોલ્યો :

'મહારાજ ! મારે સોનાની કંઇ જરૂર નથી. સોનું ભેગું કરીને હું કરું શું ?'

સાધુએ કહ્યું :

'કેમ ? સોનાની તો બધાય ઇચ્છા રાખે. સોનાથી તો તમે સુખી થઇ જશો. તમારી બધી ઉપાધિ ટળી જશે.'

રૈદાસ બોલ્યા :

'મહારાજ ! સોનાથી ઉપાધિ ટળે કે વધે ? સોનું ભેગું કરવાથી તો ભજનમાં ભંગ પડે. એ તો ભારે મુશ્કેલીમાં મૂકી દે.'

સાધુએ હસીને કહ્યું :

'ભલા માણસ ! તમને હજુ દુનિયાનો અનુભવ નથી. લોકો તો સોના સાટે મરી પડે છે. રાખી લો આ પથ્થર. તમારી દરિદ્રતા એનાથી દૂર થઇ જશે.'

હાથ જોડી રૈદાસે કહ્યું :

'ના બાપજી ! આપનો પથ્થર આપની પાસે રાખો. મારાથી એને ન અડકાય.'

પણ સાધુ પોતાની વાત મૂકી દે તેવો ન હતો. એણે પથ્થરને બારણાની સાંકળને તથા કડાંને અડકાડયો ને બન્ને સાંકળ ને કડાં સોનામાં પલટાઇ ગયાં.

'જોયું ? જોતજોતામાં લોઢાનું સોનું થઇ ગયું કે નહિ ? હવે ખાતરી થઇ ? લો આ પથ્થર હું ખુશ થઇને તમને આપું છું.'

માથું હલાવી રૈદાસે કહ્યું :

'ના રે, મારાથી આપનો કીમતી પથ્થર ન રખાય.'

સાધુએ બીજો રસ્તો કાઢયો :

'ભલે તમારે ના લેવો હોય તો ન લેશો. પણ મારો આ પથ્થર તમને હું મૂકવા આપું છું. તે તમે એને થોડા દિવસ સાચવી રાખશો કે નહિ ? હું હિમાલયના પ્રવાસે જાઉં છું. પાછા વળતી વખતે લઇ જઇશ.' પ્રવાસમાં આવી કીમતી વસ્તુ રાખવામાં જોખમ છે એટલે કહું છું.'

આના જવાબમાં રૈદાસે કહ્યું :

'તમારી એવી જ ઇચ્છા હોય તો ભલે એ પથ્થર દુકાનમાં મૂકી જાવ. પણ શરત એટલી કે તમારે હાથે એને તમારે જે સ્થળે મૂકવો હોય તે સ્થળે એને મૂકો.'

હસીને સાધુ દુકાનનાં પગથીઆં ચઢી દુકાનમાં આવ્યો ને પથ્થર એક પોટલીમાં બાંધી એને દુકાનના માળીઆમાં ખોસ્યો. ને પછી 'નારાયણ, નારાયણ' કરતો કરતો ચાલ્યો ગયો.

ભગત તો જાણે કશું બન્યું જ નથી એ રીતે પાછા જોડા શીવવાના કામમાં લાગી ગયા.

થોડા મહિના વીત્યા પછી ફરતો ફરતો આ સાધુ પાછો રૈદાસની દુકાને આવ્યો ને પથ્થરની માગણી કરી

રૈદાસે કહ્યું :

'મહારાજ ! પહેલાં જ્યાં તમે પથ્થર મૂકયો હોય ત્યાંથી લઇ લો. હું એને અડકયો નથી.'

સાધુએ દુકાનમાં ચઢી મૂળ જગ્યાએથી પોતાનો પથ્થર લઇ લીધો અને પ્રસન્ન થતો થતો રસ્તે પડયો

થોડે છેટે ગયા પછી એના સ્વરૂપમાં ઓચિંતો ફેરફાર થઇ ગયો. એની સ્ફેદ દાઢી ઊડી ગઇ. માથાની જટાને ઠેકાણે મોરપિચ્છનો મુગટ આવી ગયો, ને ભગવાં વસ્ત્રને બદલે પીળાં રેશમી વસ્ત્ર એના દેહને શોભાવવા લાગ્યાં.

પણ એક ક્ષણ પછી બધું જ અદ્રશ્ય થઇ ગયું.

(૪)

ઉપલા પ્રસંગ પછી ભગવાનની કૃપા ભક્ત રૈદાસ ઉપર પ્રગટ રીતે ઊતરી. ગમે તે સ્વરૂપમાં પણ ભગવાનનું દર્શન વ્યર્થ જતું નથી. રૈદાસનું જીવન સત્યમય હતું–પ્રભુમય હતું એટલે એ જે કંઇ બોલતા તે સાચું પડતું. કાંઇ પણ વિચારતા તો એમને સત્ય હકીકત સમજાઇ જતી. એમને ભવિષ્યદર્શન સ્પષ્ટ રીતે થતું. એ કાંઇ પણ સંકલ્પ કરતા તો તે સિદ્ધ થયા સિવાય રહેતો નથી.

ભગવાન સાનુકૂલ થયા હતા. ભક્તાની શ્રદ્ધા અને અનન્ય ભક્તિથી પોતે પ્રસન્ન થઇ ગયા હતા. એટલે એમણે ભક્તના માહાત્મ્યને ચારે બાજુ વધારી દીધું. લોકોમાં રૈદાસ એક સિદ્ધ સંત તરીકે ઓળખાવા લાગ્યા.

આમ છતાં રૈદાસ પોતાને તો દાસાનુદાસ સમજતા. ને અત્યંત સાદાઇમાં રહેતા. ગરીબાઇમાં જીવન વ્યતિત કરવામાં એમને એક જાતનો અદ્‌ભુત આનંદ આવતો.

એકવાર સવારના પહોરમાં એક બ્રાહ્મણ રૈદાસની દુકાને આવ્યો. એને જોડા ખરીદવા હતા. રૈદાસ તે વખતે દુકાનમાં બેસીને રામનામ લેતા લેતા પોતાનું કાર્ય કરતા હતા.

બ્રાહ્મણ રૈદાસ તરફ જોઇ રહ્યો. રૈદાસનો દેખાવ તે વખતે જોવા જેવો હતો. ઢીંચણ સુધીની એક પોતડી એણે પહેરી હતી અને શરીર પર ત્રણ થીંગડાંવાળું એક પહેરણ શોભતું હતું. મોંઢા પર હજામત વધી ગઇ હતી. તદ્દન સામાન્ય પ્રકારના અભણ ગામડીઆ જેવા રૈદાસ દેખાતા હતા.

બ્રાહ્મણને થયું. 'આવા તદ્દન સામાન્ય માણસની પાસે સિદ્ધિ ક્યાંથી હોય ? ભગવાનની કૃપા એના પર ઉતરી હોય તો એ આવું કંગાલ જીવન જીવે? એના મુખપર તેજ તો દેખાતું નથી. ના ના, લોકો તો ગાંડા છે. એ રૈદાસનાં વધારે પડતાં વખાણ કરે છે.'

ક્ષણવારમાં બ્રાહ્મણને આવા આવા અનેક વિચાર આવી ગયા.

એવામાં રૈદાસે ઉંચું જોયું.

'પધારો મહારાજ !' હાથ જોડી એણે બ્રાહ્મણને કહ્યું. 'બોલો, શી આજ્ઞા છે ?'

બ્રાહ્મણ બોલ્યોઃ

'મારે જોડા ખરીદવા છે.'

'બહુ સારું; આ દુકાનમાં તૈયાર જે જોડ છે એમાંથી આપને પસંદ આવે તે સ્વીકારો.'

બ્રાહ્મણે પોતાના પગને અનુકૂળ આવી એવી એક જોડ પસંદ કરી.

'આપને જોડા પસંદ પડયા ?' રૈદાસે બ્રાહ્મણને પૂછ્યું.

'હા, આ જોડ પસંદ છે. એના કેટલા પૈસા આપવા જોઇએ ?'

'મહારાજ ! ભૂદેવો પાસેથી તો કેવળ હું આશીર્વાદ લઉં છું. આપ જોડા લઇ જાવ ને આશીર્વાદ આપતા જાવ.'

બ્રાહ્મણ બોલ્યોઃ

'એમ મફત તે જોડા લેવાતા હશે ?'

'મફત શાના ? આપ આશીર્વાદ આપશોને ?'

'અરે આશીર્વાદની તે કંઇ કિંમત હોય ?' બ્રાહ્મણ વિદ્વાન હતો. એણે ચર્ચા કરવા માંડી.

'મહારાજ ખરી કિંમત તો આશીર્વાદની જ છે.'

'પણ આશીર્વાદથી કંઇ પેટ ભરાતું હશે ?'

'પેટ ન ભરાય પણ પવિત્ર પુરુષના આશીર્વાદ મળે તો એનાથી મન અવશ્ય તૃપ્ત થાય.'

બ્રાહ્મણે જાણ્યું, રૈદાસ ગમાર નથી. છતાં એણે વિવેક કર્યોઃ

'ભગત ! થોડા ઘણા તો પૈસા લો.'

'મહારાજ ! આપની પાસેથી હું પૈસા લઉં તો મારો નિયમ ભાગે. છતાં તમારા મનને જો અસુખ થતું હોય તો બદલામાં મારું એક નાનુંસરખું કામ કરી આપશો.'

'કહો, મારે શું કરવાનું છે ?'

'આપ રોજ ગંગાસ્નાન માટે તો જાવ છોને ?'

'હા, રોજ.'

'તો આવતી કાલે જ્યારે જાવ ત્યારે મારી એક સોપારી ગંગાજીમાં પધરાવશો ?'

'ઓહો, એમાં તે શું મોટું કામ છે ? લાવો સોપારી, કાલે હું અવશ્ય પધરાવીશ.'

ભગતે એક સોપારી બ્રાહ્મણને આપી. ને કહ્યું :

'એક બીજી કૃપા કરશો ?'

'શી ?'

'સોપારી પધરાવ્યા બદલ મને ખબર આપશો ?'

'સોપારી હું જરૂર ગંગાજીમાં પધરાવીશ. એમાં કહેવા આવવાની જરૂર શી છે ? છતાં તમારી ખાસ ઇચ્છા હશે તો આવીશ. આ રસ્તેથી આવતી કાલે એક ઠેકાણે હું જનાર છું.'

'તો તો બહુ કૃપા.'

બ્રાહ્મણ જોડા પહેરી વિદાય થયો.

( ૫ )

બીજે દિવસે પ્રાતઃકાળમાં બ્રાહ્મણ નદીએ સ્નાન કરવા ગયો. મંત્ર ભણતાં ભણતાં એણે ગંગાજીમાં સ્નાન કર્યું. પછી સૂર્યને અર્ઘ્યપ્રદાન કર્યું ને ત્યાર બાદ ગંગાજીની પ્રાર્થના કરી પોતે આણેલી સામગ્રીથી પૂજન કર્યું ને નિત્યનિયમ પ્રમાણે ફૂલ, પાન, સોપારી વગેરે ચઢાવી પ્રણામ કર્યા.

એ પછી ભક્ત રૈદાસે આપેલી સોપારી હાથમાં લઇ એણે કહ્યું:

'હે ભગવતી ! આ સોપારી રૈદાસ નામના એક માણસે આપને અર્પણ કરવા આપી છે તે રજૂ કરું છું. સ્વીકારો' આમ બોલીને જ્યાં બ્રાહ્મણે રૈદાસવાળી સોપારી ગંગાના જળમાં ફેંકી કે તરત જ ગંગાજળમાંથી એક હાથ બહાર આવ્યો ને, પેલી સોપારીને એણે ઝીલી લીધી.

એ હાથ તરફ નજર જતાં બ્રાહ્મણ સ્તબ્ધ થઇ ગયો. ભગવતી ગંગાનો એ હાથ હતો. સાક્ષાત પ્રગટ થઇ ગંગામૈયાએ રૈદાસની સોપારીનો સ્વીકાર કર્યો હતો.

કંકણકડાંથી શોભતા હાથનું એ સૌન્દર્ય અપ્રતિમ હતું. એ હસ્તદર્શનથી બ્રાહ્મણ ધન્ય થઇ ગયો. એના હૃદયમાંથી અજ્ઞાનનો પડદો હટી ગયો ને તરત જ આનંદની ધારા વહેવા લાગી.

અત્યારસુધી કદી પણ નહિ અનુભવેલું એવું સુખ એના હૃદયને થયું. એણે સજલ નયને ગંગામૈયાને સાષ્ટાંગ પ્રણામ કર્યા ને જે રમણીય હાથ વડે રૈદાસની સોપારીને માતાજીએ ગ્રહણ કરી હતી એ હાથનું સ્મરણ કરતો કરતો બ્રાહ્મણ પોતાના ઘર તરફ જવાને બદલે સીધો રૈદાસના મુકામ તરફ દોડ્યો. ને રૈદાસને જોતાં દોડીને એના પગમાં પડ્યો.

'હં, હં, મહારાજ ! આ શું કરો છો ?' રૈદાસ ઊભા થઇ ગયા.

બ્રાહ્મણની આંખોમાં જળ ભરાઇ આવ્યું હતું. એ બોલ્યો:

'રૈદાસ ! તમે સાચા ભક્ત છો. તમારી સોપારી મેં ગંગાજીમાં નાખી ને માતાજીએ પ્રગટ થઇ પોતાના હાથમાં એનો સ્વીકાર કર્યો.'

'એમ ?' ભક્તની આંખો પહોળી થઇ ગઇ.

'હા, રૈદાસ ! હું એ સમાચાર કહેવા જ સીધો અહીં આવ્યો છું.'

રૈદાસ આનંદમાં નાચી ઊઠ્યો. પ્રભુની અસીમ કૃપાનો ખ્યાલ આવતાં એ ગળગળો થઇ ગયો ને




બ્રાહ્મણરૂપે સાક્ષાત પ્રભુ જ પધાર્યા છે એમ માની અત્યંત પ્રેમથી બ્રાહ્મણના પગને વળગી પડ્યો.

બ્રાહ્મણને હવે ભક્તના હૃદયનું દર્શન થયું. એ ભક્તને ભેટી પડ્યો.

ભક્તિમેવા પામે ઉંચ કોણ? નીચ કોણ?

*　　*　　*

નિર્લોભી, હરિદાસનો દાસ ભક્ત રૈદાસ,
હતો એહના હૃદયમાં, 'રવિ' રામનો વાસ.

## રૈદાસની ભજનપ્રસાદી

કહેવાય છે કે રૈદાસ ૧૨૦ વર્ષ સુધી જીવ્યા હતા. કબીરના એ સમકાલિન હતા. એમણે સરળ ભાષામાં ઘણાં મિષ્ટ પદો બનાવ્યાં છે. એમાંના એક બે નીચે પ્રમાણે છે —

(૧)

નરહરિ! ચંચલ હૈ મતિ મેરી,
　　કૈસી ભક્તિ કરું મૈં તેરી.
તૂ મોહિ દેખૈ, મૈં તોહિ દેખૂં,
　　પ્રીતિ પરસ્પર હોઇ,
તૂ મોહિ દેખૈ તોહિ ન દેખૂં,
　　યહ મતિ સબ બુધિ ખોઇ.
સબ ઘટ અંતર રમસિ નિરંતર,
　　મૈં દેખત નહીં જાના,
ગુન સબ તોર, મોર સબ ઔગુન,
　　કૃત ઉપકાર ન માના.
મૈં તૈં તોરિ મોરિ અસમઝિ સોં,
　　કૈસે કરિ નિસ્તારા,
કહ રૈદાસ કૃષ્ણ! કરુનામય!
　　જૈ જૈ જગત આધારા.

(૨)

આજ દિવસ લેઉં બલિહારા,
　　મેરે ગૃહ આયા રામકા પ્યારા.
આંગન, બંગલા, ભવન ભયો પાવન,
　　હરિજન બૈઠે હરિજસ ગાવન,
કરું દંડવત ચરન પખારું,
　　તન મન ધન ઉન પર વારું;
કથા કહૈ અરુ અર્થ બિચારૈ,
　　આપુ તરૈ ઔરન કો તારૈ;
કહે રૈદાસ મિલૈ હરિદાસ,
　　જનમ જનમ કે કાટે પાસ.

(૩)

પ્રભુજી! તુમ ચંદન હમ પાની,
જાકી અંગ અંગ બાસ સમાની
પ્રભુજી! તુમ ઘનબન હમ મોરા,
જૈસે ચિતવત ચંદચકોરા.
પ્રભુજી! તુમ દીપક હમ બાતી,
જાકી જ્યોતિ બરે દિનરાતી
પ્રભુજી! તુમ મોતી હમ ધાગા,
જૈસે સોના હિ મિલત સુહાગા
પ્રભુજી! તુમ સ્વામી હમ દાસા,
ઐસી ભક્તિ કરે રૈદાસા.






यो न हृष्यति न द्वेष्टि, न शोचति न काङ्क्षति ।
शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः ॥
गी. १२।१७

વણલોભી ને કપટરહિત જેણે કામ ક્રોધ નિવાર્યા રે,
ભણે નરસૈંયો એનાં દર્શન કરતાં કુળ ઇકોતેર તાર્યાં રે.

—નરસિંહ મહેતા

❀ ❀ ❀

'જય જગદીશ હરે !
દીનજનોંકે સંકટ છિનમેં દૂર કરે....
જય જગદીશ હરે !'

સવારમાં ઊઠે કે તરત પરમેષ્ઠી દરજી 'જય જગદીશ હરે' ની ધૂન શરૂ કરે. એ ધૂન પછી આખો દિવસ થોડા થોડા સમયના અંતરે એના ગળામાંથી વહેતી રહે. પોતાના ઇષ્ટદેવને સંભારતાં કયા ભક્તને અણગમો આવે ? માને સંભારતાં બાલકને કદી થાક લાગે છે ?

આડોશીપાડોશી સૌ દરજીભગત જાગે એટલે સવાર થયું એમ સમજે. બરાબર ચાર વાગ્યે એ પથારીમાંથી ઊઠી જાય. પછી પ્રાતઃવિધિ પરવારી ઠંડા જળથી સ્નાન કરે. ચોમાસું હોય કે શિયાળો હોય પરંતુ ઠંડા પાણીથી જ એ રોજ નહાવાનું પસંદ કરે. નાહ્યા પછી ધોએલાં વસ્ત્ર પહેરી જગન્નાથ ભગવાનની છબી પાસે દીવો કરીને આસન નાખી બેસે. ને હરિનામની માળા ફેરવે. એ પછી થોડીવાર આંખો મીંચીને ભગવાનનું ધ્યાન ધરે. ત્યાર બાદ ભજન ગાતા ગાતા એ ઘરના આગલા ભાગમાં આવે. એ આગલો ભાગ દુકાન તરીકે ઓળખાતો. દરજી ભગત એમાં ગાદી નાખીને બેસે ને કપડાં સીવે. મધ્યાહ્નકાળ સુધી એ પોતાનું કામ કરે. પછી પ્રસાદ લેવા (જમવા) ઊઠે. જમ્યા પછી બે ઘડી વિશ્રાન્તિ લઈ, હરિસ્મરણ કરતા કરતા પાછા દુકાનમાં આવીને બેસે, ને સંધ્યાકાળ થાય ત્યારે ઊઠે.

પછી દેવદર્શન કરવા નીકળે. કોઈ મંદિરમાં કથા ચાલતી હોય તો ત્યાં સાંભળવા બેસી જાય. મંદિરેથી આવી હાથપગ ધોઈ માળા લઈને ફેરવવા બેસે. સુવાનો વખત થાય ત્યાં સુધી માળા ફર્યા કરે.

દિલ્હી શહેરના રહેવાસી દરજી ભગત—પરમેષ્ઠીદાસનો આ નિત્યનો કાર્યક્રમ. એ કાર્યક્રમ કદી બદલાતો નહિ. અનેક વર્ષો વીતી ગયાં હતાં છતાં એ નિયમ અખંડિત રીતે ચાલતો હતો.

પરમેષ્ઠિદાસ પ્રભુના સાચા સેવક હતા.

એમનું હૃદય પવિત્ર હતું એમનો વ્યવહાર ચોખ્ખો હતો. સૌની સાથે એ પ્રેમથી વાત કરે. સૌને આદર આપે.

એમના આવા વર્તનથી લોકો એમના તરફ આકર્ષાતા. ને 'ભગતજી' ના મીઠા નામથી બોલાવતા.

ભગતજી પોતાના ધંધામાં પણ બહુ કુશળ હતા. એકવાર જેનું કામ એમણે કરી આપ્યું હોય એ ફરીથી બીજે ઠેકાણે ન જાય. કંઇપણ નાનું મોટું કામ હોય કે સીધો એ ભગતજીની દુકાને આવી પહોંચે.

દરજી ભગતમાં બીજો પણ એક ગુણ હતો. એ પોતાના કામ બદલ રકમ ઠરાવતા નહિ. ઘરાકની ઇચ્છા ઉપર છોડી દેતા. પ્રેમથી ઘરાકને જે આપવું હોય તે આપે. એમના આવા વ્યવહારથી લોકો એમને બહુ ચાહતા ને પરિણામે દરજી ભગતની દુકાનમાં રોજ રોજ નવું નવું ઘણું કામ આવ્યા કરતું.

તમે કહેશો—રોજરોજ જેને ખૂબ કામ મળતું હોય એની પાસે પૈસા તો સારા ભેગા થાય પણ આ પરમેષ્ટીદાસ પાસે પૈસા ભેગા થતા જ નહિ. પાંચ પૈસા ભેગા થાય કે સંત સાધુઓ એમને યાદ આવી જાય ને એમની સેવામાં એ ખર્ચી નાખે. ગરીબ કે નિરાધાર માણસોને પણ સમયે સમયે એમના તરફથી મદદ મળતી. એટલે એ ઘણું કમાતા હોવા છતાં લક્ષ્મીનો સંગ્રહ એમનાં ઘરમાં એ થવા દેતા નહિ.

એકવાર એમના એક ઓળખીતાએ પરમેષ્ટીદાસને કહ્યું:

'ભગતજી! તમે મહેનત કરીને જેટલું કમાવ છો એટલું બધું કેમ ખર્ચી નાખો છો? થોડું થોડું બચાવતા હોય તો!'

ભગતે કહ્યું:

'અરે ભાઇ બચાવીને મારે કરવું છે શું? ખાવા જેટલું તો ભગવાન આપ્યા કરે છે.'

'તોય થોડા ઘણા રૂપિયા બચાવ્યા હોય તો કોઇવાર કામમાં આવે.'

'જ્યારે જરૂર પડશે ત્યારે ભગવાન નહિ આપે? એની ચિન્તા આપણે શું કામ કરવી પડે? ભગવાન તો અંતર્યામી છે. ઘટઘટની વાત એ જાણે છે. એને કહેવાની પણ જરૂર નહિ પડે.'

'ભગત! તમારી શ્રદ્ધા વખાણવા યોગ્ય છે. તમારા જેવા પ્રભુના ભક્તોની આવી જ ભાવના હોય. પરંતુ થોડા રૂપિયા એકઠા કર્યા હોય તો તમે તીર્થયાત્રા કરી શકો કે નહિ? તીર્થયાત્રાનો આનંદ જુદો છે.'

પરમેષ્ટીદાસ મનમાં વિચાર કરીને બોલ્યા:

'ભાઇ! તમારી વાત સાચી છે. જગન્નાથજીની યાત્રાએ જવાની ઘણા દિવસની મારી ઇચ્છા છે.'

'તો જતા કેમ નથી?'

'એવો કંઇ યોગ આવ્યો નથી. એટલે જ ગયો નથી.'

'અરે ધરમના કામમાં ઢીલ કેવી? થોડા રૂપિયા ભેગા કરીને ઉપડો ને!'

'ભગવાનનો હુકમ થશે તો વાર નહિ લાગે' શ્રદ્ધાથી પરમેષ્ટીદાસે કહ્યું.

પણ એ પછી ભગવાનનો હુકમ લાંબા સમય સુધી થયો જ નહિ. દરજી ભગત પાસે પૈસા ભેગા થાય તો એ જઇ શકે ને!

ઘણા દિવસ વીતી ગયા.

એક દિવસ પુરીની યાત્રા કરીને ચાર પાંચ સાધુઓ ફરતા ફરતા દિલ્હીમાં આવ્યા. ને પરમાત્માની કૃપાથી પરમેષ્ટીદાસની અને એમની મુલાકાત થઇ. સાધુ પાસે બીજી શી વાતો હોય ? સંતો જગન્નાથ ભગવાનની યાત્રાનું વર્ણન કરવા લાગ્યા ને સાથે સાથે પુરીના માહાત્મ્યને પણ કહેવા લાગ્યા. 'જગદીશનાં જેણે જન્મ ધરીને એકવાર પણ દર્શન કર્યાં નથી એનું જીવન વ્યર્થ ગયું છે. ભગવાન સાક્ષાત પુરીમાં બિરાજે છે ને ભક્તોની મનોકામના પૂર્ણ કરે છે.' સાધુઓના લાંબા વર્ણનનો આ સાર હતો.

પણ આ શબ્દોએ તો દરજી ભગતના મનને ખરેખર ઉશ્કેરી મૂકયુ. દરજી ભગતને જગદીશનાં દર્શન કરવાની તાલાવેલી લાગી. હવે એક એક દિવસ એમને એક એક વર્ષ જેવડો લાગવા માંડયો. ખાતાં પીતાં, હરતાં ફરતાં, ઊઠતાં બેસતાં એ 'જગદીશ! જગદીશ!' જપવા લાગ્યા. ને વારંવાર પ્રભુને વિનવવા લાગ્યા : 'હે નાથ ! હે જગતના સ્વામી ! મારા પર કયારે કૃપા કરશો ? હું આપનો અજ્ઞાની બાળક છું. મને દર્શન દઇને પાવન કરો. હે સ્વામી ! મેં તો આપને જ સાચા સગા ગણ્યા છે. આપજ મારું સર્વસ્વ છો. મારી મનોકામના પૂર્ણ કરો. એકવાર આપને ત્યાં મને તેડાવો.'

ઘણાં વર્ષોથી નિયમીત હરિનામનો જપ પરમેષ્ટીદાસ કરતા હતા. એના પ્રતાપથી એમના હૃદયમાં ભક્તિ દૃઢ થઇ હતી. એ ભક્તિ હવે ભક્તને ભગવાન તરફ ખેંચતી હતી. દરજી ભગતના મનમાં હવે બીજો વિચાર આવતો ન હતો. એમનું ધ્યાન હવે જગદીશમાં જ વિશેષ લાગવા માંડયું. કામ કરતાં કરતાં પણ સોય કે કાતર હાથમાં રહી જતી ને દુકાનમાં બેઠા બેઠા ભગત ભગવાનના ધ્યાનમાં લીન થઇ જતા. એ વખતે એમને બાહ્ય જ્ઞાન રહેતું નહિ. ઘણીવાર એ સ્થિતિમાં એ બેઠા હોય ને, સરસર એમની આંખોમાંથી આંસુની ધારા ચાલ્યા કરતી. એવે વખતે જો કોઇ ઘરાક આવી ચઢતો તો તે ભગતનાં દર્શન કરીને ધન્ય ધન્ય થઇ જતો.

આવા પ્રેમીભક્તને ભગવાન બહુ દિવસ કંઇ વેગળો ન રાખે. ખરી રીતે જોવા જઇએ તો ભગવાન એમના ભક્તથી જરાપણ દૂર હોતા નથી. એમનો વરદ હસ્ત ભક્તના માથે હમેશાં એમણે ધરેલો જ હોય છે. પરંતુ અહીં સમજવાનું એ છે કે ભગવાન ભક્તને પોતાના હૃદય સાથે ચાંપીને એની મનોકામના પૂર્ણ કરે છે.

( ૨ )

પરમેષ્ઠીદાસના સમયમાં દિલ્હીમાં બાદશાહનો અમલ હતો. એક દિવસ સવારના પહોરમાં બાદશાહે દરબાર ભરીને બેઠો હતો તે વખતે એની નજર પોતાના સિંહાસન તરફ ગઈ. સિંહાસન ઉપર બાદશાહની આજુબાજુ બે તકિયા હતા. એ તકિયા આમ તો આકર્ષક હતા પરંતુ બાદશાહને એ ઘણા વખતના હોવાથી જૂના જેવા લાગ્યા ને એથી નવા તકિયા બનાવવાનો એને વિચાર આવ્યો. વિચાર આવતાં એણે પોતાના અંગત મંત્રીને બોલાવ્યો ને નવા તકિયા બનાવવાની સૂચના આપતાં કહ્યું:

'જુઓ મંત્રી ! નવા તકિયા બહુ જ સુંદર બનવા જોઇએ. કાપડ ઉંચામાં ઉંચુ વાપરશો.

ને એમાં જે રૂ ભરો તેમાં કાશ્મીરનું અત્તર છંટાવશો.'

લળીને મંત્રી બોલ્યો:

'જહાપનાહ! આપની આજ્ઞા પ્રમાણે બધું થશે.'

'હાં, વળી તકિયા ઉપર જરીનું કામ પણ થવું જોઇએ. મોતી પણ એના પર ટંકાવશો. શું સમજ્યા?'

'જી હા.'

'મારા સિંહાસન પર જે તકિયા હોય તે જેવાતેવા ન હોવા જોઇએ. સિંહાસન જેવું કીમતી છે તેવા જ કીમતી તકિયા બનવા જોઇએ. જોનાર ઘડી બે ઘડી એને જોઇ રહે એવા એ થવા જોઇએ.'

મંત્રીએ નમન કરી આજ્ઞા સ્વીકારી લીધી. મોજીલા બાદશાહના શોખને એ જાણતો હતો. એટલે એ જ દિવસે એણે પરમેષ્ટી દરજીને બોલાવ્યો. પરમેષ્ટીદાસનું કામ દિલ્હીમાં વખણાતું હતું. ઉપરાંત એની પ્રામાણિકતા પ્રસિદ્ધ હતી. એટલે બાદશાહના મંત્રીએ એને કામ સોંપવાનો નિર્ણય કર્યો. અપ્રામાણિક માણસને ભારે કામ સોંપાય શી રીતે?

'જુઓ પરમેષ્ટીદાસ! બાદશાહ સલામત માટે તમારે બે ફક્કડ તકિયા બનાવવાના છે. ખર્ચની સામે જોશો નહિ. ખૂબ જ આકર્ષક બનાવવાના છે. તમે તમારે જે જે ચીજોની જરૂર હોય તે તે માગો. ને બાદશાહ સલામતને ગમી જાય તેવા તકિયા બનાવો.'

દરજી ભગતે કહ્યું:

'મંત્રીજી! તકિયા હું બનાવી આપું પણ કેવા પ્રકારના એ બનાવવાના છે એનો આછો ખ્યાલ આપ આપો.'

'હા. હા, જુઓ. તકિયામાં બહુ ઉંચી જાતનું રૂ ભરવાનું છે. એ રૂ માં કાશ્મીરનું ઉંચામાં ઉંચુ અત્તર છાંટવાનું છે. અત્તરની બાટલીઓ અહીંથી લઇ જશો. ઉપરાંત ભારેમાં ભારે કપડાના તકિયા બનાવવાના છે.'

'હાજી; કાપડ આપ મને પસંદ કરીને આપશો.'

'હા, કાપડ આપીશું ને તે સાથે મોતી પણ આપીશું.'

'મોતી?'

'હા, હા, બાદશાહ સલામતના તકિયા ઉપર સાચાં મોતી ટાંકવાનાં છે એટલા માટે તો તમને જ ખાસ બોલાવ્યો છે. બોલો અહીં રાજમહેલમાં બેસીને કામ કરશો કે તમારી દુકાનમાં?'

'મને તો મારી દુકાનમાં કામ કરવાનું ફાવશે. આપને હરકત ન હોય તો.'

'ના, તમારી પ્રામાણિકતા હું જાણું છું એટલે તમે તમારી દુકાનમાં બેસીને કામ કરશો તો પણ ચાલશે. પણ બહુ દિવસ લગાડશો નહીં હો! બની શકે એટલા વહેલા તકિયા તૈયાર થવા જોઇએ. તમારા કામથી બાદશાહ સલામત ખુશ થઇ જશે તો પછી તમારી કદર કરવામાં એ પાછું વાળીને નહિ જુએ સમજ્યા!'

'પ્રભુની દયા છે.' હસીને દરજી ભગતે મંત્રી સામે નમ્રતાથી હાથ જોડ્યા.



( ૩ )

બીજે દિવસે પરમેષ્ટીદાસની દુકાને કાપડ, રૂ, અત્તર, અને મોતી પહોંચી ગયાં. ને ભગતજીએ 'જય જગદીશ હરે!' એ એમની પ્યારી ધૂન મચાવતાં મચાવતાં કામ શરૂ કર્યું.

થોડા દિવસમાં બન્ને તકિયા ભગતજીએ તૈયાર કર્યા. એ એટલા બધા આકર્ષક બન્યા હતા કે ભગત પોતે પણ પોતાની કલાને જોઇને ઘડીભર મંત્રમુગ્ધ બની ગયા.

તકિયા તૈયાર થઇ ગયા એટલે એને સાચવીને દુકાનમાં એક બાજુ મૂકી હરજી ભગત ગાદી પર જઈને બેઠા. ને વિચાર કરવા લાગ્યા:

'બાદશાહનું કામ તો પ્રભુની દયાથી સારું થયું છે. પણ આવા ઉત્તમ તકિયા તો ખરી રીતે જગનના બાદશાહના કામમાં આવવા જોઇએ. એની સેવામા એને ધરી દેવા જોઇએ. અને એમ થાય ત્યારે જ ઉચિત થયુ ગણાય.

પણ એ બને શી રીતે? તકિયા બાદશાહના છે. મારી તો એમાં એક પણ વસ્તુ નથી. ફક્ત મહેનત મારી ને તે બદલ બાદશાહ પાસેથી પૈસા લેવાના છે એટલે આ પારકી ચીજ ઉપર મારો અધિકાર કેટલો? મારાથી કેવી રીતે એ પ્રભુને અર્પણ થાય?' વળી થોડીવાર અટકી પાછા વિચારે ચડ્યા:

'ભલા ભગવાન! મેં ઘણાં વર્ષો સુધી કૈં કૈં કામ કર્યું છે પણ આવું બેનમૂન કામ આ પહેલું જ છે. ને તે હવે બાદશાહના ઉપયોગમાં આવશે. તારી સેવામાં નહિ આવે એથી મને ઘણું દુઃખ થાય છે પણ હું શું કરું? મને કંઇ રસ્તો બતાવ! કાલે તો આ સુંદર તકિયા બાદશાહની પાસે જશે....'

પણ ભક્તને વધારે મુંઝવણમાં નાખવા પ્રભુ માગતા ન હતા. એમણે રસ્તો બતાવ્યો.

ગાદી પર બેઠા બેઠા ભગત પ્રભુના વિચારમાં ને વિચારમાં તલ્લીન બની ગયા. એમની આંખો સ્વાભાવિક રીતે મીંચાઇ ગઇ. ને એમણે જાણે સમાધિ સુખ અનુભવ્યુ.

પણ આ સુખ કંઇ જુદા પ્રકારનું હતું. ધ્યાનમાં ભગતને જગન્નાથપુરીનાં દર્શન થયાં. ઘણા દિવસથી પુરીના દર્શનની એમની ઝંખના હતી. એ ઝંખના ફળી. પુરીમાં પ્રભુનુ ભવ્ય મંદિર દેખાયું. ને એ મંદિર આગળ એક મોટો રથ પણ એમણે જોયો.

રથયાત્રાનો દિવસ હતો. જગદીશ પ્રભુ પોતાના વિશાળ રથમાં બિરાજ્યા હતા. હજારો માણસો આજુબાજુ વીંટળાઇને જયજયકાર ગજવતા હતા ને પુષ્પોની વૃષ્ટિ કરતા હતા.

દૃશ્ય બહુ મનોહર હતું.

પોતાના પ્યારા પ્રભુનાં દર્શન કરવા હરજી ભગત પણ દોડ્યા. ધ્યાનમાં એ જગન્નાથપુરીમાં પહોંચી ગયા હતા.

પણ ઉછળતા માનવ મહેરામણમાં એમનો ગજ ખાતો ન હતો.

આખરે એ એક બાજુએ સહેજ ઉંચાણવાળા ભાગ ઉપર જઇને ઊભા.

એવામાં ભગવાનનો રથ ચાલ્યો. હજારો માણસોના જયનાદથી ગગનમંડળ ગાજી ઊઠ્યું.

વિશાળ મેદનીને ચીરતો ધીમી ગતિએ રથ આગળ વધતો હતો.

પરમેષ્ઠીદાસ એડીઓ ઊંચી કરીને પ્રભુના દર્શન માટે ઊભા હતા.

એવામાં રથ બરાબર સામે આવ્યો.

ને ભગતે બે હાથ ઉંચા કરી બૂમ પાડીઃ

'જય જગદીશ ! જય જગદીશ !'

ઘણાં વર્ષોની મનોકામના આજે પૂર્ણ થઇ હતી. પ્રભુએ સામે આવીને દર્શન આપી નેત્ર સફળ કર્યાં હતાં. પ્રભુની કેવી કરુણા ! આનંદથી ભક્તનાં નેત્રમાં આંસુ આવી ગયાં એમણે બે હાથ જોડી માથું નમાવી પ્રભુને પ્રણામ કર્યાં.

સહસા એની નજર ભગવાનની ગાદી તરફ ખેંચાઇ. રથમાં જે ગાદી પર પ્રભુ બિરાજ્યા હતા એ ગાદીની ત્રણે બાજુએ મોટા સુંદર તકિયા હતા. એ તકિયામાંનો ભક્ત ઊભા હતા તે બાજુનો તકિયો એના મૂળ ઠેકાણેથી દૂર ખસી ગયો. ને ભક્તે જોયુ કે તકિયાનો નીચેનો ભાગ જૂનો થઇ ગયો છે ને એનો ઉપરનો ભાગ સહેજ ફાટ્યો પણ છે.

'અરે ! આવો તકિયો પ્રભુને પસંદ કેવી રીતે આવે ?' ભક્તનું હૃદય બોલી ઊઠયું. ને પ્રભુને પસંદ ન આવે તેને પ્રભુ દૂર જ કરી દેને ! આ તકિયાને પ્રભુએ જ ખસેડી મૂકયો છે. એમને બીજો સારો તકિયો જોઇએ છે.'

આ વિચાર આવતાં દરજી ભગતને બાદશાહ માટે તૈયાર કરેલા એ તકિયા યાદ આવી ગયા ને એથી જરાપણ વિચાર કર્યા સિવાય એ બોલી ઊઠ્યાઃ

'ભગવાન ! લો, લો, આ નવો તકિયો મેં આપને માટે જ બનાવ્યો છે. આપને તે ગમશે.'

ભક્ત દિલ્હીમાં પોતાની દુકાનમાં બેઠા બેઠા ધ્યાનાવસ્થામાં જગન્નાથપુરીની રથયાત્રાનું દર્શન કરતા હતા. અને એ જ દશામાં એમણે બાદશાહને માટે તૈયાર કરેલો તકિયો પ્રભુને અર્પણ કરી દીધો.

ભગવાન પણ ખરા. ભક્તની ભેટ એમણે તરત જ સ્વીકારી લીધી ભક્તે જોયુ કે એક ક્ષણમાં પેલા ખસી ગયેલા તકિયાની જગ્યાએ એણે તૈયાર કરેલો તકિયો ગોઠવાઇ ગયો છે.

આનંદમાં એણે ફરીથી જયનાદ ગજાવ્યો. એટલા જ આનંદથી એકઠા થયેલા માનવસમૂહે એનો જયનાદ ઝીલી લીધો.

વાહ વાહ, ભારે આનંદની વાત !
'જય જગદીશ હરે !
ભક્તજનોકે સંકટ છિનમેં દૂર કરે....
જય જગદીશ હરે !'

( ૪ )

એકાએક દરજી ભગતની આંખ ઉઘડી ગઈ. આંખ ઉઘડતાં પુરીનું મનોહર દૃશ્ય અદૃશ્ય થઇ ગયું. ને પરમેષ્ઠીદાસે પોતાને પોતાની દુકાનમાં ગાદી પર ઢળેલા જોયા. એ બાવરાની પેઠે ચારે બાજુ જોવા લાગ્યા પછી જ્યારે એમને બરાબર સમજ પડી કે હરિચિંતનમાં એ મગ્ન થઈ ગયા હતા ને એમાં એમને પ્રભુએ પોતાની રથયાત્રાનું દૃશ્ય દેખાડ્યુ હતું ત્યારે એ રાજી રાજી થઇ ગયા. ને એમાંય જ્યારે ઊઠીને એમણે નવા તૈયાર કરેલા તકિયામાંનો એક જ તકિયો જોયો ત્યારે તો એ આનંદમાં આવી જઇને નાચવા લાગ્યા

'અહા ! પ્રભુએ મારી સેવાનો સ્વીકાર કર્યો પ્રભુએ ત્યા રહ્યે રહ્યે મારી મનોકામના પૂર્ણ કરી વાહ પ્રભુ વાહ ! વાહ મારા સ્વામી ! વાહ ! હું આજે ધન્ય ધન્ય બની ગયો.'



પણ બીજે દિવસે સવારે જ્યારે બાદશાહના મંત્રીનો સંદેશો આવ્યો કે તકિયા લઈને આવો ત્યારે ભક્તરાજ જરા મુંઝવણમાં પડી ગયા. બીજો તકિયો લાવવો ક્યાંથી?

આખરે એક જ તકિયો લઈને બાદશાહની હજૂરમાં પહોંચ્યા.

તકિયો જોઈ બાદશાહ ખૂબ પ્રસન્ન થયો. ને બોલ્યો :

'દરજી! કામ તો સરસ કર્યું છે. તને હું ઈનામ આપીશ.' પછી યાદ આવતાં બોલ્યોઃ 'પણ બીજો તકિયો ક્યાં છે? બે તકિયા કરવાનું તને કહ્યું હતું ને!'

'જી હા; તકિયા હુકમ મુજબ બન્ને તૈયાર કર્યા હતા.' પરમેષ્ટીદાસે કહ્યું.

'તો બીજો કેમ આણ્યો નથી?'

'જહાંપનાહ! બીજો તકિયો હવે મારી પાસે નથી.'

બાદશાહને આશ્ચર્ય થયું. એણે પૂછયુઃ

'બીજો તકિયો નથી તો ક્યાં ગયો?'

'બીજો તકિયો જગન્નાથપુરીમાં છે. ભગવાને એનો સ્વીકાર કર્યો છે.'

'ભગવાને સ્વીકાર કર્યો છે? કોણ ભગવાન?'

'નામદાર? ભગવાન એટલે ખુદા. અલ્લા.'

બાદશાહ હસી પડ્યો.

'અરે ભલા માણસ ખુદાને તકિયાની શી જરૂર પડી? એને શાની ખોટ છે?'

પરમેષ્ટીદાસે કહ્યુંઃ

'ખુદાને ખોટ તો કશાની નથી. પણ ભક્તની ભેટ એ પ્રેમથી સ્વીકારે છે.'

'પણ ભક્ત ભેટ પોતાની ચીજની આપે કે બીજાની? તેં તો મારો તકિયો આપી દીધો.'

'જહાંપનાહ! ક્ષમા કરો. મારો એ અપરાધ ખરો પણ મને એવું કંઈ જ્ઞાન રહ્યું ન હતું. પ્રભુને તકિયાની જરૂર પડી ને મેં તરત આપી દીધો.'

થોડીવાર અટકી વળી એ બોલ્યોઃ

'જહાંપનાહ! નારાજ થવાનું કંઈ કારણ નથી. આપના ઉપયોગમાં એ આવત એના કરતાં ભગવાનના ઉપયોગમાં એ આવ્યો છે એ ઘણું સારું થયું છે. આપણાં એવાં સદ્ભાગ્ય ક્યાંથી કે પ્રભુ આપણી વસ્તુનો અંગીકાર કરે!'

બાદશાહ કંઈ ભક્ત નહતો કે એને ભગવાનની વાત રુચે, એટલે એણે આંખ ફેરવીને કહ્યું :

'દરજી! હવે બસ થયું. તારી ચાલાકી જવા દે ને તકિયો કંઈ આઘોપાછો કર્યો હોય તો ખોળીને લઈ આવ.'

'નામદાર! હું સાચું કહું છું તકિયો મારી પાસે મેં રાખ્યો નથી.'

'તારી પાસે જ હોવો જોઈએ. તારી બનાવટી વાત માનવા હું તૈયાર નથી.'

'મારી વાત બનાવટી નથી.'

'બનાવટી નથી તો શું સાચી છે? અલ્યા, તું અમને બેવકૂફ બનાવવા માગે છે? તને ખબર છે તકિયો નહિ આપે તો એનું શું પરિણામ આવશે?'

'નામદાર! તકિયો મારી પાસે નથી એટલે હું લાચાર છું.'

'એમ? અપે કોણ છે?'

બાદશાહનો અવાજ થતા બરોબર ચાર સૈનિકો ઓરડામાં ધસી આવ્યા. ને માથું નમાવી બોલ્યા :

'આજ્ઞા જહાંપનાહ !'

'આ બેવકૂફને જેલખાનાના સળીઆ પાછળ ધકેલી દો' બાદશાહે પરમેષ્ટીદાસ તરફ આંગળી કરી ગુસ્સાથી કહ્યું.

સૈનિકો દરજી ભગતને પકડીને લઇ ગયા.

(૫)

ભગવાનના જે ખરા ભક્તો હોય છે એ સુખથી છલકાતા નથી ને આફતથી ગભરાતા નથી. કારણ કે એમને પરમાત્માની શક્તિમાં વિશ્વાસ હોય છે. પ્રભુ જે કંઇ કરે છે તે સારા માટે જ કરે છે એવું એ માનતા હોય છે એટલે સામાન્ય માણસ આપત્તિથી જ્યારે ગભરાઇ જાય છે ત્યારે ભક્ત સ્થિર રહે છે.

જેલખાનાની કોટડીમાં દાખલ થઇને દરજી ભગતે આસન જમાવ્યું ને જાણે પોતાની દુકાનમાં જ બેઠા છે એવી રીતે આરામથી બેસી એમણે જગન્નાથને યાદ કરવા માંડયાં.

'જય જગદીશ હરે !
ભક્તજનોકે સંકટ છિનમેં દૂર કરે:
જય જગદીશ હરે !'

વિપત્તિના સમયે ભક્તનું મન જલદી એકાગ્ર થઇ જાય છે. જગદીશનું સ્મરણ થતા બરોબર પરમેષ્ટીદાસ તલ્લીન બની ગયા. એમને પોતે ક્યાં છે કેવી સ્થિતિમાં છે એની ખબર રહી નહિ.

પણ પ્રભુ હવે સ્થિર રહી શકયા નહિ એ પોતાના ભક્તની વહારે ધાયા.

મધ્યરાત્રીનો સમય થયો હતો. જનજનાવર સૌ જંપી ગયાં હતાં જેલખાનામાં લોખંડી દરવાજા આગળ પહેરેગીરો પહેરો ભરી રહ્યા હતા. કેદીઓની કોટડીઓને મજબૂત તાળાં વાગી ગયા હતાં

એવા સમયે શ્યામસુંદરે બાદશાહના જેલખાનામાં પ્રવેશ કર્યો

પ્રભુ દરવાજામાં દાખલ થયા ને વાતાવરણ પલટાઇ ગયુ. પહેરેગીરો ફરતાફરતા અટકી ગયા ને જ્યાં અટકી ગયા ત્યાં જ બેસી ગયા. એમની આંખો ઘેરાઇ ગઇ. ને અરધી ક્ષણમાં સૌ ઘાડ નિદ્રામાં પડ્યા.

પ્રભુ સ્મિત કરતા કરતા જે કોટડીમાં દરજી ભગતને પૂર્યા હતા તે કોટડીની પાસે આવ્યા.

તરત કોટડીનું તાળું આપોઆપ ખુલી ગયુ. ને દ્વાર ખુલ્લુ થતાં પ્રભુએ કોટડીમાં પ્રવેશ કર્યો.

ભક્ત પરમેષ્ટીદાસ આંખો મીંચીને ધ્યાનમાં બેસી ગયા હતા.

થોડીવાર હસિત વદનથી ભક્તના મુખ સામે જોઇ રહી પછી પ્રભુએ ભક્તના મસ્તક પર પોતાનો કોમળ કર મૂકયો. ભગવાનના હાથનો સ્પર્શ થતાં દરજી ભગતની આંખો ઉઘડી ગઈ.

સામે સાક્ષાત પ્રભુને જોઇ એ પગમાં પડી ગયા.

'પરમેષ્ટી ! તારી ઇચ્છા મારા ખ્યાલ બહાર નથી. આવતી કાલે સવારે તને હું પુરીમાં બોલાવી લઇશ નિશ્ચિંત રહેજે ! તારે હવે મારી પાસે જ રહેવાનું છે.'

ભક્તને બોલવાનું શું હોય !

ફરીથી એણે પ્રભુના પગમાં માથું મૂકી દીધું:

'નાથ ! આપની દયાનો કંઇ પાર નથી.'



હસતા હસતા પ્રભુ અદ્રશ્ય થઈ ગયા.

કોટડીનાં દ્વાર પાછાં હતાં તેવાં ને તેવાં થઇ ગયાં.

આ બાજુ પરમેષ્ટીદાસને દર્શન દઇ ભગવાન સીધા બાદશાહના મહેલમાં પહોંચ્યા. બાદશાહ ઘસઘસાટ ઊંઘતો હતો. એને લત્તા-પ્રહાર કરી જગાડ્યો અને અદ્રશ્ય રહી પહેલાં એને સારી પેઠ ખોખરો કર્યો પછી કડક અવાજથી પ્રભુએ કહ્યું:

'બાદશાહ! મારા ભક્તને તેં બંદીખાને નાખ્યો છે એને આવતી કાલે સવારે એકદમ માનપૂર્વક છોડી દે. જો મારી આજ્ઞા પ્રમાણે નહિ વર્તે તો તને અને તારા રાજ્યને હું નષ્ટ કરી નાખીશ.'

બાદશાહ ધ્રુજી ઊઠ્યો. ને ઘુંટણીએ પડી બોલ્યો:

'ઓ ખુદા! મારા ગુના માફ કર. હું તારા બંદાને માનપૂર્વક છોડી મૂકીશ.'

હમીને પ્રભુએ બાદશાહના મહેલમાંથી વિદાય લીધી.

બીજે દિવસે સવારે દરજી ભગતને મુક્ત કરવામાં આવ્યા.

દરજી ભગતને હવે ઘરની કે પોતાના ધંધાની પડી ન હતી. એમણે સીધું જગન્નાથ પુરીના રસ્તે ચાલવા માંડ્યું.

થોડેક છેટે ચાલ્યા ને વંટોળીઓ શરૂ થયો. ચારે બાજુ ધૂળ ઉડવા લાગી પરમેષ્ટીદાસ આંખો બંધ કરી એક સ્થળે ઊભા રહ્યા. થોડી વારે તોફાન શમ્યુ ને જ્યારે એમણે આંખો ઉઘાડી ત્યારે એ આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા. કારણ કે પોતે પુરીમાં જગન્નાથ ભગવાનના મંદિરની સામે ઊભા હતા.

પછીની વાત ટૂંકી છે. હરખાતા હરખાતા ભગતજી મંદિરમાં ગયા ને પ્રભુના ચરણમાં માથું નમાવ્યુ.

પ્રભુની કૃપાથી મંદિરની એક ઓરડી રહેવા માટે એમને મળી ગઈ ને ખાવા માટે પ્રસાદનો પ્રબંધ થઇ ગયો.

હવે ભક્તને બીજું શું જોઇએ!

એ હંમેશાં ભજનમાં મસ્ત રહેવા લાગ્યા. ને પ્રભુનો જયજયકાર બોલાવતા ગાવા લાગ્યા:

'જય જગદીશ હરે!
દીન જનોં કે સંકટ પલમેં દૂર કરે
જય જગદીશ હરે!

* * *

સંકટમાં સેવક છે—જાણી,
દોડે 'ગવિ' જગના આધાર,
મુક્ત કરીને પરમેષ્ટીને,
કરુણા કીધી અપરંપાર.





# ભક્ત તુલાધાર*



हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः।

गी. १२।१५

છોડીને 'રવિ' સર્વ કામના, નિસ્પૃહ થઇ ફરનાર,
અહંકાર મમતા ના જેને, એ શાન્તિ વરનાર રે,
ભાઇ, મોહન મુજ આધાર.

—દિનમણિ

* * *

તુલાધારને રામનો આધાર હતો. ગામમાં ઘર હતું પણ ઝૂંપડી કરતાં એને સારું ન કહેવાય. પહેરવા વસ્ત્ર હતાં પણ એકેય સાબુ નહિ. ત્રણ ત્રણ ચાર ચાર થીંગડાં દરેકને લાગેલાં હતાં. મહેનત મજૂરી કરી બે મૂઠી અનાજ મેળવતો પણ તે પેટપુરતું ન કહેવાય. આમ છતાં તુલાધાર પોતાને ગરીબ કે દુઃખી માનતો નહિ. પોતે રાજા રામનો સેવક છે ને રામના સેવકને વળી દુઃખ કેવું ? એવું એ માનતો. ભગવાનની કૃપાથી એને પત્ની પણ બહુ સારી મળી ગઇ હતી. મંગળા બીચારી બહુ શાન્ત અને સુશીલ હતી. કોઇ વાતનો કદી પણ એ અસંતોષ બતાવતી નહિ. 'રામને ગમે તે ખરું, એ જે કંઇ કરશે તે સારું જ કરશે' એ વચનો ઉપર એને પૂરેપૂરી શ્રદ્ધા હતી. એથી એ હંમેશાં પ્રસન્ન રહેતી અને પોતાના પતિના કાર્યમાં મદદ કરવા પ્રયત્ન કરતી.

એક વખતે તુલાધારે પત્નીને પૂછ્યુંઃ

'મંગળા ! સાચું કહેજે, તને આવું જીવન ગમે છે ખરું ?'

મંગળા બોલીઃ

'આવું એટલે કેવું ?'

'દુઃખી.'

'સુખ અને દુઃખ એ તો મનનાં કારણ છે. પણ રાખો તમે જીવનને દુઃખી કેમ ગણો છો ?'

'હું પોતે તો દુઃખી નથી જ. મને તો મારા રામની ભક્તિ કરવામાં ઘણો આનંદ આવે છે.'

'તમે દુઃખી નથી ત્યારે હું દુઃખી છું એવું તમને કોણે કહ્યું ?'

'કહ્યું તો કોઇએ નથી પણ હું ધારું છું કે તને આ ઘરમાં આવ્યા પછી જગતના લોકો જેને સુખ કહે છે એવું સુખ ઘણું કરીને મળ્યું નથી.'

હસીને મંગળા બોલીઃ

'એવો વહેમ મનમાં હોય તો કાઢી નાખો. મને આ ઘરમાં જરાય દુઃખ નથી મને તો તમારી સાથે રામનું નામ લેવામાં અપૂર્વ



આનંદ આવે છે. જગતનું સુખ એ કંઇ સાચું સુખ નથી. સાચું સુખ તો રામના નામમાં છે. અને તે મને દિવસે દિવસે વધુ ને વધુ પ્રાપ્ત થાય છે. હું તો આ ઘરમાં આવીને મને પોતાને બહુ ભાગ્યશાળી માનું છું.

તુલાધાર આ જવાબથી પ્રસન્ન થયો ને પ્રેમથી બોલ્યો :

'તારા વિચાર બહુ સારા છે મંગળા ! પતિ અને પત્ની જો એક જ માર્ગે જતાં હોય તો દુઃખને એ સુખમાં પલટાવી શકે છે '

'મારો તો સદા એક જ માર્ગ છે. અને તે એ કે તમારા પગલે પગલે ચાલવું. સતીનો પણ એ જ ધર્મ છે. એટલે આપણા માર્ગો કદી જુદા પડવાના નથી. પછી ગમે તે થાય.'

મંગળાએ પોતાની ભાવના વ્યક્ત કરી.

પ્રભુનો સ્વભાવ જરા વિચિત્ર છે. જે ભક્ત ઉપર વિશેષ કૃપા કરવાનો એમનો વિચાર હોય છે, એ ભક્તને પહેલાં અનેક પ્રકારની મુશ્કેલીઓમાં એ મૂકી દે છે. એમાં જે અડગ રહે છે ને પ્રભુના ભરોસે જીવનનૌકા હંકારી કરે છે એને પ્રભુ સહાય કરે છે. એટલું જ નહિ એના મહિમાને પણ વધારે છે.

ભક્ત તુલાધારનાં અનેક વર્ષો નાના પ્રકારની વિપત્તિઓમા પસાર થયાં. છતા એ ભક્તદંપતી પોતાના માર્ગથી જરા પણ વિચલિત થયાં નહિ. એથી પ્રભુએ આખરે પોતાના એ ભક્તની ભીડ ભાગવાનો વિચાર કર્યો.

તુલાધાર રોજ સવારે સૂર્યોદય પહેલાં નદીએ નહાવા જતો હતો. નિત્ય નિયમ પ્રમાણે એક દિવસ એ પરોઢના પહોરમા નદીએ જવા નીકળ્યો. નદીએ જઇ એણે સ્નાન કર્યું. પછી ધોએલું વસ્ત્ર પહેરી ભીનું વસ્ત્ર નીચોવી ખભે નાખી એ રામનામનો ઉચ્ચાર કરતો કરતો પોતાના ઘર તરફ આવવા નીકળ્યો.

ભગવાનને આ વખત અનુકૂળ લાગ્યો. એ રસ્તા ઉપરના એક ઝાડ પાછળ સંતાઇને ઊભા. ને ભક્ત તુલાધારની રાહ જોવા લાગ્યા. એવામાં આઘેથી ભક્તને આવતા જોયો એટલે પ્રભુએ તરત રસ્તા ઉપર નવાં વસ્ત્રની બે જોડ મૂકી દીધી ને વૃક્ષની પાછળ સંતાઇને પૂર્વવત્ ઊભા રહ્યા.

તુલાધારનાં વસ્ત્ર સાવ ફાટી ગયાં હતાં. બીજાં વસ્ત્ર લેવાનો કેટલાય દિવસથી એ મનોરથ સેવતો હતો. પણ ખાવાની જ જ્યાં મુશ્કેલી હતી ત્યાં વસ્ત્ર માટે કયાંથી સવડ કરે ? એટલે જેમ તેમ કરીને એ ચલાવતો હતો.

આજે એકાએક રસ્તામાં નવાં વસ્ત્રોની બે જોડ જોઇ એ ખંચકાઇ ઊભો રહ્યો. 'અરે, અહીં આ વસ્ત્ર કોણે મૂકયાં હશે ?' એને વિચાર આવ્યો. પણ આજુબાજુ કોઇ જોવામાં આવ્યુ નહિ એટલે એ પૂછે કોને !

વસ્ત્રો બહુ આકર્ષક હતાં. તદ્દન નવાં હતાં બે ધોતીયાં હતાં ને બે સાડીઓ હતી. ભગવાને જ જાણે ખરા વખતે મોકલાવ્યાં હોય એવું પ્રથમ તુલાધારને લાગ્યુ પરંતુ પછી તરત એણે મનને સમજાવી દીધું કે આ વસ્ત્ર ગમે તેણે અહીં મૂકયાં હોય, આપણો એના પર અધિકાર નથી. એ વસ્તુ પારકી છે.

આમ વિચારી વસ્ત્રને અડકયા સિવાય ભક્તે ઘર તરફ ચાલવા માંડયુ.

ભગવાન મનમાં ને મનમાં હસવા લાગ્યા.

વળી ચાર દિવસ જવા દઇ ભગવાને ફરી પાછો એક ખેલ કર્યો.

તુલાધારના રસ્તામાં એમણે દાગીનાની એક પોટલી મૂકી દીધી. એમાં સોનાનાં કડાં, બંગડીઓ, કુંડળ, હાર, બાજુબંધ, વીંટીઓ વગેરે વગેરે અનેક અલંકારો હતા.

તુલાધાર નદીએ નાહીને આવતો હતો. સૂર્યોદય હજુ થયો ન હતો. એના પગમાં દાગીનાની પોટલી અથડાઇ.

'અરે શું છે આ ?' એમ બોલીને નીચા વળીને તુલાધારે પોટલી હાથમાં લીધી. હાથમાં લેતાં પોટલી આપોઆપ છૂટી ગઇ ને એમાંના દાગીના તુલાધાર સામે ચમકી ઊઠયા.

'ઓત્તારીની ! આટલા બધા દાગીના અહીં રસ્તામાં કયાંથી ?' આત્મગત બોલી તુલાધારે આજુબાજુ જોયું પણ કોઇ ફરતાં કોઇ નજરે પડ્યું નહિ.

બીજો કોઈ હોત તો અનાયાસે મળેલા હજારોના દાગીના જોઈ રાજી રાજી થઈ જાત અને પોટલીને બગલમાં મારીને ઘરનો રસ્તો પકડત. પણ આ તો તુલાધાર હતો. લક્ષ્મીના કરતાં લક્ષ્મીના પતિની એને મન વિશેષ કિંમત હતી એટલે નાનું બાળક જેમ રમકડાને ફેંકી દે એટલી જ સરળતાથી દાગીનાની પોટલીને ફેંકી દઇ તુલાધારે ઘર તરફ ચાલવા માંડયું.

ત્રણ દિવસના કડાકા થઇ ગયા હતા. આજે ચોથો દિવસ હતો. પરંતુ પરધનને ગ્રહણ કરવાનો વિચાર સરખોય તુલાધારને આવ્યો નહિ એથી કરુણાસિંધુ બહુ પ્રસન્ન થઇ ગયા. એમણે વૃક્ષની નીચે ઊમાં ઊમાં જમણો હાથ સહેજ ઉંચો કરી વરદ મુદ્રિકાથી ભક્તને આશીર્વાદ આપ્યાઃ 'નિશ્ચિંત હો ! તારી ચિંતા હવે મારી ચિંતા બને છે.'

( ૩ )

ઉપરના પ્રસંગને કેટલાક દિવસ વીતી ગયા. એક દિવસ તુલાધારના ગામમાં એક જોશી આવ્યો.

એ બહુ હોશિયાર હતો. જે કોઇ એને હાથ બતાવે એનું એ ભવિષ્ય જોતો. ભૂતકાળ, વર્તમાનકાળ અને ભવિષ્યકાળ એ ત્રણે કાળનું એને જ્ઞાન હતું. હાથ બતાવનારનો સૌથી પહેલાં એ ભૂતકાળ કહેતો. એ અક્ષરે અક્ષર ખરો પડતો. પછી વર્તમાનકાળની વાત કરતો. અને પછી ભવિષ્યમાં શું બનનાર છે એની હકીકત તિથિ વાર અને ઘડી પળ સાથે કહી બતાવતો.

વળી કેટલાકના મોંઢા સામે જોઇને જ એ એનું ભવિષ્ય જાણે કોઇ ચોપડીમાંથી વાંચતો હોય એ રીતે સડસડાટ કહી બતાવતો.

આથી જોતજોતામાં આખા ગામમાં આ નવા જોશી મહારાજ એકદમ જાણીતા થઇ ગયા. એ વિશેષ જાણીતા થઈ ગયા એનું એક બીજું પણ કારણ હતું. હાથ જોયા બદલ એ અમુક રકમ ઠરાવતા નહિ. જેને જે આપવું હોય તે આપે. ન આપવું હોય તો ન આપે એમને કશો વાંધો ન હતો. એ તો ગામના લોકોનું ભવિષ્ય જોવા આવ્યા હતા એટલે નાનામોટા સૌનું એ ભવિષ્યકથન પ્રેમથી કરતા.

એમનો દેખાવ પૂજ્યભાવ પ્રેરે તેવો હતો. સાદા ધોતીઆ ઉપર એમણે પહેરણ પહેર્યું હતું. અને એ ઉપર ખેશ નાખ્યો હતો. માથા ઉપર લાલ પાઘડી હતી. કપાળમાંનું ત્રિપુંડ અને

ગળામાંની રુદ્રાક્ષની માળા એમના પ્રતાપમાં વધારો કરતાં હતાં.

ફળીએ ફળીએ એ ફરતા હતા ને એક પછી એક સૌનો હાથ શાન્તિથી જોઈ ભવિષ્ય-કથન કરતા હતા.

ફરતા ફરતા જોશી મહારાજ તુલાધારના ફળિયામાં આવ્યા. તુલાધાર એ વખતે મજૂરી ખોળવા ઘરની બહાર નીકળ્યો હતો.

ફળિયામાં આવતાં જોશી મહારાજને સ્ત્રીઓ, પુરુષો અને બાળકો વીંટળાઈ વળ્યા ને પોતાના હાથ બતાવવા લાગ્યાં.

શાંતિથી જોશી મહારાજ એક ઓટલા પર બેઠા ને હસીને હુકમ છોડ્યો:

'ભાઈઓ અને બહેનો! એક પછી એક હાથ બતાવો તો જોતાં મને ફાવે એક સાથે તમે હાથ મારી સામે ધરો તો હું કેવી રીતે જોઈ શકું?'

બધાંએ પોતાના હાથ પાછા ખેંચી લીધા. પછી એક પછી એક બધા હાથ બતાવવા માંડ્યા.

મંગળા પોતાના બારણામાં બેઠી હતી. તેના કાને જોશી મહારાજની ખ્યાતિ પહોંચી હતી. પણ હાથ બતાવ્યા બદલ જોશી મહારાજને કંઈ આપવું જોઈએ તે તો પોતાની પાસે હતું નહિ એટલે હાથ શી રીતે બતાવે? એથી એ ચૂપચાપ પોતાના ઘરના બારણામાં બેઠી હતી.

એવામાં એની પડોશની એક સ્ત્રી વહેલવહેલી એની પાસે આવી અને બોલી:

'મંગળા! અલી, આ મહારાજ તો ખરો હાથ જુએ છે હોં! રજેરજ વાત કહી દે છે. મેં તો મારો હાથ બતાવ્યો. બધી વાત બરાબર નીકળી.'

'એમ?'

'હા; તુંય બતાવને! જા, અહીં કેમ બેઠી છે?'

'ના બહેન! મારે તો કંઈ બતાવવો નથી.'

'કેમ? બધા બતાવે છેને!'

'બધાં ભલે બતાવે. મારી ઇચ્છા નથી.'

'અરે આ મહારાજ તો બહુ સારા છે. હાથ જોવડાવ્યા બદલ એમને કંઈ ન આપો તોય ચાલે. એ તો માગતા જ નથી સમજી!'

'એ ભલા હશે પણ આપણાથી એમને એમ ન બતાવાય'

'ના રે એમને એમ ભવિષ્ય જોવડાવવાની ઇચ્છા ના હોય તો જે ગમે તે કૈંક આપજે.'

'પણ કૈંક આપવાની સવડ ન હોય તેનું શું?...'

'ચાલ, તારા વતીનું હું આપીશ પણ તું હાથ તો બતાવ. જો તો ખરી, તમારા નસીબમાં સુખ છે કે નહિ? કે પછી આવી રીતે જ જિંદગી આખી વીતવાની છે? મહારાજ જે કહે છે તે ખરું જ હોય છે. સમજી!'

પડોશણ મંગળાને જોશી મહારાજ પાસે ખેંચી ગઈ. જોશી મહારાજે ધ્યાનથી મંગળાના હાથની રેખાઓ જોઇ પછી ઠાવકું મુખ રાખી કહ્યું:

'કહો, બહેન! તમારે શું જાણવાની ઇચ્છા છે? તમારો ભૂતકાળ તો બહુ કષ્ટમાં વીત્યો છે.'

મંગળા બોલી:

'મહારાજ મારે બીજું કંઇ જોવડાવવાની ઇચ્છા નથી. માત્ર એટલું કહો કે અમારું જીવન અત્યારે છે એ રીતે જ પૂરું થશે કે આથી વધારે સારું બનશે?'

જોશીએ હાથની રેખાઓ તરફ નજર કરી કહ્યું:

'તમારું જીવન તો સારું છે. ભવિષ્યમાં તમારી-મનોકામના પૂર્ણ થાય.'

'મહારાજ! મારી મનોકામના પૂર્ણ થાય તો તો હું તમારો પાડ માનું. આ જિંદગીમાં અત્યારસુધી કંઇ દાનધરમ પુન્ય થયું નથી. કંઇ તીરથયાત્રા થઇ નથી. એ બધાની અનુકૂળતા મળી જાય તો પછી મારે બીજા કશાંની ઇચ્છા નથી.'

જોશી મહારાજે સહેજ હસીને કહ્યુઃ

'બહેન! તમારા ગ્રહ તો બધા સારા છે. તમારી મનોકામના તો ક્યારનીય પૂર્ણ થઇ ગઇ હોત પણ....'

'પણ....શું મહારાજ!'

'પણ વાત એમ છે બહેન! કે તમારા પતિના ગ્રહ સારા નથી. ને એથી જે તમારી મુશ્કેલીઓ ઘટતી નથી.'

'મારા પતિના ગ્રહ કેવા છે?' ઉંચા શ્વાસે મંગળાએ પૂછ્યું.

'ગ્રહ એવા છે કે ભગવાન જ્યારે એમને કંઇ આપવા જાય છે તે વખતે જ તમારી પતિની મતિમાં ફેરફાર થઇ જાય છે ને એ મોઢું ફેરવી ચાલવા માંડે છે. લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે જેમ મોંઢુ ધોવા કોઇ જાય, બરાબર તેવી જ રીતે તમારા પતિ વર્તે છે.'

'મને સમજાયું નહિ મહારાજ! આપ તો સર્વજ્ઞ જેવા છો મારા પતિએ કેવી ભૂલ કરી છે તે આપ જણાવો તો મને સમજ પડે.'

જોશી મહારાજે કહ્યુંઃ

'જો બહેન! આજથી થોડા દિવસ ઉપર નદીએથી આવતાં તારા પતિને કપડાંની બે નવી જોડ મળતી હતી પરંતુ એનો અનાદર કરી એ તો ઘેર ચાલ્યા આવ્યા.'

'કપડાંની જોડ?'

'હા, હા, નવાં કપડાંની જોડ બે સાડીઓ ને બે ધોતીઆં તદ્દન નવાં.'

'હં, પછી?'

'તેવી જ રીતે રસ્તામાં એમના પગે દાગીનાની એક પોટલી અથડાઇ હતી. હજારોના એમાં દાગીના હતા. પરંતુ તમારા પતિએ એની પણ દરકાર કરી નહિ. ઠોકર મારી એ તો ઘેર ચાલ્યા આવ્યા.'

'હું તો આમાંનું કંઇ જાણતી નથી.'

'તમે ન જાણતાં હોય એ બનવાજોગ છે. પણ જ્યોતિષમાં એવું આવે છે. તમે તમારા પતિને પૂછી જોજો.'

'પણ મહારાજ! એમના ગ્રહ જો સારા ન હોય તો એને સુધારવા શું કરવું?'

'એનો વિધિ હું તમને કાલે બતાવીશ. એ પહેલાં તમે ખાતરી કરી લો. હું હજુ બે ચાર દહાડા આ ગામમાં રહેનાર છું. કાલે પાછો આ ફળિયામાં આવીશ.'

મંગળા વિચારમાં ને વિચારમાં ઘેર આવી.

(૪)

'તમે તો ખરા છો.' સાંજે ઘેર આવતાં તુલાધારને મંગળાએ કહ્યુ

'કેમ કેવો છું?'

'અમને અંધારામાં રાખો તેવા.'

'અંધારામાં? તને? કેમ આજે આવું બોલે છે?'



'હું ખરું કહું છું. મને ખબર નહિ કે તમે મારાથી છુપાવો છો.'

'અરે પણ તું કંઇ સમજાય તેવું તો બોલ! મેં તારાથી શું છુપાવ્યું છે? આપણે છુપાવવા જેવું છે શું?

'કહું?'

'કહે.'

'તમને થોડા દિવસ ઉપર દાગીનાની એક પોટલી મળી હતી કે નહિ? અને નવાં વસ્ત્રની બે જોડ મળી હતી કે નહિ? નદીએથી આવતાં?'

'હા, પણ હું એને અડકયો નથી.' તુલાધારે કહ્યું.

'એ તમે ભૂલ કરી. ભગવાન જ્યારે આપતા હોય ત્યારે લેવામાં શો વાંધો?'

'મંગળા! ભગવાન એ રીતે ન આપે. ભગવાનને આપવું હોય તો એ આપણી મહેનત મજૂરીમાં બરકત પૂરે. અથવા જાતે આવીને આપે. એવી રીતે કોઇ પણ વસ્તુ મળે એના ઉપર આપણાથી અધિકાર ન કરાય. એ તો બીજાની વસ્તુ ગણાય. એનો સ્વીકાર કરવાથી અધર્મ થાય. આપણી ભક્તિમાં ભંગ પડે.'

'પણ આપણને કેટલી બધી મુશ્કેલી પડે છે? લોકો દાન ધરમ કરે છે, તીર્થયાત્રા કરે છે, આપણાથી એવું કશું બને છે ખરું?'

'અરે ગાંડી, દાન ધરમ ને તીર્થયાત્રા કરવાનો હેતુ શો એની કંઇ સમજ પડે છે? પરમાત્માની પ્રીતિ સંપાદન કરવાનો જ હેતુ છે. એ હેતુ ઘેર બેઠાં રામનું નામ લેવાથી સરતો હોય તો પછી અધીર બનવાનું કારણ શું? અને પેલું તું જાણતી નથી?'

'શું?'

'મન ચંગા તો કથરોટમાં ગંગા?'

'એ તો જાણું છું.'

'તો બસ, સંતોષ રાખ. પ્રભુમાં શ્રદ્ધા રાખ. પણ........ દાગીનાની કે વસ્ત્રની વાત મેં તને કરી નથી છતાં તેં જાણી શી રીતે?'

'પહેલાં તમે મને કેમ વાત ન કરી તે કહો, પછી હું કહું.'

'મેં જાણી જોઇને તને વાત નહોતી કરી. કારણ કે મુશ્કેલીને લીધે કદાચ તારું મન લલચાઈ જાય ને તું મને એવા ધનને ગ્રહણ કરવાનો આગ્રહ કરે એટલે હું ચૂપ રહ્યો હતો. આ જોને, મોડું મોડું પણ તેં જાણ્યું ત્યારે કેવી ચર્ચા કરવા માંડી?'

મંગળા શરમાઇ ગઇ. એણે ધીમેથી કહ્યું:

'હવે મારી વાત સાંભળો. આપણા ગામમાં એક જોશી મહારાજ આવ્યા છે. આજે એમણે કહ્યું કે—મંગળા! તારા પતિના ગ્રહ સારા નથી એટલે તમે દુઃખ પામો છો.'

'ઓહોહો, એવો તે કેવો જોશી આવ્યો છે? કયાં છે એ? લાવ એને હું મળું. મારા ગ્રહ સારા નથી એમ કહીને તને એણે ખરેખર ભડકાવી જ મૂકી છે. અરે આપણા ગ્રહ સારા ન હોય તો ભગવાનનું ભજન થાય છે તે થાય જ શી રીતે? જરા વિચાર તો કર!'

'જોશી કાલે સવારે આપણા ફળીઆમાં પાછા આવવાના છે.'

'ઠીક, તો કાલે સવારે વાત.'

બીજે દિવસે સવારમાં જોશી મહારાજને જોતા બરોબર તુલાધાર દોડયો.

'અરે મહારાજ! તમે કેવા જોષ જુઓ છો?'

'કેમ ભાઈ! હું તો શાસ્ત્ર પ્રમાણે જોઉં છું.'

'અરે શું ધૂળ જુઓ છો મહારાજ! ગઈ કાલે તમે હાથ જોઈ આપ્યો ને મારા ઘરમાં અશાન્તિ ઊભી કરી દીધી.'

જોશી મહારાજ બધું સમજી ગયા. એમણે ઠંડા કલેજે કહ્યું:

'ભાઈ! તમારા ગ્રહ સાનુકૂળ બને એટલા માટે તમારે થોડો વિધિ કરવાનો છે.'

'મારે કોઈ વિધિ કરવાની જરૂર નથી. મારા બધા ગ્રહ સાનુકૂળ છે. રામનું નામ લેવાથી બધા ગ્રહ સીધા થઈ જાય છે.'

જોશી મહારાજની આસપાસ પાંચ પચીસ માણસ ભેગા થઈ ગયા હતા. જાહેરમાં વધુ ચર્ચા કરવાથી પોતાની પ્રતિષ્ઠા જોખમાશે એમ માની ચતુર જોશીએ તુલાધારને કહ્યું:

'ભાઈ તમે ચાલો તમારે ઘેર. ત્યાં હું તમને બરાબર સમજ પાડું. ને ત્યાં તમારે જે કહેવું હોય તે કહેજો'

'ભલે, ચાલો' કહીને તુલાધર જોશી મહારાજને લઈને પોતાને ઘેર આવ્યો.

ઘરમાં પ્રવેશ કરી જોશી મહારાજે કહ્યું:

'ભાઈ! ઘરનું બારણું જરા બંધ કરીને મારી પાસે બેસો.'

તુલાધારે બારણું બંધ કરી પાછળ નજર કરી તો એના આશ્ચર્યનો પાર ન રહ્યો

જોશી મહારાજનું રૂપ બદલાઈ ગયું હતું એમની પાઘડીને ઠેકાણે મુગટ ને ખેશને ઠેકાણે વનમાળા શોભી રહ્યાં હતાં કોટી કંદર્પની કાન્તિને લજાવે એવું પીતામ્બરધારીનું રૂપ જોઈ તુલાધર દોડીને પગમાં પડી ગયો.

'મહારાજ ક્ષમા કરો ક્ષમા કરો.'

મંગળા પણ પ્રભુના રૂપને નિરખી પ્રેમઘેલી બની ગઈ હતી. પ્રભુના ચરણકમળને પકડી એ આનંદમા આંસુ સારવા લાગી.

અણધારી રીતે એકાએક હરિદર્શન થતાં ભક્ત દંપતીને સ્વર્ગથી પણ અધિક સુખ પ્રાપ્ત થયું હતું.

થોડીવારે બન્નેના માથા ઉપર પોતાનો વરદહસ્ત મૂકી ભગવાને કહ્યું:

'તુલાધાર! મંગળા! તમે બન્ને મને બહુ પ્રિય છો. તમારી શ્રદ્ધા અને ભક્તિની કસોટી કરવા તમને ઘણા સમય સુધી મુશ્કેલીમાં મેં રહેવા દીધાં પણ હવે તમારો માર્ગ સરળ થઈ ગયો છે. તમારી મનોકામના પૂર્ણ થશે.'

તુલાધારે ગદગદ કંઠે કહ્યું:

'ભગવન્! તમારું સ્મરણ નિરંતર થયા કરે એજ અમારી મનોકામના છે. દયાળુ દેવ! અમારી એ ઇચ્છા પૂરી થાય એવું વરદાન આપો.'

ભગવાને હસીને કહ્યું: 'તથાસ્તુ'

તુલાધારને હરિ નમનો
હતો એક મોટો આધાર;
એથી એના પર 'રવિ' હરિને
કરુણા કરતાં લાગી ન વાર.

---

* તુલાધાર નામના બે ભક્ત થઈ ગયા છે. એક તુલાધાર વૈશ્ય અને બીજો તુલાધાર શુદ્ર અત્રે બીજા ભક્તની કથા વર્ણવી છે.



# ભક્ત રસખાન

अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते।
तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ॥

गी. १२।६-७

અંસુઅન જલ સિંચ સિંચ, પ્રેમબેલ બોઇ,
મીરાં પ્રભુલગન લગી, હોની હો સો હોઇ.

—મીરાંબાઈ

* * *

સવારનો સમય હતો. પલંગમાં સુતો સુતો એક જુવાન ઓરડાની બારીમાંથી આકાશ તરફ જોઇ રહ્યો હતો. એવામાં દાદર ચઢી એક બીજા જુવાને ઓરડામાં પ્રવેશ કર્યો.

'અરે રસખાન! તું બીમાર પડ્યો છે?' આવતા બરોબર પલંગમાં સુતેલા જુવાનને સંબોધી આગંતુક જુવાને પ્રશ્ન કર્યો.

રસખાને લુખ્ખું હસી જણાવ્યું:

'બીમાર પડવું એ શું ગુનો છે?'

'હા, એ ગુનો છે-મોટો ગુનો છે. બીમાર પડીને માણસ ઘણાને પરેશાન કરે છે.'

'પણ મારી બીમારી એવી નથી કે જે બીજાને પરેશાન કરે.'

'કેમ પરેશાન ન કરે? આ હું બધું કામ પડતું મૂકીને દોડતો આવ્યો કે નહિ? મને શું દોડતા આવવામાં આનંદ થયો હશે?'

'મિત્રને મળવા આવે એ આનંદનો જ વિષય છે.'

'પણ તે ક્યારે? મિત્ર સુખમાં હોય ત્યારે. એ બીમાર પડ્યો હોય, સંકટમાં આવી પડ્યો હોય, કે ઝખમી થયો હોય ત્યારે કંઇ આનંદ ન થાય. ત્યારે તો દુઃખ થાય-શોક થાય.'

'ઠીક ભાઇ ઠીક, તારી વાત કબૂલ.'

'વાત સાચી હોય એટલે કબૂલ કરવી જ પડે. ઠીક, હવે કહે ક્યારનો બીમાર પડ્યો છે? મને તો હમણાં જ ખબર પડી.'

રસખાને ક્ષીણ સ્વરથી કહ્યું:

'કરતારસિંહ! મારી બીમારી જુદા પ્રકારની છે. એ બહુ જૂની છે.'

'જૂની છે એટલે?' કરતારસિંહે પૂછ્યું.

'ઘણા સમયની છે.'

'તો એનો ઇલાજ કેમ કર્યો નહિ?'

'ઇલાજ તો કર્યો હતો પણ એની અસર ન થઇ.'

'એવું તે કયું દર્દ છે કે ન મટે? આપણા શહેરમાં-દિલ્હીમાં તો મોટા મોટા હકીમો છે. એ ભલભલાં હઠીલાં દર્દોને પણ દવાથી હઠાવી દે છે એમની સલાહ તે લીધી છે કે નહિ?'




રસખાને સહેજ હસીને કહ્યું:

'કરતાર! મારું દર્દ હકીમોથી મટે એવું નથી. હકીમો તો તનનું દર્દ હોય તો મટાડે. મનના દર્દનો ઇલાજ કોઇ કરી શકે એમ નથી.'

કરતારસિંહે છેવટના શબ્દો સાંભળી રસખાનની આંખો સામે આંખો માંડી કહ્યું:.

'રસખાન! તું કહેવા શું માગે છે? જે હોય તે સ્પષ્ટ કહી દે. મનની વાત મિત્ર પાસે કહેવાથી દર્દ હળવું બને છે.'

રસખાન બોલ્યો:

'જવા દેને યાર, એમાં કંઇ ખાસ જાણવા જેવું નથી. દરેકના નસીબમાં જે કાળે જે બનવાનું હોય છે તે બને જ છે. એમાં કોણ કોને દોષ દે?'

થોડીવાર ચૂપ રહી કરતારસિંહ બોલ્યો:

'રસખાન! તને શાનું દુઃખ હોઇ શકે તે જ મને સમજાતું નથી. ઉચ્ચ કુળમાં તારો જન્મ થયો છે. તારા પિતા સારી મિલકત તારા હાથમાં મૂકીને ખુદાના દરબારમાં પહોંચી ગયા છે. તારે માથે બીજી કોઇ જવાબદારી નથી. ખાવું, પીવું ને મોજ કરવી એ સિવાય તારે બીજું કરવાનું શું છે કે તારા મનને દુઃખ થાય? હા, એક વાતની ખામી છે. તારે હવે એક ખૂબસૂરત યુવતી સાથે શાદી કરી લેવી જોઇએ.'

મંદ હસીને રસખાને કહ્યું:

'ભાઇસાહેબ! આપની સૂચના સ્વીકારવા જેવી છે પણ મારાથી હવે જિંદગીમાં શાદી નહિ થઇ શકે.'

'કેમ? કેમ?'

'મારું મન ઊઠી ગયું છે.'

'અરે હજુ તો તું જુવાન છે. અત્યારથી વૈરાગ્ય કેમ આવી ગયો? હેં?'

વૈરાગ્ય તો હજુ આવ્યો નથી. એ ભાગ્ય તો જ્યારે મળવાનું હશે ત્યારે મળશે.'

'વૈરાગ્ય નથી આવ્યો ત્યારે શાદી કરવાનું મન કેમ થતું નથી?'

'મન તો થયું હતું. શાદીની તૈયારી પણ મેં કરી હતી. પણ છેલ્લી ઘડીએ જે યુવતીને મેં પસંદ કરી હતી તે ફરી બેઠી. એટલું જ નહિ પણ એણે મારો તિરસ્કાર પણ કર્યો.'

'હં, હવે કંઇક સમજ પડી. તમારી બીમારીને અને આ વાતને થોડો ઘણો પણ સંબંધ છે કેમ?'

'થોડોઘણો નહિ પૂરેપૂરો. જેને મેં મારું હૃદય અર્પણ કર્યું હતું, જેના ચરણે મારી તમામ સંપત્તિ અર્પણ કરી દેવાની મેં તૈયારી બતાવી હતી એ સુંદરીએ લાંબા સમય સુધી મારી સાથે નાટક કર્યું. ને છેવટે મને મૂરખ બનાવી દરવાજો બતાવી દીધો. હવે તું જ કહે કરતાર! હૃદય પર પ્રબળ આઘાત લાગે કે ના લાગે?'

કરતારસિંહ હસી પડ્યો.

'અરે જનાબ! આ બધી વાત આપે મને પહેલાં જણાવી હોત તો આનો કંઇ માર્ગ નીકળત. ઠીક, હવે જે સુંદરીની તમે આરાધના કરી હતી એ ભાગ્યશાળી છે કોણ એ જણાવી શકશો?'

'જણાવવામાં વાંધો નથી પણ એ વાત જ હવે હું મૂકી દેવા માગું છું.'

'એ તો સારી વાત છે. પણ એક વાત પૂછું?'

'પૂછ.'

'જગતમાં બીજી કોઇ યુવતી તને નહિ મળે? જેને તારા માટે પ્રેમ ન હોય એની ઝંખના શા માટે કરવી?'

'બીજી એક નહિ પણ અનેક યુવતીઓ મળે. પણ ભાઇ! હૃદય એક જ વખત ઢળે છે. વળી આની વાત જ જુદી છે.'

'જુદી છે એટલે?'



'એટલે કે એ અનુપમ છે. એના જેવી આ પૃથ્વી પર બીજી સુંદરી મળવી મુશ્કેલ છે.'

'અરે ભાઇ, એવું તે કઇ હોય?'

'એવું જ છે. અને માટે જ શાદીનુ મારા જીવનમાં હવે સ્થાન નથી.'

કરતારસિંહ રસખાનના મુખ સામે જોઇ રહ્યો.

( ૨ )

રસખાન જાતનો પઠાણ હતો. એને કરતારસિંહ સાથે નાનપણથી મૈત્રી હતી. બન્ને મિત્રો એક બીજા પ્રત્યે બહુ સારો સદ્ભાવ રાખતા હતા. બન્નેને કલા અને સંગીતનો ઘણો શોખ હતો. કલાકોના કલાકો સુધી એ ઘણીવાર સાથે બેસીને ચર્ચા કરતા કે સહેલ કરવા નીકળી પડતા. વખત જતાં લગભગ રોજ મળવાનો એમનો કાર્યક્રમ બદલાયો. કરતારસિંહ કામધંધે લાગી ગયો એથી એ રોજ મળી શકતો નહિ. પરંતુ સમયે સમયે બન્ને મિત્રો એકબીજાને યાદ કર્યા સિવાય રહી શકતા નહીં.

એકવાર કરતારસિંહને એક ઓળખીતા તરફથી સમાચાર મળ્યા કે રસખાન બીમાર પડી ગયો છે. છેલ્લા કેટલાક દિવસથી બન્ને મિત્રો મળી શક્યા નહતા એટલે સમાચાર જાણતા બરોબર પોતાનો કામધંધો મૂકી દઇ કરતારસિંહ રસખાનની ખબર જોવા દોડયો. પણ રસખાનની બીમારી જુદા પ્રકારની નીકળી. એનું દર્દ તનનુ નહિ પણ મનનું હતું. એ મનના દર્દને મટાડે એવો હકીમ કોઇ હતો નહિ. હવે શું થાય? રસખાન, જુવાન અને હસમુખો રસખાન નિસ્તેજ બની ગયો હતો. એની આંખો ઉંડી ઉતરી ગઇ હતી, ગાલે ખાડા પડી ગયા હતા. મુખ મ્લાન થઇ ગયુ હતું. વાણી માંદલી બની ગઇ હતી

પોતાના પ્રિય મિત્રની આ દશા જોઇ કરતારસિંહનુ મન રડી ઊઠયું. એણે રસખાનના મન દુઃખને દૂર કરવા યુક્તિપૂર્વક ઘણી ઘણી વાતો કરી, ઘણાં ઘણાં દૃષ્ટાન્તો સંભળાવ્યાં પણ એની જરાય અસર રસખાનના હૃદય પર થઇ નહિ. એથી કૃત્રિમ રીતે ચિડાવાનો દેખાવ કરી એણે કહ્યું:

'રસખાન! તું તો મૂર્ખ છે.'

'હું મૂરખ કેવી રીતે?' રસખાને પૂછ્યું.

'મૂરખ નહિ તો તને બીજું શું કહું? જેને સ્વાભિમાન ન હોય, જેની છાતી વજ્ર જેવી ન હોય, જે એક નાની સરખી ઘટનાને લીધે આખું જીવન બરબાદ કરવા તૈયાર થયો હોય એની મૂર્ખમાં નહિ તો શું ડાહ્યામાં ગણતરી થાય?'

'કરતાર! તને ફાવે તે તું કહી શકે છે. તારો મને ઠપકો દેવાનો પૂરેપૂરો અધિકાર છે. પણ ભાઇ! જે ઘટનાને તું નાની સમજે છે એ મારે મન બહુ મોટી છે.'

'મોટી શાની? એ તો તુચ્છ છે. જે નારી ગર્વિષ્ઠ હોય, તારા પ્રત્યે જેને લાગણી ન હોય, તારો જે તિરસ્કાર કરતી હોય એને સંભારી સંભારીને દુ:ખી થયા કરવું એ ક્યાંની રીત! એણે તારો તિરસ્કાર કર્યો, તો તારે એનો કરવો જોઇએ. તારે એને મનમાંથી કાઢી નાખવી જોઇએ.'

મંદ સ્વરથી રસખાને કહ્યું:

'ભાઇ! એ બધું બને ક્યારે, જ્યારે એ યુવતી પ્રત્યે મને પ્રેમ ન હોય ત્યારે.'

'પણ તારો જેવો પ્રેમ છે તેવો એનો પણ હોવો જોઇએને?'

'પ્રેમના માર્ગમાં બદલાની આશા નહિ રાખવી જોઇએ. જ્યાં બદલાની વાત આવી ત્યાં પ્રેમ નથી કંઇ બીજુ જ છે.'

'વાહ, તું તો ખરો પ્રેમી નીકળ્યો!'

રસખાનને બોલવાથી શ્રમ પડ્યો હતો. એણે આંખો મીંચી આરામ લેવા પ્રયત્ન કર્યો.

( ૩ )

કરતારસિંહ હવે રોજ રસખાનની પાસે આવવા લાગ્યો. રસખાનના જીવને એના વાર્તાલાપથી ઠીક ઠીક આરામ મળવા લાગ્યો.

થોડા દિવસ વીત્યા પછી એક દિવસ કરતારસિંહ એક પુસ્તક સાથે રસખાનને ઘેર ગયો. પુસ્તક જોઇ રસખાને પૂછયું·

'કરતાર ! શું લઇ આવ્યો ?'

'દવા.'

'દવા ! કોને માટે !

'તારે માટે.'

સ્મિત કરીને રસખાને કહ્યું·

'ભલા માણસ ! એ ભાંજગડમાં તું ક્યાં પડયો ?'

'કેમ ? તારે સારા થવુ નથી ?'

'સારા થવાની દવા તને મળી ગઇ છે એવું ખાતરીપૂર્વક તું કહે છે ?' રસખાને સામો પ્રશ્ન કર્યો.

કરતારસિંહે કહ્યુંઃ

'હા, મને ખાતરી છે કે જે દવા હું લાવ્યો છું એનું શ્રદ્ધાપૂર્વક સેવન કરીશ તો તારી બીમારી જોતજોતામાં દૂર થઇ જશે.'

'ઠીક, બતાવો તમારી દવા.' રસખાને કહ્યું.

કરતારે બગલમાંથી પુસ્તક કાઢી રસખાનના હાથમાં મૂકયુ. શ્રીમદ્ ભાગવતનો ફારસીમાં એ અનુવાદ હતો.

'અરે આ તો પુસ્તક છે દવા કયાં છે ?'

'જેવો રોગ તેવી દવા. તારો રોગ સામાન્ય નથી, અસામાન્ય છે. એટલે દવા પણ એવી અસામાન્ય જ જોઇએને !' હસીને કરતારસિંહે કહ્યું.

'પણ ભાઇ, આટલું મોટું પુસ્તક વંચવાની મને ફુરસદ નથી. મારું માથું હજુ ઠેકાણે આવ્યું

'આના વાચનથી માથુ ઠેકાણુ આવશે ને બધી અશાન્તિ ટળી જશે. એકદમ પુસ્તક પૂરુ કરી નાખવાની જરૂર નથી. થોડું થોડું વંચીશ તો ચાલશે. પણ શરત એટલી કે શ્રદ્ધાથી અને પ્રેમથી જે કઇ વચે તે વાંચજે.'

'ભલે, ભલે, હું એને બહુ પ્રેમથી વાંચીશ. પણ કહે તો ખરો, આ ભાગવત નામના ગ્રંથમાં છે શું ?'

'એ તો તું વાંચીશ ત્યારે ખબર પડશે. વર્ણવી ન શકાય એવું એવું બધું એમાં છે.'

કરતારસિંહની સૂચના મુજબ રસખાને ભાગવતને વચવા માંડયું. જેમ જેમ એ વાંચતો ગયો તેમ તેમ એક જાતનો દિવ્ય આનંદ એને મળવા લાગ્યો. અને ધીમે ધીમે અજ્ઞાનનો પડદો હઠવા લાગ્યો. ભગવાનના લીલાના પ્રસંગો કોના મનને શાન્તિ ન આપે ? કોના હૃદયના ઝખમને ન મટાડે ?

વાંચતાં વંચતાં દશમ સ્કંધ આવ્યો. ને રસખાનનું મન નાચી ઊઠયું. શ્યામસુંદરની બાળ લીલાનું વર્ણન કોના શોકને ન ભૂલાવે !....કંસે પ્રેરેલા રાક્ષસોને નાનકડો કૃષ્ણ મારી નાખે એ ગજબનું કામ ખરુ કે નહિ ? પૂતના રાક્ષસી માસી બનીને આવી. શ્યામને ખોળામાં લઇ સ્તનપાન કરાવવા લાગી. પણ શ્યામ તો સર્વજ્ઞ હતા. માસીની ચાલાકી એ સમજી ગયા. ખોળામાં જઇ માસીના પ્રાણને સ્તનપાન કરતાં કરતાં એમણે ખેંચી લીધા. એ તો ઠીક, પણ એક દિવસે કૃષ્ણે રમતાં રમતાં માટી ખાધી. મોટા બળરામે જસોદામા આગળ ફરિયાદ કરી—મા ! કૃષ્ણે માટી ખાધી. કૃષ્ણ પાછળ પાછળ આવ્યા હતા. એમણે કહ્યું—મા ! મે માટી નથી ખાધી. બળરામ જૂઠું બોલે છે. છતાં ખાતરી થતી ન હોય તો મારું મોઢું જો. આમ કહી બાલકૃષ્ણે પોતાનુ મુખ પહોળું કર્યું ને અતિ વિસ્મય સાથે જસોદામાએ પોતાના લાલના મુખમાં આખુ વિશ્વ જોયુ. વાહ



રે વાહ, આ તો ભારે ગમ્મતની વાત. વળી એક વાર માના ખોળામાં બેસી શ્યામસુંદર સ્તનપાન કરતા હતા. રસોડામાં ચૂલ્હા ઉપર એ વખતે દૂધ ઉનું કરવા મૂક્યું હતું તે ઉભરાયું. જસોદા કૃષ્ણને ઝડપથી નીચે બેસાડી રસોડામાં દૂધ ઉતારવા ગયાં. શ્યામનો મિજાજ ગયો. મારા કરતાં દૂધની કિંમત વધારે? ઠીક છે, જુઓ હવે ખેલ. એમ કહી પાસે દહીંની મોટી ગોળી હતી એને કૃષ્ણે પથ્થર મારી ભાગી નાખી. આખા ઓરડામાં દહીં દહીં થઇ રહ્યું.

એવામાં દૂધ ઠેકાણે મૂકી માતાજી આવ્યાં. ને શ્યામ ભાગ્યા. 'આ છૈયો બહુ તોફાની-બહુ આડો. એને ચૌદમું રતન બતાવ્યા સિવાય અક્કલ નહિ આવે.' આમ બબડતાં બબડતાં માતાજી હાથમાં સોટી લઇ દીકરાને પકડવા દોડયાં. ઘણી વારે દીકરો હાથમાં આવ્યો. એને પકડીને જસોદાજી ઘરમાં લાવ્યાં ને એના હાથ બાંધવા મિથ્યા પ્રયત્ન કરવા લાગ્યાં. શ્યામનો કઇ વાંક ન હતો. વાંક તો એના હાથનો હતો. હાથે પથ્થર માર્યો ત્યારે ગોળી ભાગીને! એટલે હાથને જ શિક્ષા થવી જોઇએ. એવું વિચારી કૃષ્ણના હાથ દોરડાવતી માતાજી બાંધી રહ્યાં હતા. પણ કોણ જાણે કેમ કૃષ્ણના હાથ બંધાતા ન હતા. ગમે તેટલું લાંબુ દોરડું માતાજી લેતાં તોય બે આંગળ નાનુ પડતું. આખરે કૃષ્ણ બંધાયા. માતાજી પણ ખરાં. શ્યામ સુંદરના હાથ જે દોરડાથી બાંધ્યા હતા તે દોરડાનો બીજો છેડો એક ખાંડણીઆ સાથે બાંધી દીધો. છોકરો બહાર ભાગી જાય ને કઇ ધાધલ મચાવે ત્યારે! પણ માતાજી જરા દૂર થયાં કે કૃષ્ણે ધાધલ મચાવ્યું જ. ખાંડણીઆને ખેંચતા ખેંચતા એ તો એને આંગણામાં લઇ આવ્યા. ત્યાં બે ઝાડ જોડાજોડ ઊભાં હતાં. વચ્ચે થોડી જગ્યા હતી. શ્યામસુંદર એ ઝાડ પાસે ખાંડણીઆને ખેંચી લાવ્યા ને બે ઝાડ વચ્ચેની જગ્યામાંથી પસાર થઇ એમણે ખાંડણીઆને ખેંચ્યો. અરે, કેવું આશ્ચર્ય! કૃષ્ણે જરાક જોર કર્યું: એટલામાં તો બન્ને ઝાડ મૂળમાંથી ઉખડી ગયાં ને એમાંથી બે સુંદર દેહવાળા પુરુષો પ્રગટ થયા. એમનાં નામ હતાં નલ-કુબર. આ નલકુબર શ્યામને પ્રણામ કરી ચાલ્યા ગયા. એમને શાપ થયો હતો એટલે વૃક્ષ રૂપે નંદજીના આંગણામાં રહ્યા હતા. આજે શ્યામસુંદરે એમનાં ઉદ્ધાર કર્યો....

એકેએક પ્રસંગ રસખાનને આનંદ આપવા લાગ્યો. એકેએક લીલા રસખાનના ઝખ્મી હૃદય ઉપર અમૃતસીંચન કરવા લાગી. પલંગમાં પડયા પડયા એણે વાંચવાની શરૂઆત કરી હતી. પણ બીજા દિવસથી પલાંઠી લગાવી એણે વાંચવા માંડયું. ત્રીજા દિવસે એનું દર્દ જાણે ઓછું થઇ ગયું હોય એવું એને લાગ્યું. ચોથે દિવસે નાહી ધોઇને સ્વચ્છ વસ્ત્ર પહેરી અલગ ગાદી બિછાવી એના પર બેસી પ્રેમપૂર્વક એણે વાંચવા માંડયું. પાંચમે દિવસે એનામાં જાણે જુસ્સો આવી ગયો. અપ્રતિમ ઉત્સાહનો એનામાં સંચાર થયો ને ભાગવતકથા એના હૃદયને ગોઠી ગઇ.

હવે એક ઠેકાણે એકી સાથે બે વસ્તુ રહી શકે નહિ. જ્યાં પ્રકાશ આવે કે અંધકારે ભાગવું જ જોઇએ. ઉત્સાહ પ્રગટે કે આળસ ભાગે જ ભાગે. જ્ઞાનનો ઉદય થાય, પછી અજ્ઞાન ટકે જ શી રીતે? આ જ રીતે રસખાનના હૃદયમાં પ્રભુની કથા ગોઠી ગઇ કે એની વ્યથાએ ચાલવા માંડયું.

રસખાન હવે તલ્લીન બનીને બહુ પ્રેમપૂર્વક કથા વાંચે છે ને રસના ઘુંટડા ભરે છે. એના હઠીલા દર્દ માટે એને રામબાણ દવા મળી ગઇ હતી ઝખમ રૂઝાયો હતો. ઘાયલ સ્વસ્થ બન્યો હતો. શ્યામસુંદરની અનુપમ લીલાનું વર્ણન એણે આગળ વાંચવા માંડયું....

વ્રજમાં દર વર્ષે ઇન્દ્રપૂજાનો મહોત્સવ થતો હતો. શ્યામ કહે-ઇન્દ્રપૂજાથી કંઇ લાભ નથી. ગોવર્ધનની પૂજા કરો. એ આપણને ઉપયોગી છે.

નાનકડા કૃષ્ણની વાણીમાં કોણ જાણે કેવુંય જાદુ હતું કે એ જે કંઈ બોલે તે નાના મોટા સૌને ગમી જાય. વ્રજવાસીઓએ ઇન્દ્રપૂજાનો ઉત્સવ બંધ રાખી ગોવર્ધન પૂજા કરી. પણ એથી તો ઇંદ્ર રોષે ભરાયો. એણે ભારે મેઘને આજ્ઞા આપી. તૂટી પડો વ્રજ ભૂમિ પર. ને તાણી નાખો સૌને.

મેઘ તૂટી પડયા. સર્વત્ર પાણી પાણી થઇ રહ્યું પણ કૃષ્ણે ગોવર્ધન પર્વત ઉંચકી વ્રજવાસીઓનું રક્ષણ કર્યું ને ઇન્દ્રનો ગર્વ ઉતાર્યો.

પછી તો કૃષ્ણ ગાયો ચારવા ગોપબાળકો સાથે વનમાં જવા લાગ્યા. ત્યાંથી અનેક રાક્ષસોને એમણે માર્યાં. કાલિયનાગને નાથ્યો, દાવાનળ પાન કર્યું, અને બ્રહ્માજીનો ગર્વનો ઉતાર્યો.

વ્રજની ગોપીએ તો કૃષ્ણની પાછળ ઘેલી થઇ ગઇ હતી. કૃષ્ણની બંસી ન સાંભળે ત્યા લગી એમને ચેન પડતું નહીં. કૃષ્ણ સવારના પહોરમાં ગાયો ચારવા જાય ત્યારથી માંડીને તે સાંજે ગાયો ચારીને પાછા આવે ત્યાં લગીનો આખો દિવસ ગોપીઓને એક યુગ જેટલો લાગતો હતો. કૃષ્ણ-લીલા ચિંતનમાં એ દિવસ પસાર કરતી હતી. વ્રજની કુમારીકાઓ તો શ્યામની રૂપમાધુરી પીતાં ધરાતી ન હતી. મનમાં ને મનમાં એ બધી કૃષ્ણની સાથે પરણવાના મનોરથ સેવતી હતી.

શ્યામસુંદર પણ ભારે લટકાળા હતા. એમનું બોલવું ચાલવું અનોખું હતું. એમના જેવી બંસી કોઇ બજાવી શકતું નહિ. અને નૃત્ય ! માથે મોરનો મુગટ, કાનમાં કુંડળ, અને ગળામાં વન-માળા ધારણ કરીને પીતાંબરધારી હાથમાં બંસી લઇ જ્યારે મિત્રમંડળ સાથે ગાયો ચરાવવા જતા ત્યારે એમની છટા જે જોતું તે ચકિત થઇ જતું.

સ્ત્રી, પુરુષો, બાળકો તો મોહિત થાય એમાં નવાઇ ન હતી. શ્રીકૃષ્ણનું રૂપ અલૌકિક હતું. પરંતુ વનનાં પશુપક્ષીઓ પણ શ્યામસુંદરને નિહાળી તલ્લીન બની જતાં

અહા ! વૃંદાવન ! પ્યારા વૃંદાવન ! તને ધન્ય છે ! જમનામૈયા ! તારો મહિમા અપરંપાર છે ! ગોવર્ધન ! તારા ભાગ્યને કોણ વર્ણવી શકે ? વ્રજાંગનાઓ ! તમને કોટિ કોટિ પ્રણામ છે ! મનમોહનની રૂપમાધુરીને પીનારાં ! તમને ધન્ય છે ! તમને ધન્ય છે !...

રસખાન હવે કથા વાંચતાં વાંચતાં ભાન ભૂલે છે. એના હૃદયમાં અખંડ રસ વહેવાનો હવે પ્રારંભ થયો છે. પૂર્વજન્મના સંસ્કારો હવે એના જાણે જાગ્રત થતા હોય એમ લાગે છે. એની વેદનાનું તો હવે નામનિશાન રહ્યું નથી. ઘડીમાં એ હસે છે, તો ઘડીમા એ રૂદન કરે છે. ઘડીમાં એ વાંચતાં વાંચતા ઊભો થઇ જાય છે ને 'કૃષ્ણ ! કૃષ્ણ !' એમ બોલે છે. કેટલીકવાર આંખો મીંચીને એ બેસી રહે છે. શ્યામના સ્વરૂપનું એ ધ્યાન ધરવા પ્રયત્ન કરે છે.

થોડા દિવસ પછી કરતારસિંહ રસખાનને મળવા આવ્યો. રસખાનને ભાગવતનું પુસ્તક આપ્યા પછી એ કોઇ મહત્વના કામે થોડા દિવસ માટે બહારગામ ચાલ્યો ગયો હતો.

કરતારસિંહને જોતા બરોબર રસખાન ઊભો થઇ ગયો ને સામે જઇ એને બાથમાં લઇ ભેટી પડયો.

'ભાઇ ! મારા ભાઇ ! તું કયાં હતો આટલા દિવસ ?'

'રસખાન ! હું બહાર ગામ ચાલ્યો ગયો હતો. એક જરૂરી કામે. આજેજ આવ્યો છું. કેમ છે તારી તબિયત ?'

રસખાને એનો જવાબ ન આપ્યો. કરતારસિંહે ઉંચું જોયું. રસખાનની બન્ને આંખોમાંથી આંસુની ધારાઓ વહેતી હતી.

'કેમ કેમ ? રસખાન ! શું છે ભાઇ ?'
ગળગળા અવાજથી રસખાન બોલ્યોઃ



'કરતાર! ખરા વખતે તેં મને બચાવી લીધો છે. તારો ઉપકાર ઘણો છે. તેં તો મારા મનની દિશા જ બદલી નાખી. ભાઈ! આ ભાગવત તો ચમત્કારથી ભરેલું છે. મને એણે નવું જીવન આપ્યું છે. નવી દૃષ્ટિ આપી છે. એ તો અમૃત સમાન છે.'

'વાહ, તને કૃષ્ણકથા ગમી એ જાણી આનંદ થયો. હવે તને સમજાયું હશે કે પ્રેમ એટલે શું? સૌન્દર્ય એટલે શું?'

'હા, હા, બરાબર સમજાયું છે, ને એથી જ હવે એ સૌન્દર્યસાગર વગર ચેન પડતું નથી.'

'કૃષ્ણના સ્મરણમાં ઝૂરવું એના જેવું બીજું ભાગ્ય નથી. ભાઈ! તને સાચો માર્ગ મળી ગયો છે. હવે તને જગતનું બીજું કોઈ સૌન્દર્ય આકર્ષી નહિ શકે.

'સાચી વાત છે ભાઈ! જેની પાછળ વ્રજની રૂપસુંદરીઓ પાગલ બની ગઈ હતી અને જેના દર્શન વગર ક્ષણક્ષણ જેમને એકેક યુગ જેવડી જણાતી હતી એ કોટિ કંદર્પના મદને ચૂર્ણ કરનાર મુરલીધરના ચરણકમલમાં જ સૌન્દર્યનો વાસ છે. પણ ભાઈ! હવે એ મનમોહનનાં ચરણકમલનું દર્શન શી રીતે થાય? એ જાણવાની ઇચ્છા છે. ક્ષણે ક્ષણે હવે મન એને માટે વધારે ને વધારે અધીરું બનતું જાય છે.'

કરતારસિંહ બોલ્યો:

'રસખાન! પ્રભુની તારા ઉપર કૃપા છે. તે સિવાય આટલી સરળતાથી તારા હૃદયમાં પ્રેમનો ઉદય ન થાય. પણ હવે તું ધીરજ ધરજે. પ્રભુ તો બહુ દયાળુ છે. એમની તારા પર નજર વળી છે એટલે તને જરૂર એ પોતાના આશ્રયમાં લઈ લેશે.'

(૪)

રસખાનનું ભાગવત વાચન એ જ હવે જીવન બની ગયું છે.

થોડા દિવસ વીત્યા પછી રસ્તા ઉપર થઈને કેટલાક સાધુઓ શ્રી કૃષ્ણ નામનું સ્મરણ કરતા કરતા જતા હતા. રસખાને એમને જોઈ બૂમ પાડી: 'મહારાજ! જરા ઊભા રહો.'

સાધુઓ ઉભા રહ્યા. રસખાન દોડતો દોડતો સાધુઓની પાસે ગયો ને એમના ચરણમાં પ્રણામ કરી બોલ્યો:

'મહાત્માઓ! આપ તો ભગવાનના ભક્ત છો. મને એટલું જણાવો કે ભગવાન શ્રીકૃષ્ણ ક્યાં મળશે?'

સાધુઓને આવો સીધો પ્રશ્ન પૂછનાર કોઈ મળ્યો ન હતો એટલે એ રસખાનના મુખ સામે થોડીવાર જોઈ રહ્યા પછી એક વૃદ્ધ સાધુએ કહ્યું:

'ભાઈ! ભગવાન શ્રીકૃષ્ણ તો સર્વત્ર છે. જ્યાં તમે ઇચ્છો ત્યાં એ તમને મળે. તેમ છતાં વૃંદાવનની દિવ્ય ભૂમિમાં તમે જશો તો તમારો મનોરથ શીઘ્ર સફળ થશે.'

'વૃંદાવનમાં શ્રીકૃષ્ણ સાક્ષાત મળશે?'

'હા, વૃંદાવન તો ભગવાનને ખૂબ પ્રિય છે. ત્યાં એ અવશ્ય મળે.'

રસખાને ફરી પ્રણામ કર્યાં ને સાધુઓએ પોતાના રસ્તે ચાલવા માંડ્યું.

હવે રસખાનને વૃંદાવનની લ્હે લાગી. એણે ભાગવતને બગલમાં મારી તદ્દન સાદા વેશે વૃંદાવનનો માર્ગ પકડયો. રસ્તામાં એને ઘણા સંતોનો સમાગમ થયો. એમની સાથે સંકીર્તન કરતાં કરતાં કેટલાક દિવસ પછી એ વૃંદાવનમાં આવ્યો.

જે વૃંદાવન વિષે ભાગવતમાં રસખાને ખૂબ ખૂબ વાંચ્યુ હતું. અને જે વૃંદાવનમાં શ્યામસુંદરે વિહાર કર્યો હતો, એ વૃંદાવનનાં પ્રત્યક્ષ દર્શન થવાથી રસખાનના આનંદનું ઠેકાણું રહ્યું નહિ. એણે આપોઆપ વૃંદાવનની ભૂમિને સાષ્ટાંગ પ્રણામ કર્યાં.

પછી તો એણે વૃંદાવનમાં મસ્ત બનીને ફરવા માંડયુ. એકેએક વૃક્ષ ને એકેએક ડાળી એણે નિહાળી નિહાળીને જોઇ. માતાના દૂધને ખોળામાં બેસીને બાળક જેમ પ્રેમથી પીએ છે તેમ જમના-મૈયાના જળને ધરાઇ ધરાઇને એણે પીધુ. પછી ગોવર્ધનનાં દર્શન કર્યાં. સંત સાધુઓના સમૂહમાં બેસી રાધાકૃષ્ણના નામની ધૂન મચાવી. ભક્તોના સંઘમાં ભળી સંકીર્તન કર્યું. વિદ્વાન કથાકારોના મુખે ભગવાનની કથા શ્રવણ કરી ને એમનેએમ વૃંદાવનમાં એણે ઘૂમવા માંડ્યું.

એક દિવસે એક ઘટાદાર વૃક્ષની છાયામાં લીલાલીલા ઘાસના ગાલીચા પર સુતોસુતો રસખાન શ્રીકૃષ્ણના ચિંતનમાં તલ્લીન બન્યો હતો એવામાં જમનાના જળમાંથી એક દિવ્ય આકૃતિ પ્રગટ થઇ. એ મોહક આકૃતિ તરફ રસખાનની નજર ખેંચાતાં એ ઝડપથી બેઠો થઇ ગયો ને જમનાના જળ તરફ દોડયો. પણ જેવો એ પાસે આવ્યો કે દશ્ય અલોપ થઇ ગયું.

રસખાન દુઃખથી પાગલ જેવો થઇ ગયો. 'કૃષ્ણ ! કૃષ્ણ !' કરતાં કરતાં એ જમનાના કિનારે ફરવા લાગ્યો ને રૂદન કરવા લાગ્યો. ચાર દિવસ સુધી એણે અનાજનો દાણો પણ મોંમાં મૂકયો નહિ પાંચમે દિવસે એક વૃદ્ધ સાધુએ આવી રસખાનની સામે એક પ્યાલી ધરી. એ પ્યાલીમાં એક જાતનો રસ હતો. ઉપર બે ત્રણ તુલસીપત્ર દેખાતાં હતાં.

'લે ભાઇ, આ પી જા.'

રસખાને નકારમાં ડોકું ધૂણાવ્યું.

હસોને સાધુએ કહ્યું:

'આ રસ પીવાથી તારી મનોકામના પૂર્ણ થશે.'

સાધુએ એવા ભાવથી ને એવી મીઠાશથી કહ્યું કે માના કહેવાથી નાનું બાળક જેમ માની જાય તેમ રસખાન માની ગયો ને પ્યાલીમાંનો રસ એ પી ગયો.

એ રસની લહેજત કંઇ ઓર હતી. રસખાન થોડી જ વારમાં ધ્યાનસ્થ બની ગયો. ને એની દૃષ્ટિ સન્મુખ વૃંદાવનનાં દિવ્ય દૃશ્યો એક પછી એક દેખાવા લાગ્યાં.

એ અલૌકિક દૃશ્યો જોતાં રસખાનનો આનંદ માતો ન હતો. એવામાં એક મહા દિવ્ય દૃશ્ય નજર સન્મુખ દેખાયું.

ઘટાદાર વૃક્ષોની હરિયાળી કુંજમાં એક ઝૂલો ઝૂલતો હતો. એ ઝૂલો વૃક્ષનાં કોમળ કોમળ પાનોથી અને રંગબેરંગી પુષ્પોથી શણગાર્યો હતો. ઉપર બહુ મુલાયમ આસન બિછાવ્યુ હતું. એને ઝૂલાવવા માટે દેવાંગના જેવી ચાર દાસીઓ આવીને ઊભી હતી.

એવામાં મધુર હાસ્યનો ધ્વનિ સંભળાયો ને એ પછી તરત બાજુમાંથી એક નવજવાન જોડું આવીને ઝૂલા પર બેસી ગયુ. પેલી સુંદરીઓ મધુર ગીત ગાતી ગાતી એને ઝૂલાવવા લાગી.

દૃશ્ય અતિ રમણીય હતું. રસખાન એકીટશે જોઇ રહ્યો હતો. રાધાકૃષ્ણનાં દર્શનથી એ ધન્ય બની ગયો હતો.

ઓચિંતો ઝૂલો અટકી ગયો. દાસીઓ ગાતી બંધ પડી ગઇ ને મનોહર દૃશ્ય જોતજોતામાં દૃષ્ટિથી દૂર થઇ ગયું.

રસખાન ઝબકીને જાગી ઊઠયો. જોયું તો પોતે પ્રથમ જે ઝાડની છાયામાં સુતો હતો ત્યાં જ અત્યારે તે હતો.

એની આંખમાં આનંદનાં આંસુ આવી ગયાં. આખરે પ્રભુએ મહેર કરી ખરી. એણે આસન પરથી ઊભા થઇ જમનામૈયાને માથું નમાવી પ્રણામ કર્યાં ને પછી હરખાતા હૈયે કૃષ્ણનામનો ઉચ્ચાર કરતો કરતો એ સંકીર્તનમાં ભાગ લેવા ચાલ્યો ગયો.



(૫)

હરિદર્શન થયા પછી રસખાનના હૃદયમાં ભાવની ભરતી આવવા માંડી. ને એના ભક્તિભીના હૃદયમાંથી કવિતા પ્રગટ થઇ. રસખાન સુંદર સુંદર પદો બનાવવા લાગ્યો ને ગાવા લાગ્યો. શ્રીકૃષ્ણ લીલાનાં એનાં મીઠાંમીઠાં પદો થોડા જ વખતમાં વૃંદાવનની ભૂમિમાં વસતા ભક્તજનોને પ્રિય થઇ પડયાં. ઠેકાણે ઠેકાણે રસખાનનાં રસઝરતાં કૃષ્ણ લીલાનાં પદો ગવાવા લાગ્યાં ને એના પર ચર્ચા થવા માંડી.

જેના પર ભગવાનની કૃપા વરસે છે એને આખું જગત વદે છે.

તદ્દન સામાન્ય કોટિનો કહેવાય એવો રસખાન હવે અસામાન્ય થઇ ગયો. ને મોટા મોટા હરિભક્તો ને સંત સાધુઓમાં આદર પામવા લાગ્યો. પણ રસખાન તો પોતાને દાસાનુદાસ માનતો હતો વૃંદાવનની ભૂમિના તૃણ કરતાં પણ પોતે નીચો છે એવી એની ભાવના હતી ને એથી એ સર્વને પૂજ્ય અને પ્રભુમય ગણતો હતો.

રાધાકૃષ્ણ તણી લીલાનાં
ગાયાં છે જીવનભાર ગાન;
સરસ મધુર અલબેલાં એવો
હતો ભક્ત 'રવિ' એ રસખાન.

## રસખાનની પ્રસાદી

રસખાનની ભક્તિ, અને રસખાનની તલ્લીનતા અજોડ હતી અને એવી જ અજોડ એની નમ્રતા હતી. એનાં મધુર પદો એના મહિમાને વધારે તેવાં છે. આ નીચે નમુના દાખલ થોડાં આપ્યાં છે જે જોવાથી રસખાનના ઉજ્જ્વળ હૃદયનું દર્શન થશે.

(૧)

માનુષ હો તો વહી રસખાનિ,
બસો વ્રજ ગોકુલ ગાંવકે ગ્વારન,
જો પશુ હોં તો કહા બસુ મેરો,
ચરોં નિત નંદકી ધેનુ મંઝારન;
પાહન હોં તો વહી ગિરિ કો,
જો ધર્યો કર છત્ર પુરંદર ધારન,
જો ખગ હૌં તો બસેરો કરોં,
મિલિ કાલિંદી કૂલ કદંબકી ડારન.

(૨)

યા લકુટી અરુ કામરિયા પર,
રાજ તિહૂં પુરકો તજિ ડારોં,
આઠહુ સિદ્ધિ નવોનિધિ કો સુખ,
નંદકી ગાઇ ચરાઇ બિસારોં.
રસખાનિ કબોં ઇન આંખિન સોં,
બ્રજકે બન બાગ તડ઼ાગ નિહારોં.
કોટિક હોં કલધૌત કે ધામ,
કરીલકી કુંજન ઉપર વારોં.

(૩)

મોર પખા સિર ઉપર રાખિહોં,
ગુંજકી માલ ગરે પહિરોંગી;
ઓઢિ પિતમ્બર લૈ લકુટી બન,
ગોધન ગ્વારનિ સંગ ફિરોંગી;
ભાવતો વોહિ મેરો રસખાનિ સો,
તેરે કહે સબ સ્વાંગ કરોંગી,
યા મુરલી મુરલીધરકી,
અધરાન ધરી અધરા ન ધરોંગી.

(૪)

સેસ મહેસ ગનેસ દિનેસ,
સુરેસહુ જાહિ નિરંતર ગાવેં,
જાહિ અનાદિ અનંત અખંડ,
અછેદ અભેદ સુવેદ બતાવેં;
નારદસે શુક વ્યાસ રટેં,
પચિ હારે તઉ પુનિ પાર ન પાવેં;
તાહિ અહીરકી છોહરિયાં,
છછિયા ભરિ છાછપૈ નાચ નચાવૈં.



# ભકત નામદેવ

મય્યેવ મન આધત્સ્વ, મયિ બુદ્ધિં નિવેશય ।
નિવસિષ્યસિ મય્યેવ અત ઊર્ધ્વં ન સંશયઃ ॥

गी. १२-८

રામબાણ વાગ્યાં હોય એ જાણે.

—ધના ભગત

❀ ❀ ❀

પંઢરપુરનો રહેવાસી ભક્ત નામદેવ પ્રભુને બહુ પ્રિય હતો. એણે નાનપણથી જ પ્રભુને વશ કરી લીધા હતા. આઠ વર્ષની ઉમ્મરે તો એણે મૂર્તિમાં ભગવાનને પ્રગટ કરી એમને પોતાના હાથે દૂધ પાયું હતું. એની ભક્તિ ખરા હૃદયની હતી. એ પોકાર કરે ને પ્રભુ જવાબ ન આપે એવું કદી બન્યુ નથી. વિશ્વને વશ રાખનાર પરમાત્મા નામદેવને વશ થઇ ગયા હતા. એની એવી અપ્રતિમ ભક્તિ હતી.

એકવાર નામદેવજી પોતાના મંડળ સાથે તીર્થયાત્રા કરવા નીકળ્યા એમની સાથે જ્ઞાનેશ્વર મહારાજ પણ હતા, ફરતાં ફરતા એક દિવસ મધ્યાન કાળના સમયે બધા એક એવા સ્થળે આવી પહોંચ્યા કે ત્યાં આજુબાજુ જળનું નામ નિશાન ન મળે. આ વખતે જ સૌને તરસ લાગી. જ્ઞાનેશ્વર અને નામદેવજી વિચારમાં પડી ગયા. એમને પણ ખૂબ તૃષા લાગી હતી. બધા થાકેલા હતાં એટલે આગળ તાપમાં ચાલવાની કોઇની હિંમત ન હતી. તરસથી સૌને પીડાતા જોઇને નામદેવજી આજુબાજુ જળાશયની તપાસ માટે નીકળ્યા. થોડીવાર આમતેમ ફર્યા પછી એક કૂવો એમના જોવામાં આવ્યો એટલે એમણે બૂમ પાડીને સૌને બોલાવ્યા. પાણીની આશાએ સૌ કૂવાની નજીક આવ્યા પણ રે નસીબ! કૂવામાં પાણીનું એક ટીપું પણ ન હતું કૂવો સુકાઇ ગયેલો હતો.

નામદેવજી અવાક્ થઇ ગયા. એમણે જ્ઞાનેશ્વર મહારાજના મુખ સામે જોયુ.

'મહારાજ! શું કરીશું?' એમણે જ્ઞાનેશ્વરને પૂછ્યુ.

જ્ઞાનેશ્વર બોલ્યા.

'નામદેવ! કંઇ ઉપાય કરવો પડશે. તરસ તો મને પણ સતાવી રહી છે.'



'આજુબાજુ કોઇ ગામ પણ દેખાતું નથી કે પાણી મળી શકે. સઘનાં માણસો પણ બીચારાં આકળવિકળ થઇ ગયાં છે.'

'હા, અનાજ વગર થોડો સમય ચલાવી લેવાય પણ પાણી વગર એક ઘડીય ચાલી શકે નહિ.'

આ સાંભળી નામદેવજીએ કહ્યું:

'મહારાજ! આપ તો સિદ્ધ પુરુષ છો. આ ભક્તજનો ઉપર કઇ કૃપા કરો તો સારુ.'

જ્ઞાનેશ્વર હસ્યા. ને તે જ ક્ષણે અદશ્ય થઇ ગયા.

'અરે! અરે! મહારાજ ક્યાં ગયા? મહારાજ ક્યાં ગયા?' સૌ એકબીજાને પૂછવા લાગ્યુ એવામાં જ્ઞાનેશ્વર પુનઃ પ્રગટ થયા ને મદસ્મિત કરીને નામદેવને કહેવા લાગ્યા·

'નામદેવ! આ કૂવાની નીચે ઉંડાણમાં પાણી છે. હું સિદ્ધિ દ્વારા જળ પી આવ્યો પણ એને બહાર લાવી શક્યો નથી!'

જો કે જ્ઞાનેશ્વર મહારાજને મન જળ પ્રગટ કરવું એ કઇ મોટી વાત ન હતી પરંતુ નામદેવજીના ભક્તિબળની સૌને ખાતરી કરાવવાનો એમનો વિચાર હતો એટલે એમણે ઉપર પ્રમાણે જણાવ્યુ.

હવે નામદેવજી કૂવાની પાસે ગયા ને થાળામાં આસન જમાવી બેસી ગયા. પાણી વગર આકુળ-વ્યાકુળ થઇ ગયેલા સઘના માણસોને જોઇ એમનું હૃદય દ્રવી ગયું. એમણે વિઠ્ઠલને પોકાર કર્યો:

'હે વિઠ્ઠલ! હે વિઠ્ઠલ!'

દૂર રમતા બાલકનો મા! મા! એવો અવાજ સાંભળીને લાખ કામ પડતાં મૂકીને મા જેમ પોતાના પ્રિય બાલકની પાસે દોડી જાય છે તેમ નામદેવનો પોકાર સાભળી પાડુરગ દોડી આવ્યા. ને ભક્તની ઇચ્છા પૂર્ણ કરી. કૂવામાં એકાએક જળ ભરાવા લાગ્યુ.

નામદેવની આખમાં આંસુ આવી ગયાં અહો! સ્વામી દૂર ક્યાં છે? એ તો ગર્જદા સાથેને સાથે જ રહે છે. હે મન! તું પોકારે એટલી જ વાર.

નામદેવે પાણીને જોતાં વિઠ્ઠલ નામની ધૂન મચાવી:

'વિઠ્ઠલ! વિઠ્ઠલ! જય જય વિઠ્ઠલ!
વિઠ્ઠલ! વિઠ્ઠલ! ભવભયહારી!
વિઠ્ઠલ! વિઠ્ઠલ! જય જય વિઠ્ઠલ!
વિઠ્ઠલ! વિઠ્ઠલ! ગિરિવરધારી!'

સૌએ ધૂન ઉપાડી લીધી.

જ્ઞાનેશ્વર મહારાજ પ્રસન્ન થઇ ગયા.

એ દોડીને નામદેવને ભેટી પડ્યા.

નામદેવની આંખમાંથી આનંદનાં આંસુ વહેતાં હતાં. એ જ વખતે કૂવામાંથી પાણી ઉભરાઇને બહાર આવ્યું.

સૌએ એકપછી એક મિષ્ટ જળ ધરાઇ ધરાઇને પીધું ને અપૂર્વ શાન્તિ અનુભવી.

❀ ❀ ❀

(૨)

નામદેવજી ભક્તિના પ્રચાર માટે ઠેકાણે ઠેકાણે ફરતા હતા ને સ્થળે સ્થળે કીર્તન કરતા હતા. એમના કીર્તનમાં હજારોની સખ્યામાં માણસો આવતા ને કલાકોના કલાકો સુધી ભજનનો આનદ લેતાં.

નામદેવજીનું કીર્તન પણ અલૌકિક હતું એ કીર્તન કરતી વખતે તલ્લીન બની જતા. એમને સમયનું ભાન રહેતું નહિ. કીર્તન કરતી વખતે એ જાણે કોઇ દિવ્ય વાતાવરણમાં વિરહતા ન હોય એમ લાગતું.

એક વખત પજાબ તરફના એક નગરમાં એમના ભજનનો કાર્યક્રમ ગોઠવાયો હતો. અસખ્ય માણસોની વચ્ચે ઊભા રહી નામદેવજી ભજન કરી રહ્યા હતા. સૌ મંત્રમુગ્ધ બનીને ડોલી રહ્યા




ઠેકાણે તો ન જતા હોય તેય જાય. પગે ઘૂઘરા બાંધીને નિર્લજ રીતે જે નાચતો હોય એને જોવા કોણ ન જાય ? બાકી એના કીર્તનમાં શું બળ્યુ છે ?

'પંડિતજી ! નામદેવજી બ્રાહ્મણ કુળમાં જન્મ્યા નથી એ વાત સાચી પણ એમના આચાર વિચાર શુદ્ધ બ્રાહ્મણને પણ લજાવે તેવા છે. એ પંડિત ભલે ન હોય, પણ એક સાચો ભક્ત છે. અને નાચે કૂદે છે તે કોઇને બતાવવા નહિ પણ ભક્તિના આવેશમાં એ નાચે કૂદે છે.'

'હવે જોયો મોટો ભક્ત ! લોકોને ઠગવાના બધા ધંધા ! લોકોને ગમ જ કયાં છે ? અમારી કથામાં ગમે તેવા માણસો ન આવે. જે ભણ્યા છે, જ્ઞાની છે, મુમુક્ષુ છે, અધ્યાત્મ વિદ્યા જાણુ-વાની જેને તાલાવેલી લાગી છે એવા એવા અમારી કથામાં આવે છે. અમારી કથા કયા ને એ દરજીનું કીર્તન કયાં !'

'માફ કરજો પણ પંડિત મહારાજ ! મજા તો નામદેવના કીર્તનમા પણ ઓછી આવતી નથી. તમે એક વખત એમનુ કીર્તન સાંભળો '

આ સાંભળી પંડિત ગર્જી ઊઠયો·

'હું એનું કીર્તન સાભળવા જાઉ ?'

'કેમ ? પ્રભુનું કીર્તન સાભળવા ન જવાય ?'

'કીર્તન પ્રભુનું ખરું પણ એ દરજીના મુખની વાણી સાભળવા હું જાઉં ?'

'મહારાજ ! એ દરજીના મુખે દીનદયાળ પોતે બોલે છે એકએક બોલ અમૃત જેવો લાગે છે. શી એમની તલ્લીનતા !'

'હવે રહેવા દો, રહેવા દો. તમે તો દરજીની ભાટાઇ આરભી દીધી.'

'પંડિત મહારાજ ! આપને ન ગમે તો મારી વાત મારી પાસે રહી. પણ ખરી વાત તો મે કહી એ જ છે. કોઈ સજ્જનને નામદેવના કીર્તન વિષે અભિપ્રાય પૂછજો. હું તો માનું છું કે જેણે નામદેવનું કીર્તન સાંભળ્યુ નથી, એની જિંદગી વ્યર્થ છે.'

પંડિતના મનમાં ઇર્ષાગ્નિ ભભૂકી ઊઠયો.

પેલો વેદશાસ્ત્રના અધ્યયન વગરનો ભગતડો મારા કરતાં ચઢી ગયો ? એનામાં જ્ઞાન કેટલું ! એનો અભ્યાસ કેવો ? એની જાતિ કેવી ? છદ, દરજીના એ છોકરાની શાન મારે ઠેકાણે લાવવી જ જોઇએ.

આવો વિચાર કરીને એણે નામદેવજીને હલકા પાડવાનો પ્રયત્ન આરંભી દીધો.

કથા કરતાં કરતાં સમયે સમયે નામદેવજીની એ નિંદા કરવા લાગ્યો ને શ્રોતાઓના મગજમાં નામદેવજી વિષે આડી અવળી વાતો ભરવા લાગ્યો.

વાત પહોંચી નામદેવની પાસે.

નામદેવજી તો સાચા ભક્ત હતા. એમને મન નિંદા સ્તુતિ સરખા હતા. માનથી એ ફુલાઇ જાય તેવા ન હતા કે નિંદાથી એ ગભરાઇ જાય તેવા ન હતા. તો પણ પોતાનો દ્વેષ કરનાર પંડિતના મનમાથી દ્વેષ દૂર કરવાના ઇરાદે એક દિવસ પોતે પંડિતની કથા સાભળવા ગયા

નામદેવજીને કથામાં આવેલા જોઇ બધા શ્રોતાઓ ઊભા થઇ ગયા ને બહુ માનપૂર્વક એમને આગળ જવાનો રસ્તો આપ્યો પણ નામ-દેવજીએ વિનયથી આગળ જવાની ના પાડી ને બધાની સાથે સૌથી પાછળ એ બેસી ગયા.

પંડિતજીની નજર નામદેવ ઉપર પડી ને એ ઝેરભર્યું હસ્યો. 'ઠીક દાવ આવ્યો છે' એવું સમજીને કથાના ચાલતા પ્રવાહમાં નામદેવની નિંદા એણે આરંભી.

શ્રોતાઓ ઉંચા નીચા થવા લાગ્યા. પંડિતની વાણી એમને મીઠી લાગી નહિ. પરંતુ નામદેવ ઠંડા કલેજે પ્રસન્ન મુખમુદ્રાથી પોતાની નિંદા શ્રવણ કરતા હતા એટલે કોઇએ ધાંધલ મચાવ્યું નહીં.




ત્યાગી ભક્ત

હતા. એવામાં એ રસ્તેથી ત્યાંનો એક વિધર્મી સત્તાધીશ નીકળ્યો.

એણે નામદેવને જોઇ પોતાના સેવકને પૂછયુ:

'અરે! આ ટીલાંટપકાંવાળો કોણ છે? અહીં એણે આ શી ધાંધલ મચાવી છે?'

વિનયથી સેવકે ઝૂકીને કહ્યું:

'નામદાર! એ એક હિન્દુ ભગત છે જે એના ભગવાનને યાદ કરે છે.'

'ભગત? ભગત એટલે શું?'

'ભગત એટલે ખુદાનો બંદો....'

મોં બગાડી સત્તાધીશ બોલ્યો:

'ઉહુ. એક હિંદુ ખુદાનો બંદો બની શકે જ શી રીતે? આ તો ધતિંગ છે, ધતિંગ.'

સેવકે કહ્યું:

'જી. નહિ. હિન્દુઓ એવું નથી માનતા. અને વળી આ ભગત તો બહુ મોટો છે.'

'મોટો છે એટલે?'

'એના પર ખુદા બહુ રાજી છે. એની સાથે ખુદા વાતચીત કરે છે. એ જે માગે છે તે ખુદા એને ઘડીમાં આપી દે છે.'

'શું કહે છે? અલ્યા, આ બધું તું ક્યાંથી જાણી લાવ્યો?'

'નામદાર! આ ભગત ઘણા દિવસથી આ તરફ ભજન કરે છે. ને લોકોમાં એનાં વખાણ થાય છે. એટલે એની માહિતી મને મળી છે.'

નાપસંદગી દર્શાવતો એક હુંકારો કરી વિધર્મી શાસક થોડીવાર ચૂપ રહ્યો. પછી બોલ્યો:

'તુંય આ બધાની પેઠે પાગલ થઇ ગયો હોય એમ લાગે છે. પણ મારા સેવકોમાં આવું પાગલપણું આવે એ મારે કાઢવું જ જોઇએ. ઠીક, આ તો હિંદુ ભગત છે ને?'

'જી, હા.'

'તો જો હું અહીં ઊભો છું. તું એક ગાયને અહીં ખેંચી-લાવ.'

'ગાય? નામવર! ગાયને શું કરશો?'

'તે તું પછી જોજે. પહેલાં મારા હુકમનો અમલ કર.'

સેવક સલામ કરી ચાલ્યો ગયો ને થોડીવારમાં એક ગાયની સાથે હાજર થયો.

ગાય આવી એટલે એણે બૂમ પાડીને નામદેવને કહ્યું:

'એઇ પાગલ! એઇ ભગતડા! જરા થોડીવાર બૂમો પાડવાનું રહેવા દે ને હું શું કહું છું તે સાંભળ.'

કર્કશ અવાજથી ભજનમાં ભંગ પડ્યો. સૌની એકાગ્રતા તૂટી. નામદેવજીએ ધીરે ધીરે સ્વસ્થ થઇ આંખો ઉઘાડી. ત્યાં તો સત્તાધીશ ફરી બોલ્યો:

'અમે સાંભળ્યુ છે કે તું પોતાને ખુદાનો મોટો બંદો કહેવડાવે છે. ને ખુદા તારા પર પ્રસન્ન છે. પણ અમે એ વાત માનવા તૈયાર નથી. તું ઢોંગી છે. તેમ,છતા જો તુ સાચો હોય તો આ ગાયને સજીવન કરજે. એનુ માથુ હું તારા દેખતાં ઉડાવી દઉં છું.'

આનો નામદેવ જવાબ આપે ત્યાર પહેલાં પેલા દુષ્ટે તલવારના એક જ ઝટકે નિર્દોષ ગાયના માથાને ઊડાવી દીધું.

બધે અરેરાટી ફેલાઇ ગઇ.

શ્રોતાઓ બધા ઊભા થઇ ગયા હો હો થઇ ગઇ.

નામદેવ અવાક્ બની ગયા. 'અરે પ્રભુ! આ તે કેવી લીલા! તારા ભજનમા ગાયનો વધ! હે નાથ! આ તો અસહ્ય છે.' નામદેવનું મન બોલી ઊઠયુ.

એ ધીમા પગલે ગાયના મસ્તક પાસે ગયા ને એને હાથમાં ઊંચકી લીધુ આ વખતે એમની

આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. બધા સ્તબ્ધ બનીને જોઇ રહ્યા. વાતાવરણ ગંભીર થઇ ગયું.

નામદેવે મસ્તક લઇ ગાયના ધડની ઉપર ગોઠવી દીધું ને એને હાથવતી દબાવી રાખી ગાયની પાસે ઘુંટણભેર બેસી ગયા.

પેલો દુષ્ટ મંદમંદ હસતો હતો.

ત્યાં તો નામદેવના મુખમાંથી એકાએક ભગવન્નામનો ઉચ્ચાર થયો :

'ગોપાલકૃષ્ણ ! રાધેકૃષ્ણ !'

લોકોએ આ શબ્દો ઝીલી લીધા. હજારો કંઠમાંથી એકી સાથે ગગનભેદી પોકાર થયો:

'ગોપાલકૃષ્ણ ! રાધેકૃષ્ણ !'

નામદેવે જમણો હાથ ઊંચો કરી ફરી પ્રભુનાં મંગલમય નામનો ઉચ્ચાર કર્યો.

'ગોપાલકૃષ્ણ !'

ને માનવમેદનીએ ધૂન ઝીલી લીધી:

'રાધેકૃષ્ણ !'

એક જ ક્ષણમાં વાતાવરણ પલટાઇ ગયું. ભગવન્નામની ધૂન અખંડિત ચાલવા લાગી.

એકએક નામદેવ ઊભા થઇ ગયા ને બન્ને હાથ ઊંચા કરી નાચતા નાચતા ગાયની આજુબાજુ જાણે પ્રદક્ષિણા કરતા હોય એ રીતે ફરવા લાગ્યા.

થોડીવાર થઇ ને એક ચમત્કાર થયો. અચેતન પડેલી ગાયમાં સહસા ચેતનનો સંચાર થયો. ધડ સાથે માથું ચોંટી ગયું ને ગાય એકદમ ઊભી થઇ ગઇ.

નામદેવે હર્ષમાં જયજયકાર ગજાવ્યો:

'જય જય પાંડુરંગ હરિ !
જય જય પંડુરંગ હરિ !'

પણ ત્યાં તો પાંડુરંગે બીજી લીલા બતાવી. સજીવન થયેલી ગાય બળવાન બની ગઇ. એણે દોડીને પેલા દુષ્ટને શીંગડે ચઢાવી પૃથ્વી પર પટક્યો. ને ઝડપથી એક બાજુ દોડી ગઇ.

લોકો મોટેથી હસી પડ્યા. પેલો શરમિંદો બનીને ઊઠવા ગયો પણ ઊઠી શક્યો નહિ. જમીન પર પડેલો એક ધારદાર પથ્થર એના માથામાં સખત વાગ્યો હતો એથી એ પાછો નીચે બેસી ગયો. એના માથામાંથી લોહી વહી રહ્યું હતું. ગાયે એને એવી જગ્યાએ ને એવી રીતે પટક્યો હતો કે એનાં હાડકાં પણ ઠીક ઠીક ખોખરાં થયાં હતાં.

થોડીવારે સિપાઇઓની મદદથી એ ઊભો થયો ને વાહનમાં બેસી ચાલ્યો ગયો. રસ્તામાં એ બબડ્યો:

'કાફર જાદૂગર છે, જાદૂગર છે.'

( ૩ )

પંઢરપુરમાં એક પંડિત ભાગવતની કથા બહુ સારી કરતો હતો. પણ એનામાં જ્ઞાનનો મદ હતો. વિદ્વત્તાનું એને અજીર્ણ થઇ ગયું હતું એટલે પોતાને એ બહુ મોટો માનતો હતો. પોતાના જેવો કોઇ ધર્મિષ્ઠ નથી, પોતાના જેવો કોઇ જ્ઞાની નથી, પોતાના જેવી કથા કરવાની બીજા કથાકારમાં આવડત નથી, પોતાના જેવું બીજામાં પાંડિત્ય નથી આવા આવા વિચારોમાં એ ગરકાવ રહેતો. અને આ કારણે એના હૃદયમાં ભાગવતની કથા કરતો હતો છતાં ભક્તિનો ઉદય થયો ન હતો.

એકવાર એક જણે પંડિતને કહ્યું :

'પંડિતજી ! આપની કથામાં માણસો ઘણાં આવે છે પણ નામદેવજીના કીર્તનમાં જેટલાં આવે છે એની સરખામણીમાં ઘણા ઓછાં છે. નામદેવજીના કીર્તનમાં તો હજારોની સંખ્યામાં માણસો ઉભરાય છે ને કલાકોના કલાકો સુધી એમનું કીર્તન સાંભળે છે એનું શું કારણ ?'

જેનામાં અભિમાન હોય છે એ બીજાનાં વખાણ સાંભળી શકતો નથી.

પેલા પંડિતે કહ્યું:

'નામદેવ ? પેલો દરજીને ! ઉંહ, લોકો તો ગાંડા છે. તમાશાને તે કંઇ તેડું હોય છે. એવે



યથાસમયે કથા બંધ થઈ. પંડિતે વિજયી યોદ્ધાની પેઠે સભા તરફ નજર નાખી. પણ ત્યાં તો નામદેવજી પાસે આવીને એમના ચરણમાં મસ્તક નમાવી હાથ જોડીને બોલ્યા :

'પંડિત મહારાજ! આપનો ઘણો ઉપકાર માનું છું. ભાગવતની કથાના પ્રસંગે આપે ભગવાનના નામની સાથે મને વારંવાર યાદ કરીને ધન્ય બનાવ્યો છે. હું પામર એવા ઊંચા માનને યોગ્ય નથી. ભગવાનના બહુ નાનામાં નાના સેવકના સેવકનોય હું સેવક છું. મારી અલ્પતા હું જાણું છું. મહારાજ! આપ તો સૂર્ય જેવા છો. ભલા, સૂર્યની અને આગિયાની સરખામણી કદી થતી હશે! આગિયો કદી સૂર્ય બની શકે ખરો? કદાપિ નહિ. છતાં જાણ્યે અજાણ્યે આપનો મારાથી કંઈ અપરાધ થઈ ગયો હોય તો ઉદાર દિલે ક્ષમા આપશો. ભગવાનને બ્રાહ્મણો બહુ પ્રિય છે. ને તેમાંય જ્ઞાની તો સવિશેષ પ્રિય હોય છે. આપ બ્રાહ્મણ છો, જ્ઞાની છો એટલે પ્રભુના માનીતા છો. માટે મારા પર નારાજ થવાને બદલે પ્રસન્ન થાવ ને આશીર્વાદ આપો કે જેથી ભગવાનની વિશેષ ભક્તિ કરવાની મારામાં યોગ્યતા આવે.'

આ શબ્દો સાંભળી પંડિતની આંખો આશ્ચર્યમાં ફાટી ગઈ. અરે, ગુસ્સે થવાને બદલે આ તો પ્રાર્થના કરે છે! એનામાં અભિમાનનો અંશ પણ નથી. એ નમ્ર કેટલો બધો છે! મેં તો એને ઘણાં કઠણ વચન સંભળાવ્યાં છે પણ આ તો એના બદલામાં અમૃતભર્યાં વચનો બોલે છે. અહોહો! મેં ખરેખર ભારે ભૂલ કરી છે. પ્રભુ! પ્રભુ!

એક ક્ષણમાં અભિમાનીને આવા કૈંક વિચારો આવી ગયા. એનું અભિમાન ઉતરી ગયું. એને પોતાના વર્તન બદલ શરમ આવી. ધીમા સ્વરે એ બોલ્યો:

'નામદેવજી! હવે બસ થયું. મને વધુ શરમાવશો નહિ. આપના દર્શનથી મારા હૃદયનો અંધકાર દૂર થયો છે. તમે મને તમારા હૃદયની સરળતાથી અને પવિત્રતાથી જીતી લીધો છે. મને મારી ભૂલનું ભાન થયું છે.' આમ કહીને એણે નામદેવના બન્ને હાથ પ્રેમપૂર્વક પોતાના હાથમાં પકડી લીધા. ને ગદ્ગદ કંઠથી કહ્યું:

'મને ક્ષમા કરો.'

લોકો આ હૃદયપરિવર્તન જોઈ રાજી થઈ ગયા. પવિત્રતાનો-ભક્તિનો પ્રભાવ નથી પડતો એમ કોણ કહે છે?

પ્રભુના ભક્ત તો આવા હોય છે:

'કદમ જ્યાં પડે ત્યાં ધરા ધન્ય થાતી,<br>
દિશા સર્વ એના ગુણો નિત્ય ગાતી;<br>
નજર જ્યાં પડે ત્યાં હવા શુદ્ધ થાતી,<br>
વહે ત્યાં સુધાથી ધરિત્રી નવાતી.'

ઉપરના પ્રસંગ પછી થોડા દિવસ વીત્યા કેડે એક સવારે ભાગવતકથાકાર પંડિત નામદેવજીના આંગણે આવી એમના ચરણમાં માથું મૂકી અશ્રુ સારવા લાગ્યા:

'અરે અરે ભૂદેવ! આપ આ શું કરો છો?' નામદેવજીએ પોતાના પગ ખેંચી લેતાં પંડિતને કહ્યું.

પણ પંડિત ફરીથી પગને બાઝી પડતાં બોલ્યો:

'ભક્તરાજ! આપના ચરણના સ્પર્શથી મને પાવન થવા દો. આપને ધન્ય છે. આપ પ્રભુભક્ત છો. ખરેખર આપને હું ખરા સ્વરૂપે અત્યારસુધી ઓળખી શક્યો ન હતો. મારો અપરાધ ક્ષમા કરો.'

નામદેવ ખૂબ સંકોચ પામીને બોલ્યા:

'પંડિત મહારાજ! આપ જરા સ્વસ્થ થઈને વાત કરો. આપ અહીં આસન પર બિરાજો. આમ મને પ્રણામ કરીને પાપમાં નાખો નહિ. પ્રણામ તો મારે આપને કરવા જોઈએ. આજે હું ધન્ય થયો છું. આપના જેવા પંડિત મારે આંગણે ક્યાંથી?'

આગ્રહપૂર્વક પોતાના પગ છોડાવી બહુ માનપૂર્વક પંડિતને આસન પર બેસાડી નામદેવજીએ હાથ જોડ્યા.

ગળગળા સ્વરથી પંડિતજીએ કહ્યું:

'મહારાજ! ભક્તિનો પ્રભાવ મેં નજરોનજર જોયો છે. ગઇ કાલે આપના કીર્તનમાં હું આવ્યો હતો. આપનું કીર્તન પહેલવહેલું કાલે સાંભળ્યું. અભિમાનને લઇને મેં આપની વાણી આટલા દિવસ સુધી સાંભળી ન હતી. પણ કાલે સાદા વેશમાં આવીને ચુપચુપ એકબાજુ બેસીને મેં કથા સાંભળી.

અહો! આપે તો ભગવાનને ખરેખર વશ કરી લીધા છે.'

'એ આપ શું કહો છો?' નામદેવે વચ્ચે પૂછયું.

'હું સાચું કહું છું નામદેવજી! પ્રભુ તમારા હરેક કાર્યથી રાજી રહે છે. ગઇ કાલે આપના કીર્તનથી પ્રસન્ન થઇને ભગવાન નાચતા હતા.'

'શું કહ્યું પંડિતજી? શું કહ્યું?'

'મેં નજરોનજર જે જોયું છે તે કહું છું. ગઇ કાલે આપના કીર્તન વખતે મારી નજર વારંવાર મંદિરમાં બીરાજેલી વિઠ્ઠલનાથની મૂર્તિ તરફ જતી હતી. ને વારંવાર હું જોતો હતો કે મૂર્તિમાં પ્રભુ પ્રત્યક્ષ થઇને નાના નાના પગથી નાચતા હતા.'

'તમે પ્રભુને એ રીતે જોયા?' નામદેવે આશ્ચર્યમાં પૂછયું.

'હા, માટે જ કહું છું કે ભગવાનને આપે વશ કરી લીધા છે.'

પણ આ શબ્દો સાંભળતા બરોબર નામદેવજી આસન પરથી ઊભા થઇ ગયા ને પંડિતને ભેટી પડી એમના ચરણની રજ વારંવાર માથે ચઢાવવા લાગ્યા. પ્રભુનાં સાક્ષાત જેને દર્શન થયાં છે એના જેવો પવિત્ર અને પુણ્યશાળી બીજો કોણ હોય?

આ બાજુ પંડિતની દશા પણ જોવા જેવી થઇ ગઇ. નામદેવના સ્પર્શથી એ પણ ભાવસમાધિમાં આવી ગયા. એટલે એ પણ નામદેવજીને વારંવાર ભેટવા લાગ્યા ને એમના ચરણમાં વારંવાર મસ્તક નમાવવા લાગ્યા.

નામદેવને નામનો હતો ઘણો આધાર,
નામરટણથી એ 'રવિ' તરી ગયો સંસાર.

❀ ❀

## નામદેવની ભજનપ્રસાદી

નામદેવજીએ મીઠાં મીઠાં ભક્તિરસથી ભરપુર ઘણાં ભજનો મરાઠીમાં લખ્યાં છે. એમાંનાં એકાદ બે નીચે રજૂ કર્યાં છે.

(૧)

તુઝિયા સત્તેને વેદાંસી બોલણેં,
સૂર્यासी चालणें तुझिया बळें.
ऐसा तूं समर्थ ब्रह्मांडाचा धनी,
वर्म हें जाणुनि शरण आलों.
મેઘાંની વર્ખાવે પર્વતી બૈસાવે,
વાયૂને વિચરાવે સત્તે તુઝે.
નામા મ્હણે કાંહીં ન હાલે સાચાર,
પ્રભુ તૂં નિર્ધાર પાંડુરંગા.

(૨)

દેહ જાવો અથવા રાહો,
પાંડુરંગીં દૃઢ ભાવો.
ચરણ ન સોડીં સર્વથા,
તુઝી આણ પંઢરીનાથા.
વદનીં તુઝેં મંગળ નામ;
હૃદયીં અખંડિત પ્રેમ.
નામા મ્હણે કેશવરાજા,
કેલા નેમ ચાલવી માઝા.






यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम् ॥

ગી. ૧૦-૪૧

'રુક્મિણીબાઇ ! ઓ રુક્મિણીબાઇ !'

'કોણ હશે ?'

'એ તો હું છું.'

'કોણ ગોરીબાઇ !'

'હા.'

'આવો આવો.'

'તમારે રુક્મિણીબાઇ, મારી સાથે આવવું છે ?'

'તમે ક્યાં જાવ છો ?'

'ઓ ! તમને કશી ખબર નથી ?'

'ના, શું કંઇ નવાજૂની છે ?'

'હા, કાશીથી એક મહાત્મા આપણા ગામમાં આવ્યા છે. રામેશ્વરની જાત્રાએ જાય છે. બહુ મોટા સિદ્ધ પુરુષ છે. લોકોનાં ટોળેટોળાં દર્શન કરવા જાય છે. તમારે આવવું છે ? હું જાઉં છું.'

'હા, હા. પણ ઊભાં રહો. હું સાડી બદલીને આવું, સારું થયું તમે મને જણાવ્યું તે. નહિ તો હું તો કશું જાણત જ નહિ.'

ગોરીબાઇએ જરા હસીને કહ્યું :

'તમે ઘરની બહાર નીકળો ત્યારે જાણો ને ! તમને તો તમે ભલાં ને તમારું ઘર ભલું. અરે બહેન ! પણ આખો દહાડો ઘરમાં શું કર્યા કરો છો ? એકલા જીવને કામ તે કેટલું હોય ?'

રુક્મિણીબાઇએ કહ્યું :

'બહેન ! કામ તો શું હોય ? પણ પ્રભુની સેવામાં જરા જીવને આરામ મળે છે. એટલે સેવા ભજનમાં દિવસ ગાળું છું.'

ગોરીબાઇ રુક્મિણીબાઇની પડોશમાં રહેતી હતી. આળંદી ગામમાં રુક્મિણીબાઇના દુઃખે દુઃખી થનારી અને એની લાગણી જાણનારી આ બાઇ બહુ ધર્મિષ્ઠ હતી. સાધુ-સંતોનાં દર્શને જવું, ને કથા કીર્તનમાં ભાગ લેવો, એ બે કાર્ય એને બહુ પ્રિય હતાં. આજે આળંદીગામની ભાગોળે કાશીના રામાનંદ સ્વામી નામના પ્રસિદ્ધ મહાત્મા પધાર્યા હતા. ગામમાં ખબર ફેલાતાં લોકોનાં ટોળેટોળાં એમના દર્શન કરવા જવા માંડયાં.

ગોરીબાઇ બારણામાં ઊભી હતી. એણે જ્યારે જાણ્યું કે ગામમાં કાશીના સંત પધાર્યા છે ત્યારે એણે તુરત રુક્મિણીબાઇને નવા સમાચાર જણાવી દીધા ને પોતાની સાથે દર્શનાર્થે આવવા આમંત્રણ આપ્યું. થોડા વખતમાં રુક્મિણીબાઇ ને ગોરીબાઇ તૈયાર થઇને સ્વામી રામાનંદજીનાં દર્શન કરવા ઘેરથી નીકળ્યાં.

[ ૨ ]

રુક્મિણીબાઇ અને ગોરીબાઇ જ્યારે રામાનંદ સ્વામીના મુકામ પાસે પહોંચ્યાં ત્યારે દર્શનાર્થીઓની ભીડ ઓછી થઇ હતી. રામાનંદ સ્વામી એક ઉંચા આસનપર બેઠા હતા. આજુબાજુ એમના શિષ્યો શોભતા હતા. સ્વામીજીની ભવ્ય આકૃતિ

જોનારના મનપર પ્રતાપની છાપ પાડી દે તેવી હતી. એમના તેજસ્વી મુખમંડળ પર મંદસ્મિત ફરકતું હતું. એમનાં નેત્રો વિશાળ હતાં. સૌ કોઇ આ ભગવાં વસ્ત્રધારી તપસ્વી પુરુષને આદરથી માથું નમાવતું હતું અને આશીર્વાદ લઇ કૃતકૃત્ય બનતું હતું.

'મહારાજ ! પ્રણામ કરું છું.' ગૌરીબાઇએ આગળ આવીને માથું નમાવી પ્રણામ કરતાં કહ્યું,

સ્વામીજીએ આશીર્વાદ આપ્યો :

'સુખી થાવ.'

પણ જ્યારે રુકિમણીબાઇએ પોતાની સખીનું અનુકરણ કરી પ્રણામ કરી હાથ જોડયા ત્યારે સ્વામીજીએ ક્ષણેક એના મુખ સામે જોઇ કહ્યું :

'પુત્રવતી ભવ.'

આ આશીર્વાદ સાંભળી રુકિમણીબાઇએ અને ગૌરીબાઇએ એકબીજાના મુખ સામે જોયુ. ને તરત બન્નેને હસવું આવી ગયુ.

ચતુર સ્વામીજીને આ હાસ્યમાં કંઇ રહસ્ય જણાયુ. એમણે પૂછયુઃ

'બેટા ! કેમ હસ્યાં ?'

ગૌરીબાઇએ જવાબ આપ્યો :

'મહારાજ ! આપનો આશીર્વાદ સાંભળીને અમને હસવું આવી ગયુ.'

'આશીર્વાદમાં હસવું આવે એવું શું છે ?' સ્વામીજીએ પૂછયુ.

ગૌરીબાઇ બોલી :

'આપે આ મારી સખી રુકિમણીને આશીર્વાદ આપ્યો તે કદી સફળ થાય એવો નથી.'

'કેમ કંઇ ?'

'કારણ કે એની સ્થિતિ બહુ વિચિત્ર છે. એનો પતિ સંન્યાસી બની ગયો છે.

'આ બેનનો પતિ સંન્યાસી બની ગયો છે ?'

'હા.'

'શું નામ છે એનું ? કયાં છે હાલ એ ? કોના હાથે એણે સંન્યસ્ત દિક્ષા લીધી છે ?'

ગૌરીબાઇ બધી હકીકત જાણતી હતી એટલે એણે કહ્યું:

'મહારાજ ! આ બાઇના ધણીનું નામ છે વિઠ્ઠલપંત. એમણે કાશીમાં કોઇ સંત મહાત્મા પાસે દિક્ષા લીધી છે.'

મહારાજની આંખો ચમકી ઊઠી. એ બોલ્યાઃ

'નિયમ એવો છે કે પોતાની ધર્મપત્નીની પરવાનગી સિવાય કોઇ આદમી સંન્યસ્ત સ્વીકારી શકે નહિ હું એ જાણવા માગુ છું કે વિઠ્ઠલપંતે રુકિમણીબાઇની રજા મેળવી હતી ખરી ?'

આ વખતે રુકિમણીબાઇએ ડોકું હલાવી ના પાડી.

સ્વામીજીની મુખાકૃતિમાં જરા ફેરફાર થઇ ગયો. એમણે રુકિમણીના મુખ તરફ એક વખત ધ્યાનથી જોયુ પછી ધીમા છતાં દૃઢ સ્વરથી કહ્યું:

'બેટા ! પરમાત્મા તારું કલ્યાણ કરશે. મારા આશીર્વાદ વ્યર્થ નહિ જાય.'

રુકિમણીએ પાસે ઊભેલી ગૌરીનો હાથ ઝાલી લીધો. તદ્દન અશકય લાગતી વાત શકય શી રીતે બનશે ! છતાં સિદ્ધ પુરુષની વાણી મિથ્યા પણ થાય નહિ.

(૩)

બીજે જ દિવસે સ્વામી રામાનંદે પોતાનો મુકામ ઉપાડયો. ને શિષ્યોની અજાયબી વચ્ચે રામેશ્વર જવાને બદલે કાશીનો માર્ગ લીધો.

કાશી પહોંચી એમણે કેટલાક મહિના પહેલાં જેને દિક્ષા આપી હતી એ નવીન શિષ્યને બોલાવ્યો. એ વિઠ્ઠલ પંત હતો. સ્વામીજીએ એને આડાઅવળા સવાલો પૂછી બધી હકીકત જાણી લીધી. પછી એને એકાંતમાં બોલાવી આજ્ઞા કરી :

'વિઠ્ઠલપંત, તમારે આશ્રમ છોડવો પડશે.'

'કેમ ગુરુદેવ?' હાથ જોડી વિઠ્ઠલપંતે કહ્યું.

'તમે તમારી ધર્મપત્નીની સંમતિ વગર ગૃહત્યાગ કર્યો છે. એટલે તમારે પાછા ઘેર જવું પડશે.

'પણ મહારાજ! સંન્યાસીથી પાછા ગૃહસ્થ થવાય?'

'મારી આજ્ઞા છે તમે ભગવાં ઉતારી નાખો. તમને દોષ નહિ લાગે. તમે તમારી મેળે પાછા ગૃહસ્થ બનતા નથી પણ ગુરુની આજ્ઞાથી પુનઃ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરો છો.'

'પણ મહારાજ! મારુ મન સસાર ઉપરથી ઊઠી ગયુ છે. મને હવે સસારમાં રસ નથી.'

'તમારી વાત સાચી છે પણ મારી વાત પણ તમારે સાંભળી લેવી જોઇએ. હું વ્યર્થ આજ્ઞા કરતો નથી. તમે સંન્યસ્ત લેવામા ઉતાવળ કરી છે. તમારે ઘેર એક એવો પુત્ર જન્મનાર છે કે જે સંસારને તારશે તમે અહીં રહોતો એ શી રીતે બનશે?' પછી વિઠ્ઠલપંતના મુખ સામે જરાવાર જોઇ રહી કહ્યું: 'અરે! એક નહિ ત્રણ ત્રણ પુત્ર ને એક પુત્રીનો યોગ છે. નહિ નહિ, વિઠ્ઠલપત! તમે આશ્રમમાં રહી શકો નહીં. તમારે ભગવાં ઉતાર્યા સિવાય નહિ ચાલે.'

'ગુરુદેવ!....' વિઠ્ઠલપતે હાથ જોડયા.

'જુઓ ભાઇ! તમે મને ગુરુપદે સ્થાપ્યો હોય તો મારી આજ્ઞા તમારે માનવી જોઇએ. એ જ તમારો ધર્મ છે. હું આજ્ઞા કરુ છું, તમે ફરીથી ગૃહસ્થ બનો. પ્રભુ તમારુ કલ્યાણ કરશે.' રામાનંદ સ્વામીએ ચરણમાં નમેલા વિઠ્ઠલપંતના માથા પર હાથ મૂકતાં કહ્યું.

(૪)

બીજે જ દિવસે વિઠ્ઠલપતે ભગવાં ઉતાર્યાં ને આળંદીનો રસ્તો પકડયો.

રુક્મિણી પતિને પાછા આવેલા જોઇ અત્યંત પ્રસન્ન થઇ. એણે સ્વામીનો ભાવભર્યો સત્કાર કર્યો. હર્ષનાં આંસુથી સ્વામીના એણે પગ પખાળ્યા, ને એ ક્ષણથી પતિ પરમેશ્વરની સેવામાં એ લાગી ગઇ.

વિઠ્ઠલપંતના હૃદયમાં પણ ઘરમાં પગ મૂકતાં પલટો થઇ ગયો. એમની તીવ્ર વૈરાગ્યની ભાવના ઓછી થઇ ગઇ. એ પ્રભુની ઇચ્છાને આધીન બની ગૃહસ્થ બન્યા.

કેટલોક કાળ વીતી ગયા પછી રુક્મિણીબાઇએ થોડા થોડા વર્ષના અતરે ત્રણ પુત્રો ને એક પુત્રીને જન્મ આપ્યો. મોટા પુત્રનું નામ નિવૃત્તિનાથ, એ પછી જ્ઞાનદેવ જન્મ્યા અને ત્યારબાદ સોપાનદેવ અને મુક્તાબાઇ.

ચારેય બાળકો દિવ્ય હતાં. દુશ્મનને પણ પ્રિય લાગે એવું એમનું રૂપ હતું. દુઃખીને પણ હસતો બનાવી દે એવી મીઠી એમની વાણી હતી અને જ્ઞાનીને પણ વિચાર કરતો કરી મૂકે એવી એમની વાતચીત હતી.

લોકો કહેતા—રુક્મિણીબાઇના ઉદરથી દેવતા જન્મ્યા છે વિઠ્ઠલપત ઉપર પ્રભુ પ્રસન્ન છે. એ સિવાય એમને ઘેર આવી ઇશ્વરની ભેટ ન મળે.

પણ પરમાત્માએ દીધેલી સંતાનરૂપી અમૂલ્ય ભેટનું સુખ ભોગવવાનું વિઠ્ઠલપત કે રુક્મિણીબાઇના ભાગ્યમાં ન હતું. એટલે મોટો પુત્ર દશ વર્ષનો થયો કે તરત એક જ દિવસે બન્ને પતિ પત્નીએ બાળકોને પરમાત્માના હાથમાં સોંપી દેહ છોડી દીધો.

(૫)

પ્રભુની જેના પર કૃપા ઉતરી હોય એ ચિંતા શું કામ કરે? એ દુઃખને શું કામ ગણે?

માતાપિતા વગરનાં ચારે બાળકો બહુ પ્રેમથી રહેવા લાગ્યાં. ને હરિભજનના આનંદમાં દિવસો પસાર કરવા લાગ્યાં.

જોનારના મનપર પ્રતાપની છાપ પાડી દે તેવી હતી. એમના તેજસ્વી મુખમંડળ પર મંદસ્મિત ફરકતું હતું. એમનાં નેત્રો વિશાળ હતાં. સૌ કોઇ આ ભગવાં વસ્ત્રધારી તપસ્વી પુરુષને આદરથી માથું નમાવતું હતું અને આશીર્વાદ લઇ કૃતકૃત્ય બનતું હતું.

'મહારાજ! પ્રણામ કરું છું.' ગોરીબાઇએ આગળ આવીને માથું નમાવી પ્રણામ કરતાં કહ્યું.

સ્વામીજીએ આશીર્વાદ આપ્યો :

'સુખી થાવ.'

પણ જ્યારે રુકિમણીબાઇએ પોતાની સખીનું અનુકરણ કરી પ્રણામ કરી હાથ જોડયા ત્યારે સ્વામીજીએ ક્ષણેક એના મુખ સામે જોઇ કહ્યું :

'પુત્રવતી ભવ.'

આ આશીર્વાદ સાંભળી રુકિમણીબાઇએ અને ગોરીબાઇએ એકબીજાના મુખ સામે જોયુ. ને તરત બન્નેને હસવું આવી ગયુ.

ચતુર સ્વામીજીને આ હાસ્યમાં કઇ રહસ્ય જણાયુ. એમણે પૂછયુ:

'બેટા! કેમ હસ્યાં?'

ગોરીબાઇએ જવાબ આપ્યો :

'મહારાજ! આપનો આશીર્વાદ સાંભળીને અમને હસવું આવી ગયું.'

'આશીર્વાદમાં હસવું આવે એવું શું છે?' સ્વામીજીએ પૂછયું.

ગોરીબાઇ બોલી :

'આપે આ મારી સખી રુકિમણીને આશીર્વાદ આપ્યો તે કદી સફળ થાય એવો નથી.'

'કેમ કઇ?'

'કારણ કે એની સ્થિતિ બહુ વિચિત્ર છે એનો પતિ સંન્યાસી બની ગયો છે.

'આ બેનનો પતિ સન્યાસી બની ગયો છે?'

'હા.'

'શું નામ છે એનું? કયાં છે હાલ એ? કોના હાથે એણે સંન્યસ્ત દિક્ષા લીધી છે?'

ગોરીબાઇ બધી હકીકત જાણતી હતી એટલે એણે કહ્યું:

'મહારાજ! આ બાઇના ધણીનું નામ છે વિઠ્ઠલપંત. એમણે કાશીમાં કોઇ સંત મહાત્મા પાસે દિક્ષા લીધી છે.'

મહારાજની આંખો ચમકી ઊઠી. એ બોલ્યા:

'નિયમ એવો છે કે પોતાની ધર્મપત્નીની પરવાનગી સિવાય કોઇ આદમી સંન્યસ્ત સ્વીકારી શકે નહિ હું એ જાણવા માગુ છું કે વિઠ્ઠલપતે રુકિમણીબાઇની રજા મેળવી હતી ખરી?'

આ વખતે રુકિમણીબાઇએ ડોકું હલાવી ના પાડી.

સ્વામીજીની મુખાકૃતિમાં જરા ફેરફાર થઇ ગયો. એમણે રુકિમણીના મુખ તરફ એક વખત ધ્યાનથી જોયુ પછી ધીમા છતાં દઢ સ્વરથી કહ્યું:

'બેટા! પરમાત્મા તારુ કલ્યાણ કરશે. મારા આશીર્વાદ વ્યર્થ નહિ જાય.'

રુકિમણીએ પાસે ઊભેલી ગોરીનો હાથ ઝાલી લીધો. તદ્દન અશકય લાગતી વાત શકય શી રીતે બનશે! છતાં સિદ્ધ પુરુષની વાણી મિથ્યા પણ થાય નહિ.

(૩)

બીજે જ દિવસે સ્વામી રામાનંદે પોતાનો મુકામ ઉપાડયો ને શિષ્યોની જમાયતી વચ્ચે રામેશ્વર જવાને બદલે કાશીનો માર્ગ લીધો.

કાશી પહોંચી એમણે કેટલાક મહિના પહેલાં જેને દિક્ષા આપી હતી એ નવીન શિષ્યને બોલાવ્યો. એ વિઠ્ઠલપંત હતો. સ્વામીજીએ એને આડાઅવળા સવાલો પૂછી બધી હકીકત જાણી લીધી. પછી એને એકાંતમાં બેલાવી આજ્ઞા કરી :



'વિઠ્ઠલપંત, તમારે આશ્રમ છોડવો પડશે.'

'કેમ ગુરુદેવ?' હાથ જોડી વિઠ્ઠલપંતે કહ્યું.

'તમે તમારી ધર્મપત્નીની સંમતિ વગર ગૃહત્યાગ કર્યો છે. એટલે તમારે પાછા ઘેર જવું પડશે.

'પણ મહારાજ! સંન્યાસીથી પાછા ગૃહસ્થ થવાય?'

'મારી આજ્ઞા છે તમે ભગવાં ઉતારી નાખો. તમને દોષ નહિ લાગે. તમે તમારી મેળે પાછા ગૃહસ્થ બનતા નથી પણ ગુરુની આજ્ઞાથી પુનઃ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરો છો.'

'પણ મહારાજ! મારુ મન સસાર ઉપરથી ઊઠી ગયુ છે. મને હવે સસારમાં રસ નથી.'

'તમારી વાત સાચી છે પણ મારી વાત પણ તમારે સાંભળી લેવી જોઇએ. હુ વ્યર્થ આજ્ઞા કરતો નથી. તમે સંન્યસ્ત લેવામા ઉતાવળ કરી છે. તમારે ઘેર એક એવો પુત્ર જન્મનાર છે કે જે સંસારને તારશે તમે અહીં રહો તો એ શી રીતે બનશે?' પછી વિઠ્ઠલપતના મુખ સામે જરાવાર જોઇ રહી કહ્યું: 'અરે! એક નહિ ત્રણ ત્રણ પુત્ર ને એક પુત્રીનો યોગ છે. નહિ નહિ, વિઠ્ઠલપત! તમે આશ્રમમાં રહી શકો નહીં. તમારે ભગવાં ઉતાર્યા સિવાય નહિ ચાલે.'

'ગુરુદેવ!....' વિઠ્ઠલપતે હાથ જોડ્યા.

'જુઓ ભાઇ! તમે મને ગુરુપદે સ્થાપ્યો હોય તો મારી આજ્ઞા તમારે માનવી જોઇએ. એ જ તમારો ધર્મ છે. હુ આજ્ઞા કરુ છું, તમે ફરીથી ગૃહસ્થ બનો. પ્રભુ તમારુ કલ્યાણ કરશે.' રામાનંદ સ્વામીએ ચરણમાં નમેલા વિઠ્ઠલપંતના માથા પર હાથ મૂકતાં કહ્યું.

(૪)

બીજે જ દિવસે વિઠ્ઠલપતે ભગવાં ઉતાર્યા ને આળંદીનો રસ્તો પકડયો.

રુક્મિણી પતિને પાછા આવેલા જોઇ અત્યંત પ્રસન્ન થઇ. એણે સ્વામીનો ભાવભર્યો સત્કાર કર્યો. હર્ષનાં આંસુથી સ્વામીના એણે પગ પખાળ્યા, ને એ ક્ષણથી પતિ પરમેશ્વરની સેવામાં એ લાગી ગઇ.

વિઠ્ઠલપંતના હૃદયમાં પણ ઘરમાં પગ મૂકતાં પલટો થઇ ગયો. એમની તીવ્ર વૈરાગ્યની ભાવના ઓછી થઇ ગઇ. એ પ્રભુની ઇચ્છાને આધીન બની ગૃહસ્થ બન્યા.

કેટલોક કાળ વીતી ગયા પછી રુક્મિણીબાઇએ થોડા થોડા વર્ષના અતરે ત્રણ પુત્રો ને એક પુત્રીને જન્મ આપ્યો. મોટા પુત્રનું નામ નિવૃત્તિનાથ, એ પછી જ્ઞાનદેવ જનમ્યા. અને ત્યારબાદ સોપાનદેવ અન મુક્તાબાઇ.

ચારેય બાળકો દિવ્ય હતાં. દુશ્મનને પણ પ્રિય લાગે એવું એમનું રૂપ હતું. દુઃખીને પણ હસતો બનાવી દે એવી મીઠી એમની વાણી હતી અને જ્ઞાનીને પણ વિચાર કરતો કરી મૂકે એવી એમની વાતચીત હતી.

લોકો કહેતા—રુક્મિણીબાઇના ઉદરથી દેવતા જન્મ્યા'છે વિઠ્ઠલપત ઉપર પ્રભુ પ્રસન્ન છે. એ સિવાય એમને ઘેર આવી ઇશ્વરની ભેટ ન મળે

પણ પરમાત્માએ દીધેલી સંતાનરૂપી અમૂલ્ય ભેટનું સુખ ભોગવવાનું વિઠ્ઠલપત કે રુક્મિણીબાઇના ભાગ્યમાં ન હતું. એટલે મોટો પુત્ર દશ વર્ષનો થયો કે તરત એક જ દિવસે બન્ને પતિ પત્નીએ બાળકોને પરમાત્માના હાથમાં સોંપી દેહ છોડી દીધો.

(૫)

પ્રભુની જેના પર કૃપા ઉતરી હોય એ ચિંતા શું કામ કરે? એ દુઃખને શું કામ ગણે?

માતાપિતા વગરનાં ચારે બાળકો બહુ પ્રેમથી રહેવા લાગ્યાં. ને હરિભજનના આનંદમાં દિવસો પસાર કરવા લાગ્યાં.

રાણાએ પોતાના બાવા મર્હુમ દસ્તુર શેરાબજી કામજી મહેરજીરાણાની, આપણા ધરમને લગતી જંદ, પેહેલવી તથા ફારસી કિતાબો હતી તે સઘળી ભેટ આપી હતી, તેમજ દસ્તુર રૂસ્તમજી કેકોબાદજી મેહેરજીરાણા, દસ્તુર એદલજી સોરાબજી મેહેરજીરાણા એરવદ બેહેરામજી માણેકજી અને દાદાભાઈ ખરશેદજી હોરડી અને બીજા સાહેબોએ ઘણીક કિતાબો ભેટ આપી કિતાબખાનુ ચાલુ કર્યું હતુ એ કિતાબખાનાના ખર્ચને માટે પ્રથમમા મેહેરજીરાણાના કુટુંબવાળાઓએ પોતપોતામા એક ઉઘરાણુ કર્યું હતુ, પણ તેમા ખર્ચ પુરો ચાલી નહિ શકવાથી આગળ, એ ખાનદાનવાળાઓએ મર્હુમ મેહેરજી રાણાની બાજ કરવાને ઉભા કરેલા મેહેરજીરાણાના જશન ફંડમા નાણાનો વધારો થવાથી, તેઓ સાહેબની બાજને દીને દમડા સાથનુ ખાણુ કરવામા આવતુ હતુ તે બંધ કરી અસલ ફંડની મતલબ મુજબ બાજને દીને ફકત જશનજ કરી, બાકીનુ સઘળુ વ્યાજ એ કિતાબખાનાના ખર્ચમા વાપરવાનો ઠરાવ કર્યો હતો તે મુજબ ઈ સ ૧૮૭૬ સુધી તે વ્યાજના રૂા ૭૦૧ાા વાપરવામા આવ્યા હતા

એ કિતાબખાનાને માટે શેઠ બરજોરજી બહમનજી પદમે જે મકાન બંધાવી આપ્યુ હતુ, તેનુ નવસારીના કાયદા મુજબનુ એક લખાણુ તા ૧૭ મી આગસ્ટ ૧૮૭૪ને દિને ટ્રસ્ટીઓને સોંપ્યુ હતુ એ બાબે શેઠ બરજોરજીનો ઉપકાર માનનારૂ મહેરજી રાણા ખાનદાનવાળા (૬૪) ગૃહસ્થોની સહી સાથેનુ એક માનપત્ર તા ૨૦ મી ડીસેમ્બર ૧૮૭૪ને દીને મુંબઈમા તેઓને આપવામા આવ્યુ હતુ

એ કિતાબખાનાના મકાનમા નીચે મુજબ તખ્તી મારેલી છે —

શ્રી દાદારહોરમજદની મદદ છે

" મર્હુમ પદના દસ્તુરજી સાહેબ મહેરજી રાણા યઝદઝર્દી ૯૬૦ ના સાલમા હક થએલા, તેઓની યાદગારી કાયમ રાખવા તેમના નામનુ કિતાબખાનુ હમેશા સુધી રાખવા સારૂ નવસારીમધે આએ મકાન મુંબઈવાસી આ૦ બરજોરજી બહમનજી પદમે પોતાના ખર્ચથી ધરમખાતે બંધાવી આપ્યોછે, અને તે સાથ તેમણે એ મકાનવાળી તથા તેને લગતી આસપાસની જે જમીન છે તે પણ રસ્તાને સારૂ ખુલ્લી રાખીને મહાકાન જરથોસ્તી અંજુમનને વાપરવા સારૂ ધરમખાતે આપીછે રોજ ૩૦ માહ ૭ મો શહેનશાહી સને ૧૨૪૧ યઝદઝર્દી તા ૧૮ મી એપ્રીલ સન ૧૮૭૨ અંગ્રેજી '

એ કિતાબખાનાનો વહીવટ ચલાવવા માટે પ્રથમમા ઉપલા મહેરજી રાણાના જશન ફંડના ટ્રસ્ટીઓ દસ્તુર માહીઆરજી કેકોબાદજી એરવદ જામાસપજી સોરાબજી દસ્તુર મહેરજી રાણાના, નશરવાનજી સોરાબજી વજીફદાર અને ફરામજી સોરાબજી દસ્તુર મહેરજી રાણાનાને મુકરર કીધા હતા તેમા પાછળથી એરવદ કાવસશાહ રૂસ્તમજી દસ્તુર મહેરજી રાણાના તથા ખરશેદજી એદલજી દસ્તુર મહેરજી રાણાનાને વધાર્યા હતા એ પછી ટ્રસ્ટીઓમા મરણ વગેરે ખાલી પડતી જગા ઉપર દસ્તુર દારાબજી માહીઆરજી, શેઠ હોરમજી નવરોજજી મહનાતવાળા ખરશેદજી માણેકજી શેઠના, અરદેશર ફરામજી મુસ, જમશેદજી નસરવાનજી પીટીટ, ખરશેદજી નસરવાનજી શીરવાઈ, અરદેશર સોરાબજી દસ્તુર કામદીના, બહેરામજી નસરવાનજી મી નાઈ, હોરમસજી ખરશેદજી કુરવાવાળા, હોરમસજી દાદાભાઈ વજીર અને ડાક્ટર ખરશેદજી નવરોજજી મહીઆર સામેલ થયા



પણ પૈઠણના પંડિતો તો આળંદીના બ્રાહ્મણો કરતાં પણ વધી ગયા. એમણે તો જ્ઞાનેશ્વરને ઘસીને ના પાડી.

પણ જ્ઞાનેશ્વરે તો પાછી આ પંડિતો સાથે પણ શાસ્ત્રની ચર્ચા ઉપાડી એમને થકવી દીધા. એટલે આખરે એક બે ટીખળી પંડિતોએ જ્ઞાનેશ્વરને ચૂપ કરવા કહ્યું:

'જુઓ ભાઇ! શાસ્ત્રોની ચર્ચામાં ઊંડા ઉતરવું ઠીક નથી. શાસ્ત્રોનો પાર કોણ પામી શકે એમ છે? એટલે એને બાજુ પર મૂકી અમને માત્ર તમે તમારી શુદ્ધિની ખાતરી કરાવો એટલે અમે તમને શુદ્ધિપત્ર લખી આપીશું.'

જ્ઞાનેશ્વરે કહ્યું:

'આપ કહો તે રીતે અમે ખાતરી કરાવવા તૈયાર છીએ.'

પંડિતોએ કહ્યું:

'તમે તૈયાર હોય તો આ પેલો રસ્તા ઉપર થઇને પાડો જાય છે એના મોઢે તમે વેદના મંત્રો બોલાવો એટલે તમારી શુદ્ધિની અમને ખાતરી થઇ જશે. જો એ કામ તમે કરી શકો એમ ન હો તો કૃપા કરીને હવે વધુ ચર્ચા કર્યા સિવાય અહીંથી પધારો.'

જ્ઞાનેશ્વરે બોલનાર પંડિની આંખોમાં આંખો ઠાળી કહ્યું:

'તમને તમારા બોલની કિંમત છે ખરીને?'

'એટલે?'

'એટલે તમે જે કહો છો એ પ્રમાણે બને તો તમે શુદ્ધિપત્ર લખી આપશોને?'

'જરૂર જરૂર.'

'તો હવે ખાતરી કરી લો.' આમ કહીને જ્ઞાનેશ્વરે પોતાનો જમણો હાથ ઊંચો કરી યોગ-શક્તિ અજમાવી. એ સાથે આગળ વધતો પાડો અટકીને પાછો વળ્યો ને યંત્રવત જ્ઞાનેશ્વરની પાસે આવીને ઊભો.

'જોઇ લો પંડિતો જોઇ લો. આ પાડાના મુખે જ તમારે વેદમંત્રો સાંભળવા છે ને?' જ્ઞાનેશ્વરે પાડા તરફ આંગળી કરી બ્રાહ્મણોને પૂછયું:

'હા.'

'તો સાંભળી લો.' આમ કહીને જ્ઞાનદેવે પોતાના જમણા હાથથી પાડાને સ્પર્શ કર્યો.

એ જ ક્ષણે પાડાના મુખમાંથી વેદમંત્રો નીકળવા લાગ્યા.

પંડિતો આશ્ચર્યમાં એકબીજાનાં મોંઢા જોવા લાગ્યા.

( ૬ )

ઉપરના બનાવ પછી થોડા જ દિવસમાં બીજો એક બનાવ બની ગયો ને અભિમાની બ્રાહ્મણો સમજી ગયા કે નાના દેખાતા જ્ઞાનદેવમાં દિવ્ય શક્તિનો વાસ છે. એને શુદ્ધ કરવાની ધૃષ્ટતા કોણ કરી શકે એમ છે? એ પોતે પરમ પવિત્ર છે.

વાત એમ બની કે પૈઠણમાં જે બ્રાહ્મણને ઘેર જ્ઞાનદેવ અને એમના ભાઇઓ ઉતર્યા હતા એ બ્રાહ્મણને ઘેર એના પિતાનું શ્રાદ્ધ આવ્યું. એ શ્રાદ્ધને દિવસે બ્રાહ્મણ પંડિતોને નોતરું દેવા ગયો પણ કોઇએ એનું નોતરું સ્વીકાર્યું નહીં. બધાએ એક જ જવાબ આપ્યો કે–તે સંન્યાસીના છોકરા-ઓને ઘરમાં રાખ્યા છે એટલે તું અધર્મી છે. ને અધર્મીના ઘરનું અનાજ અમને ન ખપે.'

બ્રાહ્મણ બીચારો નિરાશ થઇને પાછો ફર્યો.

એને દુ:ખી થયેલો જોઇને જ્ઞાનેશ્વરે પૂછયું:

'કેમ કાકા! શી હકીકત છે?'

બ્રાહ્મણે બધી વાત કરી.

વાત સાંભળી સ્મિત કરીને જ્ઞાનદેવે કહ્યું:

'કંઇ ફિકર નહિ. તમે તમારે રસોઇ કરો, બ્રાહ્મણો નહિ આવે તો કંઇ વાંધો નહિ. તમારા પિતૃઓ આવીને જમવા બેસશે. ખરી રીતે તો

એમ જ થવું જોઇએ. પણ પિતૃઓ આવી શકતા નથી એટલે એમના અભાવમાં બ્રાહ્મણોને જમાડવામાં આવે છે.'

બ્રાહ્મણની આંખો આશ્ચર્યમાં ફાટી ગઇ. એ બોલ્યો:

'શું કહ્યું જ્ઞાનદેવ! પિતૃઓ જમવા આવશે?'

'હા, પિતૃઓ સાક્ષાત જમવા આવશે. તમે તમારે રસોઇ તૈયાર કરાવો.'

બ્રાહ્મણે રસોઇ તૈયાર કરાવી. જમવાનો સમય થયો એટલે જ્ઞાનદેવે પિતૃઓનું આવાહન કર્યું. એ જ ક્ષણે સદેહે પિતૃઓ આવીને બ્રાહ્મણના ઘરમાં હાજર થયા ને આસન પર વિરાજી ભોજન જમવા લાગ્યા.

બ્રાહ્મણ રાજી રાજી થઇ ગયો, અશક્ય વસ્તુ શક્ય બની હતી.

આ જ વખતે પૈઠણમાં બેચાર પંડિતો તાલ જોવા બ્રાહ્મણને ઘેર આવી પહોંચ્યા. એમણે જ્યારે પિતૃઓને સદેહે જમતા જોયા ત્યારે એ આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા. પછી થોડીવારે એમને સમજાયું કે આ બધી શક્તિ પેલા નાના સરખા જણાતા જ્ઞાનદેવની છે.

જોતજોતામાં આખા પૈઠણમાં પિતૃઓની વાત ફેલાઇ ગઇ. પાડાના મુખે વેદ બોલાવ્યા હતા એ વાત તો જાહેર થઇ ગઇ જ હતી તેમાં આ વાતનો ઉમેરો થયો એટલે પંડિતોના અભિમાનના ચૂરેચૂરા થઇ ગયા. એ બધા એક પછી એક આવીને જ્ઞાનદેવના પગમા પડ્યા ને પોતાના અપરાધની ક્ષમા માગવા લાગ્યા. ને પછી તરત એમણે બહુ પ્રેમપૂર્વક શુદ્ધિપત્ર લખી આપ્યું.

(૭)

'અરે! પેલી બાઇ કેમ રડે છે?' એક વખતે જ્ઞાનેશ્વર મહારાજ પોતાના મંડળ સાથે યાત્રા નિમિત્તે ફરતા હતા ત્યાં નદીકિનારે એક બાઇને છાતીફાટ રડતી જોઇને એમણે રસ્તે જનાર એક આદમીને પૂછ્યુ.

પેલા આદમીએ હાથ જોડીને જ્ઞાનદેવને કહ્યું· 'મહારાજ! એ બાઇનો ધણી મરી ગયો છે એટલે એ રડે છે.'

'પણ ધણી મરી ગયો છે એમાં એ રડે છે શું કામ?'

પેલા આદમીએ જ્ઞાનદેવના મુખ સામે જોયું, એને આવો પ્રશ્ન સાંભળી આશ્ચર્ય થયું હતું. એ બોલ્યો·

'મહારાજ! જુવાન માણસ મરી જાય એટલે રડવું ન આવે? અને તેમાંય પોતાનો પતિ મરે એટલે એવી કઇ નિષ્ઠુર સ્ત્રી હોય કે ન રડે? પતિ વગર સ્ત્રીની ગતિ નથી. પતિ જતાં સ્ત્રીના જીવનમાં પછી શું રહે? એ રડે નહિ તો શું કરે?'

'અરે ભાઇ, એ બધું ખરું. પણ જે જન્મ્યું તે જાવાનું છે એટલી સહેલી વાત માણસ સમજી લે તો પછી એ રૂદનનો આશ્રય લેવાને બદલે ભજનનો આશ્રય લે. ભગવાનની ઇચ્છા મુજબ બધું બને છે. એ કઇ વગરવિચાર્યું કશું કામ કરતા નથી. આપણો તો એક જ ધર્મ હોય. ઇશ્વરને ઓળખવો અને એને ભજવો. ઠીક, જે માણસ મૃત્યુ પામ્યો છે એનું નામ શું?'

'મહારાજ! એનું નામ સચ્ચિદાનંદ.'

'સચ્ચિદાનંદ? એ માણસનું નામ સચ્ચિદાનંદ છે?'

'હા.'

'અરે ભલા માણસ, સચ્ચિદાનંદ તે કદી મરે? એ તો અજર અમર છે.'

'મહારાજ! આપ તો ભગવાનના નામની વાત કરો છો પણ આ તો આ જગતનો સામાન્ય માણસ હતો.'



'માણુસ સામાન્ય હતો પણ એનું નામ કંઇ સામાન્ય નથી. એ તો અસામાન્ય છે. અને એ અસામાન્યનામવાળો માણુસ મરે એ તો આશ્ચર્ય. એના ઘરવાળાએ કે સગાસંબંધીએ ખરેખર ઉતાવળ કરી હોય એમ લાગે છે. તમે જરા તપાસ કરો ને જો એના દેહને બાળી દીધો ન હોય તો અહીં લેતા આવો. અમે અહીં ઝાડ નીચે ઊભા છીએ.'

પેલા માણુસે જ્ઞાનદેવના શબ્દો સાંભળતા બરોબર નદીની પાસે જ આવેલા સ્મશાન તરફ દોટ મૂકી. ને થોડી જ વારમાં પાંચ પંદર ડાઘુઓની સાથે શબને લઇને એ જ્ઞાનદેવની પાસે આવ્યો. શબનો અગ્નિસંસ્કાર થયો ન હતો. પેલી સ્ત્રી બીજી સ્ત્રીઓ સાથે રડતી રડતી નદી કિનારે સ્નાન કરવા આવી હતી તે પણ રૂદન બંધ કરી દોડતી આવી.

જ્ઞાનેશ્વરની આજુબાજુ ચાળીસ પચાસ માણુસ ભેગું થઇ ગયું.

જ્ઞાનદેવે પરમાત્માનું સ્મરણ કરી મૃતદેહ તરફ કૃપાભરી નજર ફેરવી. પછી સ્મિત કરીને બોલ્યાઃ

'અરે, સચ્ચિદાનંદ! ઊઠ! બેઠો થા! તારે તો હજુ મહત્ત્વનું કામ કરવાનું છે. પરમાત્માએ જે કામ કરવાની આજ્ઞા કરી હોય તે કામ પૂરું કર્યા સિવાય જવાય શી રીતે? ઊઠ! ઊભો થા! તારા નામનો જિંદગીમાં તેં વિચાર કર્યો હોત તો તારું અકાળ મૃત્યુ ન થાત! ચાલ આંખો ઉઘાડ!'

કોઇ મહાન જાદૂગર જાદૂઇ લકડી આમતેમ ફેરવી જેમ ચમત્કાર કરી દેખાડે છે તેમ જ્ઞાનેશ્વરે પોતાની કૃપાભરી નજર ફેરવીને એક મહાન ચમત્કાર કરી બતાવ્યો.

છેલ્લા શબ્દો જ્યાં એ બોલી રહ્યા કે તરત મૃતદેહમાં ચેતનનો સંચાર થયો. સચ્ચિદાનંદે આંખો ઉઘાડી. એટલું જ નહિ આળસ મરડીને એ બેઠો પણ થયો ને આશ્ચર્યમાં આજુબાજુ જોવા લાગ્યો.

ભેગા થયેલા લોકોની આંખો આશ્ચર્યમાં ફાટી ગઇ. તેઓ એક સામટા જ્ઞાનેશ્વર મહારાજના ચરણમાં લાંબા થઇને પડયા. સચ્ચિદાનંદની સ્ત્રીએ તો દોડીને જ્ઞાનદેવના પગ પકડી લીધા અને આંસુથી ભીંજવી દીધા.

છેવટે સચ્ચિદાનંદ ઊભો થયો. ધીરેધીરે જ્ઞાનદેવની પાસે જઇને એમના ચરણમાં મસ્તક મૂકી એ બોલ્યોઃ

'ગુરુદેવ! આ ચરણ એ જ મારું શરણ છે. એનાથી મને હવે વેગળો ન કરશો. આ ક્ષણથી હું આપનો દાસ બની ચૂક્યો છું.'

એના મસ્તક પર હાથ મૂકી કૃપાળુ જ્ઞાનદેવે કહ્યું:

'ભાઇ! હાલમાં તું ઘેર જા. ને હરિસ્મરણ કર. યથા સમયે તને હું બોલાવી લઇશ.'

આટલું બોલી આશીર્વાદ આપી એ આગળ ચાલવા લાગ્યા.

આ પ્રસંગ પછી સચ્ચિદાનંદ ઘણાં વર્ષ સુધી જીવ્યો. જ્ઞાનદેવ મહારાજકૃત જ્ઞાનેશ્વરીના લહીઆ તરફેનું માન સૌથી પહેલાં જ્ઞાનેશ્વર મહારાજે પોતાના આ શિષ્યને આપ્યું હતું.

(૮)

હવે જ્ઞાનેશ્વર મોટા થઇ ગયા છે ને એમની કીર્તિ પણ ચારે તરફ ફરી વળી છે.

આ વખતે તાપી નદીના કિનારે ચાંગદેવ નામનો એક સમર્થ યોગી આશ્રમ બાંધીને રહેતો હતો. એ મોટો પંડિત પણ હતો.

જ્ઞાનદેવની કીર્તિ સાંભળી એનામાં અહંકાર જાગ્યો. એથી જ્ઞાનદેવનું પાણી માપવા એ એક દિવસ આશ્રમમાંથી નીકળ્યો. ને સીધો આળંદીની ભાગોળે આવીને ઊભો.

પણ એના સ્વરૂપને જોઇને ગામના લોકો બી ગયા. વાઘ ઉપર સ્વારી કરીને એ આવ્યો હતો.

આ વખતે આળદીમાં પોતાના ઘરના ઓટલા ઉપર જ્ઞાનદેવ પોતાનાં ભાઇ બહેન સાથે બેઠા હતા.

એમણે જ્યારે જાણ્યું કે ચાંગદેવ નામનો કોઇ સિદ્ધ પુરુષ વાઘ ઉપર સ્વારી કરીને પોતાને મળવા આવે છે ત્યારે એમણે હસીને પોતાની નાની બહેન સામે જોયું:

'મુક્તાબાઇ!'

'કેમ ભાઇ?'

'વાત સાંભળી? એક યોગીરાજ વાઘ ઉપર સ્વારી કરીને આપણને મળવા આવે છે.'

મુક્તાબાઇએ સ્મિત કરીને કહ્યું:

'આપણે એમનો ઘટિત સત્કાર કરવો જોઇએ.'

આ સાંભળી સોપાનદેવે કહ્યું:

'નિયમ તો એવો છે કે આપણને કોઇ મળવા આવે તો આપણે એના સત્કાર માટે સામે જવું જોઇએ.'

જ્ઞાનદેવે કહ્યું:

'હા, એ વાત સાચી છે. ચાલો ત્યારે આપણે ચાંગદેવની સામે જઇએ. ઉમ્મરમાં એ આપણા કરતાં ઘણા મોટા છે.'

'અને અહંકારમાં પણ' મુક્તાબાઇએ ટહૂકો કર્યો.

જ્ઞાનદેવ હસી પડયા. પછી કહ્યું:

'આપણે દોષ જોવા હોય તો આપણા જોઇએ. પારકાના તો ગુણ જ જોવા જોઇએ.'

સોપાનદેવે કહ્યું:

'ભાઇ! ચાગદેવ વાઘ ઉપર સ્વારી કરીને આવે છે તો આપણે એને લેવા પગે ચાલતા જઇશું કે કોઇ વાહનમાં બેસીને?'

જ્ઞાનેશ્વરે કહ્યું:

'પગે ચાલતા શું કામ જઇએ? આપણો આ ઓટલો આપણને ચાંગદેવની સામે લઇ જશે.'

આમ જ્ઞાનદેવ બોલી ન રહે ત્યાર પહેલો તો જડ ઓટલામાં ચેતન આવ્યું. એણે ખસવા માંડ્યું.

જોનારા ચિત્રવત્ બની ગયા.

ગામની મધ્યમાં ચાંગદેવ અને જ્ઞાનદેવનું મિલન થયું.

છાતી કાઢીને વાઘ ઉપર બેસીને આવના ચાંગદેવે દૂરથી જ્યારે જોયુ કે જ્ઞાનેશ્વર તો ઓટલા ઉપર બેસીને આવે છે ત્યારે એ ઠંડોગાર થઇ ગયો. જે માણુસ જડ વસ્તુમાં પણ ચેતન મૂકી શકે છે એના પર પ્રભુની કેટલી બધી કૃપા હોવી જોઇએ? આવો વિચાર આવતાં ચાંગદેવનું અભિમાન ગળી ગયું. એ તરત વાઘ ઉપરથી નીચે કૂદી પડયો ને દોડીને જ્ઞાનદેવના ચરણમાં એણે મસ્તક નમાવ્યું.

'હાં, હાં. યોગીરાજ! આ શું કરો છો? આપ તો વૃદ્ધ છો, પૂજ્ય છો. વિનય તો અમારે કરવો જોઇએ.' જ્ઞાનેશ્વર મીઠી ભાષાથી ચાંગદેવને નમસ્કાર કરતાં અટકાવવા લાગ્યા પણ ચાંગદેવને હવે જ્ઞાનદેવનું સાચું સ્વરૂપ સમજાઇ ગયું હતું એટલે એણે જ્ઞાનેશ્વરના બે પગને અંસુથી પખાળતાં કહ્યું:

'મહારાજ! ક્ષમા કરો. આપ જ મોટા છો. આપ જ પૂજ્ય છે. આપે મારા હૃદયનો અંધકાર ટાળી મારા પર બહુ ઉપકાર કર્યો છે. આપ મારા ગુરુસ્થાને છો.'

જ્ઞાનેશ્વરે ચાંગદેવને બે હાથ વતી ઉઠાડી બહુ માનપૂર્વક પોતાની બાજુમાં બેસાડયા ને મધુર ભાષાથી ઉપદેશ કરી ચાંગદેવના ખેદને દૂર કર્યો.

બોલાવીને પશુમુખે 'રવિ' વેદમંત્રો
આત્મા તણી અજબ શક્તિ બતાવનારા;
ચૈતન્ય તેમ જડમાં પ્રગટાવનારા,
જ્ઞાનેશ હે! ચરણમાંહી પ્રણામ મારા.

—※—




बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते ।
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥ —ગી. ૭।૧૯

મોહમાયા વ્યાપે નહિ જેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે,
રામનામશું તાળી રે લાગી, સકળ તીરથ એના તનમાં રે,

—નરસિંહ મહેતા

  

આઠ વર્ષની ઉમ્મરમાં મહાવીર હનુમાનજીને પ્રસન્ન કરનાર ભક્ત રામદાસનું નામ સમગ્ર ભારતમાં પ્રસિદ્ધ છે. રામદાસ તરીકે તો એ પછી પ્રસિદ્ધ થયા. એમનું નાનપણનું નામ નારાયણ હતું. સંસારની બધીય બાબતોમાં એમનું મન 'ના, ના,' કરતું હતું. એ તો મહાન ભક્ત થવા સર્જાયા હતા એટલે શું કામ માયા-મમતા રાખે?

ભગવાન રામચંદ્રજીના એ પરમ ભક્ત હતા. એટલે એ રામદાસ તરીકે પ્રસિદ્ધ થયા.

એમનાં માતાનું નામ રેણુકાબાઈ હતું અને પિતાનું નામ સૂર્યાજી પંત હતું. માતા પિતાને રામદાસ બહુ પ્રિય હતા.

જ્યારે રામદાસ બાર વર્ષના થયા ત્યારે મા-બાપે એમને પરણાવવાની તૈયારી કરવા માંડી

પણ સંસારબંધનમાં પડવાની પુત્રની તૈયારી ન હતી. ઉમ્મર નાની હતી પણ જ્ઞાન ઘણું હતું.

એમણે માને કહ્યું:

'મા! અત્યારથી મને પરણાવી દેવાની શું કામ ઉતાવળ કરે છે?'

રેણુકાબાઈએ કહ્યું:

'દીકરા! મારી તબિયત ઘણા દિવસથી સારી રહેતી નથી. કદાચ દેહ છૂટી જાય તો મનની મનમાં રહી જાયને!'

રામદાસે પૂછ્યું:

'મનની મનમાં શું રહી જાય મા!'

'અરે ભાઈ, તું વરરાજા બનીને પરણવા જાય, ને પરણીને નાની સરખી રૂપાળી વહુની સાથે પાછો આવી અમને પગે લાગે ને હું તમને બેઉને આશીર્વાદ આપું એ જેવી તેવી વાત છે? એ જેવો તેવો લહાવો છે? મારો દેહ છૂટી જાય તો એ આનંદ લેવાય નહિ ને?'

રામદાસ હસી પડ્યા:

'અરે મા! એવો લહાવો લેવાથી કંઈ ઉદ્ધાર ન થાય. માયા-મમતામાં ચિત્ત રાખવાથી બંધન મળે. મુક્તિ નહિ.'

'હું તો દીકરા! તને ખૂબ સુખી જોઈને મરું એને જ મુક્તિ માનું છું.'

રામદાસને માના પ્રેમની ખબર હતી. છતાં

જેના ઉદરથી પોતે જન્મ લીધો એનો ઉદ્ધાર ન થાય તો જન્મ લીધો ન લીધો બરાબર છે. એટલે એ બોલ્યાઃ

'મા ! પણ એક વાત તું નથી જાણતી તે હું જાણું છું.'

'શું ?'

'મા ! તું હમણાં મરવાની નથી. હું ઘણો મોટો થઈશ એ પછી જ ભગવાનના દરબારમાં તું જઈશ, ત્યાર પહેલાં નહિ. એટલે મહેરબાની કરીને મને હમણાં ખૂબ ભણી લેવા દે. મારા બાપાજીને પણ કહી દે કે એ નકામું ધાંધલ ન કરે.'

માએ કહ્યુંઃ

'તે તું તારી મેતે ભણ્યા કરજે ને. તને ના કોણ પાડે છે ? ઘરમાં નાની સરખી વહુ આવે તો મને કેટલું બધું ગમે ?'

રામદાસે ગપ્પુ માર્યુંઃ

'પણ મા ! નાની સરખી વહુ ઘરમાં આવશે તો તારું શું થશે એની તને કંઇ ખબર છે ?'

'શું થશે ?'

'અરે મા ! નાની સરખી વહુએ ઘરમાં પગ મૂક્યો કે તરત તું મરી જાય એવો ભાગ્યનો યોગ છે.'

'તે ભલેને મરી જવાય. મરવાથી કંઇ હું ડરતી નથી.'

'પણ મારે નાનપણમાં મારી માને ગુમાવવી નથી એનું કેમ ?'

'પણ તને એવું કહ્યું કોણે ?'

'ગમે તેણે કહ્યું'

'ચલ ચલ હવે. આખા મલકનું બધું જ્ઞાન તારામાં જ અત્યારથી આવી ગયું છે ખરુંને ? ત્રણે કાળનું જ્ઞાન હોય એમ 'આમ થશે ને તેમ થશે' એવું ભવિષ્ય તું ભલેને ભાખે પણ અમે નિશ્ચય કર્યો છે તે ખોટો નથી એટલું સમજી લેજે ' માએ હસીને કહ્યું.

'એટલે મા ! તું મને પરણાવવાની એમજ ને !' દયામણું મોં કરી રામદાસ બોલ્યા.

એમના માથે હાથ ફેરવતાં માએ કહ્યુંઃ

'પરણવું તો જોઇએને ભાઇ ! ગૃહસ્થાશ્રમનાં તો શાસ્ત્રોમાં બહુ વખાણ આવે છે. એ આશ્રમ તો સૌથી સારો.'

રામદાસે મનમાં ને મનમાં હસીને કહ્યુંઃ

'મા પણ તું એક વખત કોઇ જોશી જુવાને મારા જન્માક્ષર બતાવજે પછી લગ્ન નક્કી કરજે. મને લાગે છે કે મારા જીવનમાં પરણવાનો યોગ નથી.'

'અમે બધુંય જોવડાવ્યું છે. તારે એની ચિન્તા કરવાની જરૂર નથી.'

એકાએક રામદાસે માને પૂછ્યુંઃ

'મા ! તું સાચેસાચું કહેજે. સાધુ મોટો કે ગૃહસ્થ ? સાધુનું જીવન સારું કે ગૃહસ્થનું ?'

માએ કહ્યું.

'દીકરા ! ભગવાનનું ભજન કરે એ મોટા. બાકીના બધાય છોટા. પછી એ સાધુ હોય કે ગૃહસ્થ.'

'એ વાત તો તેં સાચી કહી. પણ સાચો સાધુ હોય એ પોતાનું કલ્યાણ કરે અને સાથે સાથે બીજાનું પણ કરે એ વાત તું માને છે કે નહિ ?'



'કેમ ના માનું ? સાધુ જીવન એ દિવ્ય જીવન છે. પણ ગૃહસ્થનું ય....'

'બસ બસ મા ! હવે આગળ બોલવાની જરૂર નથી.' માને બોલતાં અટકાવી ચતુર રામદાસે માના પગમાં માથું નમાવ્યું.

માએ પ્રસન્નતાથી પુત્રના માથા પર હાથ મૂક્યો.

(૨)

'બસ નથી જ પરણવું' એવો મનમાં નિશ્ચય કરીને બેઠેલા રામદાસને થોડા દિવસ પછી એક દિવસ ઘોડે ચડવાનો વખત આવ્યો ત્યારે એ મનમાં ને મનમાં પ્રભુની અકળ લીલાનો વિચાર કરવા લાગ્યા. મા-બાપે એમનું ધાર્યું જ કર્યું હતું. એમણે રામદાસને માટે નાની સરખી એક રૂપાળી વહુને ખોળી કાઢી હતી અને સંબંધ નક્કી કરી લગ્નતિથિ નક્કી કરી હતી. હવે રામદાસ બીચારા શું કરે ? વરરાજા થઈને ઘોડા પર ન બેસે તો ક્યાં જાય ?

વરને લઈને વાજતેગાજતે જાન ચાલી.

રસ્તામાં રામદાસે મનમાં ને મનમાં એમના મહાન ગુરુની પ્રાર્થના કરવા માંડી:

'હે મારુતિ ભગવાન ! મારા પર દયા કરો ! આ તો હું બંધનમાં પડવા જાઉં છું. મને આ ગમતું નથી. મારે તો આપની પેઠે બ્રહ્મચારી રહી સાધુ જીવન ગાળવું છે ને રઘુવીર સમર્થની આણ વર્તાવવી છે મને સંસારમાં પડવાની જરાય ઇચ્છા નથી.'

નાનપણમાં જેમણે કૃપા કરીને રામદાસને દર્શન દીધાં હતાં અને ભગવાન રામચંદ્રજીની ભક્તિનું વરદાન આપ્યું હતું એ દયાળુ હનુમાનજી એમના શિષ્યનું દુઃખ ના સમજે એવું બને જ નહિ. હનુમાનજીએ અદૃશ્ય રીતે રામદાસની પાસે આવી માત્ર એકલા રામદાસ જ સાંભળી શકે એવી રીતે એમના કાનમાં કહ્યું:

'બચ્ચા ! ગભરાતો નહિ. ભગવાન રામ તારા રક્ષક છે.'

રામદાસનું મુખ આ શબ્દો સાંભળતા બરોબર હસી ઊઠયું.

યથા સમયે જાન વધુ મંડપમાં પહોંચી ગઇ. તોરણે વરનો સત્કાર કરવા-પોંકવા સાસુજી આવ્યાં. બ્રાહ્મણોએ મંત્ર ભણવાની શરૂઆત કરી અને વિધિ શરૂ થયો.

એ પછી વરરાજાને મંડપમાં ચોરી પાસે યોગ્યસ્થાને બેસાડવામાં આવ્યા.

થોડીવારે કન્યાને બોલાવવામાં આવી. કન્યા આવીને વરની સામે બેઠી એટલે વચ્ચે અંતરપટ ધરવામાં આવ્યો ને મંગલાષ્ટક શરૂ થયાં બ્રાહ્મણો શ્લોકો બોલવા લાગ્યા.

રામદાસનું ચિત્ત ચગડોળે ચઢી ગયું હતું. એ વિચારતા હતા કે, હમણાં આ અંતરપટ ખસી જશે ને પેલી પારકા ઘરની છોકરીનો હાથ મારા હાથમાં મૂકી મને સંસાર બંધનમાં નાખશે. લોકો હસશે પણ પછી મારું મન તો જિંદગીભર રડયા કરશે. હે પ્રભુ ! ત્રાહિમાં ત્રાહિમાં.

ઓચિંતા એ જાગૃત થઇ ગયા. એમના મનમાં એકાએક શક્તિનો સંચાર થયો. એમની બુદ્ધિ નિર્ણય કરવા તત્પર બની ગઈ. રામદાસ ટટ્ટાર થઈ ગયા.

એટલામાં એમના કાનમાં કોઇકે કહ્યું: 'સાવધાન !'

અરે ! આ તો ભગવાન મારુતિનો અવાજ !

રામદાસનું મન બળ અનુભવવા લાગ્યું. એ જ ઘડીએ શ્લોકો ગગડાવતા બ્રાહ્મણોના મુખમાંથી શબ્દો સર્યા: 'સાવધાન ! વર-કન્યા સાવધાન !'

અને રામદાસ ખરેખર સાવધાન થઇ ગયા. એમની બુદ્ધિએ તત્કાળ નિર્ણય કરી લીધો. એમનું મન જુસ્સામાં આવી ગયું.

કોઇ અગમ્ય શક્તિથી પ્રેરાઇ રામદાસ એકાએક બાજઠ ઉપરથી ઊભા થઇ ગયા ને તુરત એમણે લગ્નમંડપમાંથી દોટ મૂકી.

કલ્પના બહારની વાત હતી. એટલે સૌ પહેલાં તો સ્તબ્ધ થઇ ગયા. પછી જાગ્યા ત્યારે બૂમાબૂમ કરવા લાગ્યા. ને વરરાજાની પાછળ દોડ્યા.

પણ વરરાજા કંઈ કોઇના હાથમાં આવે એવા ન હતા.

એમણે તો ખરેખરી દોટ મૂકી હતી. જોતજોતામાં એ અદશ્ય થઇ ગયા. એમને પકડી લાવવા ગયેલા વીલા મોઢે પાછા આવ્યા.

પરમ આશ્ચર્યનું વાતાવરણ સર્વત્ર ફેલાઇ ગયું.

( ૩ )

લગ્નમંડપમાંથી દોટ મૂકીને રામદાસ સીધા નદીકિનારે પહોંચ્યા. ત્યાં એમણે ઝટપટ વરરાજાનો પોશાક ઉતારી કિનારે મૂકી દીધો ને નદીમાં ઝંપલાવ્યું. તરવામાં કુશળ હતા એટલે થોડીવારમાં ગોદાવરીને પાર કરી ગયા.

સામે કિનારે પહોંચી એમણે લંગોટી લગાવી ને સંસારને છેવટના રામરામ કરી 'જય રઘુવીર સમર્થ !'ની ગર્જના કરતા કરતા વનમાં અદશ્ય થઇ ગયા.

હવે એ તદ્દન સ્વતંત્ર થઇ ગયા હતા. એમને પૂછનાર કે ખાળનાર કોઇ હતું નહિ. એક મસ્ત અવધૂતની પેઠે એમણે રખડવા માંડ્યું.

સૌથી પહેલાં એ નાસિક-પંચવટી પહોંચ્યા ત્યાંથી રામનામનો અખંડ જપ કરતા કરતા સમગ્ર દેશમાં એમણે ઘૂમવા માંડ્યું.

અનેક ડુંગરાઓ એ ખુંદી વળ્યા. અનેક ગુફાઓ એમણે જોઇ કાઢી. વનવગડામાં ઘૂમતાં ઘૂમતાં એમને જાતજાતના સાધુ-મહાત્માઓનો ભેટો થયો. નદીઓના કિનારે ફરતા સાધુ-સંતોને જોયા ને પહાડોમાં સમાધિ લગાવીને બેઠેલા સિદ્ધ પુરુષોનો પણ એમણે સમાગમ સાધ્યો. એકપણ તીર્થસ્થાન એવું ન રહ્યું કે જેની મુલાકાત રામદાસે ન લીધી હોય. પગે ચાલીને સર્વ તીર્થોમાં ફરીને એમણે પ્રથમ દેશદર્શન કરી લીધું. સાથે સાથે જ્ઞાનોપાર્જન પણ કરી લીધું. ભગવાનની ભક્તિ તો એમને પ્રાપ્ત થયેલી જ હતી. પ્રતાપી પવનકુમારની એમના પર કૃપા હતી એટલે રામદાસ ઝડપથી આગળ વધી ગયા.

એમણે સ્થળે સ્થળે મારુતીની સ્થાપના કરવા માંડી ને ધર્મના પ્રચારનું કાર્ય હાથમાં લીધું. સંસારનો ત્યાગ કરનારે દુનિયાને સાચો માર્ગ પ્રભુભક્તિનો માર્ગ બતાવવા માંડ્યો.

થોડા કાળમાં રામદાસ, સ્વામી રામદાસ તરીકે પૂજાવા લાગ્યા. ઠેકાણે ઠેકાણે એમના ભક્તો થવા લાગ્યા સ્થળે સ્થળે મારુતિ ભગવાનના મંદિરની ધજા ફરફરવા લાગી. ને જ્યાં ત્યાં 'જય રઘુવીર સમર્થ'ની ગર્જના થવા લાગી.

જનસમૂહમાં નવચૈતન્ય પ્રગટ થયું. 'હરિનો મારગ છે શૂરાનો' એ વાત સ્વામી રામદાસના શિષ્યો લોકોને સમજાવવા લાગ્યા.



(૪)

એક વાર સ્વામી રામદાસ પોતાના શિષ્યોની સાથે એક ગામની ભાગોળે થઈને જતા હતા. એ વખતે એક જુવાન બાઈએ આવી સ્વામીજીના ચરણમાં મસ્તક નમાવ્યું.

સ્વામીએ આશીર્વાદ આપ્યાઃ

'અષ્ટપુત્રા સૌભાગ્યવતી ભવ.'

બાઈએ ચમકીને સ્વામીજીના મુખ સામે જોયું પછી ધીમેથી એ બોલીઃ

'મહારાજ! આપે આશીર્વાદ આપ્યો તે આવતા જન્મે ફળવાનો ને?'

રામદાસે પૂછ્યું:

'કેમ એવું બોલે છે બેટા?'

પેલી સ્ત્રી બોલીઃ

'મહારાજ! આજે જ મારા સ્વામીએ દેહ છોડી દીધો છે. એમના દેહને સ્મશાનમાં લાવવામાં આવ્યો છે ને હું એમની પાછળ સતી થવા આવી છું. પેલું સામે સ્મશાન દેખાય. આપને દૂરથી જોયા એટલે ચિતા પર ચઢતા પહેલાં પ્રણામ કરવા આવી છું.'

સ્વામી રામદાસ-આ સાંભળી ઘડીભર સ્તબ્ધ બની ગયા. પછી એકાએક એમના મુખમાંથી શબ્દો નીકળ્યાઃ

'જય રઘુવીર સમર્થ!'

શિષ્યોએ એ ગર્જના ઝીલી લીધી.

બાઈ હાથ જોડીને સામે ઊભી હતી.

રામદાસ સ્વામીએ એને કહ્યું:

'આશીર્વાદ તને જે મળ્યા છે તે ભગવાન વતીથી મળ્યા છે એટલે એ ખોટા નથી. તારે ચિતા પર ચઢવાની કંઈ જરૂર નથી. જા, તારા સ્વામીના શબને અહીં લેતી આવ.'

બાઈ તો, આ શબ્દો સાંભળતાં દોડી. સંત-મહાત્માઓ ધારે તે કરી શકે એવી એને શ્રદ્ધા હતી એટલે થોડી જ વારમાં સ્વામીના શબને લેવડાવીને એ સ્વામી રામદાસ પાસે પાછી આવી પહોંચી.

સ્વામી રામદાસે ફરી એકવાર રઘુવીર સમર્થના નામની ગર્જના કરી. ભક્તોએ એ ગર્જના ઝીલી લીધી ને જયજયકારથી આખો પ્રદેશ ગાજી ઊઠ્યો.

તરત સ્વામીએ કમંડળમાંથી જળ હાથમાં લીધું. પછી પ્રથમ હનુમાનજીનું અને ત્યારબાદ ભગવાન રામનું સ્મરણ કરીને એ જળને શબના ઉપર છાંટ્યું.

આશ્ચર્ય! આશ્ચર્ય!

નિદ્રાધીન થયેલો માણસ આળસ મરડીને જેમ બેઠો થાય એમ પેલો દેવલોક પામેલો આદમી બેઠો થઈ ગયો ને ચારે બાજુ જોવા લાગ્યો. પછી વસ્તુસ્થિતિની સમજ પડતાં એ સ્વામીના પગમાં પડ્યો.

પેલી સ્ત્રીને તો જાણે પરમેશ્વરનાં દર્શન થયાં. ઉપકારનાં આંસુથી એણે સ્વામી રામદાસના પગ ભીંજવી નાખ્યા.

રામદાસે નિત્ય હરિસ્મરણ કરવાની પ્રતિજ્ઞા લેવડાવી દંપતીને ઘેર જવા રજા આપી.

મસ્તક નમાવી બન્ને-પતિપત્ની રામનામનો જપ કરતાં કરતાં પોતાને ઘેર ગયાં ને સ્વામીજીએ ત્યાંથી ચાલવા માંડ્યું.

સમય જતાં સ્વામીજીના આશીર્વાદ ફળ્યા. પેલી સ્ત્રીને એક પછી એક આઠ પુત્રો થયા ને પતિ-પત્નીએ ઘણાં સુખ વેંઢ જિંદગી ગાળી.

(૫)

ચોવીસ વર્ષ સુધી ભ્રમણ કર્યા પછી રામદાસ સ્વામીને માતાનું સ્મરણ થયું. એટલે એ માતાને મળવા પોતાના ગામમાં આવ્યા. માતા જાંબગામમાં રહેતી હતી. એણે તો દીકરાની આશા છોડી હતી.

પરણ્યા સિવાય ચોરીમાંથી નાસી જનાર પુત્રની આશા ક્યાં માતાપિતા રાખી શકે ? રડીરડીને માતાએ આંખો બગાડી હતી. પિતાએ પરલોકગમન કર્યું હતું.

રામદાસ સ્વામી સીધા ઘેર પહોંચ્યા. વૃદ્ધ માતા બારણામાં બેઠી હતી. અને શુન્ય દૃષ્ટિથી આકાશ તરફ જોઈ રહી હતી.

રામદાસે પાસે જઈ માના પગમાં માથું નમાવ્યું.

'કોણ ?' માએ પૂછયું. દાઢી અને જટાવાળા રામદાસને માતા ઓળખી શકી નહિ.

'મા ! મને ન ઓળખ્યો ?' રામદાસે માના પગ પાસે બેસી જઈ કહ્યું.

અવાજ ઉપરથી માએ પુત્રને ઓળખી લીધો.

'નારાયણ !'

'હા, મા ! હું તારો નારાયણ.'

જાણે નાનો બાળક હોય એ રીતે હું તારો નારાયણ—એ શબ્દો સાંભળતાં માએ બે હાથ પહોળા કરી રામદાસને પોતાના તરફ ખેંચ્યા. ને પછી શરીર પર હાથ ફેરવતાં ફેરવતાં બોલી:

'બેટા ! બેટા !....'

રામદાસ સ્વામીનું—ત્યાગી રામદાસનું હૈયું ભરાઈ આવ્યું.

માના નેત્રોમાંથી વહેતાં આંસુએ એમના હૃદયને હલાવી નાખ્યું.

એમનાં પણ બન્ને નેત્રોમાંથી ગંગા—જમના વહેવા માંડી.

થોડીવારે એ બોલ્યા:

'માડી ! મારો અપરાધ ક્ષમા કરજે. મારા વિયોગથી તને દુઃખ થયું હશે પણ પરિણામે હવે તને અને મને બન્નેને સુખ છે. મને ભગવાનની ભક્તિ મળી છે,' સાચા સુખનો રસ્તો મને જડી ગયો છે એ હું અહીં ઘેર રહ્યો હોત તો ન મળત.

મા ! મને જે પ્રાપ્ત થયું છે એ તારી જ કૃપા નું ફળ છે.'

માતાએ પુત્રને ઠપકો ન દીધો. એની પાસે પોતાનું દુઃખ વ્યક્ત ન કર્યું. નારાયણને મળવાથી એ બધું ભૂલી ગઈ હતી.

સ્વામી રામદાસ માતાની પાસે થોડા દિવસ રહ્યા. પરણવા ગયા હતા ત્યાં ચોરીમાંથી પોતે નાઠા ત્યાંથી માંડી બધી વાત માને એમણે સંભળાવી ને ધીમે ધીમે માના મનને પ્રભુ તરફ વાળવામાં એ ફાવ્યા.

પછી એક દિવસ એમણે માતાને કપિલ-ગીતા સંભળાવવા માંડી.

ભગવાન કપિલજીએ એમનાં માતા દેવહૂતિને જે જ્ઞાન આપ્યું હતું એ કપિલગીતા નામથી પ્રસિદ્ધ છે. એ કપિલગીતાના જ્ઞાનથી ભગવાન કપિલદેવજીએ માતાનો ઉદ્ધાર કર્યો હતો. એવી જ રીતે સ્વામી રામદાસે કપિલ-ગીતા સંભળાવી માના મનનો ખેદ દૂર કર્યો. ને એમને સંસારનાં બંધનોમાંથી મુક્ત કરી પ્રભુ સાથે સંબંધ જોડી આપ્યો.



( ૬ )

સ્વામી રામદાસ પોતાના શિષ્યો સાથે ધર્મપ્રચાર માટે એક સ્થળેથી બીજે સ્થળે ફરતા હતા. એ ત્યાગી એવા હતા કે કોઇ ચીજનો સંગ્રહ કરવાનું એમને ગમતું જ નહિ. એથી એ જ્યાં મુકામ કરે ત્યાં ભિક્ષા માગવા નીકળતા હતા.

છત્રપતિ શિવાજી મહારાજ રામદાસ સ્વામીના પરમ ભક્ત હતા. રામદાસ સ્વામીને એમણે ગુરુપદે સ્થાપ્યા હતા. વારંવાર સમય મેળવીને એ ગુરુના દર્શને જતા હતા ને ઉપદેશ શ્રવણ કરી પાછા આવતા હતા.

એકવાર શિવાજી મહારાજ સતારામાં હતા તે વખતે રામદાસ સ્વામી ફરતા ફરતા સતારામાં પહોંચ્યા. ને સીધા છત્રપતિની પાસે જઈ એમણે ભિક્ષા માગી.

ગુરુદેવને એકાએક આવેલા જાણી છત્રપતિ ખૂબ પ્રસન્ન થઇ ગયા. એમણે ગુરુમહારાજનો ભાવભર્યો સત્કાર કર્યો ને પછી ઝડપથી કંઇ વિચાર કરી લઇ એક કાગળમાં 'મારું સમગ્ર રાજ્ય ભિક્ષામાં અર્પણ કરું છું' એવું લખી એ કાગળ સ્વામીના ભિક્ષાપાત્રમા એમણે નાખ્યો ને હાથ જોડીને સામે ઊભા રહ્યા.

શિષ્ય ગુરુને ભિક્ષામાં શું આપી શકે? ગુરુ મહારાજના ઉપકાર અપરંપાર હોય છે એનો બદલો શિષ્ય શી રીતે વાળી શકે?

કાગળ વાચી રામદાસ સ્વામી હસી પડયા'

'અરે શિવબા! ભિક્ષામા આટલુ બધું તે અપાતું હશે? અમારે સાધુઓને તો બે મૂઠી ચાવલ મળી જાય એટલે બસ.'

શિવાજી બોલ્યા:

'ગુરુદેવ!' જે મેં આપને અર્પણ કર્યું છે તેય ઘણું ઓછું કહેવાય આપનાં પગલાં મારે આંગણે થયા એ ઓછા ભાગ્યની વાત નથી. આપના જેવા સાચા સાધુનાં તો જેટલાં સન્માન થાય એટલાં ઓછાં.'

'અરે ભલા માણસ! એ વાત સાચી. પણ તારું રાજ્ય લઇને અમે કરીએ શું?'

'એ તો આપ જાણો. આપને ઠીક લાગે તે એનું કરી શકો છો.'

'રાજ્ય અમને સોપી દીધુ તો હવે તમે કરશો શું?'

'હું?' શિવાજીએ પૂછ્યું.

'હા.'

'હું આપની સેવા કરીશ. આપની સાથે ફરીશ.'

રામદાસે છત્રપતિના પ્રતાપી મુખમંડલ સામે જોયું.

'શિવબા! તારી ધર્મભાવના પ્રશંસનીય છે. પણ તારે સાધુબાવા થવાનું નથી. તારે માટે ઇશ્વરે બીજું કાર્ય નિર્માણ કર્યું છે. તારે ગૌબ્રાહ્મણપ્રતિપાળ બનવાનું છે. ધર્મપ્રચાર એ મારું કામ છે ધર્મ રક્ષા એ તારું.'

શિવાજીએ હાથ જોડ્યા.

સ્વામીએ આગળ ચલાવ્યું.

'એટલે આ તારું રાજ્ય તું પાછું લે....'

'પણ મહારાજ! દાનમાં આપેલી વસ્તુ પાછી શી રીતે લેવાય? આ તો મારી જ વસ્તુ મને પાછી મળે છે.'

રામદાસે હસીને કહ્યું:

'રાજ્ય તેં મને આપ્યું અને મેં એનો

સ્વીકાર કર્યો એટલે એ મારું થયું. હવે એને હુ તને આપું છું એટલે કંઇ તારું થઇ જતું નથી. રાજ્ય અમારું માનજે. વહીવટ તું કરજે. અમારા પ્રતિનિધિ તરીકે રાજ્ય તારે સંભાળવાનુ છે. હવે સમજ પડી!'

પણ આ વચનોથી શિવાજીને કંઈ બરાબર સંતોષ ન થયો.

સ્વામી રામદાસ સમજી ગયા. એટલે એમણે પોતાના ભગવા વસ્ત્રમાંથી એક છેડો ફાડી શિવાજીને આપતાં કહ્યું:

'શિવબા! લે, આ ભગવા વસ્ત્રનો ટૂકડો. ત્યાગની એ નિશાની છે. તારા રાજ્યની ધજાનો રંગ આજથી હવે ભગવો રાખજે. એથી એ રાજ્ય તારું નથી પણ મારું છે એવું જણાશે.'

શિવાજીએ નમસ્કાર કરી ગુરુપ્રસાદીને લઇ લીધી.

એ દિવસથી ગુરુ-શિષ્યના ત્યાગનો મહિમા ગાતી ભગવી ધજા છત્રપતિના રાજ્યમાં ફરફરવા માંડી.

(૭)

પાછલી અવસ્થામાં રામદાસ સ્વામી એક વખત ફરતા ફરતા તંજાવર પહોંચ્યા.

તંજાવરમાં એક ઠેકાણે મારુતિની એક બહુ સરસ મૂર્તિ એમના જોવામાં આવી.

એ મૂર્તિ સ્વામીજીને ખૂબ ગમી ગઇ.

એમણે તપાસ કરી કે આવી આકર્ષક મૂર્તિ બનાવનાર મૂર્તિકાર ક્યાનો છે?

એક જાણકારે જણાવ્યું:

'બાપજી! મૂર્તિકાર તો અહીંનો તંજાવરનો છે.'

'અહીંનો છે? શું નામ એનું? ક્યાં રહે છે?' સ્વામીજીને મૂર્તિકારનો પત્તો મળ્યો એટલે આનંદ થઇ ગયો.

'મહારાજ! એનું નામ છે રામમોહન પણ એ બિચારો બહુ દુઃખી થઇ ગયો છે.'

'દુઃખી થઇ ગયો છે? શું થયું છે એને?'

'છેલ્લાં દશ વર્ષથી એ આંધળો થઇ ગયો છે. ઘણી ઘણી દવાઓ કરી પણ જરાય ફાયદો થયો નથી. હવે કારીગરની આંખ ગઇ એટલે એ કરે શું? એનો ધંધો પડી ભાગ્યો છે. એને ખાવાના સાંસા પડે છે. બાકી એ મૂર્તિઓ બનાવવામાં તો એક્કો છે. એણે દેવ-દેવીઓની ઘણી મનોહર મૂર્તિઓ બનાવી છે. એક વખત એનો જમાનો હતો. પણ હવે બિચારાનો ભાગ્યસૂર્ય અસ્ત થયો છે. કોઇ એને મદદ કરતું નથી. કોઇ એને સંભાળતું નથી.' લાગણીપૂર્વક જાણકારે સ્વામી રામદાસને મૂર્તિકાર વિષે બધી માહિતી આપી દીધી.

સ્વામીજીનું હૃદય દયાથી ભરાઇ ગયું. ભગવાનની આવી સરસ મૂર્તિઓ બનાવનાર દુખમાં સબડયા કરે એ ઠીક નહિ એમ સમજીને એ કારીગરનું મકાન ખોળતા ખોળતા એને ઘેર ગયા.

અજાણ્યા સંતને પોતાને આંગણે પધારેલા જાણી પેલો આંધળો કારીગર પ્રસન્ન થઇ ગયો એણે ધીમે ધીમે પાસે આવી રામદાસ સ્વામીના ચરણનો સ્પર્શ કર્યો.

'મહારાજ! દુખિયાંની સંભાળ ભગવાન લે છે એ ભરોસે ટકી રહ્યો છું. આજે ભગવાને મારી અરજ સાંભળી છે. આપનાં પગલાં મારે આંગણે થયાં-એથી હું પાવન થઇ ગયો છું.' પાસે બેસી આંધળા કારીગરે કહ્યું.



થોડીવાર કારીગરના ઘરની દરિદ્રતાનાં દર્શન કરી રામદાસ બોલ્યાઃ

'મૂર્તિકાર ! તમારી કલાનાં વખાણ સાંભળી અમે તમને એક કામ સોંપવા આવ્યા છીએ. અને તમારે તે કરવાનું છે.'

હાથજોડી કારીગર બોલ્યોઃ

'મહારાજ ! હું ખુશીથી આપની સેવા ઊઠાવત. પણ હું તો આંધળો થઇ ગયો છું. છેલ્લાં દશ વર્ષથી હથોડી ને ટાંકણું હાથમાં ઝાલ્યું નથી.'

'એની કંઇ ફિકર નહિ. તમે રામનું નામ તો લો છો ને ?'

'હવે તો એનોજ આશરો છે મહારાજ !'

'તો જુઓ, દસ વખત રામના નામનો ઉચ્ચાર કરીને જે પાણી હું આપું છું એને આંખ ઉપર છાંટો. ભગવાન તો બહુ દયાળુ છે. એના આશ્રયે જનારને એ કદી ભૂલતા નથી.' એમ કહીને કમંડળમાંથી થોડું પાણી સ્વામીએ કારીગરને આપ્યું.

મૂર્તિકારને ઘણું આશ્ચર્ય થયું પણ એણે પાણી લઇ રામનું સ્મરણ કરી આંખો ઉપર છાંટયું.

એક જ ક્ષણમાં એની આંખોમાં રોશની આવી ગઈ. એ પહેલાંની પેઠે દેખતો થઇગયો.

'ભગવાન ! ભગવાન ! તમે ભગવાન છો ?'

કારીગર સ્વામી રામદાસના પગ પકડી ગાંડાની પેઠે બોલવા લાગ્યો.

હજારો ઉપચાર કર્યા છતાં ચાલી ગયેલી રોશની દસ વર્ષ સુધી પાછી આવી ન હતી તે એક જ ક્ષણમાં પાછી આવી ગઇ ને એ પહેલાંની પેઠે દેખતો થઇ ગયો એથી મૂર્તિકારનું હૃદય ખરેખર નાચી ઊઠયું. એના ઘરનાં માણસો પણ રાજીરાજી થઇ ગયાં.

રામદાસે કહ્યુંઃ

'હું ભગવાન નથી. પણ ભગવાનનો દાસ છું. ભગવાનને એમનું કામ તમારી પાસે કરાવવું છે એટલે તમને એમણે દેખતા કર્યા છે માટે એ જગન્નાથનો ઉપકાર માનો.'

મૂર્તિકાર પગમાં પડી બોલ્યોઃ

'મહારાજ ! આપ આજ્ઞા કરો તે કામ કરવા હું તૈયાર છું.'

રામદાસે કહ્યુંઃ

'તમારે રામ, લક્ષ્મણ અને સીતાની મૂર્તિઓ બનાવવાની છે. એ કામ તમે બહુ પ્રેમપૂર્વક કરી આપો. તમારી બધી ભક્તિ અને બધી શક્તિ ભગવાનની મૂર્તિઓ બનાવવામાં ખર્ચી નાખજો. મૂર્તિઓ જાણે હમણાંજ બોલી ઊઠશે એવું જોનારને લાગે એવી કલા તમારે બતાવવાની છે.'

હાથ જોડી મૂર્તિકારે સ્વામીની આજ્ઞાનો સ્વીકાર કર્યો.

બીજા જ દિવસથી મૂર્તિકારે રામનું નામ લઇ ટાંકણું ને હથોડી હાથમાં લીધાં ને કામ શરૂ કર્યું.

ભગવાનની ભક્તિથી એનું હૃદય ભરપુર હતું. અંતરમાં સેવાની ભાવના હતી. મુખથી રામ નામનો જપ થતો હતો અને હાથ સ્વામીની સેવામાં લાગી ગયા હતા.

અખિલ જગતના સ્વામી કંઇ કાર્ય કરવાની પ્રેરણા આપતા હોય પછી એમાં શાની કચાશ

રહે ? મૂર્તિકારે બહુ ભાવપૂર્વક મૂર્તિઓ યથા સમયે તૈયાર કરી. અને સ્વામી રામદાસની આજ્ઞા મુજબ એમના મુખ્ય-મઠમાં જાતે જઈને રજૂ કરી.

રામદાસ સ્વામી મૂર્તિઓ જોઈને ખૂબ પ્રસન્ન થયા. એમણે મૂર્તિકારને એનું મહેનતાણું અપાવવા માંડયું પણ આંખમાં આંસુ સાથે એણે પગમાં પડીને કહ્યું:

'મહારાજ! ગુરુની આજ્ઞાનું પાલન કરવું એ શિષ્યનું કર્તવ્ય છે. આપની આજ્ઞાનું મેં પાલન કર્યું છે. એનો બદલો ન હોય.'

રામદાસ સ્વામીએ મૂર્તિકારને આશીર્વાદ આપી વિદાય કર્યો. ને રામ, સીતા અને લક્ષ્મણની મનોહર મૂર્તિઓને વિધિસર મંદિરમાં પધરાવી મોટો ઉત્સવ ઉજવ્યો.

'સાવધાન' શબ્દો સુણતાંમાં
સાવધાન જે થયા ખરા,

સાવધાન થઈ સાવધાન 'રવિ'-
કર્યા મનુજને જગે ઘણા;

રામદાસ એ 'દાસબોધ'
દેનારાને હું નમું નમું,

શ્રી રઘુવીરના પરમ ભક્તના
ચરણકમલને સ્મરું સ્મરું.

❀ ❀ ❀

## રામદાસ સ્વામીની વાણી

રામદાસ સ્વામીએ 'આત્મારામ' 'દાસબોધ' આદિ ગ્રન્થોની રચના કરી છે. આ ગ્રન્થોનું સેવન કરવાનો, આ જગતમાંથી વિદાય લેતી વખતે એમણે શિષ્યોને ઉપદેશ આપ્યો હતો:

સમર્થાચિયા સેવકા વક્ર પાહે,
અસા: સર્વ ભૂ-મંડળી કોણ આહે?
જયાચી લીલા વર્ણિતી લોક તીન્હી,
તુપેક્ષી કદા રામદાસાભિમાની?
અસે હો જથા અંતરીં ભાવ જૈસા,
વસે હો તથા અંતરીં દેવ તૈસા;
નનન્યાસિ રક્ષીતસે ચાપપાણી,
તુપેક્ષી કદા રામદાસાભિમાની,
મના રે જનીં સૌમ્યમુદ્રા ધરાવી,
કથા આદરેં રાઘવાચી કરાવી;
નસે રામ તેં ધામ સોડૂનિ ધાવેં,
સુખાલાગિ આરણ્ય સેવીત જાવેં.

× × ×

અનુદિન અનુતાપેં તાપલો રામરાયા,
પરમ દીનદયાળા નીરસીં મોહમાયા;
અચપળ મન માઝે નાવરે આવરીતાં,
તુજવિણ શિણ હોતો ધાવ રે! ધાંવ આતાં.

× × ×

તન મન ધન માઝેં રાઘવા! રૂપ તૂઝેં,
તુજ વિણ મજ વાટે સર્વ સંસાર વોઝેં;
પ્રચલિત ન કરાવી સર્વથા બુદ્ધિ માઝી,
અચલ ભજનલીલા લાગલી આસ તૂઝી.




यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।
.. .................. स च मे प्रियः ॥ —गी १२।१५

સકળ લોકમાં સૌને વંદે, નિંદા ન કરે કેની રે,
વાચ કાછ મન નિશ્ચળ રાખે, ધન ધન જનની તેની રે.

—નરસિંહ મહેતા

❀ ❀ ❀

પૈઠણના સંત એકનાથનું નામ કોણ નથી જાણતું ? દત્ત દિગંબરના એ ભક્ત હતા. ગુરુ કૃપાથી એમને દત્તાત્રય ભગવાનનાં દર્શન બહુ થોડા સમયમા થયાં હતાં

માતા પિતા ભગવાનનાં અનન્ય ભક્ત હતાં એટલે એમના સંસ્કાર એકનાથ ઉપર નાનપણથી જ પડયા હતા. એથી હરિનામસ્મરણ કરવાનું એમને એક જાતનું વ્યસન જ પડી ગયું હતું.

એમની એકાગ્રતા પણ ભારે હતી. કોઈ પણ નાનું મોટું કામ એ હાથમાં લે તો જોતજોતામાં એ એમાં તલ્લીન થઈ જતા.

એકનાથના ગુરુનું નામ જનાર્દન પંત.

આ જનાર્દન પંતને ત્યાં એકનાથ થોડો સમય રહ્યા હતા આ સમય દરમિયાન એક વખત ગુરુએ એમને હિસાબ કીતાબનું કામ સોંપેલું. એ હિસાબના કામમાં નાનીસરખી એક દિવસ ભૂલ આવી ગઈ. જમા ઉધારનો મેળ બેઠો નહિ. વારંવાર એકનાથે બધી રકમો તપાસી જોઈ, સરવાળા કરી જોયા પણ ભૂલ પકડાઈ નહિ.

એકનાથ કંઈ હારે એવા ન હતા. એ તો પલાંઠીવાળીને બેસી ગયા. એમણે મનમાં નિશ્ચય કર્યો કે જ્યાં સુધી ભૂલ ન જડે ને હિસાબ ન મળે ત્યા લગી ખાવું પીવું હરામ છે એટલું જ નહિ, નિદ્રા પણ હરામ છે.

આવો નિશ્ચય કરી એ તો ફરીથી હિસાબ તપાસવા લાગ્યા

મધ્યરાત્રી વીતી ગઈ એક વાગ્યો. પણ એકનાથ આસનપરથી ઊઠતા નથી તેમ માથું ઉંચું કરતા નથી. દીપકના મંદમંદ પ્રકાશમાં એ વારંવાર હિસાબ ગણ્યા જ કરે છે.

બાજુના ઓરડામાં જનાર્દન સ્વામી સુતા હતા. એ ઓચિંતા એક વાગ્યે જાગી ઊઠ્યા. એમણે બાજુના ઓરડામા નજર કરી. ત્યાં દીવો બળતો હતો.

'હજુ એકનાથ સુતો નથી ?' એવો વિચાર આવતાં સ્વામી પથારીમાંથી ઊભા થયા ને ધીમા

પગલે એકનાથના ખંડમાં ગયા. એકનાથ માથું નીચું કરી હિસાબ મેળવી રહ્યા હતા.

જનાર્દન સ્વામી ચુપચુપ પાછળ આવીને ઊભા રહ્યા.

ગુરુ મહારાજની કૃપા કહો કે ભગવાનની દયા કહો, પણ જે ક્ષણે જનાર્દન સ્વામી એકનાથની પાછળ આવીને ઊભા તેજ ક્ષણે એકનાથને હિસાબમાં ભૂલ જણાઇ આવી.

ભૂલ જણાતાં એમણે તરત આંકડો સુધારી સરવાળો કરી જોયો ને હિસાબ મળતાં આનંદમાં એ તાળી પાડી બોલી ઊઠયા:

'મળી ગયો! મળી ગયો!'

સ્વામીએ આ વખતે પાછળથી ધીમા અવાજથી પૂછયું:

'શું મળી ગયો એકનાથ!'

સ્વામીનો અવાજ સાંભળી એકનાથ ઊભા થઇ ગયા. ને ગુરુને નમસ્કાર કરતાં બોલ્યા:

'ક્યારનો હિસાબ નહોતો મળતો તે હમણાં મળી ગયો.'

'પણ કેટલા વાગ્યા તેની તને ખબર છે? રાતનો દોઢ વાગવા આવ્યો છે.'

એકનાથે કહ્યું:

'શું કરું! હિસાબ નહોતો મળતો એટલે બેસી રહ્યો. ખરું પૂછાવો તો મને સમયનું ભાન જ રહ્યું નહિ.

'ક્યારનો બેઠો છે?'

બપોરના ત્રણ વાગ્યાનો આ આસનેથી ખસ્યો નથી.'

'તો રાત્રે વાળુનું શું કર્યું?'

'મહારાજ! હું તો પ્રતિજ્ઞા લઇને બેઠો હતો કે હિસાબ ન મળે ત્યાંલગી ખાવુંપીવું હરામ!'

સ્વામી રાજી થઈ ગયા. એકનાથના માથા ઉપર હાથ મૂકી એ બોલ્યા:

'બેટા! આવો નિશ્ચય ને આવી એકાગ્રતા જો તું ભગવાનને પ્રાપ્ત કરવામાં ને ભગવદ્ ભજન કરવામાં રાખે તો તારુ કામ થઈ જાય.'

એકનાથ ગુરુ મહારાજના ચરણમાં પડયા:

'મહારાજ! મને મંત્ર આપો. ને ભગવાન કેવી રીતે પ્રસન્ન થાય એનો રસ્તો બતાવો.'

જનાર્દન સ્વામીએ બીજે દિવસે એકનાથને ભગવન્નામનો મંત્ર આપ્યો. ને દત્તાત્રય ભગવાનના સ્વરૂપનું એની આગળ વર્ણન કર્યું.

એકનાથ ગુરુમહારાજની કૃપા જોઇ ગળગળા થઈ ગયા. જનાર્દન સ્વામીના પગને આંસુથી ભીંજવતાં એ બોલ્યા:

'મહારાજ! આપે મને ખરો રસ્તો બતાવી દીધો છે. આપનો ઉપકાર હું કદી પણ નહિ ભૂલુ.'

જનાર્દન સ્વામી સાચા સંત હતા. એમણે ઘણાને જ્ઞાનોપદેશ આપ્યો હતો ને ભગવદ્ભક્તિનો માર્ગ બતાવ્યો હતો પણ આવો દઢ નિશ્ચયી અને ગુરુના વચનને વેદવાક્ય માનનાર શિષ્ય એમને મળ્યો ન હતો. એ એકનાથ પર ખૂબ પ્રસન્ન થઇ ગયા.

એમણે આસન ઉપરથી ઊઠી એકનાથને બે હાથ પહોળા કરી પોતાના તરફ ખેંચ્યો ને છાતી સરસો દબાવી કહ્યું:

'બેટા! તારી મનોકામના પૂર્ણ થાવ! ભગવાન તને અવશ્ય મળશે.'



ગુરુની ચરણરજને મસ્તક પર ચઢાવી જુવાન એકનાથે વનનો માર્ગ પકડયો.

વનમાં એકાંત જગ્યાએ જઇ એક ટેકરા ઉપર વૃક્ષની છાયામા એમણે આસન જમાવ્યુ. ને ગુરુ મહારાજે આપેલો મંત્ર જપવા લાગ્યા.

ખાવાપીવાની તો એ ચિંતા શાની રાખે? તરસ લાગે તો નદીએ જઇ પાણી પી આવતા. ભૂખ લાગે તો ફળફૂલ મળી આવે તો ખાતા નહિ તો એમને એમ ચલાવી લેતા. એને માટે બહુ પરિશ્રમ એ કરતા નહિ

એમનું તપ કંઇ કોઈને દેખાડવા માટે ન હતું. એમને તો સાચી લગન લાગી હતી. હરિનામની એમને દહે લાગી હતી.

પ્રભુ તો ઘણા દયાળુ છે. એ ભક્તનુ હૃદય અને ભક્તની ભાવના જુએ છે આ એમાં ભક્ત જો સાચો હોય તો પ્રભુ બહુ વાર અળગા રહી શકતા નથી. એ તુરત ભક્તની સામે પ્રગટ થાય છે.

દત્ત દિગંબરનું ધ્યાન ધરતા અને એનું જ રટણ કરતા એકનાથની પાસે આખરે એક દિવસે એકાએક ભગવાન દત્તાત્રય પ્રગટ થયા.

એમનું દિવ્ય સ્વરૂપ જોઈ એકનાથના નેત્રોમાં આનંદનાં આસુ આવી ગયાં 'ભગવાન આટલા બધા દયાળુ છે! મારા જેવા તદ્દન સામાન્ય ભક્ત ઉપર એમણે કૃપા કરી?

યોગીઓ હજારો વર્ષ સુધી તપ કરે છે છતાં જેમના ધ્યાનમા પણ જે નથી પધારતા એ પ્રભુ મારી આંખ સામે પ્રત્યક્ષ પ્રગટ થયા?' આવા વિચારોથી એમનુ મન ભરાઇ ગયું.'

આસન પરથી ઊઠી એમણે પ્રભુને સાષ્ટાંગ પ્રણામ કર્યા. સ્તુતિ કરવાનું તો એમને ભાનજ ન હતું. એક પણ અક્ષર એમના મુખમાંથી નીકળતો ન હતો

ભગવાન દત્તાત્રય તો ભક્તની એ દશા જોઇ મંદમંદ હસતા હતા.

થોડીવાર આવી રીતે કૃપાભરી નજરથી જોઇ રહ્યા પછી ભગવાને પોતાના શરીર પરથી ભસ્મ લઇ એને એકનાથના કપાળે લગાડી.

એકનાથ જાગૃત થઇ ગયા. એ જ ક્ષણે દત્ત ભગવાન અદ્દશ્ય થઇ ગયા.

પણ ભક્તના હૃદયમાંથી એ જઇ શકે એમ ન હતા.

ભગવાનની મંગલમય મૂરતિને હૃદયમાં ધારણ કરીને હરખાતા હરખાતા એકનાથ હવે તીર્થયાત્રા કરવા નીકળ્યા.

લાંબા સમય સુધી તીર્થયાત્રામાં ફર્યા પછી એ પોતાની જન્મભૂમિ પૈઠણમાં આવ્યા.

હવે એ મોટા થઇ ગયા હતા.

પૈઠણમા એમનાં દાદા-દાદી હતાં તે ઘણાં વર્ષો પછી પૌત્રને પાછો આવેલો જોઇ રાજીરાજી થઇ ગયાં મા-બાપ તો નાનપણથી ભગવાનના ચરણકમલને પામી ગયાં હતાં અને દાદા-દાદીએ એકનાથને ઉછેર્યા હતા એટલે એકનાથ વૃદ્ધ-જનોના દર્શને પ્રભુપ્રાપ્તિ પછી આવ્યા હતા. પણ વૃદ્ધજનો તો એકનાથને હવે ઘર છોડીને જવા દેવા તૈયાર ન હતાં. એમણે કહ્યું·

'દીકરા! અમે હવે થોડા દિવસનાં મહે-માન છીએ માટે તારે લગ્ન કરી લેવું જોઇએ.'

એકનાથે નમ્રીને કહ્યું:

'સંસારમાં પડવાની મારી જરાય ઈચ્છા નથી માટે કૃપા કરીને એવી આજ્ઞા કરશો નહિ.'

પણ દાદાજી એકનાથની ઈચ્છા પ્રમાણે એમના ઉપર કૃપા કરવા તૈયાર ન હતા. એટલે એમણે પોતાનો આગ્રહ ચાલુ રાખ્યો.

આખરે એકનાથે કહ્યું:

'હું મારા ગુરુનાં દર્શન કરવા જાઉં છું. ત્યાં બધી વાત કરીશ. ગુરુમહારાજ જે આજ્ઞા કરશે તો હું અવશ્ય આપની ઇચ્છા પ્રમાણે કરીશ.'

આમ કહી એકનાથજી ગુરુ જનાર્દન સ્વામીને મળવા એમને ગામ ગયા.

ઘણા સમય પછી ગુરુ–શિષ્યનું મિલન થયું.

એકનાથે એકાંતમાં ગુરુમહારાજના ચરણમાં મસ્તક નમાવી પ્રભુદર્શનની વાત કરી ને પછી પોતાના પિતામહ ચક્રપાણિની આજ્ઞા સંભળાવી.

જનાર્દન પંત રાજી થઈને બોલ્યા:

'એકનાથ! પ્રભુની તારા પર કૃપા થઇ છે એટલે તું તો હવે નિસંગ છે. દાદાજીની આજ્ઞા માનવાથી તું કંઇ ઉપાધિમાં આવી પડવાનો નથી. જેનો ભગવાન સાથે સંબંધ જોડાયો છે એ માયામાં કદી લપટાતો નથી.'

'તો પ્રભુ! આપની પણ એવી જ ઇચ્છા છે?' હાથ જોડી એકનાથે પૂછ્યું.

'હા; તું ખુશીથી લગ્ન કર. મારા આશીર્વાદ છે કે તને સુપાત્ર સ્ત્રી મળશે. ગૃહસ્થાશ્રમમાં રહેવાથી ભક્તિનો પ્રચાર અને સંતસાધુની સેવા તમે કરી શકશો. એ લાભ કંઇ જેવો તેવો નથી. ભગવાનની માયા તો અભક્તોને સતાવે, ભક્તોની સંભાળ તો ખુદ ભક્તિમાતા લે છે એટલે ગભરાવાનું કારણ નથી.'

ગુરુદેવની આજ્ઞા થઇ એટલે એકનાથ મહારાજ પોતાને ગામ પાછા આવ્યા ને દાદાજીની આજ્ઞા માથે ચઢાવી એમણે પોતાનું લગ્ન થવા દીધું.

ભગવાનની દયા જુઓ!

એકનાથ મહારાજને પત્ની પણ બહુ સારી મળી ગઇ. સાક્ષાત દેવી જોઇ લો. ભગવતીનો જાણે અવતાર. પતિવ્રતા ગિરિજાબાઈ એકનાથ મહારાજના કરતાં જરાપણ ભગવદ્ભક્તિમાં પાછાં પડે તેવાં ન હતાં.

એકનાથ મહારાજ મનમાં ને મનમાં ગિરિજાબાઇની ભક્તિ જોઇને પ્રસન્ન થઇ ગયા. એમણે મનોમય પ્રભુને અનેક પ્રણામ કર્યા.

થોડા દિવસ વિત્યા પછી એકનાથ મહારાજના દાદાજીએ અને એ પછી એમની પાછળ તરત જ દાદીમાએ આ જગતમાંથી પ્રયાણ કર્યું.

એકનાથ મહારાજે ઘરની જવાબદારી પ્રભુને સોંપી, ભગવાનના ભજનમાં લાગી ગયા.

પોતાના ઘરમાં એમણે ભગવાનનું નાનું-સરખું મંદિર બનાવ્યું. ત્યાં બેસીને એ સતત ભગવત્સેવામાં મશગુલ રહેવા લાગ્યા.

ગિરિજાબાઇ પણ સ્વામીને એમના ભ-સેવાના કાર્યમાં મદદ કરવા લાગ્યાં. ને ભગવદ્ ચિંતનમાં સમય પસાર કરવા લાગ્યાં.

પ્રભુની કૃપાથી આ ભક્ત દંપતીને કોઈ જાતની અડચણ પડે તેવું હતું નહિ.

થોડા વખતમાં એકનાથ મહારાજનું નામ એક સિદ્ધ સંત તરીકે ચારેબાજુ જાણીતું થઇ ગયું.

પ્રભુભક્તિનો ચમત્કાર કંઇ જેવો તેવો નથી હોતો.

(૨)

સાચા ભક્તનાં તમામ લક્ષણો એકનાથમાં હતાં. કદી ગુસ્સે થવાનું તો એ શીખ્યા જ



ન હતા. એમનામાં દયા પણ ઘણી હતી. ક્ષમાનો તો જાણે એ અવતારજ હતા. પ્રભુની સૃષ્ટિમાં એ સૌને સમાન ગણતા. આપણાથી કોઇ નીચો છે એવો વિચાર એમને સ્વપ્નમાં પણ કદી આવતો નહિ. અભિમાન તો એમને અડકે જ શી રીતે?

આવા એકનાથનો રોજ પ્રાતઃકાળમાં ગોદાવરી સ્નાન કરવા જવાનો નિયમ. રોજ એ સવારમાં વહેલા સ્નાન કરવા નદીએ જતા. ત્યાં સ્નાન કરી પછી પોતાને ઘેર આવતા ને દેવ-સેવાના કામમાં ગૂંથાઇ જતા.

એકવાર સવારમાં એ નદીએથી સ્નાન કરીને પોતાના ઘર તરફ જતા હતા તે વખતે પોતાના ઘરના છજામાં ઊભો રહેલો એક યવન એક-નાથનાજી ઉપર થુંકયો.

એકનાથે ઉપર નજર કરીને તુરત સ્નાન કરવા નદી તરફ પાછા વળી ગયા. ભગવાનની પૂજા કરવાની એટલે સ્નાન તો કરવું જ પડેને! નદીએથી સ્નાન કરી ફરીથી એકનાથજી પાછા પોતાના ઘર તરફ જવા લાગ્યા. રસ્તામાં જ પેલા યવનનું ઘર હતું. યવન હજુ ઊભો જ હતો.

જેવા એકનાથજી ઘર આગળ થઇને પસાર થવા લાગ્યા કે તરત પાછો પેલો યવન એમના ઉપર થુંકયો.

આ યવને એકનાથને ચિડવવાનો નિશ્ચય કર્યો હતો. ગામના કેટલાક ઇર્ષાળુ અને ઘમંડી માણસોએ આ યવનને સાધ્યો હતો. એમણે યવનને કહ્યું હતું કે જો એકનાથને કોઇપણ રીતે ગુસ્સે કરે તો તને અમે ઠીક ખુશ થઇ જાય તેવું ઇનામ આપીશું. 'કોઇ માણસને ગુસ્સે કરવો એમાં કેટલી વાર!' આવું સમજીને યવને એકનાથને ગુસ્સે કરવાનું બીડું ઝડપ્યું હતું. પણ એ બીચારાને ખબર ન હતી કે એકનાથજી આ જગતના અભિમાનીઓ અને ઘમંડી માણસો જેવા સામાન્ય ન હતા. એ તો સિદ્ધપદે પહોંચી ગયા હતા. એમને ચિડ-વવાનો પ્રયત્ન કરવો એ નરી મૂર્ખાઇ હતી.

પણ આ મૂર્ખાઇ યવને તો કરી. એકવાર નહિ અનેકવાર. એ એકનાથ ઉપર થુંકે ને એકનાથ દર વખતે નદીએ નહાવા જાય.

એકાદ બે વખત હોય તો કોઈ ડાહ્યો માણસ, કોઇ જ્ઞાની પુરુષ તકરાર ન કરવાના ઇરાદાથી કદાચ સહન કરી લે પણ એથી વધારે વાર કોઇ અડપલું કરવા જાય છતાં સહન કરી લે એવો તો કોઇ વિરલો જ હોય.

એકનાથજી અદ્ભુત પુરુષ હતા. એક વાર નહિ, દસ વાર નહિ, પણ એકસોને આઠ વખત પેલો દુષ્ટ એકનાથજી ઉપર થુંકયો છતાં એક-નાથજીએ મુખમાંથી એક પણ કઠોર વચન કાઢ્યા સિવાય બધાય વખત પાછા ફરી નદીએ જઇ સ્નાન કર્યું.

જ્યારે એ એકસોને નવમી વાર સ્નાન કરીને પાછા યવનના મકાન આગળ આવ્યા ત્યારે એ યવનને ભારે આશ્ચર્ય થયું.

એણે સમજી લીધું કે–આ તો કોઇ ખુદાનો બંદો છે. એ સિવાય આટલી બધી ધીરજ કોઇ રાખી શકે નહિ. આમ સમજીને એ વહેલો વહેલો નીચે ઉતરી આવ્યો ને એકનાથ મહા-રાજના ચરણમાં પડ્યો ને ક્ષમા માગવા લાગ્યો.

એકનાથ મહારાજે એને એમ પણ પૂછ્યું નહિ કે–ભાઇ! તું થુંક્યો શા માટે, ને હવે પગમાં શા માટે પડે છે?





એમણે તો હરિનું નામ લેતાં લેતાં આગળ ચાલવા માંડયું.

પણ આ જોઈને તો યવનના મનમાં ખળભળાટ થઇ ગયો. એણે દોડીને એકનાથજીના પગ પકડી લીધા ને બધી હકીકત જણાવી.

એકનાથ મહારાજે એના પર કરુણાભરી નજર નાખી કહ્યું.

'ભાઈ ! ખુદાનું નામ લે. ખુદા સર્વશક્તિમાન છે. બીજી વાતમાં શા માટે પડે છે ?'

આટલુ કહીને એમણે પાછો નદીનો માર્ગ લીધો.

(૩)

શ્રાદ્ધના દિવસો ચાલતા હતા. એકનાથ મહારાજના પિતાજીના શ્રાદ્ધનો દિવસ આવ્યો. એકનાથે ઘણા બ્રાહ્મણોને જમવા માટે નિમંત્રણ આપ્યું હતું.

સમયસર રસોઇ તૈયાર થઇ ગઇ એકનાથ બ્રાહ્મણોની રાહ જોઇ રહ્યા હતા.

એવામાં એકનાથના ઘર આગળ થઇને ચાર પાંચ મહાર નીકળ્યા. કોઇ કામ અંગે તેઓ ત્યાં આગળ થઇને કોઇ ઠેકાણે જતા હતા.

તૈયાર થયેલી રસોઇની મીઠી સુગંધિ અનુભવતાં ગમ્મતમાં મહાર લોકોએ અંદર અંદર વાત કરી કે–ભાઇ ! ભાગ્યશાળી હશે તે આ રસોઈ જમશે. આપણા જેવા ગરીબ લોકોનું એવું ભાગ્ય કયાથી ?

એકનાથ મહારાજના કાન પર આ શબ્દો અથડાયા. એમણે તુરત મહાર લોકોને જતા અટકાવ્યા ને આગ્રહ કરીને એમને જમવા બેસાડ્યા.

શરમાતાં શરમાતા મહાર જિંદગીમાં કદી નહિ જમેલા એવી સ્વાદિષ્ટ રસોઇ જમી ખૂબ તૃપ્તિ અનુભવી એકનાથ મહારાજને પ્રણામ કરી ચાલ્યા ગયા.

હવે જે રસોઇ બ્રાહ્મણો માટે કરી હતી એમાંથી બ્રાહ્મણોને જમાડયા પહેલાં મહારોને જમાડી. એ હકીકત જાણી થોડીવાર પછી જમવા આવેલા બ્રાહ્મણો ગુસ્સે થઇ ગયા ને એકનાથનો તિરસ્કાર કરવા લાગ્યા.

હાથ જોડીને એકનાથે બ્રાહ્મણોને કહ્યું:

'ભૂદેવો ! ક્ષમા કરો. આપને માટે થોડીવાર જો આપ રાહ જુઓ તો, નવેસર બીજી રસોઇ કરાવું.' પણ બ્રાહ્મણોએ માન્યું નહિ. એ એકનાથની નિંદા કરતા કરતા જમ્યા સિવાય પોતાને ઘેર ગયા.

બ્રાહ્મણો કોઇપણ હિસાબે હવે પાછા આવનાર નથી અને શ્રાદ્ધ તો કરવું જ જોઇએ. એટલે એકનાથ મહારાજે બ્રાહ્મણોના ગયા પછી પિતૃઓનું આવાહન કર્યું.

આવાહન થતાં તુરત જ પિતૃઓ સદેહે આવી પહોચ્યા.

એકનાથે પ્રસન્ન ચિત્તથી પિતૃઓનું પૂજન કર્યું અને એમને જમાડયા.

જમીને આશીર્વાદ દઇ પિતૃઓ ચાલ્યા ગયા.

(૪)

પૂર્ણિમાનો દિવસ હતો. મોડી રાત સુધી ભજન–કીર્તન કરી સંત એકનાથ સુતા હતા.

મધ્યરાત્રી વીતી ગઇ હતી.

એ વખતે ચાર પ્રવાસી બ્રાહ્મણોએ એકનાથ મહારાજના ઘર આગળ આવી ઘરની સાંકળ ખખડાવી.



સાંકળનો અવાજ સાંભળી ગિરજાબાઈ જાગી ઊઠયાં. એમણે પૂછયું:

'કોણ હશે !'

બહારથી જવાબ આવ્યો:

'મહારાજજી ! બારણું ઉઘાડો. અમે પ્રવાસી બ્રાહ્મણો છીએ. ને બહાર વરસાદ ખૂબ પડે છે'

ચોમાસાના દિવસો હતા. વરસાદ પડતો હતો.

ગિરજાબાઈએ એકનાથજીને જગાડયા. એકનાથે પથારીમાંથી ઊઠી દ્વાર ઉઘાડયુ ને બ્રાહ્મણોને ઘરમાં લીધા.

'ભૂદેવો ! અત્યારે આપ બધા કયાંથી પધારો છો ?'

બ્રાહ્મણોમાંથી એકેજણે કહ્યું:

'મહારાજ ! અમે યાત્રાળુ છીએ. ફરથી આવીએ છીએ. આવત તો વહેલા પણ વરસાદના લીધે રસ્તો ભૂલ્યા ને અવળે રસ્તે ચઢી ગયા. ખૂબ હેરાન થયા છીએ. આપનુ નામ સાંભળ્યુ હતું એટલે વિચાર કર્યો કે અહીં આવવાથી રોટલો ને ઓટલો બન્ને મળશે '

'તે તમે શું જમ્યા નથી ? ભૂખ્યા છો ?' એકનાથે સીધો પ્રશ્ન કર્યો.

'હા, મહારાજ ! આજનું પ્રભાત અમારે માટે એવું ઉગ્યું છે કે મધરાત વીતી ગઈ છે તોય આનાજનો એક દાણોય મોંઢામાં મૂકવાનો સમય નથી આવ્યો.'

બ્રાહ્મણો બીચારા સવારના ભૂખ્યા છે એ જાણી એકનાથના મનમાં દયા આવી ગઈ. એમણે બ્રાહ્મણોને આરામથી બેસવાનું કહી ગિરિજાબાઈ પાસે ગયા ને બ્રાહ્મણો માટે રસોઈ બનાવવાની એમણે સૂચના કરી.

રાત્રીના એક વાગ્યે રસોઇ કરવામાં પતિવ્રતા ગિરિજાબાઇને વાંધો આવે એમ હતું જ નહિ પણ ઘરમાં ચુલ્હામાં બાળવાનાં લાકડાં ખલાસ થઇ ગયાં હતા એટલે રસોઇ શી રીતે બને ?

એકનાથ મહારાજે હકીકત જાણી ગિરિજાબાઇને કહ્યું:

'રાત્રીનો સમય છે અને બહાર વરસાદ પડે છે એટલે બહારથી લાકડાં તો અત્યારે મળી શકે એમ નથી. પણ જુઓ, તમે એમ કરો. આ આપણો સુવાનો પલંગ છે એને હુ તોડી આપુ છું. એનો ઉપયોગ બાળવામાં કરો.'

ગિરિજાબાઇ ભક્તનું હૃદય જોઇ મનમાં આનંદ પામ્યાં ને હસતાં હસતાં રસોઇની સામગ્રી તૈયાર કરવા લાગ્યાં.

એકનાથ મહારાજે પલંગને તોડીને એનાં લાકડાં રસોડા આગળ મૂકી દીધાં,

ગિરિજાબાઇએ ઝટપટ બ્રાહ્મણો માટે રસોઇ તૈયાર કરી લીધી.

રસોઇ તૈયાર થતાં એકનાથ મહારાજે ચારે બ્રાહ્મણોને જમવા બેસાડયા ને સામે બેસીને બહુ પ્રેમપૂર્વક એમને જમાડ્યા.

આવો અતિથિસત્કાર કરનાર આ વટેમાર્ગુ બ્રાહ્મણોને અત્યાર સુધીમા એક પણ મળ્યો ન હતો. એથી એ મનમાં ને મનમાં એકનાથ મહારાજની ભક્તિની અને ઉદારતાની પ્રશંસા કરવા લાગ્યા.

બીજે દિવસે એકનાથ મહારાજની રજા લઇ બ્રાહ્મણો રસ્તે પડ્યા.

(૫)

એકનાથ મહારાજ જાહેરમાં કીર્તન પણ

કરતા હતા. એમનું કીર્તન સાંભળવા હજારો માણસો ભેગાં થતા હતાં.

એક વખત જાહેરમાં એકનાથનું કીર્તન થતું હતું તે સાંભળવા પેઠણની એક નાચનારી પણ વેશ બદલીને આવી હતી અને સ્ત્રીઓના સમૂહમાં ભળી જઈને એ કીર્તન શ્રવણ કરતી હતી.

ભગવાનની પ્રેરણાથી કીર્તન કરતાં કરતાં એકનાથ મહારાજે પિંગલા વેશ્યાનું દૃષ્ટાન્ત મૂક્યું. એ દૃષ્ટાન્તનો નર્તકી ઉપર ખૂબ જ પ્રભાવ પડ્યો.

અધમમાં અધમ માણસ હોય છે તો તે પણ હરિનામસ્મરણથી તરી જાય છે એ વાત ભક્તના મુખેથી સાંભળી પૈઠણની એ નર્તકીના હૃદયમાં આશાનો સંચાર થયો. એણે જીવનમાં ઘણાં કુકર્મ કર્યાં હતાં. ઘણાં સુખી ઘરોમાં એણે આગ ચાંપી હતી. ઘણાના દ્રવ્યને એણે હરી લીધું હતું ઘણા જુવાનોને એણે પાગલ બનાવી અધર્મના રસ્તે દોર્યા હતા. નર્તકીનું જીવન બદબોઈથી ભરપુર હતું.

પણ પૂર્વજન્મના સંસ્કારના બળે એક વખત એની દાસીએ નર્તકીને–રૂપજીવિનીને કહ્યું:

'બાઈ સાહેબ! આપણા ગામના એકનાથ મહારાજ છે ને તે બહુ સારું કીર્તન કરે છે.'

નાચનારીએ હસીને કહ્યું:

'તે તારી એવી ઇચ્છા છે કે એ મહારાજને અહીં બોલાવી કીર્તન કરાવવું?'

દાસી વિનોદ સમજી ગઈ છતાં એણે કહ્યું:

'અહીં તો એમને બોલાવાય નહિ ને એ અહીં આવે પણ નહિ.'

'તો તારું એવું કહેવું છે કે આપણે પાવન થવા એમનું કીર્તન સાંભળવા જઈએ?'

'બાઈસાહેબ! તમે તો હસો છો પણ હું તો જે મને સાચું લાગે છે તે કહું છું. એકનાથ મહારાજના કીર્તનમાં જવું કે ન જવું એ આપની ઇચ્છાની વાત છે. હું તો એટલું કહેવા માગું છું કે એકનાથ મહારાજનું ગળું એટલું મધુર છે ને એ એવા ભાવપૂર્વક ભજન ગાય છે કે નિષ્ઠુરમાં નિષ્ઠુર માણસ હોય તેનું હૃદય પણ પીગળ્યા સિવાય રહે નહિ. તમે ભજન સાંભળવા ન જાવ એ ઠીક છે, પણ એકનાથ મહારાજનો સૂર સાંભળવા તો એકાદવાર અવશ્ય જાવ.'

હસીને નાચનારીએ દાસીની વાત કબૂલ કરી. ને કોઈ પોતાને ઓળખી શકે નહિ એવાં સાદાં વસ્ત્રો પરિધાન કરી એકનાથનું કીર્તન સાંભળવા સ્ત્રીસમૂહમાં જઈને બેઠી.

ખરે, એકનાથ મહારાજના ગળામાં ખૂબ માધુર્ય હતું. ને એમનાં ભજન! એક એક અક્ષર-એકેક શબ્દ જાણે સાકરનો ટુકડો. અને એમની વાણી! જાણે અમૃતની ધારા!

નર્તકી મનમાં ને મનમાં દાસીનો ખૂબ આભાર માનવા લાગી. એવામાં મહારાજે પિંગલા વેશ્યાનું દૃષ્ટાન્ત રજૂ કર્યું. ને નર્તકીના મનમાં ખળભળાટ થઈ ગયો. કીર્તન પૂરું થતા પહેલાં તો એના બધા વિચારો ફરી ગયા અને ઘણો પશ્ચાતાપ થવા લાગ્યો. પોતાના જીવન પ્રત્યે એને તિરસ્કાર આવ્યો.

કીર્તન પૂરું કરી મહારાજ મુકામ તરફ જતા હતા ત્યાં રસ્તામાં એ સામી ગઈ ને એકનાથ મહારાજના પગમાં માથું મૂકી રડવા લાગી.

એકનાથે કરુણાથી પૂછ્યુ

'બહેન! કેમ રડે છે? તારે શું દુખ છે?'



આંસુ લૂછતાં નર્તકી બોલી:

'મહારાજ! હું બહુ પાપી છું. મારા ઉદ્ધારનો માર્ગ બતવો. આજે આપનું કીર્તન સાંભળીને મને મારા જીવન પ્રત્યે ઘૃણા ઉપજી છે.'

એકનાથે કહ્યું:

'માણસને જે ક્ષણેથી પોતાના દુર્ગુણોનું ભાન થાય છે એ ક્ષણથી એ પવિત્ર બનતો જાય છે. બહેન! તારા દુર્ગુણોનું તને ભાન થયું છે એટલે તારા ઉદ્ધારનો માર્ગ જરૂર તને મળશે.'

'હું એ જ જાણવા માગું છું મહારાજ!'

'જો બહેન! હરિનું નામ એવું મંગલમય છે કે એનો આશ્રય લેનારનો એ ઉદ્ધાર કરી દે છે. મહાન પાપી પણ હરિનામનો આશ્રય લઈને સંસારસિંધુને તરી ગયા છે એટલું જ નહિ પુણ્યશાળી તરીકે એ ખ્યાતિ પામ્યા છે.

તું પણ પતિતપાવન ભગવાનના પરમ પવિત્ર નામનો આશ્રય લે. તારું કલ્યાણ થશે.'

રૂપજીવિનીએ એકનાથ મહારાજના ચરણમાં નમી એમની ચરણરજ ઉઠાવી પોતાના મસ્તક પર મૂકી અને પોતાના મુકામ તરફ એ ચાલી.

બીજે જ દિવસે પૈઠણનાં નગરજનોએ પરમ આશ્ચર્ય સાથે જાણ્યું કે પૈઠણની પ્રસિદ્ધ નર્તકીએ રૂપજીવિનીએ પોતાની તમામ મિલકત ગરીબગરબાંને વહેંચી દીધી છે ને પોતે સતજનોનો માર્ગ અપનાવ્યો છે.

(૬)

મધ્યરાત્રીના સમયે એક વખત ચાર ચોર એકનાથ મહારાજના મકાનમાં ચોરી કરવા પેઠા.

એકનાથ મહારાજ અને ગિરિજાબાઈ તો નિરાંતે ઉંઘતાં હતાં. એટલે ચોરોને ખૂબ ફાવી ગયું.

એમણે ઘરમાં ચારે બાજુ ફરીને જે કંઈ હાથમાં આવ્યું તે લીધું અને એનાં મોટાં મોટાં પોટલાં બાંધ્યાં. એ પોટલાંમાં દાણા પણ હતા ને કપડાં પણ હતાં નાનાં નાનાં વાસણો પણ હતાં ને રોકડ નાણું પણ હતું દરદાગિના જે કંઈ હાથમાં આવ્યું તે બધું ચોરોએ ઝડપથી ભેગું કર્યું હતું.

હજુ એક ઓરડો તપાસવાનો બાકી હતો એ ઠાકોરમંદિરનો ઓરડો હતો.

ચોર લોકો ઠાકોરમંદિરના ઓરડામાં પેઠા. ભગવાનની સેવા પૂજાનાં પાત્ર, દીવીઓ, આરતી વગેરે ત્યાં પડયું હતું.

ચોરોએ એ બધું પણ ઉઠાવ્યું. પણ ભગવાનના ભક્તના ઘરમાંથી ચોરી કરીને ભાગી જવાની ચોરોની તો ઘણી ઇચ્છા હોય પણ ભગવાન એમને ભાગવા શાના દે?

ઓચિંતું એક ચોરના હાથમાંથી એક વાસણ જમીન પર સરી પડ્યું ને એનો અવાજ થયો.

પાસે જ એકનાથ સુતા હતા. અવાજ સાંભળી તરત એ જાગી ગયા ને દીવાને એમણે સતેજ કર્યો.

ચોર લોકો ગભરાઇ ગયા. એમણે નાસવા માંડયું.

પણ એકનાથ પરિસ્થિતિ પામી ગયા હતા એટલે એમણે ધીમા અવાજથી કહ્યું:

'અરે ભાઈઓ! ભાગો નહિ તમારે ડરવાનું કંઈ કારણ નથી. તમે આમ આવો.'

ગિરિજાબાઇ પણ જાગી ગયાં હતાં. ઘરમાં ચોર પેઠા છે એ જાણીને તરત એ પથારીમાંથી ઊભા થઇ ગયાં ને બારણું ઉઘાડવા ગયાં પણ એકનાથે એમને વારતા કહ્યું.

'બારણું ઉઘાડશો નહિ કે કોઇને બૂમ પાડશો નહિ એ બધા આપણા માણસો છે.'

ચોર લોકોને તો એકનાથ મહારાજની વાણી સાંભળી પરમ આશ્ચર્ય થયું. એના કરતાં પણ

વધુ આશ્ચર્યજનક તો એ હતું કે ચોર લોકો નાસતાં નાસતાં અટકી ગયા હતા ને ટગર ટગર એકનાથ મહારાજની સામે જોઇ રહ્યા હતા.

મહારાજ ઊભા થઇ ચોરલોકોની પાસે આવ્યા. પ્રેમથી સૌને હાથ પકડીને પોતાની પથારી પાસે લઇ આવ્યા ને જાણે પોતાને ઘેર મહેમાન આવ્યા હોય એ રીતે માનથી એમને પોતાની પાસે બેસાડી પ્રેમથી બોલ્યાઃ

'ભાઇઓ! તમે ભલે આવ્યા. તમારે જે જે વસ્તુની જરૂર હોય તે તે આ ઘરમાંથી ખુશીથી લઇ જાવ. તમે નિર્ભય છો. જરાપણ ગભરાશો નહિ. પણ પહેલાં તમારે મારું કહેલું માનવું પડશે. તમે અહીંથી–મારે ઘેરથી જમ્યા સિવાય જઇ શકશો નહિ. હું હમણાં તમારે માટે રસોઇ તૈયાર કરાવું છું તે જમીને પછી જે કંઇ જોઇએ તે લઇને તમે ખુશીથી જજો.'

ચોર લોકોને તો આ અનુભવ એકદમ નવો હતો. પણ એકનાથ મહારાજ એમને ફસાવે કે એમને મુશ્કેલીમાં મૂકી દે એવો વહેમ હવે એમના હૃદયમાં હતો નહિ.

તેઓ પુતળાની પેઠે ચૂપ બનીને બેઠા. એમના મનમાં ખળભળાટ થઇ ગયો હતો.

એકનાથે ગિરિજાબાઇને રસોઇ કરવાનું કહ્યું.

ગિરિજાબાઇ તરત જ રાંધવા બેઠાં ને સવાર પડતા પહેલાં ચોરભાઇઓ માટે એમણે ઉત્તમ રસોઇ બનાવી.

એકનાથે ચારે ચોરોને જમવા બેસાડ્યા.

જમી રહ્યા પછી જે પોટલાં ચોરોએ બાંધ્યાં હતાં તે એમને લઇને નિર્ભય રીતે જવાનું જ્યારે એકનાથે કહ્યું ત્યારે ચારે ચોરો એ સંતના ચરણમાં મસ્તક મૂકી રડી પડ્યા.

'મહારાજ! અમારો અપરાધ ક્ષમા કરો. અમે તો જડ જેવા છીએ. અમે તો પાપી છીએ. અમારા પર આટલી કૃપા વરસાવો છો તે અમારાથી જેરવાશે નહિ. અમને તમે શ્રાપ આપો. અમને તમે શિક્ષા કરો. અમને તમે ભારેમાં ભારે કષ્ટ પડે તેવું કરો.'

હસીને એકનાથે કહ્યુંઃ

'તમે આજથી પાવન થઇ ગયા છો. તમારો કોઇ જાતનો દોષ નથી. તમને શિક્ષા કોઇ કરી શકે નહિ.'

કઠણ કાળજાના ચોરલોકોની આંખમાંથી દડ દડ આંસુ પડવા લાગ્યાં.

એ આંસુ વડે એકનાથ મહારાજનાં પગ ધોતાં ચોરભાઇઓએ કહ્યુંઃ

'મહારાજ! આપના પવિત્ર પગનો સ્પર્શ કરીને અમે પ્રતિજ્ઞા કરીએ છીએ કે આજથી અમારો ધંધો અમે મૂકી દઇએ છીએ. ભલે ભૂખે મરવાનો પ્રસંગ આવશે તો અનાજ વગર ભૂખે મરીશું પરંતુ આ હલકટ કામ તો હવે જિંદગીમાં કરી નહિ જ કરીએ. મહારાજ! આપે અમારો ઉદ્ધાર કર્યો છે એટલે આજથી આપ અમારા ગુરુ છો. એથી આશીર્વાદ આપો કે અમે અમારી પ્રતિજ્ઞા પાળી શકીએ.'

પ્રસન્ન થઇને એકનાથે સહુને આશીર્વાદ આપ્યા ને એ સાથે રામનામનો મંત્ર પણ આપ્યો.

જાણે લાખો રૂપિયા મળી ગયા હોય એવા આનંદથી ચોરભાઇઓ પોતાના સદ્ગુરુને પ્રણામ કરી ચાલ્યા ગયા.

હૃદય તો હતું એકનાથનું
સરલ ને શુચિ પ્રેમથી ભર્યું;
ષડરિપુ તણો વાસ ના 'રવિ'
મધુર ભક્તિનું ગીત ગુંજતું.

❀ ❀

## એકનાથની વાણી

(૧)

હરિકીર્તને ચિત્ત શુદ્ધ,
જાય ભેદ નિરસુની
કામ ક્રોધ પળતિ દૂરી,
હોત ભોંવરી મહાપાપા.
ભજરે હરિએં કીર્તન,
પશુપક્ષી હોતી પાવન.
સ્ત્રીપુરુષાં અધિકાર,
કીર્તન સાર કલિયુગીં.
એકાજનાર્દની ઉપાય,
તરાવયા ભવન દીસી.

(૨)

ધ્યાની ધ્યાતાં ગુરુરાયા,
બ્રહ્મભૂત હોય કાયા.
કરેં કરિતાં ગુરુપૂજા,
તેચિ પૂજન અધોક્ષજા.
પાયીં કરા ગુરુયાત્રા,
મુખેં ઉચ્ચાર ગુરુમંત્રા.
એકાજનાર્દની પરબ્રહ્મ,
હેચિ જાણા ધર્મકર્મ.

(૩)

તુમચેં નામ સંકીર્તન,
હેચિ માઝેં સંધ્યાસ્નાન.
તુમચે પાયાચા સાક્ષેપ,*
હાચિ માઝા કાળક્ષેપ.
તુમચેં પાયામેં વંદન,
હેચિ માઝે અનુષ્ઠાન.
તુમચે પાયાપાશીં નિદ્રાં,
હેચિ માઝી પ્રેમમુદ્રા.
એકાજનાર્દનાકાર,
બ્રહ્મરૂપ હા સંસાર.

* દર્શન.






वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः।
बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः॥

गी. ४/१०

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને!

—પ્રીતમદાસ

દક્ષિણમાં આવેલા દેહૂ નામના ગામમાં સં. ૧૬૬૫ માં તુકારામનો જન્મ થયો હતો.

એમના પિતા બહુ સામાન્ય સ્થિતિના હતા. નાનપણમાં પિતાએ તુકારામને દુનિયાદારીનું શિક્ષણ આપવા ઘણો પ્રયત્ન કર્યો પણ તુકારામની ધૂન જુદા પ્રકારની હતી એટલે એવું શિક્ષણ એ ગ્રહણ કરી શક્યા નહિ.

લોકો કહેતા કે-છોકરો ઠોઠ છે. એના નસીબમાં વિદ્યા નથી. મા-બાપને છોકરાના મનનું વલણ સમજાતું નહિ એથી એ મનમાં ને મનમાં દુઃખ અનુભવતાં.

એક દિવસ રાત્રીના સમયે તુકારામે પિતાને પૂછયું.

'હે પિતાજી! લોકો ભણતા કેમ હશે?'

'ભણવાથી વિદ્યા આવડે માટે.'

'વિદ્યા શિખવાથી શું થાય?' બાળકે ફરી પ્રશ્ન કર્યો.

'વિદ્યા શિખવાથી બુદ્ધિ સુધરે.' પિતાએ જવાબ આપ્યો.

'બુદ્ધિ સુધરે એટલે?'

'બુદ્ધિ તેજ થાય, નિર્મળ થાય.'

'પણ પિતાજી! પેલા પંડિત તો કથામાં તે દિવસે એવું કહેતા હતા કે ભગવાનનું નામ લેવાથી બુદ્ધિ સુધરે છે. એટલુંજ નહિ ભગવાન પ્રસન્ન થાય છે.'

'એ વાત પણ સાચી છે.'

'તો હું પાંડુરંગનું નામ રોજ જપું છું' મારી બુદ્ધિ શું નહિ સુધરે? મારા પર ભગવાન પ્રસન્ન નહિ થાય? મને તો ભગવાનનું નામ જપવું બહુ ગમે છે.'

પિતાએ તુકારામના મુખ સામે જોયું. પછી એના માથે હાથ ફેરવતાં કહ્યું.'

'ભાઈ! ભગવાનના નામનો તેં આશ્રય લીધો છે તો હવે એને છોડતો નહિ. ભગવાન પંડુરંગ તારું રક્ષણ કરશે. એ આખા જગતના પાલક છે. એના શરણે જે જાય છે એનાં બધાં કામ એ પાર પડે છે.'

'પિતાજી! તમે મને રોજ ભગવાનની વાતો સંભળાવો તો તે મને યાદ રહે બીજું બધું યાદ રહેતું નથી.'

માતાએ પ્રેમથી કહ્યું:

'દીકરા! ભગવાનનું ભજન પણ કરીએ અને સંસારનાં કામ પણ કરીએ. ભગવાન તો જે



પુરુષાર્થ કરે છે એના પર રાજી થાય છે ને એને મદદ કરે છે'

તુકારામે કહ્યું:

'બા! તું ચિંતા ના કરીશ. જિંદગીમાં જે ખરેખર ભણવા જેવું છે તે હું અવશ્ય ભણી લઈશ.'

( ૨ )

તુકારામ જેમજેમ મોટા થતા ગયા તેમતેમ એમનું ધ્યાન વધારે ને વધારે ભજન તરફ ખેંચાવા લાગ્યું. એ નિત્ય મંદિરમાં જવા લાગ્યા ને સંત સાધુઓની સેવા કરવા લાગ્યા.

એમના પિતાની ગામમાં એક નાની સરખી દુકાન હતી.

એક વખત પિતાને ખાસ કામે બહાર ગામ જવાનું થયું. એમણે તુકારામને દુકાને બેસાડયા ને બધી સમજ પાડી એ બહારગામ ગયા. સોળ વર્ષનો છોકરો દુકાન ના સંભાળી શકે? પણ તુકારામને જેવો રસ હરિભજનમાં આવતો હતો, તેવો રસ દુકાનમાં બેસીને વહેપાર કરવામાં નહતો આવતો. પણ પિતાની આજ્ઞા કંઈ માન્યા સિવાય ચાલે? એટલે એ તો વિઠ્ઠલ! વિઠ્ઠલ! કરવા દુકાને બેઠા.

થોડીવારે દુકાન આગળ થઈને બેચાર સાધુઓ નીકળ્યા.

તુકારામે સાધુઓને બૂમ પાડી ઊભા રાખ્યા. દુકાનેથી ઊતરી પાસે જઈ પ્રણામ કર્યા ને દુકાનમાં તેડી લાવી બહુ આદરપૂર્વક બેસાડયા.

સાધુઓએ પૂછયું:

'ભગત! આ દુકાન તમારી છે?'

તુકારામે કહ્યું:

'મહારાજ! આ શરીર મારું નથી તો પછી આ દુકાન ને તેમાંનો સામાન મારો શી રીતે હોઈ શકે? બધું ભગવાનનું છે.'

સાધુઓને આ જવાબ સાંભળી આનંદ થયો. એમણે મીઠી વાણીથી કહ્યું:

'જ્યારે બધું ભગવાનનું છે ત્યારે ભૈયા, ભગવાનની આજ્ઞાથી સાધુસંતોને પ્રસન્ન કરો. એમને દાળ, ચાવલ, આટા, શાગ વગેરે અપાવો.'

તુકારામ રાજી થઈ ગયા. આજે ભગવાનનાં ભક્તો પોતાની દુકાને પધારીને સામેથી રોટી ને દાળ માગે છે એ પ્રભુની કેવી કૃપા! ભગવાને એમના ભક્તોની સેવા કરવાની આજે તક આપીને કેવી કૃપા વરસાવી છે! અહો! આવું ભાગ્ય કંઈ સહેલાઈથી મળે?

આવું વિચારી તુકારામે પ્રસન્ન થઈને કહ્યું:

'મહારાજ! આ બધું આપનું જ છે. આપ આજ્ઞા કરો તેટલું આપની સેવામાં રજૂ કરું.'

તુકારામની સરળતા જોઈ સાધુઓને ખૂબ સંતોષ થયો. એમણે ચાર જણાને જોઈએ એટલી સામગ્રી માગી ને તુકારામે દુકાનમાંથી તુરત દાળ, ચોખા, લોટ વગેરે આપી દીધું.

આશીર્વાદ દઈ સંતો પોતાના રસ્તે પડયા.

આ બાજુ સાંજે તુકારામના પિતાએ જ્યારે આ વાત જાણી ત્યારે એમણે તુકારામને બોલાવી ઠપકો આપ્યો ને કહ્યું:

'ભાઈ! શક્તિ વગરની ભક્તિ કરી કરવી જોઈએ નહિ. સાધુસંતોની સેવા કરવી એ બહુ સારી વાત છે. પરંતુ આપણી સ્થિતિ સારી ન હોય, તે વખતે આપણે શી રીતે દાન પુણ્ય કરી શકીએ? તું જાણે છે ને કે આપણી દુકાનમાંથી ખાસ કંઈ પ્રાપ્તિ થતી નથી. બેળેબેળે એક ટંકના રોટલા જેટલું નીકળે છે. એવા સમયે તે સાધુઓને સીધાં આપી દીધાં એ આપણને શી રીતે પાલવે?'

તુકારામે નમ્રતાથી કહ્યું:

'પિતાજી! ભગવાનના ભક્તોને પ્રસન્ન કરવાથી ભગવાન પ્રસન્ન થાય છે. ને ભગવાન જ્યારે




પ્રસન્ન થાય છે ત્યારે કોઇ જાતની પછી ચિન્તા કરવાની રહેતી નથી.'

આનો જવાબ શો હોઇ શકે?

(૩)

એકાદ વર્ષ પછી તુકારામના પિતા એકાએક પ્રભુના ચરણકમળને પામી ગયા. એમની પાછળ થોડા દિવસ વીત્યા પછી તુકારામનાં મા પણ ચાલ્યાં ગયાં.

હવે તુકારામના માથા પર ઘરની જવાબદારી આવી પડી.

પોતે એકલા હોત તો ઠીક હતું પરંતુ માતાપિતાએ તુકારામને પરણાવી દીધા હતા. એટલે ઘર છોડીને ભાગી જવાય એમ હતું નહિ.

તુકારામની આગળ હવે વિકટ પ્રશ્ન ઊભો થયો. અત્યારસુધી તો માબાપની છાયામાં સુખેથી એ ભજન કરી શકતા હતા પણ હવે ભજનમાં વિઘ્ન ઊભું થયું. સંસારનો બોજો માથા પર પડ્યો.

માબાપની ઉત્તરક્રિયા પતાવી તુકારામે પડોશીઓની સલાહથી પિતાની દુકાને બેસવા માંડ્યું. પણ વેપારની અટપટીમાં પડવાની એમની ઇચ્છા નહિ અને હૃદયના ઉદાર એટલે એમની દુકાન થોડા વખતમાં સદાવ્રત જેવી બની ગઇ.

કોઇ ગરીબ સ્થિતિનો માણસ એમની દુકાને માલ લેવા આવે તો તુકારામ એને મફત જે જોઇએ તે વસ્તુ આપી દેતા. એની પાસેથી પૈસા લેવાનો એમનો જીવ ચાલતો નહિ. સાધુસંત પાસેથી તો લેવાય શી રીતે? એમને તો મફત જ આપવું જોઇએ એવો એમણે નિયમ કરી લીધેલો. ઉપરાંત કોઇ બ્રાહ્મણ દેવતા ભૂલેચૂકે તુકારામની દુકાને ચઢી જતા તો એમને દક્ષિણા આપ્યા સિવાય પાછા કઢાય શી રીતે?

આમ તુકારામે વેપાર કરવા માંડ્યો. થોડા દિવસમાં દુકાનનો બધો માલ ખલાસ થઇ ગયો. વેપારીને ત્યાંથી ઉધાર બીજો માલ લઇ આવ્યા એ પણ થોડા દિવસમાં વહેંચાઇ ગયો અને તુકારામનો વહેપાર અટક્યો.

ઉધાર લીધેલા માલના પૈસા આપ્યા સિવાય બીજો માલ આપવાની વેપારીએ ચોકખી ના પાડી ને તુકારામ પાસે માલ વેચ્યો હોય તો પૈસા આવે ને! એમણે તો માલ વેચવાને બદલે વહેંચી દીધો હતો એટલે આખરે દુકાન બંધ કરવી પડી. પાંચ પૈસાની પ્રાપ્તિ તો થઇ નહિ પણ માથે દેવું થઇ ગયું.

તુકારામ હવે મુંઝાયા. ઘરમાં સ્ત્રી રોજ મેણાં મારવા લાગી. ઘરમાં સ્ત્રીને જોઇતી વસ્તુ રોજ મળે નહિ એટલે એ અકળાયા સિવાય રહે નહિ. સવાર સાંજ ચુલ્હો તો સળગાવવો જોઇએ કે નહિ? પણ ચુલ્હો સળગાવવા માટે લાકડાનું પણ જ્યાં ઠેકાણું ન પડતું હોય ત્યાં ચોખા દાળની તો વાત જ શી કરવી?

તુકારામ તો બીચારા ત્યાગી જેવા હતા. વૈરાગી જેવા હતા. એમને ખાવાનું મળે કે ન મળે એની ચિંતા ન હતી. એ તો જે દિવસે કશું ન મળે તે દિવસે એકાદશી સમજી લેતા અને નિર્મળ જળ પીને સંતોષ માની લેતા. એમનું પેટ તો હરિરસથી સદા તૃપ્ત જ રહેતું હતું.

પણ એમનાં પત્ની જિજાઇ કંઇ ભગત ન હતાં. એમને તુકારામ જેવી અચળ શ્રદ્ધા પ્રાપ્ત થઇ ન હતી એથી જગતની બીજી સામાન્ય સ્ત્રીઓની પેઠે એ રોજ અકળાતી, આંસુ સારતી અને તુકારામને કોઇકોઇવાર ન કહેવાનાં વેણ પણ કહી દેતી.

તુકારામ એવે વખતે શાન્તિથી સાંભળી રહેવા પછી બહુ મીઠાશથી કહેતા:

'જુઓ, આપણે ધૈર્ય ગુમાવવું જોઇએ નહિ. બધું ભગવાનની ઇચ્છા મુજબ બને છે. ભગવાનને બધાની ફિકર છે.'



જિજાઇ ચિડાઇને કહેતી:

'ભગવાન ભગવાન કરો છો પણ તમારો ભગવાન અહીં ખાવાનું નાખી જાય છે? બીજી ચીજ વગર ચલાવી લેવાય પણ બે ટંક લુખુસૂકુય કંઇ મળવું તો જોઇએ ને!'

તુકારામ હસીને કહેતા:

'ભગવાન કંઇ મારા એકલાના નથી. ભગવાન તો તમારા પણ છે. એ ભગવાન જ આખા જગતનું પૂરું કરે છે. ને એ આપણું પણ પૂરું કરશે આપણો તો એક જ ધર્મ છે. ભગવાનને પ્રેમપૂર્વક યાદ કરવા.'

'તમે યાદ કર્યા કરો. મને તો કંઇ ફુરસદ નથી. જે ભૂખે મારે એને યાદ કોણ કરે?'

'એવું ના બોલાય ભગવાન તો બહુ દયાળુ છે. એ કદી નિષ્ઠુર બનતા નથી. એ નિષ્ઠુર બને તો આ જગત ચાલે જ શી રીતે?'

આ સાંભળી જિજાઇ કહી દેતી:

'એ તમારી લાંબી લાંબી વાતો મહેરબાની કરીને મારી પાસે ન કરતા બીજાની પાસે કરવી હોય તો કરજો મને એમાં સમજ પડવાની નથી.'

'ભલે ભલે, તો તમે કોઇ દિવસ ચિડાતાં નહિ.'

'તમે કંઇ કામધંધો કરતા હો તો હું કોઇ દિવસ ચિડાઉં નહિ. પણ તમારા હાડકાં વળતાં નથી એટલે થાય શું? હું મહેનત મજૂરી કરીને થોડું ઘણું લાવું એના પર તમે આધાર રાખીને બેસી રહો એ કેમ ચાલે? કમાવીને લાવવાનો ધર્મ આદમીનો છે.

તુકારામ કહેતા:

'તમારી વાત સાચી છે. પણ ભજન વિના કોઇ ધંધો મને સુઝતો નથી. અને કંઇક પુરુષાર્થ કરવા જાઉં છું તો એમા નિષ્ફળતા મળે છે.'

'ધ્યાન રાખીને કામ કરો નહિ એટલે એવું જ થાય ને?'

તુકારામ 'વિઠ્ઠલ વિઠ્ઠલ' કરતા મૌન રહેતા.

(૪)

આખરે તુકારામે થોડો પુરુષાર્થ કર્યો એક જમીનદારે એમની વાત સાંભળી ને તુકારામને પોતાનાં બે મોટાં ખેતર હતાં એની રખેવાળીનું કામ સોંપ્યુ. બન્ને ખેતર જોડાજોડ હતાં.

પણ તુકારામથી આ કામ પણ બની શક્યું નહિ. રખેવાળી કરવાને બદલે એ તો ખેતરમાં જઇને ધ્યાનમાં બેસવા લાગ્યા જમીનદારને આવો રખેવાળ પોસાયો નહિ. એટલે થોડા જ દિવસોમાં તુકારામને એણે છૂટા કર્યા.

તુકારામને પણ ભગવાનની સેવા કરવાની મૂકીને બીજાની સેવા કરવાનું ગમતું નહિ. એથી હવે બીજા કોઇની નોકરી નહિ કરવાનો નિશ્ચય કરી પોતે ભગવાનના ભજનમાં જ લાગી ગયા.

ધર્મપત્નીએ વળી પાછા એમને ખૂબ ખખડાવ્યા, પણ તુકારામનુ ચિત્ત હવે ભગવાનના પાદપદ્મમાં લાગી ગયુ હતું તે હવે પાછું વળે તેમ નહતું એટલે એમને કશી અસર થઇ નહિ.

એક દિવસ જિજાઇ ખૂબ અકળાઇ એટલે એ ઘર છોડીને ભાગ્યા.

જિજાઇના મનમાં એમ હતું કે આમતેમ રખડીને સાંજે પાછા ઘેર આવશે. બીજે ક્યાં જવાના છે? પણ તુકારામે તો ઘરનો માર્ગ છોડીને વનનો માર્ગ પકડ્યો હતો. એટલે રાત્રે પાછા ફર્યા નહિ.

એમણે તો વનમાં જઇ એકાંતમાં એક ટેકરા ઉપર આસન લગાવ્યું ને વિઠ્ઠલના ધ્યાનમાં લીન થઇ ગયા.

ભક્ત જ્યારે પોતાની તમામ જવાબદારી ભગવાન ઉપર નાખી દે છે ત્યારે ભગવાનને એ સ્વીકારવી જ પડે છે. ભગવાને હવે તુકારામની જવાબદારી પોતાના માથે લીધી.




લાંબા સમય સુધી તુકારામ ધ્યાનસ્થ રહ્યા પછી ધીરે ધીરે જાગ્રત થયા, ને એ સાથે એકાએક એમના કંઠમાંથી એક ટૂંકુ ગીત બહાર સરી પડ્યું. તુકારામના હૃદયના જ ભાવ ગીત વાટે બહાર આવ્યા હતા. એનો ભાવ એવો હતો—હે પાંડુરંગ! હું તારે શરણે છું. બાલકનું રક્ષણ જેમ માતાપિતા કરે છે, તેમ હે જગતના પિતા! તું મારું રક્ષણ કરજે. આ જગતમાં મને એકમાત્ર તારો જ આધાર છે.'

એકાએક ભજન જોડાઈ ગયુ એથી તુકારામને પોતાને પણ આશ્ચર્ય થયું. સાથેસાથે હર્ષ પણ થયો. એમના કંઠનું માધુર્ય અદ્‌ભુત હતું. એમણે ફરીથી એ ભજન ખુલ્લા દિલથી ગાયું. પછીથી ધીમેથી એ આત્મગત બોલ્યાઃ

'હે વિઠ્ઠલ! તારા ગુણ ગાવાની મારામાં તો શક્તિ જ નથી. હું કઈ પંડિત નથી તે મીઠી વાણીથી તને રીઝવી શકુ. મારી તો ગાંડી ઘેલી વાણી છે. તેમ છતાં એનાથી તું રાજી થતો હોય તો મારા સ્વામી! એનાથી વધારે રુડું મારે મન બીજું શું હોઈ શકે?'

ભગવાન પંડિતાઈ કંઈ જોતા નથી. ભગવાન તો ભાવ જુએ છે. જેના હૃદયમાં ભાવ છે. ભક્તિ છે એની વાણી પ્રભુને અમૃત જેવી મીઠી લાગે છે. નાનું ટેંપાળું માનુ પ્રિય બાળક માને જ્યારે બોલાવે છે ત્યારે શું એ ગોઠવી ગોઠવીને બોલે છે? એની વાણીમાં શું જ્ઞાન ભરેલુ હોય છે? વાક્યરચના એની શું બરાબર હોય છે? ના રે ના; એ તો જેવું મનમાં આવ્યું તેવું બોલી નાખે છે એની એની કાલી કાલી અને ગાંડી ઘેલી ભાષા માતા બહુ પ્રેમપૂર્વક સાંભળે છે એટલું જ નહિ એવી મીઠી મીઠી ભાષા એને વધારે ને વધારે સાંભળવાની ઈચ્છા પણ થાય છે.

આવી જ રીત ભગવાનની હોય છે. એટલે તુકારામની વાણી એમને ખુબ ગમી ગઈ.

તુકારામના હૃદયમાં તો હવે ભાવની ભરતી આવવા માંડી. રોજ હવે એ ભજનો જોડી જોડીને ગાવા લાગ્યા ને આજુબાજુનાં ગામડાંમાં ફરવા લાગ્યા.

ખેતી કરતા ખેડૂતોને, રસ્તે જતા મજૂરોને, રમત રમતાં બાળકોને, પાણી ભરતી સ્ત્રીઓને જે કોઈ એમના માર્ગમાં આવી જતું એમને ખુશ-મિજાજથી એ પોતાનાં ભજન સંભળાવવા લાગ્યા.

તુકારામના કંઠમાંથી સરતાં મીઠાંમીઠાં ભજનો સાંભળનારને ચકિત કરી દેતાં. સૌ કોઈ આ નવીન ભજનિકને જોઈને આદરથી હાથ જોડવા લાગ્યું. થાકેલાનો થાક ઉતારી દે, ને હારેલાને હિંમત આપે એવી મધુર વાણી સાંભળવી કોને ન ગમે?

જોતજોતામાં તુકારામનું નામ આજુબાજુ પ્રસિદ્ધ થઈ ગયું. બધા એમને સંત કહીને બોલાવવા લાગ્યા. ને એમની વાણી સાંભળવાનો આનંદ લેવા એમને પ્રેમપૂર્વક પોતાના ગામમાં બોલાવવા લાગ્યા.

તુકારામને મન હવે તો 'સબભૂમિ ગોપાલકી' જેવું હતું. એથી એ ઠેકાણે ઠેકાણે ભજન કીર્તન કરવા જવા લાગ્યા ને આમ ભજનનો વેપાર કરવા લાગ્યા. આ વેપારમાં ખોટ આવે એવું હતું જ નહિ. એમાં તો કેવળ નફો જ હતો એટલે તુકારામને આ ભજનનો વેપાર ખુબ ગમી ગયો. ભજનના રસિયાઓ તુકારામને ભૂખ્યા રહેવા દેતા નહિ. ભગવાનની કૃપાથી એ તુકારામનો સત્કાર કરતા ને એમની પવિત્ર વાણી શ્રવણ કરી ધન્ય બનતા.

સમય જતાં તુકારામની આજુબાજુ સારું કહેવાય એવું એક ભક્તમંડળ પણ જામી ગયું. એ બધા ભક્તો તુકારામની સાથે ભજનમાં જતા ને ભજન કીર્તનમાં સાથ આપતા.

આ મંડળમાં કેટલાક ભણેલા પણ હતા. કેટલાક જ્ઞાની પુરુષો પણ હતા. અને કેટલાક ત્યાગી સંતો પણ હતા.



એ બધા તુકારામની વાણીને સમયે સમયે ઉતારી લેવા લાગ્યા. ને એમના એ 'અભંગો' (અભંગમાં રચાએલાં ભજનો) કંઠસ્થ કરી ગાવા લાગ્યા.

આથી ચારે બાજુ તુકારામની વાણી બહુ પ્રસિદ્ધ થઇ ગઇ.

આ બાજુ જિજાબાઇએ—તુકારામની પત્નીએ જ્યારે તુકારામની નવી પ્રવૃત્તિ જાણી ત્યારે એને પોતાના કાર્ય વિષે પસ્તાવો થયો.

તુકારામ ઘેર પાછા ફર્યાજ નહતા. એટલે એક દિવસ એ તુકારામનો મુકામ જે ગામમાં હતો ત્યાં ગઇ ને પોતાની ભૂલની ક્ષમા માગી તુકારામને ઘેર આવવા વિનંતી કરી.

'વિઠ્ઠલ! વિઠ્ઠલ! એમાં ઓછું આણવાનું શું કામ છે!' પ્રભુના નામનો ઉચ્ચાર કરી તુકારામે પત્નીને કહેવા માંડયું :

'તમારી ભૂલ જ થઇ નથી. તમારે ક્ષમા શા માટે માગવી પડે? મારે તો સર્વત્ર ઘર જેવું છે. મને કદી કોઇ ઠેકાણે દુઃખ જણાયું જ નથી.' એટલે મારી ચિંતા કરવાની જરૂર શી છે?'

'તોય તમારે ઘેર આવવું પડશે. ઘેર આવીને રહો. પછી તમારે ભજન કરવા ત્યાંથી જ્યાં જવું હોય ત્યાં જજો. હું તમારા માર્ગમાં હવે નહિ આવું.' ગળગળા સ્વરથી જિજાબાઇએ કહ્યું:

તુકારામ પત્નીની આંખમાં આંસુ જોઇ શક્યા નહિ. એ તરત ઘેર આવ્યા.

આ પ્રસંગ પછી જિજાબાઇને કદી ફરિયાદ કરવાની જરૂર પડી નહિ. કારણ કે ભગવાને તુકારામની અનન્ય ભક્તિથી પ્રસન્ન થઇ એની તમામ જવાબદારી સ્વીકારી લીધી હતી એટલે બન્ને જણને પેટ પુરતું એ મેળવી આપતા હતા.

( ૫ )

હવે તુકારામ નિશદિન ભજન કીર્તનમાં જ તલ્લીન રહેવા લાગ્યા. પોતાના મંડળ સાથે એ સ્થળે સ્થળે ફરીને કીર્તન કરવા લાગ્યા. ને નિત્ય નવા નવા અભંગો રચીને જનતા જનાર્દનને સંભળાવવા લાગ્યા.

પણ તુકારામની સુકીર્તિ દેહુના પંડિતો સહન કરી શક્યા નહિ. એમને થયું–' અમે સંસ્કૃતના મહાન પંડિતો, વેદશાસ્ત્રસંપન્ન કહેવાઇએ. એવાને કોઇ પૂછતું નથી અને પેલો અબ્રાહ્મણ તુકારામ દેશી ભાષામાં પદો રચીને વાહવાહ મેળવી જાય છે એ કેવી વાત!' એથી એમણે તુકારામની ખો ભૂલાવવાનો વિચાર કર્યો.

આ પંડિતોનો આગેવાન રામેશ્વર ભટ્ટ નામનો એક અભિમાની પંડિત હતો. એણે બીજા પંડિતો સાથે દેહુના હાકેમ પાસે જઇ ફરિયાદ કરી કે– તુકારામ દેશી ભાષામાં વેદવાણી ઉતારીને વેદ ભગવાનનું અપમાન કરી રહ્યો છે. એટલું જ નહિ વેદના મર્મને જાણવાની એનામાં શક્તિ નહિ હોવાથી અર્થનો અનર્થ પણ એનાથી થઇ જાય છે. એટલે એ અધર્મના રસ્તે ચાલી રહ્યો છે–એમ કહી શકાય. માટે એને અભંગ રચતાં અને કીર્તન કરતાં અટકાવવો જોઇએ. અને જેટલા અભંગો એણે અત્યાર સુધીમાં રચ્યા છે એટલા કબજે કરી એને નષ્ટ કરવા જોઇએ. કારણ કે એમ કરવામાં નહિ આવે તો લોકો ઉપર એની ખરાબ અસર પડશે. લોકો અધર્મી થઇ જશે અને એની અસર આખા સમાજ ઉપર થશે.'

હાકેમે તુકારામને બોલાવ્યા ને પંડિતોની ફરિયાદ સંભળાવી જવાબ માગ્યો.

તુકારામે નમ્રતાથી કહ્યું:

'વિદ્વાન પંડિતોની સમજ ભૂલભરેલી છે. લોકો અધર્મના રસ્તે નહિ પણ ધર્મના રસ્તે

હેરાય છે. ભગવાનનાં ભજન સંભળાવી લોકોને હું આનંદ આપું છું. અને એમને સાચા સુખનો માર્ગ હું બતાવું છું. આને અધર્મ શી રીતે કહેવાય ? અને ભગવાને જે અભંગો રચાવ્યા છે એમાં વેદવાણીનું અપમાન શી રીતે થયું છે તે મને સમજાતું નથી. છતાં વિદ્વાન પંડિત મહાશયોનું મન દુઃખતું હોય તો એ શું ઇચ્છે છે તે જાહેર કરે. એમની આજ્ઞા હું માથે ચઢાવીશ.'

પંડિત રામેશ્વર ભટ્ટે અભિમાનથી કહ્યું :

'અમે કહીએ તેમ તું કરે તો પછી અમારે બીજો કશો વાંધો નથી.'

'કહો, આપ શું કહેવા માગો છો ?'

'અમે તો એવું ઇચ્છીએ છીએ કે જે અભંગો તેં બનાવ્યા છે એ બધાને ઇન્દ્રાયણી નદીમાં પધરાવી દે અને હવે પછી નવો એક પણ અભંગ નહિ બનાવવાની પ્રતિજ્ઞા લે.'

તુકારામ આ સાંભળી સ્તબ્ધ થઇ ગયા. પછી ધીમેથી દુઃખભર્યા અવાજથી એ બોલ્યાઃ

'મારા અભંગો નષ્ટ થાય એથી આપ જો પ્રસન્ન થતા હોય તો ભલે એને ઇન્દ્રાયણી નદીમાં પધરાવવામાં આવે. પણ પ્રભુના ભજનકીર્તન વગર તો હું જીવી શકું એમ નથી એટલે એ બદલ તો મને છૂટ મળવી જોઇએ.'

પંડિતોએ કહ્યુંઃ

'તારે ભજનકીર્તન કરવું હોય ને ભજનો બનાવી બનાવીને ગાવાં હોય તો આ ગામ છોડીને તારે જવું પડશે. આ ગામમાં રહીને તારું ધતિંગ તું ચલાવે તે હવે નહિ બને.'

હાકેમ પણ પંડિતોના વિચારને સંમત થયો એટલે તુકારામે ગામ છોડવાની તૈયારી બતાવી ને પોતાના રચેલા સખ્યાબંધ અભંગોની પોથી એમણે પંડિતોને સ્વાધીન કરી.

પંડિતોએ એ પોથીને તુરત ઇન્દ્રાયણી નદીમાં ફેંકી દીધી.

( ૬ )

અભંગો જતાં તુકારામ બહુ દુખી થઇ ગયા. એમના જીવને ચેન પડ્યું નહિ. જાણે પરમ ધન લૂંટાઇ ગયું હોય એવું એ દર્દ અનુભવવા લાગ્યા.

ઘેર આવી એમણે અનાજ નહિ લેવાનો સંકલ્પ કર્યો અને વિઠ્ઠલને પોતાનું દુઃખ સંભળાવવા લાગ્યા.

એક દિવસ વીત્યો, બે દિવસ વીત્યા અને એમ કરતાં અગિયાર બાર દિવસ વીતી ગયા. તેરમા દિવસે આંસુ સારતા તુકારામની સન્મુખ ભગવાન પ્રગટ થયા ને કહ્યુંઃ

'તુકારામ ! ખેદ શા માટે કરે છે ? તારા અભંગો નષ્ટ થયા નથી. આજે સુરક્ષિત રીતે તને એ પાછા મળશે. શોક છોડી દે અને નદીકિનારે જા !'

તુકારામ પ્રભુના ચરણમાં ઢળી પડ્યા. ને આંસુથી પગ પખાળવા લાગ્યા.

'મારા સ્વામી ! બહુ કૃપા કરી.'

મસ્તક પર હાથ મૂકી ભગવાને કહ્યુંઃ

'તુકારામ ! મારા ઉપર તારી અચળ શ્રદ્ધા છે એ જોઇ હું બહુ પ્રસન્ન થયો છું. તારે માટે મુક્તિ હવે સુલભ બની ગઇ છે.'

તુકારામે ફરીથી પ્રભુના પગ પકડી લીધા. હસતા હસતા જગતના સ્વામી અદૃશ્ય થઇ ગયા.

એવામાં બહારથી અવાજ આવ્યોઃ

'ભક્તરાજ ! ભક્તરાજ !'

તુકારામ એનો કંઇ જવાબ દે ત્યાર પહેલાં રામેશ્વર ભટ્ટ ઘરમાં દાખલ થયો. એણે દોડીને તુકારામના પગ પકડી લીધા.



'ભક્તરાજ ! મને ક્ષમા કરો.'

તુકારામે મૃદુ સ્વરે કહ્યું:

'કોણ રામેશ્વર પંડિત ?'

'હા, મહારાજ, મેં આપનો અપરાધ કર્યો છે. મને મારી ભૂલનું ભાન થયુ છે. મેં આપને ઓળખ્યા નહિ.'

'ભાઈ ! મારો તો અપરાધ કોઇથી થયો હોય એમ હું માનતો નથી. અપરાધ થયો હોય તો પ્રભુનો થયો હોય. પ્રભુની ક્ષમા માગો. એ કરુણાસિંધુ છે.'

'મહારાજ ! આપ જ્યાંસુધી ક્ષમા નહિ કરો ત્યાંસુધી સાક્ષાત પ્રભુ પણ મને ક્ષમા નહિ કરે. મને મારા પાપની ભારે સજા મળી ગઇ છે. જે દિવસે આપના અભંગો નદીમાં પધરાવી દેવાનું પાપ મારાથી થયુ તે દિવસથી મારા શરીરમાં અગન અગન થઇ રહી છે. એક ક્ષણવાર પણ મને ચેન પડતું નથી. એકેક ક્ષણ એકેક યુગ જેવડી હવે લાગે છે.

મહારાજ ! પહેલાં તો મને આ અગનનું કારણ સમજાયુ નહિ એથી એને શાન્ત કરવા અનેક ઉપચારો કર્યા પણ અગન શાન્ત થવાને બદલે વધારે ને વધારે જોર પકડવા લાગી. આખરે આજે સમજ પડી કે આપનો જે અપરાધ કર્યો છે એનું જ આ ફળ છે. મેં આપને દુભવ્યા છે એ બદલ પ્રભુએ આ સજા કરી છે.'

આમ કહીને રામશ્વર ભટ્ટ હાથ જોડીને આંસુ સારવા લાગ્યો. એનું અભિમાન નષ્ટ થઇ ગયું હતું:

સંત તો દયાળુ હોય છે. તુકારામનું હૃદય કરુણાથી ભરાઇ ગયુ. એમણે રામેશ્વર ભટ્ટનો હાથ પ્રેમપૂર્વક પકડી કહ્યું:

'પંડિતજી ! વિઠ્ઠલ વિઠ્ઠલ કરો. એ સૌ સારું કરશે.' એ પછી નદીકિનારે જવાની પ્રભુની આ સાક્ષાત્ આવતાં કહ્યું:

'તમે નદીએ સ્નાન કરવા ગયા છો કે નહિ ?'

રામેશ્વરે કહ્યું:

'ના મહારાજ, તે દિવસથી નદી કિનારે હું ગયો જ નથી.'

'તો ચાલો, આજે. ત્યાં નદીમાં સ્નાન કરજો. ભગવાન તમારી પીડા દૂર કરશે.'

રામેશ્વર પંડિતની પાછળ પાછળ બીજા પણ પંડિતો આવ્યા હતા એ બધા તુકારામની સાથે ઇન્દ્રાયણી નદીના કિનારે ગયા.

ત્યાં તુકારામની સૂચનાથી રામેશ્વર ભટ્ટે નદીના જળમાં ડૂબકી મારી અને સૌની અજાયબી વચ્ચે એની તમામ પીડા એક જ ક્ષણમાં દૂર થઇ ગઇ.

એ બહાર નીકળી તુકારામના પગમાં પડયો.

એ જ વખતે તુકારામના અભંગની પોથી, નદીના પાણી પર તરતી તરતી કિનારે આવી.

રામેશ્વરે દોડીને એને બહાર કાઢી અને વિઠ્ઠલ વિઠ્ઠલનો ઉચ્ચાર કરતા તુકારામના કરકમળમાં એને સાદર અર્પણ કરી.

બાર દિવસ સુધી નદીના જળમાં અભંગ રહ્યા છતા એક પણ અભંગ નષ્ટ થયો ન હતો. તેમ એક પણ અક્ષર એનો બગડયો ન હતો. આ મહા ચમત્કાર જોઇ સૌ આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા ને તુકારામના ચરણોમાં મસ્તક નમાવવા લાગ્યા.

તુકારામ તો આ વખતે ધ્યાનસ્થ જેવા થઇ ગયા હતા. થોડી વારે એ જાગૃત થયા ત્યારે સૌએ જોયું કે એમની બન્ને આંખોમાથી અશ્રુની ધારાઓ વહેતી હતી. અને એ પવિત્ર જળથી હાથમાં રાખેલી અભંગની પોથી ન્હવાતી હતી.

વિઠ્ઠલ વિઠ્ઠલ બોલતી હૃદયસિતારી બોલ,
તુકારામના છે 'રવિ' ઉરસૂર છે અણમોલ.

❀ ❀

દેરાય છે. ભગવાનનાં ભજન સંભળાવી લોકોને હું આનંદ આપું છું. અને એમને સાચા સુખનો માર્ગ હું બતાવું છું. આને અધર્મ શી રીતે કહેવાય ? અને ભગવાને જે અભંગો રચાવ્યા છે એમાં વેદવાણીનું અપમાન શી રીતે થયું છે તે મને સમજાતું નથી. છતાં વિદ્વાન પંડિત મહારાજોનું મન દુખતું હોય તો એ શું ઇચ્છે છે તે જાહેર કરે. એમની આજ્ઞા હું માથે ચઢાવીશ.'

પંડિત રામેશ્વર ભટ્ટે અભિમાનથી કહ્યું :

'અમે કહીએ તેમ તું કરે તો પછી અમારે બીજો કશો વાંધો નથી.'

'કહો, આપ શું કહેવા માગો છો ?'

'અમે તો એવું ઇચ્છીએ છીએ કે જે અભંગો તેં બનાવ્યા છે એ બધાને ઇન્દ્રાયણી નદીમાં પધરાવી દે અને હવે પછી નવો એક પણ અભંગ નહિ બનાવવાની પ્રતિજ્ઞા લે.'

તુકારામ આ સાંભળી સ્તબ્ધ થઇ ગયા. પછી ધીમેથી દુઃખભર્યા અવાજથી એ બોલ્યાઃ

'મારા અભંગો નષ્ટ થાય એથી આપ જો પ્રસન્ન થતા હોય તો ભલે એને ઇન્દ્રાયણી નદીમાં પધરાવવામાં આવે. પણ પ્રભુના ભજનકીર્તન વગર તો હું જીવી શકું એમ નથી એટલે એ બદલ તો મને છૂટ મળવી જોઇએ.'

પંડિતોએ કહ્યું:

'તારે ભજનકીર્તન કરવું હોય ને ભજનો બનાવી બનાવીને ગાવાં હોય તો આ ગામ છોડીને તારે જવું પડશે. આ ગામમાં રહીને તારું ધતિંગ તું ચલાવે તે હવે નહિ બને.'

હાકેમ પણ પંડિતોના વિચારને સંમત થયો એટલે તુકારામે ગામ છોડવાની તૈયારી બતાવી ને પોતાના રચેલા સખ્યાબંધ અભંગોની પોથી એમણે પંડિતોને સ્વાધીન કરી.

પંડિતોએ એ પોથીને તુરત ઇન્દ્રાયણી નદીમાં ફેંકી દીધી.

( ૬ )

અભંગો જતાં તુકારામ બહુ દુઃખી થઇ ગયા. એમના જીવને ચેન પડ્યું નહિ. જાણે પરમ ધન લૂંટાઇ ગયું હોય એવું એ દર્દ અનુભવવા લાગ્યા.

ઘેર આવી એમણે અનાજ નહિ લેવાનો સંકલ્પ કર્યો અને વિઠ્ઠલને પોતાનું દુઃખ સંભળાવવા લાગ્યા.

એક દિવસ વીત્યો, બે દિવસ વીત્યા અને એમ કરતાં અગિયાર બાર દિવસ વીતી ગયા. તેરમા દિવસે આંસુ સારતા તુકારામની સન્મુખ ભગવાન પ્રગટ થયા ને કહ્યુંઃ

'તુકારામ ! ખેદ શા માટે કરે છે ? તારા અભંગો નષ્ટ થયા નથી. આજે સુરક્ષિત રીતે તને એ પાછા મળશે. શોક છોડી દે અને નદીકિનારે જા !'

તુકારામ પ્રભુના ચરણમાં ઢળી પડ્યા. ને આંસુથી પગ પખાળવા લાગ્યા.

'મારા સ્વામી ! બહુ કૃપા કરી.'

મસ્તક પર હાથ મૂકી ભગવાને કહ્યું:

'તુકારામ ! મારા ઉપર તારી અચળ શ્રદ્ધા છે એ જોઇ હું બહુ પ્રસન્ન થયો છું. તારે માટે મુક્તિ હવે સુલભ બની ગઇ છે.'

તુકારામે ફરીથી પ્રભુના પગ પકડી લીધા. હસતા હસતા જગતના સ્વામી અદૃશ્ય થઇ ગયા.

એવામાં બહારથી અવાજ આવ્યોઃ

'ભક્તરાજ ! ભક્તરાજ !'

તુકારામ એનો કંઇ જવાબ દે ત્યાર પહેલાં રામેશ્વર ભટ્ટ ઘરમાં દાખલ થયો. એણે દોડીને તુકારામના પગ પકડી લીધા.



'મહારાજ ! મને ક્ષમા કરો.'

તુકારામે મૃદુ સ્વરે કહ્યું:

'કોણ રામેશ્વર પંડિત ?'

'હા, મહારાજ, મેં આપનો અપરાધ કર્યો છે. મને મારી ભૂલનું ભાન થયું છે. મેં આપને ઓળખ્યા નહિ.'

'ભાઇ ! મારો તો અપરાધ કોઇથી થયો હોય એમ હું માનતો નથી. અપરાધ થયો હોય તો પ્રભુનો થયો હોય. પ્રભુની ક્ષમા માગો. એ કરુણાસિંધુ છે.'

'મહારાજ ! આપ જ્યાંસુધી ક્ષમા નહિ કરો ત્યાંસુધી સાક્ષાત પ્રભુ પણ મને ક્ષમા નહિ કરે. મને મારા પાપની ભારે સજા મળી ગઇ છે. જે દિવસે આપના અભંગો નદીમાં પધરાવી દેવાનું પાપ મારાથી થયુ તે દિવસથી મારા શરીરમાં અગન અગન થઇ રહી છે. એક ક્ષણવાર પણ મને ચેન પડતું નથી. એકેક ક્ષણ એકેક યુગ જેવડી હવે લાગે છે.

મહારાજ ! પહેલાં તો મને આ અગનનું કારણ સમજાયુ નહિ એથી એને શાન્ત કરવા અનેક ઉપચારો કર્યાં પણ અગન શાન્ત થવાને બદલે વધારે ને વધારે જોર પકડવા લાગી. આખરે આજે સમજ પડી કે આપનો જે અપરાધ કર્યો છે એનું જ આ ફળ છે. મેં આપને દુભવ્યા છે એ બદલ પ્રભુએ આ સજા કરી છે.'

આમ કહીને રામેશ્વર ભટ્ટ હાથ જોડીને આંસુ સારવા લાગ્યો. એનું અભિમાન નષ્ટ થઇ ગયું હતું:

સંત તો દયાળુ હોય છે. તુકારામનું હૃદય કરુણાથી ભરાઇ ગયું. એમણે રામેશ્વર ભટ્ટનો હાથ પ્રેમપૂર્વક પકડી કહ્યું:

'પંડિતજી ! વિઠ્ઠલ વિઠ્ઠલ કરો. એ સૌ સારું કરશે.' એ પછી નદીકિનારે જવાની પ્રભુની આજ્ઞા યાદ આવતાં કહ્યું:

'તમે નદીએ સ્નાન કરવા ગયા છો કે નહિ ?'

રામેશ્વરે કહ્યું:

'ના મહારાજ, તે દિવસથી નદી કિનારે હું ગયો જ નથી.'

'તો ચાલો, આજે. ત્યાં નદીમાં સ્નાન કરજો. ભગવાન તમારી પીડા દૂર કરશે.'

રામેશ્વર પંડિતની પાછળ પાછળ બીજા પણ પંડિતો આવ્યા હતા એ બધા તુકારામની સાથે ઇન્દ્રાયણી નદીના કિનારે ગયા.

ત્યાં તુકારામની સૂચનાથી રામેશ્વર ભટ્ટે નદીના જળમાં ડૂબકી મારી અને સૌની અજાયબી વચ્ચે એની તમામ પીડા એક જ ક્ષણમાં દૂર થઇ ગઇ.

એ બહાર નીકળી તુકારામના પગમાં પડયો.

એ જ વખતે તુકારામના અભંગની પોથી, નદીના પાણી પર તરતી તરતી કિનારે આવી.

રામેશ્વરે દોડીને એને બહાર કાઢી અને વિઠ્ઠલ વિઠ્ઠલનો ઉચ્ચાર કરતા તુકારામના કરકમળમાં એને સાદર અર્પણ કરી.

બાર દિવસ સુધી નદીના જળમાં અભંગ રહ્યા છતાં એક પણ અભંગ નષ્ટ થયો ન હતો. તેમ એક પણ અક્ષર એનો બગડયો ન હતો. આ મહા ચમત્કાર જોઇ સૌ આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા ને તુકારામના ચરણોમાં મસ્તક નમાવવા લાગ્યા.

તુકારામ તો આ વખતે ધ્યાનસ્થ જેવા થઇ ગયા હતા. થોડી વારે એ જાગૃત થયા ત્યારે સૌએ જોયું કે એમની બન્ને આંખોમાંથી આંસુની ધારાઓ વહેતી હતી. અને એ પવિત્ર જળથી હાથમાં રાખેલી અભંગની પોથી ન્હવાતી હતી.

વિઠ્ઠલ વિઠ્ઠલ બોલતી હૃદયસિતારી બોલ,
તુકારામના હે 'રવિ' ઉરસૂર છે અ

❀ ❀




## તુકારામની અભંગ પ્રસાદી

(૧)

નિજસ્થાને ગાતાં ઊભા નારાયણ,
બેસતાં કીર્તન કરિતાં ડોલે.
ઊભા શહોનિયાં મુખીં નામ વદે,
નાચે હા ગોવિંદ નાના છંદે,
મારગીં ચાલતાં મુખીં નામ વાણી,
ઊભા ચક્રપાણી આગેં પુઢે.
તુકા મ્હણે યાસી કીર્તનાચી ગોડી,
પ્રેમેં ધાંવી ઉડી નામાસાઠી.

(૨)

નામાચિં ચિંતન પ્રકટ પસારા,
અસાલ તેં કરા જેથે તેથે.
સોડવીલ માઝા સ્વામી નિશ્ચયસીં,
પ્રતિજ્ઞા હે દાસીં કેલી આમ્હીં.
ગુણ દોષ નાહીં પાહાત કીર્તનીં,
પ્રેમેં ચક્રપાણી વશ્ય હોય,
તુકા મ્હણે કડુ વાટતો પ્રપંચ,
રોકડે રોમાંચ કંઠ દાટે.

(૩)

પંડિત તો ભલા,
નિત્ય ભજે જો વિઠ્ઠલા.
અવઘેં સમ બ્રહ્મ પાહે,
સર્વાં ભૂતીં વિઠ્ઠલ આહે.
રિતા નાહીં કોણી ઠાવ,
સર્વાં ભૂતીં વાસુદેવ.
તુકા મ્હણે તોચિ દાસ,
ત્યા દેખિલ્યા જાતી દોષ.

(૪)

વેદ અનંત બોલિલા,
અર્થ ઇતુકાચિ સાધિલા;
વિઠોબાસી શરણ જાવે,
નિજ નિષ્ઠે નામ ગાવેં.
સકલ શાસ્ત્રાંચા વિચાર,
અંતિ ઇતુકાચિ નિર્ધાર.
અઠરા પુરાણી સિદ્ધાંત,
તુકા મ્હણે હાચિ હોત.





# ભક્ત નરસિંહ મહેતા

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम्॥

गीता: ९/२२

દયા ક્ષમા દૃઢતા ને ધીરજ, તેમ સતત મુરહરનું ધ્યાન,
કરે સદા સુંદર પ્રેરક જે મધુરી માનવતાનું ગાન;
સુખ દુઃખની પરવા નહિ જેને, સેવાનું છે હરદમ ભાન;
તે જ રૂડો છે, તે જ વડો છે, તે જ પુરુષસિંહ, તે જ મહાન.

—દિનમણિ

(૧)

"શિવ! શિવ! સારંગધર! હવે તો હડહડતો કળિયુગ બેઠો." કપાળે હાથ ફેરવતાં જદુરાય મહેતાએ કહ્યું.

'સાચી વાત કાકા, નહીં તો બ્રાહ્મણના છોકરાને ઢેઢવાડે જઇ નાચવા કૂદવાની અવળી મતિ ક્યાંથી થાય?'

'અરે! પણ એને દબાવીને બેચાર શબ્દો કહેનારે ય કોઇ ન નીકળ્યો?'

'કહેનારા તો એક કહેતાં એકવીસ નીકળે; પણ નરસૈયાને કોઇની શીખામણની જરૂર હોય ત્યારે ને? કોઇની ય એને ક્યારે તથા છે? એક દહાડો ઘેર સાધુડાને ભેગા કરી પગે ઘુઘરા બાંધી રોજ થૈયે નાચે છે એ બદલ શિખામણનાં બે વેણ મોતીરાય મહેતા કહેવા ગયા, ત્યારે એ સતશિરોમણિએ એવું કહ્યું કે, 'જગતને અને જગતને આદિ કાળથી ધૂરકાધૂરકી ચાલતી આવે છે. માટે દુનિયામાં બધા મને ભૂંડો કહે તેમાં જ મને તો મજા પડે છે!'

'અહોહો! મોટો ભગત ન જોયો હોય તો! અલ્યા વણસીધર (બંસીધર) તારા ભાઇએ તો ઘરનું નામ બોળ્યું! સાત પેઢીની આબરૂ ઉપર પાણી ફેરવ્યું. દાબમાં રાખ્યો નહિ, તે સાવ વંઠી ગયો; અને આખરે એવો ભૂંડો થયો કે આખી ન્યાતને લાજી મરવાનો વખત આવ્યો છે.' જદુરાયે વણસીધર નામના બીજા જુવાન ગૃહસ્થ તરફ જોઇને કહ્યું:

'એમાં વણસીધરને શું કહો છો? કર્યું હોય તે ભોગવે. મૂકો નરસૈયાને ન્યાત બહાર!' શાન્તિધર નામના ગૃહસ્થે આકળા થઇ શિક્ષાની વાત રજૂ કરી.

'હા હા, એ વગર એની શાન ઠેકાણે નહિ આવે.' બીજાએ ટાપસી પૂરી.

'ખરી વાત. શૂદ્રના ભેગો નાચે કૂદે એને જ્ઞાતિ ભેળા રાખીએ તો જ્ઞાતિની આબરૂ શી? માટે એ તો એ જ દાવનો.' ત્રીજાએ ઉમેર્યું, અને એમ સૌએ ઝપાટાબંધ હામાં હા મેળવી. એટલે જૂનાગઢના પ્રસિદ્ધ સટાક ચોરા ઉપર ભેગા થયેલા નાગર જ્ઞાતિના પંચે 'નરસૈયો ન્યાત બહાર' એવો ઠરાવ પસાર કર્યો.

(૨)

નાગરી ન્યાતમાંથી બહાર મુકાયેલા નરસૈયાના સંબંધમાં ઝાઝી હકીકત કાંઇ કહેવાની નથી.

## તુકારામની અભંગ પ્રસાદી

(૧)

નિજલ્યાને ગાતા ઊભા નારાયણ,
બૈસતા કીર્તન કરિતા ડોલે.

ઊભા રાહોનિયા મુખી નામ વદે,
નાચે હા ગોવિંદ નાના છંદે,

મારગીં ચાલતાં મુખીં નામ વાણી,
ઊભા ચક્રપણી માગે પુઢે

તુકા મ્હણે યાસી કીર્તનાચી ગોડી,
પ્રેમે ઘાલી ઉડી નામાસાઠી.

(૨)

નામાચે ચિંતન પ્રકટ પસારા,
અસાલ તે કરા જેથે તેથે.

સોડવીલ માઝા સ્વામી નિશ્ચયસી,
પ્રતિજ્ઞા હે દાસીં કેલી આમ્હીં.

ગુણ દોષ નાહીં પાહાત કીર્તનીં,
પ્રેમે ચક્રપાણી વશ્ય હોય,

તુકા મ્હણે કડુ વાટતો પ્રપંચ,
શકડે શેમાચ કક દાટે

(૩)

પંડિત તો ભલા,
નિત્ય ભજે જો વિઠ્ઠલા.

અવઘે સમ બ્રહ્મ પાહે,
સર્વાં ભૂતી વિઠ્ઠલ આહે.

રિતા નાહીં કોણી ઠાવ,
સર્વાં ભૂતીં વાસુદેવ.

તુકા મ્હણે તોચિ દાસ,
ત્યા દેખિલ્યા જાતી દોષ

(૪)

વેદ અનંત બોલિલા,
અર્થ ઇતકાચિ સાધિલા;

વિઠોબાસી શરણ જાવે,
નિજ નિષ્ઠે નામ ગાવે.

સકલ શાસ્ત્ર ચા વિચાર,
અંતિ ઇતકાચિ નિર્ધાર.

અઠરા પુરાણી સિદ્ધાંત
તુકા મ્હણે હાચિ હેત.





# ભક્ત નરસિંહ મહેતા

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम्॥

गीता: ९/२२

દયા ક્ષમા દૃઢતા ને ધીરજ, તેમ સતત મુરહરનું ધ્યાન,
કરે સદા સુંદર પ્રેરક જે મધુરી માનવતાનુ ગાન;
સુખ દુઃખની પરવા નહિ જેને, સેવાનુ છે હરદમ ભાન;
તે જ રૂડો છે, તે જ વડો છે, તે જ પુરુષસિંહ, તે જ મહાન.

—દિનમણિ

(૧)

"શિવ! શિવ! સારંગધર! હવે તો હડહડતો કળિયુગ બેઠો." કપાળે હાથ ફેરવતાં જદુરાય મહેતાએ કહ્યું.

'સાચી વાત કાકા, નહીં તો બ્રાહ્મણના છોકરાને ઢેઢવાડે જઈ નાચવા કૂદવાની અવળી મતિ ક્યાંથી થાય?'

'અરે! પણ એને દબાવીને બેચાર શબ્દો કહેનારે ય કોઈ ન નીકળ્યો?'

'કહેનારા તો એક કહેતાં એકવીસ નીકળે; પણ નરસૈયાને કોઈની શીખામણની જરૂર હોય ત્યારે ને? કોઈની ય એને ક્યારે તથા છે? એક દહાડો ઘેર સાધુડાને ભેગા કરી પગે ઘૂઘરા બાંધી રોજ થૈથૈ નાચે છે એ બદલ શિખામણનાં બે વેણ મોતીરામ મહેતા કહેવા ગયા, ત્યારે એ સંતશિરોમણિએ એવું કહ્યું કે, 'ભગતને અને જગતને આદિ કાળથી ઘૂરકાઘૂરકી ચાલતી આવે છે. માટે દુનિયામાં બધા મને ભૂંડો કહે તેમાં જ મને તો મઝા પડે છે!'

'અહોહો! મોટો ભગત ન જોયો હોય તો! અલ્યા વણસીધર (બંસીધર) તારા ભાઈએ તો ઘરનું નામ બોળ્યુ! સાત પેઢીની આબરૂ ઉપર પાણી ફેરવ્યું. દાબમાં રાખ્યો નહિ, તે સાવ વંઠી ગયો; અને આખરે એવો ભૂંડો થયો કે આખી ન્યાતને લાજી મરવાનો વખત આવ્યો છે.' જદુરાયે વણસીધર નામના બીજા યુવાન ગૃહસ્થ તરફ જોઈને કહ્યું:

'એમાં વણસીધરને શું કહો છો? કર્યું હોય તે ભોગવે. મૂકો નરસૈયાને ન્યાત બહાર!' શાન્તિધર નામના ગૃહસ્થે આકળા થઈ શિક્ષાની વાત રજૂ કરી.

'હા હા, એ વગર એની શાન ઠેકાણે નહિ આવે.' બીજાએ ટાપસી પૂરી.

'ખરી વાત. શૂદ્રના ભેગો નાચે કૂદે એને જ્ઞાતિ ભેળો રાખીએ તો જ્ઞાતિની આબરૂ શી? માટે એ તો એ જ દાવનો.' ત્રીજાએ ઉમેર્યું, અને એમ સૌએ ઝપાટાબંધ હામાં હા ભેળવી. એટલે જૂનાગઢના પ્રસિદ્ધ સટાકચોરા ઉપર ભેગા થયેલા નાગર જ્ઞાતિના પંચે 'નરસૈયો ન્યાત બહાર' એવો ઠરાવ પસાર કર્યો.

(૨)

નાગરી ન્યાતમાંથી બહાર મુકાયેલા નરસૈયાના સંબંધમાં ઝાઝી હકીકત કાંઈ કહેવાની નથી.

ભગવાને સરાહ્યું અને આખી ન્યાતના બ્રાહ્મણો જમ્યા એ વાતની સમજ પડી ત્યારે ભગવાનનો એ પરમ ભક્ત હાથ ઉંચા કરી 'રાધેકૃષ્ણ! રાધેકૃષ્ણ!' કહેતા કહેતા આનંદમા નાચવા લાગ્યો.

માણેકબાઇની આંખમાથી પણ આનંદના આંસુ છલકાવા લાગ્યા.

( ૫ )

એક દિવસ નરસિંહ મહેતા ઘરમા રાધાકૃષ્ણની મૂર્તિ સાથે બેસી ભજન કરી રહ્યા હતા એવામાં એમને ત્યા વડનગરના દિવાન મદન મહેતાનો એક બ્રાહ્મણ આવ્યો. મદન મહેતા એક નાગર ગૃહસ્થ હતા. એમની ઉંમરલાયક થવા આવેલી પુત્રીનો જૂનાગઢમાં કોઇ સારે ઘેર વિવાહ કરી આવવા એમણે પોતાના બ્રાહ્મણને મોકલ્યો હતો.

એકાદ બે મહિના જેટલી મુદત સુધી બ્રાહ્મણ જૂનાગઢમા રહ્યો પણ આખી ન્યાતમાંથી એકેય છોકરો એની ધ્યાનમાં આવ્યો નહિ. આખરે એક નાગરે મશ્કરીમા બ્રાહ્મણને કહ્યુ: 'મહારાજ! હજુ કુળમાં, લક્ષ્મીમાં, આબરૂમાં, ઊંચુ એવું નરસી ભગતનું ઘર રહી જાય છે. ત્યા જાઓ. એનો છોકરો શામળદાસ તમારા દિવાનની છોકરીને બરાબર લાયક નીવડે તેવો છે!'

બ્રાહ્મણ આ મશ્કરીના વચનોને સાચા માની ઘર પૂછતો પૂછતો નરસિંહ મહેતાને ત્યાં આવ્યો અને નરસિંહ ભગતને બધી વાત કરી શામળદાસને નજરે જોયો.

ભગવાનની લીલાથી શામળદાસ જેટલો દેખાવડો હતો એથી વિશેષ સોહામણો, જેટલો ચાલાક હતો એથી વિશેષ ચતુર અને જેટલો ગુણવાન હતો, એથી વધારે ગુણી દિવાનના બ્રાહ્મણને લાગ્યો. એથી તરત જ મદન મહેતાની [ · એણે શામળદાસ સાથે કર્યો અને કર્યો.

નાગરી ન્યાતમાં વળી પાછું આ બનાવથી આશ્ચર્યનુ—ધુધવાટનુ મોજુ ફરી વળ્યું જ્યાં ત્યાં નરસૈયાની નિંદા તેમજ ઠેકડી થવા લાગી કેટલાક તો એને મલિન વિદ્યાના સાધક તરીકે પણ ઓળખાવવા લાગ્યા.

થોડા દિવસ પછી લગ્ન લેવાયુ નરસી ભગત ભગવાનનુ નામ લઇ શામળદાસને ઉઘલાવી પોતાના સાચા સબંધીઓ—સાધુ બાવાઓની—સાથે જાન લઇ ચાલ્યા. નાગરોમાથી એક પણ માણસ જાનમા જવા તૈયાર થયો નહિ.

ગમે તેમ અને ગમે તેવા વેશે વરરાજા અને જાનૈયા ચાલ્યા, એટલે ભગવાને પોતાના ભક્તની પ્રતિષ્ઠા જાળવવા ખાતર તમામ દેવતાઓને નાગર બનવાની આજ્ઞા કરી, અને પોતે બ્રહ્મા તથા શંકરની સાથે નાગર ગૃહસ્થ બનીને ચાલ્યા

હવે જાનમાં રંગ આવી ગયો વરરાજાનું રૂપ ફરી ગયુ એક સુંદર હાથી ઉપર સોનાની અંબાડીમા એ બેઠેલો જણાયો. દેવતાઇ વાજાં વાગવા લાગ્યા અને જગત ઉપર કોઇ પણ મહારાજાને ત્યાથી ય ન નીકળી હોય એવી ભવ્ય જાન નરસી ભગતના દીકરાની નીકળી

ભગવાનને આવેલા જોઇ અને એમની લીલાના દર્શન કરી નરસીમહેતા તો 'જય જય હરિ, જય જય હરિ!' એમ બોલતે બોલતો આનંદમા આવી નાચવા લાગ્યો

પણ વડનગરમા જુદો જ બનાવ બની રહ્યો હતો. જૂનાગઢના પટેલીઆઓએ ભેગા થઇ એક કાગળ મદનમહેતા ઉપર લખ્યો હતો એમા નરસૈયો શુદ્ર જેવો થઇ ગયો છે. ઘેર ખાવાનું નથી. છોકરો અભણ છે; વગેરે વગેરે વધારે પડતી વાતો લખી જણાવ્યું હતું કે તમારા તરફથી આવેલા મૂર્ખ બ્રાહ્મણે હિમાલય જેવી મોટી ભૂલ કરી છે

આ પત્રથી મદનમહેતા આકળા થઇ ગયા



હતા. અને એમણે નિશ્ચય કર્યો હતો કે વર અને વેવાઇને નજરે જોયા પછી પત્રની હકીકત પ્રમાણે જો તેઓ જણાય તો જાન પાછી કાઢવી. અને પોતાની પુત્રીનું લગ્ન બીજા કોઇ સારે સ્થળે કરવું.

એવામાં શામળદાસની જાન આવી પહોંચી. એને જોતાં બરોબર મદનમહેતાનું લક્ષ્મીનું, ઉંચા કુળનું, અને સત્તાનું અભિમાન ઊતરી ગયુ. બહુ ઉલ્લાસપૂર્વક પોતાની પુત્રીનુ શામળદાસ સાથે લગ્ન કરી આપ્યું. અને ભગવાનને વશ કરનાર નરસીભગતના ચરણોમાં એણે માથું નમાવ્યું.

બિચારા જૂનાગઢના નાગર પટેલીઆઓ !!

[ ૬ ]

શામળદાસના લગ્ન પછી કુંવરબાઇનું પણ લગ્ન ઊના ગામના શ્રીરંગધર નામના એક સંસ્કારી ગૃહસ્થના દીકરા સાથે થયુ.

મદન મહેતા જેવાએ નરસી ભગતને ત્યાં દીકરી પરણાવી અને શ્રીરંગધર જેવા પ્રતિષ્ઠિતને ત્યાં કુંવરબાઇનું લગ્ન થયું એટલે નાગરી ન્યાતના મોટા ભાગનો નરસિંહ મહેતા પ્રત્યેનો અણગમો દૂર થઇ ગયો. ઘણા લોકો નરસિંહ મહેતાને એક ખરા ભક્ત તરીકે ઓળખવા લાગ્યા. એમા વળી થોડોક કાળ વીતી ગયા પછી માણેકબાઇ અને શામળદાસ સ્વર્ગવાસી થયાં એ દુઃખના સમયને પણ ભગવાનની લીલા જાણી જરા પણ દુઃખ નહિ પામતાં નરસી ભગત જ્યારે ગાવા લાગ્યા કે, 'ભલું થયુ ભાગી જંજાળ, સુખે ભજીશું શ્રી ગોપાળ'—ત્યારે નરસિંહ મહેતા પ્રત્યે અનેકજણનું માન ખૂબ વધી ગયુ.

[ ૭ ]

એક દિવસ શ્રીરંગ મહેતા તરફથી નરસિંહ મહેતા ઉપર કુમકુમપત્રિકા આવી કે, કુંવરબાઇના સીમંતનું મુહૂર્ત લેવાયું છે માટે મોસાળું લઇને આવો.

કંકોત્રી વાંચી નરસી ભગતે એને રાધાકૃષ્ણની મૂર્તિ તરફ ફેંકી અને કહ્યું, 'ભગવાન! તમને ઘટે તેમ કરજો. મારે કંઇ લેવા દેવા નથી. હું તો તમારા તરફથી એક માણસ તરીકે જાઉં છું. પણ યાદ રાખજો, નાગરી ન્યાત સાથે કામ છે.' પછી તરત જ સાધુ સંતોની સાથે ભગવાનનું ગાન કરતા કરતા શ્રીરંગ મહેતાના ગામે જવા નીકળી પડ્યા.

મોસાળુ લઇ વેવાઇ આવેલા જાણી શ્રીરંગ મહેતા નરસિંહ મહેતાનો સત્કાર કરવા સામા આવ્યા. એમને એક જગ્યાએ ઉતારો આપ્યો. પણ મોસાળામાં ગોપીચંદનના ગાંસડા અને તુળસીની માળાઓ જોઇ સૌ નાગરો અને નાગર સ્ત્રીઓ અંદર અંદર વાતો કરી નરસિંહ મહેતાની મજાક કરવા લાગ્યાં. કુંવરબાઇની અભિમાની નણદીએ તો એમ પણ કહ્યું કે–'મોસાળામાં નરસિંહ મહેતો શું મૂકવાનો છે, શંખ! બે પથરા મૂકે તો ય કુંવરબાઇનાં ભાગ્ય!'

કુંવરબાઇ બાપની આવી નિંદા સાંભળી મનમાં ને મનમાં દુઃખ પામવા લાગી. બીજે દિવસે મોસાળું પૂરવાનો વખત થયો. ઉના ગામના તમામ નાગરો અને સ્ત્રીઓ આવી શ્રીરંગ મહેતાને બારણે ભેગાં થયાં. નરસિંહ મહેતા પણ પોતાના માણસો સાથે ભજન કરતા કરતા આવીને બેઠા. એવામાં ભગવાન ભપકાબંધ કપડાં પહેરીને દાગીનાની પેટીઓ તથા કિંમતી વસ્ત્રોની ગાંસડીઓ નોકરોને માથે મૂકાવીને નરસિંહ મહેતા બેઠા હતા ત્યાં આવી પહોંચ્યા. અને નરસિંહ મહેતાને નમસ્કાર કરી એમની બાજુમાં બેસી નાગરની ન્યાતના રિવાજ કરતાં અનેક ગણું મોસાળું ભર્યું. છેવટે ઓઢાની છૂટી નણદીના કહેવા મુજબ બે મોટા સોનાના પથરા પણ રજૂ કર્યા!

સૌ આ જોઇને અજાયબી પામી ગયાં; અને નરસિંહ મહેતાની ભક્તિને તથા કુંવરબાઇના ભાગ્યને વખાણવા લાગ્યા.

જૂનાગઢના એક પ્રતિષ્ઠિત નાગર ગૃહસ્થનો એ દીકરો. નાનપણથી એની વૃત્તિ પ્રભુભક્તિ તરફ હોવાને લીધે મોટો થયા છતાં વ્યવહાર સમજવામાં કે આબરૂ જાળવવામાં એ ખાસ પરવા રાખતો નહિ. માબાપ મરી ગયેલાં એટલે મોટાભાઇ વણુસીધરના ભેગો રહેતો. ઝાઝું ભણેલો નહિ, તેમ કામકાજમાં કે ધંધારોજગારમાં જીવ ચોંટતો નહિ એટલે એને ભાઇ અને ભાભીનાં કડવાં વચન રોજ સાંભળવાં પડતાં. એક દિવસ એ ઘરમાંથી નાસી ગયો. અને આઠ દહાડા સુધી દેખાયો નહિ. નવમા દિવસે જ્યારે તે પાછો આવ્યો ત્યારે એનો ઠાઠ ફરી ગયો હતો, એના માથા ઉપર મોરપીંછનો મુગટ હતો. ગળામાં તુલસીની માળાઓ હતી. શરીર ઉપર બધે ગોપીચંદનનાં ટીલાં હતાં. હાથમાં કીરતાલ ખખડાવતો ખખડાવતો એ મુખથી 'રાધે કૃષ્ણ રાધે કૃષ્ણ' એમ બોલતો હતો.

ભાઇ તથા ભોજાઇને નરસૈયાના આ પરિવર્તનમાં પાગલપણું જણાયું નરસૈયાએ એમને કહ્યું કે, મને ભગવાનનાં દર્શન થયાં છે. પણ એ વાત એમણે માની નહિ. અને ગુસ્સે થઇ તુરતાતુરત એને ઘરમાંથી ચાલી જવા કહ્યું.

નરસૈયો પણ એક પળમાત્ર વિલંબ કર્યા વગર પોતાની સ્ત્રી માણેકબાઇ તથા બે સંતાનો–શામળદાસ અને કુંવરબાઇને લઇને પહેરેલાં વસ્ત્રભેર ઘરની બહાર નીકળી ગયો અને ગામની ધર્મશાળામાં મુકામ રાખ્યો. સાધુ–બાવાઓને ભેગા કરી રોજ ભજનકીર્તન કરવા લાગ્યો.

નાગરી ન્યાતના ડાહ્યા ગણાતા માણસોમાં એના આવા વર્તને એની ગાંડામાં–અક્કલ વગરનામાં ગણના થવા લાગી. પણ જનસમૂહમાં તેમ આજુબાજુના પ્રદેશમાં નરસૈયો થોડા વખતમાં ભગત તરીકે ઓળખાવા લાગ્યો. નરસૈયો પણ ઠેરઠેર ભજન કરતો. જ્યાં જ્યાં બોલાવે ત્યાં ત્યાં રાધાકૃષ્ણની ધૂન મચાવતો અને ભગવાનના નામે જે કાંઇ સામગ્રી મળે એનો ભગવાનને ભોગ ધરાવી સાધુસંતોનો ભંડારો કરતો. એક સેવકે તો નરસૈયાને ભગવાનનું મંદિર પણ બંધાવી આપ્યું અને એ રીતે ધર્મશાળામાં પડી રહેતા નરસીભગતને રહેવાનું ઠામ થઇ ગયું.

હવે નરસી ભગત વધારે છૂટથી ભજનકીર્તન કરી શકતો, અને સાધુ સંતોની સાથે વારંવાર ચોતરફ ભજન કરતો કરતો ફરતો.

નાગરો બધા નરસૈયાના આવા જીવનથી કચવાતા. એને ખરાખોટા શબ્દો કહેતા. એની ઠેકડી ઉડાવતા. એનો કોઇ બાબતમાં વક્કર ન પડે એવી વાતો ફેલાવતા તો પણ અડગ હિમાલય જેવો નરસૈયો પોતાના વર્તનમાં જરાય સુધારો કરતો નહિ. આખરે એક દિવસ ઢેડવાડામાં જઇ ભજન કરવાની છૂટ લીધી ત્યારે ન્યાતનું નાક રહેશે નહિ એમ સમજી સૌ નાગરોએ ભેગા થઇ એને ન્યાત બહાર મૂકવાનો ઠરાવ કર્યો.

નરસી ભગતને જ્યારે આ બાબતની ખબર પડી ત્યારે એ મોઢેથી હસવા લાગ્યો, અને ગાવા લાગ્યો:

"હું કરું હું કરું એ જ અજ્ઞાનતા,
શકટનો ભાર જ્યમ શ્વાન તાણે"

[ ૩ ]

ઉપરનો પ્રસંગ બન્યા પછી થોડા દિવસે નાતના આગેવાન જહુરાય મહેતાને ત્યાં એક પ્રસંગ આવવાથી આખી ન્યાતમાં નરસૈયાના ઘર શિવાય એણે જમવાનું નોતરૂં ફેરવાવ્યું પણ બધા જમવા બેઠા અને ભોજન પીરસાયું તે સમયે કોણ જાણે શું ય બની ગયું કે બધા ય નાગરોને પોતપોતાની બાજુમાં એકેએક ઢેડ બેઠેલો દેખાયો! એકેએક સૌની આંખો આશ્ચર્યમાં ફાટી ગઇ; અને હો–હો કરતા બધા ઊભા થઇ ગયા.

એવામાં કોઇ સમયપારખુએ જહુરાયના કાનમાં કહ્યું કે, નરસૈયાને બોલાવી લાવો. નહીં તો આખી



ન્યાત જમ્યા વગર જતી રહેશે. એને નહીં બોલાવ્યાનું જ આ પરિણામ છે. આ સૂચનાથી જદુરાય મહેતા અભિમાન ભૂલી જઇ વહેલા વહેલા નરસી મહેતાના ઘર તરફ દોડયા અને નરસૈયાને સહકુટુંબ તેડી લાવ્યા.

જેવો નરસીભગતે વાડીમાં પગ મુકયો કે તરત જ ઢેડનું દૃષ્ય એક પળમાં અદૃશ્ય થઇ ગયુ.

બધા અજાયબી પામ્યા. નરસૈયાને ગાંડો કહેનારાઓને ય નરસી ભગતમા કંઇ પાણી હોય એમ દેખાયુ.

( ૪ )

શ્રાદ્ધના દિવસો ચાલતા હતા. લોકો પિતૃદેવને તૃપ્તિ પમાડવા માટે રોજ બ્રહ્મભોજન કરાવતા હતા. પંડયાઓ યજમાનના એક ઘેરથી બીજા ઘેર દોડમદોડ કરતા હતા. એવા એક દિવસે સવારમાં માણેકબાઇએ નરસી ભગતને કહ્યું: 'આજ પિતાજીનું શ્રાદ્ધ છે. કોઇ બ્રાહ્મણને નોતરૂ દઇ આવો ને ?'

માણેકબાઇના શબ્દો સાંભળી નરસિંહ મહેતા 'રાધેકૃષ્ણ રાધેકૃષ્ણ' કરતા કરતા બ્રાહ્મણ નોતરવા નીકળ્યા. પણ ગામમાં એકેય બ્રાહ્મણે નોતરૂં સ્વીકાર્યું નહિ. જ્યાં જાય ત્યાં "અમે શુદ્રને ત્યાં ભોજન લેતા નથી ! એવો તુમાખીભર્યો જવાબ મળતો. આખી નાગરની ન્યાતના ઘેરઘેર ફરી વળ્યા છતાં એકેય જણે એમ ન કહ્યું કે 'વારુ, નરસિંહ, તારે ત્યાં આવીશ.' છેવટે નરસીભગત પાસેના ગામડાના એક ગરીબ બ્રાહ્મણને નોતરૂં દઇ ઘેર આવ્યા, અને ઘરમાં ઘી નહિ હોવાથી તપેલી લઇ ઘી લેવા બજારમાં નીકળ્યા.

દુકાનદારે ભગતને જોઈ કહ્યું: 'મહારાજ, આપને હું ઘી તો સરસમાં સરસ આપીશ પણ ઘણે દિવસે આ દુકાને પધારવાની કૃપા કરી છે તો ભગવાનનાં એક-બે ભજન સંભળાવી પાવન કરો તો ઘણો ઉપકાર થાય.'

નરસીભગતે આ સાંભળી દુકાન ઉપર બેઠક જમાવી અને એક પછી એક ભજન લલકારવા માંડયા. જોતજોતામાં ત્યાં પાંચપચાસ માણસ ભેગું થઇ ગયું. એ જોઇ નરસિંહ મહેતા ઘી લેવાનું વિસરી જઇ કીર્તન કરવામાં તલ્લીન થઇ ગયા.

ભક્તવત્સલ ભગવાને નરસીભગતની આ દશા જોઇ એનું કામ પાર પાડવાનો મનસુબો કર્યો. તરત જ એ વૈકુંઠમાંથી જૂનાગઢમાં નરસિંહ મહેતાના ઘર આગળ આવી નરસૈયાનું રૂપ લઇ ઘરમાં પેઠા ને માણેકબાઇને કહ્યું: 'માણેકબાઇ, ભગવાનનો વિચાર આખી ન્યાતને જમાડવાનો હોઇ રસોયા તેમ સીધું સામાન બહાર આવી ગયેલ છે. એટલે તમે રસોઇ કરવાની ભાંજગડમાં નહિ પડતાં બહાર આવી સરસામાન મૂકાવવાની વ્યવસ્થા કરો.'

માણેકબાઇને તો આવા સેંકડો ચમત્કાર જોવા મળેલા, એટલે એ આ શબ્દોથી અજાયબી નહિ પામતાં બહાર આવી કામે લાગ્યાં.

એવામાં નાગરોને ખબર પડી કે નરસૈયાને ત્યાં તો હજારો માણસોની રસોઇ તૈયાર થાય છે અને આજે શ્રાદ્ધમાં બે પાંચ નહિ,—હજારો બ્રાહ્મણો ભોજન કરનાર છે. એટલે કુતૂહલવશ થઇ આખી ન્યાતના નાગરો એક પછી એક નરસીભગતના મકાન આગળ આવી પહોંચ્યા. પણ અહો ! આ શું ! નરસૈયાના બારણે તો સૌ પિતૃદેવો સાક્ષાત આવીને જમવા બેઠા હતા. એમાં કોઇના મામા હતા, તો કોઇના કાકા હતા, કોઇના બાપ હતા, તો કોઇના દાદા હતા.

આ જોઇ સૌ નાગરો આભા બની ગયા અને નરસિંહના સ્વરૂપમાં ઊભેલા ભગવાનને પગે પડી પોતાના અપરાધોની ક્ષમા માગવા લાગ્યા તથા જાતે આમંત્રણની માગણી કરીને શ્રાદ્ધના બ્રાહ્મણ થઇ જમવા બેઠા.

સાંજે નરસિંહ મહેતાને જ્યારે બાપનું શ્રાદ્ધ

ભગવાને સરાવ્યું અને આખી ન્યાતના બ્રાહ્મણો જમ્યા એ વાતની સમજ પડી ત્યારે ભગવાનનો આ પરમ ભક્ત હાથ ઉંચા કરી 'રાધેકૃષ્ણ ! રાધેકૃષ્ણ !' કહેતાં કહેતાં આનંદમાં નાચવા લાગ્યો.

માણેકબાઇની આંખમાંથી પણ આનંદનાં આંસુ છલકાવા લાગ્યાં.

( ૫ )

એક દિવસ નરસિંહ મહેતા ઘરમાં રાધાકૃષ્ણની મૂર્તિ સાથે બેસી ભજન કરી રહ્યા હતા એવામાં એમનો ત્યાં વડનગરના દિવાન મદન મહેતાનો એક બ્રાહ્મણ આવ્યો. મદન મહેતા એક નાગર ગૃહસ્થ હતા. એમની ઉંમરલાયક થવા આવેલી પુત્રીનો જૂનાગઢમાં કોઇ સારે ઘેર વિવાહ કરી આવવા એમણે પોતાના બ્રાહ્મણને મોકલ્યો હતો.

એકાદ બે મહિના જેટલી મુદત સુધી બ્રાહ્મણ જૂનાગઢમાં રહ્યો. પણ આખી ન્યાતમાંથી એકેય છોકરો એની ધ્યાનમાં આવ્યો નહિ. આખરે એક નાગરે મશ્કરીમાં બ્રાહ્મણને કહ્યું: 'મહારાજ ! હજુ કુળમાં, લક્ષ્મીમાં, આબરૂમાં, ઊંચું એવું, નરસી ભગતનું ઘર રહી જાય છે. ત્યાં જાઓ. એનો છોકરો શામળદાસ તમારા દિવાનની છોકરીને, બરાબર લાયક નીવડે તેવો છે !'

બ્રાહ્મણ આ મશ્કરીનાં વચનોને સાચાં માની ઘર પૂછતો પૂછતો નરસિંહ મહેતાને ત્યાં આવ્યો અને નરસિંહ ભગતને બધી વાત કરી શામળદાસને નજરે જોયો.

ભગવાનની લીલાથી શામળદાસ જેટલો દેખાવડો હતો એથી વિશેષ સોહામણો, જેટલો ચાલાક હતો એથી વિશેષ ચતુર અને જેટલો ગુણવાન હતો, એથી વધારે ગુણી દિવાનના બ્રાહ્મણને લાગ્યો. એથી તરત જ મદન મહેતાની પુત્રીનો વિવાહ એણે શામળદાસ સાથે કર્યો અને પોતે વડનગર પાછો ફર્યો.

નાગરી ન્યાતમાં વળી પાછું આ બનાવથી આશ્ચર્યનું-ધુંધવાટનું મોજું ફરી વળ્યું જ્યાં ત્યાં નરસૈયાની નિંદા તેમજ ઠેકડી થવા લાગી. કેટલાક તો એને મલિન વિદ્યાના સાધક તરીકે પણ ઓળખાવવા લાગ્યા.

થોડા દિવસ પછી લગ્ન લેવાયું નરસી ભગત ભગવાનનું નામ લઇ શામળદાસને ઉઘલાવી પોતાના સાચા સંબંધીઓ-સાધુ બાવાઓની-સાથે જાન લઇ ચાલ્યા. નાગરોમાંથી એક પણ માણસ જાનમાં જવા તૈયાર થયો નહિ.

ગમે તેમ અને ગમે તેવા વેશે વરરાજા અને જાનૈયા ચાલ્યા, એટલે ભગવાને પોતાના ભક્તની પ્રતિષ્ઠા જાળવવા ખાતર તમામ દેવતાઓને નાગર બનવાની આજ્ઞા કરી; અને પોતે બ્રહ્મા તથા શંકરની સાથે નાગર ગૃહસ્થ બનીને ચાલ્યા.

હવે જાનમાં રંગ આવી ગયો. વરરાજાનું રૂપ ફરી ગયું. એક સુંદર હાથી ઉપર સોનાની અંબાડીમાં એ બેઠેલો જણાયો. દેવતાઇ વાજાં વાગવા લાગ્યાં. અને જગત ઉપર કોઇ પણ મહારાજાને ત્યાંથી ય ન નીકળી હોય એવી ભવ્ય જાન નરસી ભગતના દીકરાની નીકળી.

ભગવાનને આવેલા જોઇ અને એમની લીલાનાં દર્શન કરી નરસીમહેતા તો 'જય જય હરિ, જય જય હરિ !' એમ બોલતો બોલતો આનંદમાં આવી નાચવા લાગ્યો.

પણ વડનગરમાં જુદો જ બનાવ બની રહ્યો હતો. જૂનાગઢના પટેલીઆઓએ ભેગા થઇ એક કાગળ મદન મહેતા ઉપર લખ્યો હતો. એમાં નરસૈયો શૂદ્ર જેવો થઇ ગયો છે. ઘેર ખાવાનું નથી. છોકરો અભણ છે; વગેરે વગેરે વધારે પડતી વાતો લખી જણાવ્યું હતું કે તમારા તરફથી આવેલા મૂર્ખ બ્રાહ્મણે હિમાલય જેવી મોટી ભૂલ કરી છે

આ પત્રથી મદનમહેતા આકળા થઇ ગયા

હતા. અને એમણે નિશ્ચય કર્યો હતો કે વર અને વેવાઈને નજરે જોયા પછી પત્રની હકીકત પ્રમાણે જે તેઓ જણાય તો જાન પાછી કાઢવી. અને પોતાની પુત્રીનું લગ્ન બીજા કોઈ સારે સ્થળે કરવું.

એવામાં શામળદાસની જાન આવી પહોંચી. એને જોતાં બરોબર મદનમહેતાનું લક્ષ્મીનું, ઉંચા કુળનું, અને સત્તાનું અભિમાન ઊતરી ગયુ. બહુ ઉલ્લાસપૂર્વક પોતાની પુત્રીનું શામળદાસ સાથે લગ્ન કરી આપ્યું. અને ભગવાનને વશ કરનાર નરસીભગતના ચરણોમાં એણે માથુ નમાવ્યું.

બિચારા જૂનાગઢના નાગર પટેલીઆઓ !!

[ ૬ )

શામળદાસના લગ્ન પછી કુંવરબાઈનું પણ લગ્ન ઊના ગામના શ્રીરંગધર નામના એક સરકારી ગૃહસ્થના દીકરા સાથે થયું.

મદન મહેતા જેવાએ નરસી ભગતને ત્યાં દીકરી પરણાવી અને શ્રીરંગધર જેવા પ્રતિષ્ઠિતને ત્યાં કુંવરબાઈનું લગ્ન થયુ એટલે નાગરી ન્યાતના મોટા ભાગનો નરસિંહ મહેતા પ્રત્યેનો અણગમો દૂર થઈ ગયો. ઘણા લોકો નરસિંહ મહેતાને એક ખરા ભક્ત તરીકે ઓળખવા લાગ્યા. એમા વળી થોડોક કાળ વીતી ગયા પછી માણેકબાઈ અને શામળદાસ સ્વર્ગવાસી થયાં એ દુઃખના સમયને પણ ભગવાનની લીલા જાણી જરા પણ દુઃખ નહિ પામતાં નરસીં ભગત જ્યારે ગાવા લાગ્યા કે, 'ભલું થયુ ભાગી જંજાળ, સુખે ભજીશું શ્રી ગોપાળ'—ત્યારે નરસિંહ મહેતા પ્રત્યે અનેકજણનું માન ખૂબ વધી ગયુ

[ ૭ ]

એક દિવસ શ્રીરંગ મહેતા તરફથી નરસિંહ મહેતા ઉપર કુમકુમપત્રિકા આવી કે, કુંવરબાઈના સીમંતનું મુહૂર્ત લેવાયુ છે માટે મોસાળું લઈને આવો.

કંકોત્રી વાંચી નરસી ભગતે એને રાધાકૃષ્ણની મૂર્તિ તરફ ફેંકી અને કહ્યું. 'ભગવાન ! તમને ઘટે તેમ કરજો. મારે કંઇ લેવા દેવા નથી. હું તો તમારા તરફથી એક માણસ તરીકે જાઉં છું. પણ યાદ રાખજો, નાગરી ન્યાત સાથે કામ છે.' પછી તરત જ સાધુ સંતોની સાથે ભગવાનનું ગાન કરતા કરતા શ્રીરંગ મહેતાના ગામે જવા નીકળી પડ્યા.

મોસાળું લઇ વેવાઇ આવેલા જાણી શ્રીરંગ મહેતા નરસિંહ મહેતાનો સત્કાર કરવા સામા આવ્યા. એમને એક જગ્યાએ ઉતારો આપ્યો. પણ મોસાળામાં ગોપીચંદનના ગાંસડા અને તુળસીની માળાઓ જોઇ સૌ નાગરો અને નાગર સ્ત્રીઓ અંદર અંદર વાતો કરી નરસિંહ મહેતાની મજાક કરવા લાગ્યાં. કુંવરબાઈની અભિમાની નણદીએ તો એમ પણ કહ્યું કે—'મોસાળામાં નરસિંહ મહેતો શું મૂકવાનો છે, શંખ ! બે પથરા મૂકે તો ય કુંવરબાઈનાં ભાગ્ય !'

કુંવરબાઇ બાપની આવી નિંદા સાંભળી મનમાં ને મનમાં દુખ પામવા લાગી. બીજે દિવસે મોસાળુ પૂરવાનો વખત થયો. ઉના ગામના તમામ નાગરો અને સ્ત્રીઓ આવી શ્રીરંગ મહેતાને બારણે ભેગાં થયાં. નરસિંહ મહેતા પણ પોતાના માણસો સાથે ભજન કરતા કરતા આવીને બેઠા. એવામાં ભગવાન ભપકાબંધ કપડાં પહેરીને દાગીનાની પેટીઓ તથા કિંમતી વસ્ત્રોની ગાંસડીઓ નોકરોને માથે મૂકાવીને નરસિંહ મહેતા બેઠા હતા ત્યાં આવી પહોચ્યા. અને નરસિંહ મહેતાને નમસ્કાર કરી એમની બાજુમાં બેસી નાગરની ન્યાતના રિવાજ કરતાં અનેક ગણું મોસાળું ભર્યું. છેવટે મોઢાની છૂટી નણદીના કહેવા મુજબ બે મોટા સોનાના પથરા પણ રજૂ કર્યા !

સૌ આ જોઇને અજાયબી પામી ગયાં; અને નરસિંહ મહેતાની ભક્તિને તથા કુંવરબાઈના ભાગ્યને વખાણવા લાગ્યા.

કુંવરબાઇનું મુખ હવે આનંદમાં મલકવા લાગ્યું.

એ જ દિવસે નરસિંહ મહેતા સ્નાન કરવા બેઠા ત્યારે વેવાણે વિશેષ ચમત્કાર જોવા માટે ઉનું બળબળતું પાણી નહાવા માટે આપ્યું. અને મહેતાજીએ જ્યારે ઠંડુ પાણી માગ્યું ત્યારે જવાબ આપ્યો કે, 'તમને તો ભગવાન વશ છે. બોલાવો વરસાદને !'

વેવાણનો જવાબ સાંભળી નરસિંહે હાથમાં કીરતાલ લીધી અને ગોપીજનવલ્લભનું સ્મરણ કરવા માંડ્યું. એકાદ ક્ષણ થઇ ન થઇ ત્યાં તો એકાએક આકાશમાં વાદળો ચઢી આવ્યાં અને ઝપાટાબંધ વરસાદ વરસવા મંડ્યો.

આખું ગામ ભગવાનના ભક્તનો એક વધારે ચમત્કાર જોઇ એના ચરણમાં નમવા લાગ્યું. ચો તરફ નરસી ભક્તનાં ગુણગાન ગવાવા લાગ્યાં.

'નરસીભગત ! ઓ નરસીભગત !' સવારના પહોરમાં એક દિવસ નરસિંહ મહેતાના બારણે ચાર તીરથવાસીઓએ આવીને બૂમ મારી.

(૮)

આ તીરથવાસીઓ દ્વારકાધીશની યાત્રાએ નીકળ્યા હતા. રસ્તામાં ચોર લૂંટારાનો ભય હતો. એટલે જૂનાગઢમાંથી કોઇ આબરૂદાર ગૃહસ્થ પાસે દ્વારકાના શાહુકાર ઉપર હુંડી કઢાવવાની તપાસમાં એ બજારમાં ફરતા હતા. પૂછતાં પૂછતાં કેટલાક ટીખળીઓએ નરસિંહ મહેતાનુ ઘર એમને બતાવી દીધું. એથી જાત્રાળુઓ નરસી ભગતના બારણે આવ્યા હતા.

પોતાના નામની બૂમ સાંભળી વહેલા વહેલા નરસિંહમહેતા ઘરની બહાર આવ્યા, અને તીરથવાસીઓની હકીકત જાણી લઇ હુંડી લખી . ।નુ કબૂલ્યુ. જાત્રાળુઓએ એ ઉપરથી પોતાની પાસેના રૂપીઆ મહેતાજીને આપ્યા.

નરસિંહમહેતાએ રૂપીઆ લઇ સાધુઓને આપ્યા, અને એ તમામનું સીધુ સામાન લાવી ઠાકોરજીને પ્રસાદ ધરાવી મોટો ભંડારો કરવાની આજ્ઞા આપી.

બપોરે જાત્રાળુઓને જમાડી નરસિંહમહેતાએ એમને દ્વારકામાંના પોતાના શામળશા શેઠ ઉપર હુંડી લખી આપી વિદાય કર્યા, અને પછી ઠાકોરમંદિરમાં આવી કીરતાલ લઇ ગાવા લાગ્યાઃ

'મારી હુંડી સ્વીકારો મહારાજ રે
શામળા ગિરધારી !
મારી લજ્જા તમારે હાથ રે,
શામળા ગિરધારી !

(૯)

'અલ્યા આપણે છેતરાય કે શું ? આખી દ્વારકામાં ફર્યા પણ શામળશા શેઠનું કોઇ નામે ય જાણતું નથી એ કેવું આશ્ચર્ય !' એક તીરથવાસીએ બીજાને કહ્યું.

'મને તો પહેલેથી જ શંકા હતી. પણ એનો સાધુનો વેશ જોઇ હું કાંઇ બોલ્યો નહિ.' બીજાએ કહ્યું.

'અરેરે, આની અવળી મતિ આપણને કેમ સૂઝી કે જૂનાગઢના એ ઢોંગી સાધુ ઉપર વિશ્વાસ મૂકયો ' ત્રીજાએ પોતાની વરાળ કાઢી.

'વિનાશકાળે વિપરીત બુદ્ધિ તે આનું નામ.' ચોથાએ જણાવ્યુ.

ગોમતીના ઘાટ ઉપર બેઠા બેઠા જૂનાગઢમાંથી નરસિંહ મહેતા પાસેથી હુંડી લખાવી ગએલા ચાર તીરથવાસીઓ દ્વારકામાં શામળશા શેઠ નહીં મળવાથી ખૂબ અફસોસ કરી રહ્યા હતા.



અને હુંડી લખી આપનાર નરસિંહ ભગતની નિંદા કરતા હતા.

ભક્તની નિંદા કંઇ ભગવાનને સાંભળવી ગમે ? એટલે ઝટ લઇને એ શામળશા શેઠનું રૂપ લઇ ગુમાસ્તાના માથે રૂપિયાની થેલીઓ મૂકાવી પોતે જાતે તીરથવાસીઓ પાસે આવ્યા અને એમના પૈસા ચૂકવી, નરસિંહ મહેતાની આબરૂનાં વખાણ કરી પોતાના જેવા તો કંઇ કંઇ શેઠીઆઓનો ધંધો એમના વડે ચાલે છે એવાં વેણ કહી ભગવાન આવ્યા હતા એવા ચાલ્યા ગયા.

પૈસા મળવાથી તીરથવાસીઓ આનંદ પામ્યા. પણ પાછળથી એમને જ્યારે સમજ પડી કે પૈસા ચૂકવનાર શેઠ એ સામાન્ય શેઠ નહિ, પણ આખા જગતનો શેઠ હતો અને પોતાના ભક્તનો ટેક જાળવવા જાતે પૈસા આપવા આવ્યો હતો ત્યારે એમનાં મુખ કરમાઇ ગયાં અને તેઓ સર્વ નરસિંહ મહેતાને મનોમય પ્રણામ કરવા લાગ્યા. તથા પોતાના અપરાધની ક્ષમા માગવા લાગ્યા.

[ ૧૦ ]

નરસિંહ મહેતાની કીર્તિ હવે ચારે તરફ ફેલાઇ ગઇ હતી. ઠેર ઠેર એમનાં બનાવેલાં ભજનો ગવાતાં હતાં. સ્થળે સ્થળેથી લોકો એમનાં દર્શન કરવા આવતા હતા અને ભગવાનના એ ભક્તને અંતરના વહાલથી વધાવતા હતા.

છતાં જૂનાગઢમાં હજુ કેટલાક હૈયાફૂટ્યા હતા જે આ પવિત્ર પુરુષનો મહિમા સહન ન કરી શકવાથી દ્વેષ કરતા હતા. એમણે એક દિવસ કેટલાક પંડિતોને ચઢાવી એમની દ્વારા જૂનાગઢના રા'માંડલીક પાસે ફરિયાદ કરાવડાવી કે, 'નરસૈંયો ભક્ત હોવાનો ખોટો ઢોંગ કરી એ બહાને પોતાને ઘેર સ્ત્રી-પુરુષો ભેગાં કરે છે અને સ્વચ્છંદે વર્તે છે; તથા રાધાકૃષ્ણના નામે ગંદાં ભજનો બનાવી લોકોમાં એને ગવડાવે છે !'

રા'માંડલીકે આથી નરસિંહ મહેતાને દરબારમાં બોલાવ્યા અને ગુસ્સે થઇ તેમના ઉપર મૂકાએલા આક્ષેપોનો જવાબ આપવા હુકમ કર્યો. જવાબમાં નરસી ભગતે કહ્યુ 'નરપાળ, હું તો મારા પ્રભુની આજ્ઞા પ્રમાણે જ બધું કામ કરું છું. એટલે જે જે કામ મારાથી થાય છે એમાં મને લગારેય દોષ દેખાતો નથી. બાકી ભગવાનની લીલાને સમજવાની ભગવાનના ભક્તો વગર બીજામાં ગતિ હોતી નથી અને ભગવાનની દયા ઉતરી ન હોય એવાઓની આંખમાં દોષ વગર બીજું કંઇ દેખાતું નથી.'

રા'માંડલીક આવો સચોટ જવાબ સાંભળી વિચારમાં પડ્યો. પછી નરસિંહ મહેતાની પરીક્ષા કરવાના હેતુથી કહ્યું, 'નરસી ભગત, મારા મહેલમાંની દામોદરની મૂર્તિને હું ફૂલનો હાર પહેરાવું છું. એ હાર તમારા ગળામાં ભગવાન આવતી કાલે સવાર સુધીમાં પોતાની મેળે નાખી જાય ત્યારે તમારા ભક્તપણા વિષે મને શ્રદ્ધા બેસશે; અને ત્યારે હું તમને દોષમુક્ત ગણીશ. પણ સાવધાન ! કાલ સવાર સુધીમાં જો તે પ્રમાણે નહીં બને તો તમને ઢોંગી તરીકે ફાંસીની સજા કરવામાં આવશે !' આમ કહીને નરસિંહ મહેતાને રાજાએ કેદમાં નાખ્યા.

જોતજોતામાં જૂનાગઢમાં અને આજુબાજુના પ્રદેશમાં આ ભયંકર વાત ફેલાઇ ગઈ. નરસિંહ

મહેતાના ભક્તો એ સાંભળી દુઃખી થવા લાગ્યા અને આ સંકટમાંથી ભક્ત દૂર થાય માટે પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યા.

પણ નરસી ભગત તો પહેલાંની પેઠે સ્વસ્થ હતા. એ વારેવારે મુખથી રાધાકૃષ્ણનું નામ લેતા હતા. અને હૃદયથી ગોપીજનવલ્લભની દયાનું સ્મરણ કરતા હતા.

આખી રાત આમ પસાર થઇ ગઇ, અને જ્યાં સવાર થવાની તૈયારી થઇ કે એકાએક ઘણા ચોકી પહેરા મૂકેલા હોવા છતાં રા'માંડલીકના મહેલની મૂર્તિ ઉપર ચઢાવેલો હાર ત્યાંથી આવી નરસિંહ મહેતાના ગળામાં પડ્યો.

આ ચમત્કાર જોઇ રા'માંડલીક દોડતો આવી નરસિંહ મહેતાના પગમાં આળોટી પડ્યો, અને પોતાના અપરાધની ક્ષમા માગવા લાગ્યો.

મોટો સત્તાધીશ પણ ચરણમાં નમી પડવાથી આખા દેશમાં નરસિંહ મહેતાનો જયજયકાર થઇ રહ્યો; અને જ્યાં ત્યાં બધા એમના ગુણ ગાવા લાગ્યા.

× × ×

સંવત ૧૫૩૬ ની સાલમાં છાસઠ વર્ષનો એક આદમી એક દિવસ દ્વારકામાં આવી દ્વારકાધીશનાં મંદિરનાં પગથીઆં ચઢવા લાગ્યો. પગથીઆં ચઢી પછી એ ભગવાનની મૂર્તિ પાસે ગયો અને ચરણમાં માથું નમાવી કહેવા લાગ્યોઃ

'ભગવાન, આપે આપેલુ કામ મેં પૂરું કર્યું છે, હવે મને આ જગતમાં ગમતું નથી. માટે આપના ચરણનું શરણ આપી પાવન કરો. મારે એ સિવાય બીજી અભિલાષા નથી.' એટલુ એ બોલી રહે છે ત્યાર પહેલાં તો શ્રી દ્વારકાધીશની મૂર્તિના હાથ પહોળા થાય છે અને જોતજોતામાં એ એમાં સમાઇ જાય છે.

બીજે દિવસે આખા દેશને ખબર પડી કે જૂનાગઢના નરસી ભગતને ભગવાને પોતાની પાસે બોલાવી લીધો.

મહા ગુજરાતનો એ સૌથી પ્રથમ કવિ, ભક્તશિરોમણિ નરસી ભગતે આમજનતા માટે રચેલાં ગીતો ને ભજનો આજ પણ બધે ગવાય છે. એણે રાજસત્તાની દરકાર ન કરી; ઝેરીલા ન્યાતીલાઓના હલકટ હુમલા શાંતિથી સહન કર્યા, અને આ આળપંપાળ જગતમાંથી પ્રભુ ભક્તિથી જ મોક્ષ મળશે એ પ્રજાને શીખવાડયું એ મરણ પામ્યા; પણ એમની યશગાથા અમર છે અને અમર રહેશે.

જે હરિએ ગિરિવરને તોળ્યો,
ને જે હરિ છે બહુનામી;
ભક્તિને વશ થાય પલકમાં,
એ 'રવિ' નરસિંહના સ્વામી.

※

## નરસિંહ મહેતાની ભજન પ્રસાદી

(૧)

હળવે હળવે હળવે હરજી, મારે મંદિરીએ આવ્યા રે
મોટે મોટે મોટે મેં તો, મોતીડે વધાવ્યા રે.

કીધુ કીધુ કીધુ સુજને, કાંઇ કામણ કીધુ રે,
લીધું લીધું લીધું મારું. ચિતડું ચોરી લીધુ રે,

જાગી જાગી જાગી હું તો હરિમુખ જોવા જાગી રે,
ભાગી ભાગી ભાગી મારા, ભવની ભાવઠ ભાગી રે.

ફૂલી ફૂલી ફૂલો હું તો, હરિમુખ જોતાં ફૂલી રે,
ભૂલી ભૂલી ભૂલી મારા, ઘરનો ધંધો ભૂલી રે.

પામી પામી પામી હું તો, મહા પદવીને પામી રે.
મળિયો મળિયો મળિયો
મહેતા નરસૈયાનો સ્વામી રે.



(૨)

જાગને જાદવા કૃષ્ણ ગોવાળિયા,
તુજ વિના ધેનમાં કોણ જાશે ?
ત્રણસેને સાઠ ગોવાળ ટોળે વળ્યા,
વડો રે ગોવાળિયો કોણ થાશે ?
જાગને૦
દહીં તણાં દહીંથરાં, ઘી તણાં ઘેવરાં,
કઢિયલ દૂધ તે કોણ પીશે ?
હરિ તાર્યો હાથિયો, કાળીનાગ નાથિયો,
ભૂમિનો ભાર તે કોણ લેશે ?
જાગને૦
જમુનાને તીર ગૌધણ ચરાવતાં,
મધુરીશી મોરલી કોણ વહાશે ?
ભણે નરસૈયો તારા ગુણ ગાઈ રીઝીએ
બૂડતાં બાંહેડી કોણ સહાશે ?
જાગને૦

(૩)

જશોદા તારા કાનુડાને,
સાદ કરીને વાર રે,
આવડી ધૂમ મચાવે વ્રજમાં,
નહીં કોઈ પૂછનાર રે
શીંકુ તોડ્યું ગોરસ ઢોળ્યું,
ઉઘાડીને દ્વાર રે,
માખણ ખાધું, ઢોળી નાખ્યું,
જાન કીધું આવાર રે.
ખાંખાખોળાં કરતો હીંડે,
બીહે નહીં લગાર રે,
મહી મથવાની ગોળી ફોડી,
આ શાં કરીએ લાડ રે.
વારે વારે કહું છું તમને,
હવે ન રાખું ભાર રે,
નિત્ય ઊઠીને એમ કેમ સહીએ,
વસી નગ્ર મોઝાર રે.
મારો કા'નજી ઘરમાં હુતો,
ક્યારે દીઠો બા'ર રે.
દહી દૂધનાં માટ ભર્યાં છે,
બીજે ચાખે ન લગાર રે.
શાને કાજે મળીને આવી,
ટોળે વળી દસ બાર રે,
નરસૈંયાનો સ્વામી સાચો,
જૂઠી વ્રજની નાર રે.

(૪)

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ
જૂજવે રૂપે અનંત ભાસે,
દેહમાં દેવ તું, તેજમાં તત્ત્વ તું,
શૂન્યમાં શબ્દ થઈ વેદ વાસે.
પવન તું પાણી તું ભૂમિ તું ભૂધરા,
વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે,
વિવિધ રચના કરી અનેક રસ લાવીને,
શિવ થકી જીવ થયો એ જ આશે.
વેદ તો એમ વદે શ્રુતિસ્મૃતિ શાખ દે,
કનક કુંડલ વિષે ભેદ ન્હોયે,
ઘાટ ઘડ્યા પછી નામ રૂપ જૂજવાં,
અંતે તો હેમનું હેમ હોયે.
વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું,
જોઉં પટંતરે એ જ પાસે,
ભણે નરસૈંયો એ મન તણી શોધના,
પ્રીત કરું પ્રેમથી પ્રગટ થાશે.

(૫)

વૈષ્ણવજન તો તેને કહીએ.
જે પીડ પરાઇ જાણે રે,
પર દુઃખે ઉપકાર કરે તોયે,
મન અભિમાન ન આણે રે.
સકળ લોકમાં સહુને વંદે,
નિંદા ન કરે કેની રે,
વાછ કાછ મન નિશ્ચળ રાખે,
ધન ધન જનની તેની રે.
સમદૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી
પર સ્ત્રી જેને માત રે,
જિહ્વા થકી અસત્ય ન બોલે,
પરધન નવ ઝાલે હાથ રે.
મોહ માયા વ્યાપે નહિ જેને,
દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે.
રામ નામ શું તાળી રે લાગી,
સકળ તીરથ તેના તનમાં રે,
વણલોભી ને કપટ રહિત છે,
કામ ક્રોધ નિવાર્યાં રે,
ભણે નરસૈયો તેનું દરશન કરતા,
કુળ ઇકોતેર તાર્યાં રે.

(૬)

રાત રહે જાહરે પાછલી ખટ ઘડી,
સાધુ પુરુષને સુઇ ન રહેવું
નિદ્રાને પરહરી સમરવા શ્રીહરિ,
એક તું એક તું એમ કહેવું.
જોગીઆ હોય તેણે જોગ સંભારવા,
ભોગીઆ હોય તેણે ભોગ ત્યજવા;
વેદીઆ હોય તેણે વેદ વિચારવા,
વૈષ્ણવ હોય તેણે કૃષ્ણ ભજવા.
સુકવિ હોય તેણે સદ્ગ્રંથ બાંધવા,
દાતાર હોય તેણે દાન કરવું,
પતિવ્રતા નારીએ કંથને પૂછવું,
કંથ કહે તેહ તો ચિત્ત ધરવું.
આપણે આપણા ધર્મ સંભાળવા,
કર્મનો મર્મ લેવો વિચારી;
નરસૈયાના સ્વામીને સ્નેહથી સમરતાં,
ફરી નવ અવતરે નર ને નારી.





# ભગવતી મીરાંબાઈ

यो मां पश्यति सर्वत्र, सर्वं च मयि पश्यति।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति॥

ગી. ૬।૩૦

નારાયણનું નામ જ લેતાં વારે તેને તજીએ રે.

—નરસિંહ મહેતા

દયા પ્રીતમ શ્રી ગોવર્ધનધર પ્રેમ ભક્તિએ વરે;
જે કોઇ પ્રેમઅંશ અવતરે, પ્રેમ રસ એના ઉરમાં ઠરે.

—દયારામ

❀ ❀ ❀

(દુહો)

'ગિરધર ગિરધર' બોલતી, હૃદયસિતારી બોલ;
ભગવતી મીરાંબાઈના, ઉરસૂર છે અણમોલ.

**આ**પણા દેશમાં ઉચ્ચ કોટિના જે ભક્ત કવિઓ થઇ ગયા છે એમાં મીરાંબાઇનું નામ આગળ પડતું છે. 'બાઈ મીરાં કહે પ્રભુ ગિરધરનાગર' એવી પંક્તિઓવાળાં શ્રીકૃષ્ણભક્તિનાં મીઠાં મીઠાં ભજન રચનાર મીરાંબાઇનું નામ આખા ભારતમાં જાણીતું છે. એમનો જન્મ રાજપૂતાનામાં આવેલા મેડતા નામના ગામમાં આજથી આશરે સાડા ચારસો વર્ષ પહેલાં થયો હતો. એમના પિતાનુ નામ રત્નસિંહ રાઠોડ. નાનપણમાં માતાનું અવસાન થવાથી મીરાંબાઇને એમના દાદા રાવ દુદાજીએ ઉછેર્યાં.

રાવ દુદાજી એક સાચા ભગવદ્ભક્ત હતા. એમના આંગણે સંત સાધુઓની અવરજવર ચાલુ રહેતી. વારંવાર એ ભક્તોની મંડળી ભેગી કરતા અને ભજન કરાવતા. વારંવાર એ સાધુ-સંતોને આમંત્રણ આપતા અને એમના મુખેથી ભગવદ્કથાઓ સાંભળતા. પરિણામે દિવસે દિવસે એમના હૃદય ઉપર ભક્તિનો રંગ વધારે ને વધારે ઘાડો થતો ગયો.

નાની મીરાં એના દાદાજીની પાસે જ રહેતી હતી. દાદાજીની સોબત એને બહુ ગમતી. સવારમાં ઊઠે ને દાદાજીના મુખે સૌથી પહેલાં એ રાધાકૃષ્ણનું નામ સાંભળતી. પછી એના દાદા એને નવડાવી સ્વચ્છ વસ્ત્રો પહેરાવતા. ને ઘીનો દીવો કરી રાધાકૃષ્ણની છબિ સામે માળા ફેરવવા બેસતા ત્યાં સાથે બેસાડતા. પછી આરતી થતી રાધાકૃષ્ણના નામની ધૂન ચાલતી અને પ્રસાદ મળતો. ગળ્યા ગળ્યા, પ્રસાદની લાલચે છાનીમાની દાદાજીની ક્રિયા જોયા કરતી મીરાં ધીરે ધીરે દાદાના રંગે રંગાવા લાગી. દાદા આંખો મીંચીને

માળા ફેરવતા તો એ પણ આંખો મીંચી માળા પકડી હોઠ હલાવતી. દાદા ધૂન મચાવતા તો એ પણ 'લાધા કિશન, લાધા કિશન' કહીને નાના નાના બે હાથ વડે તાળીઓ પાડતી. દાદાજી ભજન ગાય તો એ પણ ખરાખોટા સૂર કાઢી ભજન ગાવા પ્રયત્ન કરતી.

સાધુ સંતો આવતા તે આ બાળભક્તની ક્રિયાઓ જોઇને રાજી થતા ને દાદાના ખોળામાં બેઠેલી મીરાબાઈની સામે જોઇજોઇને ભજનો ગાતા ને મીરાબાઇને ગાવા પ્રેરતા.

મીરાં સંકોચ વગર ભજનો ઝીલતી અને ઝીલાવતી: કોઈ વખત રંગમાં આવી જઇ દાદાજીના ખોળામાંથી ઊભી થઈ મીરાં ભજન ગાતી ગાતી નાચતી હતી. એ વખતે એનાં નાનાં નાનાં ઝાંઝરનો ઝણકાર વાતાવરણને વધુ પવિત્ર બનાવે છે એવો સૌને ભાસ થતો.

એક વખત રાવ દુદાજીને આંગણે એક મોટો સાધુ આવ્યો ઋષિ જેવી શ્વેત એની દાઢી હતી. આ સાધુ પાસે શ્યામસુંદરની એક સુંદર મૂર્તિ હતી. એ આકર્ષક મૂર્તિ જોઇ મીરાં મોહિત થઇ ગઇ. પૂજા કરતા સાધુ મહારાજ પાસે જઇ એણે કહ્યું:

'મા'રાજ! આ મને આપો!'

સાધુએ હસીને કહ્યુ:

'બેટા! આ કંઇ રમકડું નથી. એ તો ભગવાનની મૂર્તિ છે.'

મીરાં બોલી:

'મારે એ જ મૂર્તિ જોઇએ'

પણ પૂજા કરવા માટે રાખેલી મૂર્તિ બાળકને અપાય શી રીતે? એટલે સાધુએ સમજ પાડી:

'બેટા! આ મૂર્તિની તો અમે પૂજા કરીએ છીએ. એ તને શી રીતે મળે?'

મીરાંએ ઝટ જવાબ દીધો:

'અમેય પૂજા કરીશું. અને ભજન કરીશું.'

વૃદ્ધ સાધુએ મીરાંના નિર્દોષ મુખ સામે ધારીને જોયું. પછી રાવ દુદાજીને બોલાવી મીરાં સાથેનો સંવાદ કહી બતાવ્યો.

રાવ દુદાજી હસતા હસતા દીકરીને બે હાથે ઉંચકી લઇ પોતાના બેસવાના ઓરડામાં આવ્યા ને મીરાંને ખોળામાં બેસાડી સમજાવવા લાગ્યા. પણ મીરાં શાની સમજે? એનું મન મોહનની મૂર્તિમાં લાગ્યુ હતું. છતાં વહાલા દાદાને હઠ કરીને પજવવાનુ એને ગમતું નહિ, એટલે એ ચૂપ રહી. પણ એ દિવસે એણે ભોજન કર્યું નહિ. રાત્રે પણ એ જમી નહિ. રાવ દુદાજી ઉદાસ થઇ ગયા. પણ આ વાત જ્યારે સાધુ મહારાજે જાણી ત્યારે એ પોતાની મૂર્તિ લઇને રાવ દુદાજીની પાસે આવ્યા ને પાસે બેઠેલી મીરાના હાથમાં પ્રેમપૂર્વક મૂર્તિ આપતાં કહ્યું:

'બેટા! ભગવાનની ભક્ત થજે. આ મૂર્તિ એ માત્ર મૂર્તિ જ નથી પણ સાક્ષાત શ્રીહરિ જ છે એવું સમજજે. તારું કલ્યાણ થાવ. હરિને જે વિસારતા નથી એને હરિ વિસારતા નથી.'

મીરાએ ગોપાલકૃષ્ણની મૂર્તિ લઇને હૃદય સાથે ચાંપી દીધી. અને સાધુ મહારાજને જાણે ઉત્તર દેતી હોય એ રીતે એના મુખમાંથી એક ગીતકડી એકાએક બહાર સરી પડી:

'નહિ રે વિસારું હરિ,
અંતરમાથી નહિ રે વિસારું હરિ.
પીળાં પીતામ્બર, જરકસી જામા,
કેસર આડ કરી:
અંતરમાંથી નહિ રે વિસારું હરિ.'



સાત વર્ષની બાળકી કવિ બની ગઇ. રાવ દુદાજી અને સાધુમહારાજની આંખમાં આનંદનાં આંસુ આવી ગયાં. બન્ને જણાએ મનમાં ને મનમાં મીરાને હજારો આશીર્વાદ આપી દીધા.

હવે મીરાનું કામ વધ્યું. રાવ દુદાજી પાસે એણે એક નાનકડું સિંહાસન મંગાવ્યું અને એના ઉપર ગોપાલકૃષ્ણને પધરાવી પોતે સેવિકાવ્રત ધારણ કર્યું. હવે એ રોજ વહેલી ઊઠે છે, નહાય છે, ને સ્વચ્છ વસ્ત્ર પહેરીને શ્યામસુંદરને જગાડે છે. પછી સાકર નાખેલું દૂધ શ્યામને અર્પણ કરે છે. પછી સ્નાન કરાવે છે, વસ્ત્ર પહેરાવે છે, તિલક કરે છે, તુલસીની માળા અર્પણ કરે છે, પછી મોરપિચ્છનો મુગટ શ્યામના મસ્તક ઉપર ગોઠવે છે. અને ત્યારપછી કનૈયાની માનીતી બંસરી કનૈયાના હાથમાં અર્પણ કરી હસિતવદનથી સામે જોઇ રહે છે.

રાવ દુદાજી મીરાંની ભગવત્સેવાથી પ્રસન્ન થઇ રોજ સાધુસમાજમાં એનાં વખાણ કરે છે અને મીરાંના ઉત્સાહને વધારે છે.

મીરાંનો કંઠ મધુર છે. મીરાનું હૃદય મધુર છે. એ મધુર હૃદયમાંથી મીઠાં મીઠાં ગીતો સમયે સમયે સ્ચાઇને બહાર પડતાં જાય છે. રાવ દુદાજી ગોપાલકૃષ્ણની સામે બેસીને તલ્લીન બની ભજન ગાતી મીરાંનાં ભજનો ઝડપથી ઉતરાવી લે છે ને સંતસમાજમાં એને ફરતાં કરે છે.

એક વખત જન્માષ્ટમીનો ઉત્સવ ભારે ધામધૂમથી રાવ દુદાજીએ ઉજવ્યો. મીરાંએ પોતાના ગિરધર ગોપાલને એ દિવસે બરાબર શણગાર્યા હતા. સાધુસંતોની ઠઠ જામી હતી મૃદંગ, મંજીરા, કરતાલ, વાગી રહ્યાં હતાં ભજનો ગવાતાં હતાં.

બરાબર રંગ જામ્યા પછી બધાની માગણી ઉપરથી મીરાંબાઇ ભજન ગાવા ઊભી થઇ. ધીમે ધીમે ઝાંઝર ઝમકાવતી એ શ્યામસુંદરની સામે આવીને ઊભી. માથું નમાવી બે હાથવતી પ્રણામ કર્યો અને તુરત એના ગળામાંથી અત્યંત મીઠા સૂરો પ્રગટ થયા:

'બસો મોરે નૈનનમેં નંદલાલ!
સાંવરી સૂરત, મોહની મૂરત,
નયનો બને વિશાલ;
અધરસુધારસ મુરલી બાજે,
ઉર વૈજ્યંતિ માલ:
'બસો મોરે નયનનમેં નંદલાલ!
ક્ષુદ્રઘંટિકા કટિતટ સોહે,
નૂપુર શબ્દ રસાલ;
મીરાં કે પ્રભુ ગિરધરનાગર,
ભક્તવત્સલ ગોપાલ:
બસો મોરે નયનમેં નંદલાલ!'

શ્યામની મૂર્તિમાં બિરાજેલા શ્યામસુંદરે મીરાંની પ્રાર્થના જાણે સ્વીકારી લીધી ન હોય તેમ એ દિવસથી મીરાંની બધી વૃત્તિઓ પલટાઇ ગઇ. હવે ચોવીસે કલાક મીરાં એના નટવર નાગરનું ચિંતન કરવા લાગી. હવે મીરાંને મોહનની સેવામાંથી ફુરસદ મળતી નહિ. જ્યારે જુઓ ત્યારે મીરાં શ્યામની સેવાના કામમાં જ લાગેલી હોય. ભક્તિનો રંગ મીરાંના હૃદય પર હવે બરાબર લાગી ગયો.

આ વખતે ચિત્તોડની ગાદી પર રાણા સંગની આણ ફરતી હતી. આ રાણાસંગને ભોજરાજ નામનો એક કુંવર હતો. એ કુંવર જેવો સોહામણો હતો તેવો જ સદાચારી હતો.

સંગીત અને કાવ્યકળાનો એ ભારે શોખીન હતો. એના કાને મીરાંના સદ્ગુણોની વાત આવી. મીરાં ખૂબસૂરત છે, એટલું જ નહિ પણ એને કાવ્ય અને સંગીત બન્ને સાધ્ય છે એ જાણીને ભોજરાજને ભારે આશ્ચર્ય થયું એવામાં એણે એક સાધુમંડળીના મુખે 'તુમ બિન મેરી કૌન ખબર લે, ગોવર્ધન ગિરધારી' એ મીરાંબાઈનું ભજન સાંભળ્યું ને રત્નસિંહ રાઠોડના એ કન્યારત્નને નજરે જોવાનું એને મન થયું. વેશપલટો કરી એથી એ મેડતા પહોંચ્યો. ને સાધુના વેશે સાધુના મંડળમાં દાખલ થઇ રાવ દુદાજીના આંગણે પહોંચી મીરાંને નિરખવામાં એ સફળ બન્યો.

મીરાંનું રૂપ, મીરાંનો કંઠ, અને મીરાંનાં ભજન ત્રણેય અલૌકિક. ભોજરાજ એ બધું નજરે નિહાળી મુગ્ધ બન્યો. ને ચિતોડ પાછાં આવી પિતાને આગ્રહ કરી એમની પાસે પોતાને માટે મીરાંનું માગું કરાવ્યું.

ચિત્તોડના મહારાણા તરફથી રાજકુમાર ભોજરાજ માટે મીરાંનું માગું આવ્યું છે, એ જાણી રાઠોડ રત્નસિંહ અને રાવ દુદાજી બહુ પ્રસન્ન થયા. ગામમાં પણ જેણે જેણે સમાચાર જાણ્યા તે બધા મીરાંના ભાગ્યને વખાણવા લાગ્યા. નાના સરખા સામંતની પુત્રી રાજરાણી થઈને બેસે એ ભાગ્ય કંઇ નાનુંસૂનું ન કહેવાય.

પણ મીરાંને આ કંઇ ગમ્યું નહિ. સમાચાર જાણી એ રાવ દુદાજી પાસે પહોંચી.

મીરાંને જોઇ દુદાજી આનંદમાં બોલી ઊઠયાઃ

'મારી દીકરી હવે રાણી થવાની—રાણી બનવાની.'

'દાદાજી! મને તો આ કંઇ ગમતું નથી. તમે તે દિવસે શું કહ્યું હતું યાદ છે?

'શું બેટા!' દુદાજીએ પ્રેમપૂર્વક પૂછ્યું. પાસે બેસીને મીરાં બોલીઃ

'દાદાજી! તમે જાણી જોઈને ભૂલી ગયા છો. પણ હું કંઇ ભૂલી નથી. એક દિવસ તમે મને વાત કહેતા હતા સીતાસ્વયંવરની. એમાં સીતાજી રામજીને ઇચ્છતાં હતાં ને રામજીને પરણ્યાં એવી વાત આવે છે. એ વાત સાંભળી મેં તમને પૂછ્યું હતું કે–દાદાજી! મારે કોની સાથે પરણવાનું? બહુ દિવસ પહેલાંની વાત છે. યાદ કરો.'

દુદાજીના મનમાં હવે પ્રસંગ તાજો થયો. એ હસીને બોલ્યાઃ

'અરે એ તો ગંમત હતી.'

મીરાં બોલી ઊઠીઃ

'ગંમત શાની હતી? મારા પ્રશ્નના જવાબમાં તમે કહ્યું હતું કે–મીરાં! તું જેની પૂજા કરે છે એ ગિરધરગોપાલ તારો વર. એની સાથે તારે પરણવાનું. હવે દાદા! મેં તમારું માની ગિરધરગોપાલ સાથે મારું મન જોડયું છે ને તમે તો મેવાડના રાજકુમાર સાથે સંબંધ બાંધવા તૈયાર થયા છો એ શી રીતે બને?'

રાવ દુદાજી મીરાંના તેજસ્વી મુખ સામે જોઇ રહ્યા. પછી એકાએક હસી પડી બોલ્યાઃ

'ગાંડી છે ગાંડી. મૂર્તિ સાથે તે કંઇ પરણાતું હશે?'

મીરાંને માઠું લાગ્યું. જતાં જતાં એ બોલીઃ

'મૂર્તિ શાની? એ તો સાક્ષાત શ્રીહરિ છે. મૂર્તિ આપનાર સાધુ મહારાજે શું કહ્યું હતું? દાદા! તમારે જે માનવું હોય તે માનો



ને જે કરવું હોય તે કરો. પણ મારો નિશ્ચય તો આ છેઃ

'બાઇ મીરાં કહે પ્રભુ ગિરધરનાગર,
વિઠ્ઠલ વરને વરીઃ
અંતરમાંથી નહિ રે વિસારું હરિ.'

(૨)

[ દુહો ]

જાકે મનમેં બસી રહી, મોહનકી મુસકયાન,
નારાયણ તાકે હિયે, ઔર ન લાગત ધ્યાન.

મીરાંબાઇનો વિરોધ હવામાં ઊડી ગયો. થોડા વખત પછી ખૂબ ધામધૂમથી મીરાંને ભોજરાજ સાથે પરણાવવામાં આવી.

મીરાંએ મુખ વાંકું ન કર્યું. મીરાંએ આંસુ ન સાર્યાં. મીરાંએ ઝઘડો ન કર્યો. ચૂપચાપ શ્યામસુંદરની મૂર્તિ લઇને એ પાલખીમાં બેઠી ને જાન સાથે મેવાડના માર્ગે ચાલી.

રસ્તામાં એ શ્યામને પોતાના હૃદયની વાત કહેવા લાગીઃ

'મુખડું મેં જોયું તારું, સર્વ જગ થયું ખારું,
મન મારું રહ્યું ન્યારું રે, મોહન પ્યારા !
સંસારીનું સુખ કેવું ? ઝાંઝવાના જળ જેવું,
એને તુચ્છ ગણી રે'વું રે, મોહન પ્યારા !
મીરાંબાઇ બલિહારી, આશા મને એક તારી;
મુખડાની માયા લાગી રે, મોહન પ્યારા !'

આમ પ્યારા મોહનની હૂંફે દુઃખ ભૂલીને મીરાં સાસરે આવી.

ભોજરાજની રાણીને જોઇ બધાં ચકિત થઇ ગયાં. પણ થોડા વખતમાં રાજકુટુંબને મીરાંની ધૂનની ખબર પડી.

મીરાંએ સાસરે આવીને અંગ ઉપરથી કીમતી અલંકારો ઉતારી નાખ્યા. સાદાં શ્વેત વસ્ત્ર ધારણ કર્યાં અને પોતાના અલગ ઓરડામાં શ્યામસુંદરની સેવાનું કાર્ય આરંભ્યું.

પ્રારંભમાં તો સૌ કટાક્ષ કરવા લાગ્યાં; મજાક ઉડાવવા લાગ્યાં પણ પછી મીરાંની દૃઢતા જોઇ ધીરે ધીરે સૌ મીરાંનાં વિરોધી બની ગયાં. માત્ર ભોજરાજને મન મીરાંના અવગુણ વસ્યા નહિ. એ મીરાંને મળતો, પ્રેમથી વાતો કરતો ને ભક્તિની ધૂનમાંથી મીરાંને ઉગારવા પ્રયત્ન કરતો.

એક વખત પોતાની બહેનને ભોજરાજે મીરાંને સમજાવવા મોકલી.

રાજકન્યા હસતી હસતી મીરાંબાઇ પાસે આવી ને બોલીઃ

'ભાભી ! તમે રાજાની રાણીની પેઠે કેમ રહેતાં નથી ? તમે શું મારા ભાઇ ઉપર નારાજ થયાં છો ? તમે કહો તો મારા ભાઇને કહીને તમારે માટે ઢગલાબંધ ઘરેણાં ઘડાવું. મારો ભાઇ તમને બહુ ચાહે છે.'

મીરાંબાઇએ નણદીને કહ્યું:

'બહેન ! મારે સોનાચાંદીનાં ઘરેણાંની જરૂર નથી. એવાં ઘરેણાં મને ગમતાં પણ નથી. મારાં ઘરેણાં તો જુદી જાતનાં છે ને તે મારી પાસે ઘણાં છે.'

નણદી બોલીઃ

'ભાભી ! તમારા અંગ ઉપર તો ઘરેણાં દેખાતાં નથી અને તમે તો કહો છો કે ઘણાં છે, એ શું ?'

સ્મિત કરીને મીરાંએ કહ્યું:

'બહેન ! મારા આખા શરીરે અલંકાર છે અને એનાથી હું શોભું છું. સાંભળોઃ

'વાળી ઘડાવી વિઠ્ઠલવર કેરી ને
હાર હરિનો મારે હૈયે રે,
ચીનમાળા ચતુર્ભુજ ચુડલો,
શીદ સોની ઘેર જઈયે રે ?
ઝાંઝરીયાં જગજીવન કેરાં ને
કૃષ્ણજી કલ્લાં ને કાંબી રે.
વીંછુવા ઘૂઘરા રામનારાયણના,
અણુવટ અંતરજામી રે.
મુજ અબળાને મોટી મીરાત બાઈ,
શામળો ઘરેણું મારે સાચું રે.'

જવાબ સાંભળી મોં મચકોડી મીરાંની નણદી પાછી વળી ગઇ. ને વિવિધ રીતે મીરાની ઘેલછાની વાત એણે વહેતી મૂકી.

સૌ અકળાઇ ઊઠયાં. ને ભોજરાજને ચઢાવવા લાગ્યાં. પણ મીરાંના રૂપ, કંઠ ને હૃદય ઉપર મોહિત થયેલો ભોજરાજ મીરાને એકપણ કડવું વેણ કહી શકયો નહિ. એ મીરાં પાસે આવતો પણ મીરાંબાઇ એને કંઇ જુદા જ વાતાવરણમાં લઇ જતાં. ભોજરાજ આવે ને મીરાંબાઇ હાથમાં એકતારો લઇ હરિગીત ગાવાની શરૂઆત કરે.

ભોજરાજની સરળતા મીરાંને ગમતી. ભોજરાજના પ્રેમને એ સમજતી છતાં એ તો ગિરધરગોપાલની દાસી બની ગઇ હતી. બીજા સાથે પ્રેમસગાઇ શીરીતે રાખે ? એટલે એક દિવસ એણે ભોજરાજનો ભ્રમ ભાગવા સાવ સાચી વાત કહી દીધીઃ

"ગોવિંદો પ્રાણ અમારો રે,
મને જગ લાગ્યો ખારો રે,
મુને મારો રામજી ભાવે રે,
બીજો મારી નજરે ન આવે રે."

ચતુર ભોજરાજ મીરાના નિશ્ચયને સમજી ગયો. એણે એ દિવસથી મીરાંની આશા છોડી.

મીરાંના મનમાં શાન્તિ વળી. હવે ગિરધરગોપાલનુ ભજન એકાગ્રચિત્તે થઈ શકશે એ વિચારે એ આનંદમગ્ન બની. પણ ભગવાનની યોજના જુદી હતી. થોડા મહિના પછી રાણા સંગનુ અને ભોજરાજનું અવસાન થયું. એથી ચિત્તોડની ગાદી પર રાણા સંગનો બીજો પુત્ર વિક્રમાદિત્ય બેઠો. મીરાંનો આ દિયર બહુ અવિચારી હતો. બહુ ઘમંડી હતો. મીરાનું વર્તન એને જરાય રુચતું ન હતું. એટલે ગાદી પર બેઠા પછી તરત જ એણે હુકમ છોડ્યો કે રાજમહેલમાં રહેવું હોય તો મીરાંએ ઢંગથી રહેવું જોઇએ.

મીરાંને દુનિયાના રંગઢંગની પડી ન હતી. એટલે એણે તો પોતાનો નિત્યનિયમ ચાલુ રાખ્યો. પણ એથી તો રાણો વિક્રમાદિત્ય ગુસ્સે થઇ ગયો. એણે મીરાંને રાજમહેલ છોડી, રાજમહેલની હદની બહાર રહેવા હુકમ કર્યો.

મીરાએ આ આજ્ઞા સ્વીકારી લીધી. પોતાના ઠાકોરજીને લઈ એણે તત્કાળ રાજમહેલ છોડયો ને અલગ મકાનમાં તદ્દન સામાન્ય સ્ત્રીની પેઠે રહેવા લાગી.

પણ મીરાંનું કામ અહીં વધારે જામવા લાગ્યું. શ્યામસુંદરનું એણે તો મંદિર બનાવ્યું ને સાધુસંતોને ભજન માટે આમંત્રણ આપવા માંડયું.

પણ રાજકુટુંબની સ્ત્રી સાધુસંતોની વચ્ચે બેસીને રાગડા તાણે એ તે કેવી વાત ! વિક્રમાદિત્યનું માથું ફરી ગયુ. એણે મીરાંબાઇને જણાવ્યુઃ



'તમે કુળની મર્યાદા જાળવતાં નથી. તમને તમારા ધર્મનું ભાન નથી. તમે સાધુબાવાઓની વચમાં પગે ઘૂઘરા બાંધીને નાચો છો એ અઘટિત છે. તમે અમારી ઇજ્જતને ધોકો પહોંચાડયો છે. માટે બધું ધતિંગ મૂકી દો.'

મીરાંબાઇએ ઉત્તરમાં જણાવ્યું:

'રાણાજી !

મેરે તો ગિરધર ગોપાલ
 દુસરા ન કોઇ
માત તાત સુતન ભ્રાત,
 આપનો ન કોઇ,
છૂટ ગઇ હૈ કુલકી કાન.
 ક્યા કરેગા કોઇ ?
અબ તો બાત ફૈલ ગઇ,
 જાને સબ કોઇ,
સાધુ સંગ બૈઠ બૈઠ,
 લોક લાજ ખોઇ.
અંસુઅન જલ સીંચ સીંચ,
 પ્રેમ બેલ બોઇ,
મીરા પ્રભુ લગન લગી,
 હોની હો સો હોઇ.'

વિક્રમાદિત્યને મીરાંનો ગર્વ ન ગમ્યો. એક સ્રી પોતાની સત્તાની અવગણના કરે એ ઘમંડી કેવી રીતે સાંખી રહે ? એણે મીરાંને ખરબચડી ભાષામાં ફરીથી કહેવડાવ્યુઃ

'હે મીરાં ! ગાંડપણ છોડી દઇને સીધા રસ્તા પર આવો. અમારા કુળને તમારા વર્તનથી કલંક લાગે છે. ધાતુના એક નાના સરખા રમકડામાં તમોએ એવું તે શું જોયુ છે કે બીજા કોઇની તમે પરવા કરતાં નથી ? આવું સ્વચ્છંદે વર્તવું હતું તો અમારા કુળ સાથે તમે સંબંધ શું કરવા બાંધવા દીધો ?

મીરાંબાઇએ ઉગ્ર થયા સિવાય જવાબ વાળ્યો :

'રાણાજી ! તમે જેને રમકડું કહો છો એ બાળકોને રમવાના રમકડા જેવું નથી. કોઇ જુદા જ પ્રકારનું એ રમકડું છે. એનો ઘડનાર કોઇ પાકયો નથી અને પાકનાર પણ નથી. સાંભળો :

'રામ રમકડું જડિયું રે,
 રાણાજી ! મને રામ રમકડું જડિયું.
રૂમઝૂમ કરતું મારે મંદિરે પધાર્યું.
 નહિ કોઇના હાથે ઘડિયું રે,
 રાણાજી ! મને રામ રમકડું જડિયું.
મોટા મોટા મુનિજન મથી મથી થાકયા,
 કોઇ એક વીરલાને હાથે ચઢિયું રે,
 રાણાજી ! મને રામ રમકડું જડિયું.
બાઇ મીરાં કહે ગિરધરનાગર,
 મારું મન શામળિયાશું જડિયું રે
 રાણાજી ! મને રામરમકડું જડિયું.

બસ રાણાજી ! મારે કહેવાનું બધું આ શબ્દોમાં આવી જાય છે.'

રાણો વિક્રમાદિત્ય હવે વધુ છંછેડાયો. એને ખાતરી થઇ કે મીરાં એની પરવા કરે એવી નથી. એથી મીરાંનું કાસળ કાઢવાનો એણે નિશ્ચય કર્યો.

અધર્મી માણસને સારા વિચારો કયાંથી આવે ?

થોડા દિવસ વીતવા દઇ એક દિવસ વિક્રમાદિત્યે એક મદારી મારફત એક કાળા નાગને

પકડી મંગાવ્યો ને એને એક ફળના કરંડિયામાં પૂરી મીરાં તરફ એને મોકલ્યો. સાધુ ભક્તો તરફથી મીરાંના મંદિરમાં ઠાકોરજીને ધરાવવા માટે ફળના કરંડિયા અવારનવાર આવતા હતા એટલે મીરાંબાઇને આ કરંડિયામાં દગો જણાયો નહિ. એણે શ્યામસુંદરની મૂર્તિ સામે ભક્તલોકોની વચ્ચે કરંડિયાને ખોલ્યો.

કરંડિયો લઇ આવનાર વિક્રમાદિત્યનો ખાસ સેવક હતો. એ પાસે ઊભો હતો. કરંડિયો ખુલ્લો થતાં એની આંખો ફાટી ગઈ. કરંડિયામાંથી ઝેરી સાપ નીકળવાને બદલે શેષશાયી ભગવાનની કાળી મૂર્તિ મીરાંને પ્રાપ્ત થઇ.

મીરાની આંખમાં આનંદનાં આંસુ આવી ગયાં. મૂર્તિને હૃદય સાથે ચાંપી નૃત્ય કરતાં કરતાં એ ગિરધરના ગુણ ગાવા લાગી.

વિક્રમાદિત્યનો સેવક મીરાંના પગમાં પડી ક્ષમા માગવા લાગ્યો

લોકોને જ્યારે સાચી વાતની જાણ થઇ ત્યારે એમને મીરાંની ભક્તિનો પ્રભાવ સમજાયો ને 'ભગવતી મીરાંકી જય! ભગવતી મીરાંકી જય!' એવા જયનાદથી નગરની ગલીએ ગલી એમણે ગજાવી મૂકી.

રાણા વિક્રમાદિત્યના હાથ હેઠા પડયા.

( ૩ )

( દુહો )

ધન વિદ્યા ગુણ આયુ બલ,
ચે ન બડપ્પન હેત,
નારાયણ સોઇ બડો,
જા કો હરિસોં હેત.

મીરાં હવે હરિની લાડિલી બની છે. હરિચિંતનમાં એ નિમગ્ન રહે છે. સાધુસંતોની સોબતમાં એ હરિગુણ ગાય છે ને ગવડાવે છે. દિવસ રાતનું એને ભાન નથી. ઘણા વખત રાતની રાત એ શ્યામની સાથે વાતોમાં વીતાવી દે છે. એને પ્રેમભક્તિ પ્રાપ્ત થઇ છે એ હરિને મૂર્તિમાં પ્રત્યક્ષ દેખે છે. નટવર નાગરે એના ચિત્તને ચોરી લીધુ છે. દર્દભર્યા કંઠથી કલાકોના કલાકો સુધી એ શ્યામસલુણાનાં ગીત ગાય છે. ઘડીકમાં હસે છે તો ઘડીકમાં રૂવે છે. ઘડીકમાં પગે ઘૂઘરા બાંધીને નૃત્ય પણ કરે છે.

ઘણીવાર મધ્ય રાત્રીએ પોતાના આવાસમાં મીરાં શ્યામની સાથે હસી હસીને વાતો કરે છે ને ગાય છે. એના હાસ્યમાં કોઇક બીજાનું હાસ્ય ભળતું હોય એવો ભાસ થાય છે. મીરાં ગાતી હોય છે ત્યારે મીઠા અવાજથી કોઇ સૂર પુરાવતું હોય એવું પણ ઘણીવાર સમજાય છે.

મીરાંબાઇની હીલચાલ ઉપર સતત ચોકી રાખતા વિક્રમાદિત્યના ગુપ્તચરોએ એકવાર વિક્રમાદિત્યના કાન ભંભેર્યા:

'મહારાજ! મીરાબાઇના આવાસમાં મધ્યરાત્રી પછી કોઇ પુરુષ પ્રવેશ કરે છે'

રાણો ક્રોધથી ધ્રુજી ઊઠયો. હાથમાં ખડ્ગ લઈ એ મીરાંના મકાન તરફ દોડયો.

મધ્યરાત્રીનો સમય હતો. મીરાંબાઇ નિત્ય નિયમ મુજબ તલ્લીન બનીને શ્યામસુંદરને સંભારતી હતી.

એકાએક એ ઊભી થઈને નૃત્ય કરવા લાગી. થોડીવારે અટકીને રડવા લાગી. વળી ગળગળા સ્વરથી ક્ષણેક પછી બોલવા લાગી:

'શ્યામ! હજી જુદાઇ કયાં સુધી?'

મૂર્તિમાંથી શ્યામનો ધીમો અવાજ સંભળાયો:



'મીરા ! તું ઓછું શામાટે લાવે છે ? તારામાં ને મારામાં અંતર જ કયા છે ? હુ તારામાં છું તું મારામાં છે.'

વિક્રમાદિત્ય દાંત કચકચાવતો બારણા બહાર સંતાઈને ઊભો હતો તે હવે મન ઉપર કાબૂ રાખી શકયો નહિ. હડસેલો મારી એણે દ્વાર ખોલી નાંખ્યાં ને ઓરડામાં ધસી જતાં તલવાર ઉગામી એણે અરાડો પાડયો:

'કુળકલંકિની ! કોની સાથે વાતો કરે છે ? કોણ છે એ બે માથાનો માનવી ?'

મીરાંની સમાધિમાં ભંગ પડયો. એ ફાટી આંખે રાણાની સામે જોઈ રહી. પછી બોલી :

'રાણાજી ! તમે કોને ખોળવા આવ્યા ? આ ખડ્ગ કેમ લાવ્યા છો ?'

ચારે બાજુ નજર ફેરવતાં રાણો બોલ્યો:

'પાપીણી ! આ ખડ્ગ આજે તારા ગળા પર ફેરવવા હું લાવ્યો છું. બોલ. કયાં છે તારો પ્રેમી ?'

મીરા ખડખડાટ હસી પડી:

'રાણા ! તમે જેને ખોળવા આવ્યા છો એ તો ઘટઘટમા વ્યાપી રહ્યો છે. એના ભક્તોને એ મળે, અભક્તોને એ દર્શન ન દે'

પણ રાણાને મીરાંનું તત્ત્વજ્ઞાન ન ગમ્યું. મીરાં વાત ઉડાવવા માગે છે એમ સમજી એ ખડ્ગ ઉંચકી મીરાંને મારવા દોડયો. પણ એનો હાથ નીચે ઉતરે ત્યાર પહેલાં ખભામાંથી એ જુઠો થઇ ગયો. ને તરત તલવાર એના હાથમાંથી નીચે પડી ગઇ.

રાણો આનો કંઇ વિચાર કરે ત્યાર પહેલાં એના લમણામાં જોરથી કોઇએ અદૃશ્ય રીતે મુષ્ટિપ્રહાર કર્યો. ને રાણો ભયભીત થઇને ભાગ્યો.

મીરાંએ શ્યામસુંદર સામે હાથ જોડ્યા. એનું મન બોલી ઊઠયુ:

'ક્ષમા ! ક્ષમા !'

( ૪ )

[ દુહો ]

અકળ કળા અવિનાશની;
વિખ અમૃત થઈ જાય,
જળ થાનક થળ થાય ને,
થળ થાનક જળ થાય.

ઉપરના પ્રસંગ પછી રાણો ચૂપ રહ્યો. પણ પછી પાછો એનો અહંકાર જાગી ઊઠ્યો. મીરાંની પાસે શક્તિબળ છે ને ભગવાન એની રક્ષા કરે છે એવું સત્ય સમજવાને બદલે એ અવળું સમજ્યો. એને મીરાંબાઇ મંતરજંતર જાણનારી અને મલિન વિદ્યા અજમાવનારી જણાઈ. એથી એને જીવતી રાખવામાં જોખમ છે એમ સમજીને એક દિવસ એણે હળાહળ ઝેરનો પ્યાલો મોકલાવ્યો.

મીરાંબાઇ રાણાના હૃદયનું ઝેર સમજી ગયાં છતાં પ્યાલાને હસતા મુખે હાથમાં લીધો. ને શ્યામસુંદરના ચરણકમલનું ધ્યાન ધરી જાણે દૂધનો કટોરો ગટગટાવી જતાં હોય એ રીતે હળાહળ ઝેરના પ્યાલાને એ પી ગયાં.

રાણાને અને સૌ જાણકારને એમ લાગ્યું કે મીરા ઘડી બે ઘડીમાં પરલોક પહોંચી જશે, પણ મીરાંનો માલિક મીરાને મરવા શાનો દે ? એ તો ઘટઘટની વાતો જાણનાર. મીરાંના હોઠે ઝેરનો પ્યાલો અડકે ત્યાર પહેલાં એણે વિષનું અમૃત બનાવી દીધું. ને પછી કેવળ મીરાં જ સાંભળી શકે એવો મધુર બંસીનાદ કર્યો. એ બંસીનાદ કાનમાં પડતા બરોબર મીરાં હસી ઊઠી:

(૭૬)

એણે શ્યામસલુણાનું ધ્યાન ધર્યું,
એનું ચિત્ત પ્રભુપદ લાગી ગયું,
એણે મોહનના મુખને નિરખ્યું,
એને દેહનું લેશ ન ભાન રહ્યું,
એની આંખથી આંસુની ધાર વહે,
શ્યામસુંદર! સુંદર! એમ કહે;
મીરાંબાઇનું ભાગ્ય મહાન ખરે,
જેના ઉપર શ્રીહરિ મે'ર કરે.

ઝેરના પ્યાલાનો પ્રસંગ બન્યા પછી મીરાંબાઇનું મન મેવાડ ઉપરથી ઊઠી ગયું. એ શ્યામસુંદરની મૂર્તિને લઇને મેવાડને ત્યાગવા તૈયાર થઇ ગયાં.

એમણે સાંઢણીવાળાને કહ્યું:

'સાંઢણીવાળા! સાંઢ શણગારજે રે,
મારે જાવું સો સો કોશ;
રાણાજીના રાજ્યમાં રે,
હવે જળ રે પીવામાં દોષ.'

આમ રાણાના રાજ્યનું પાણી પણ નહિ પીવાનો નિશ્ચય કરી મીરાં ચાલી નીકળ્યાં.

સૌથી પહેલા એ વૃંદાવનમાં આવ્યાં.

(દુહો)

વૃંદાવન સમ વન નહિ,
નંદગ્રામ સમ ગ્રામ;
યમુના તટ સમ તટ નહિ,
કૃષ્ણ નામ સમ નામ.

વૃંદાવન તો ભગવાન શ્રીકૃષ્ણની લીલાભૂમિ મીરાંને એ ભૂમિ જોઇ બહુ આનંદ થયો. વૃંદાવનવિહારી એના ભક્તોને વૃંદાવનમાં પ્રત્યક્ષ દેખાય છે. એવી જગાની પવિત્ર ભૂમિમાં મીરાંબાઇ જેવી હરિની લાડિલી રોકાઇ જાય એમાં નવાઈ શી?

મીરાં દીર્ઘકાળ સુધી વૃંદાવનમાં રહ્યાં ને ભજન કીર્તન દ્વારા એમણે ભક્તિનો પ્રચાર કર્યો. સંત સાધુઓનું અહીં પણ એમણે મોટું મંડળ જમાવ્યું ને ભક્તિની પવિત્ર ગંગાને વહાવવા માંડી.

આ વૃંદાવનના સમય દરમિયાન મીરાંબાઇને જીવ ગોસ્વામી નામના એક મહાન સંતનો પરિચય થયો. જીવ ગોસ્વામી ત્યાગી હતા. સ્ત્રીના મુખનું દર્શન એ કદી કરતા નહિ. મીરાંબાઇએ એમને મળવાની માગણી કરી પણ સ્ત્રીનું મુખડું જોતો નથી એમ કહી એમણે ના પાડી. મીરાંબાઇએ આ ઉપરથી સ્વામીજીને જણાવ્યું:

'આજ લગી હું તો એમ જાણતી જે
જગમાં કૃષ્ણ પુરુષ છે એક,
વૃંદાવન વસી હજી પુરુષ રહ્યા છો,
તેમાં ધન્ય તમારો વિવેક.'

વૃંદાવનમાં તો એક જ પુરુષ ને તે વૃંદાવનવિહારી શ્રીકૃષ્ણ. બાકી બધીય સ્ત્રીઓ. પુરુષના અભિમાનથી કોઈ ભક્ત વૃંદાવનમાં રહી શકે નહિ. ગોપીભાવથી રહેવું હોય તો રહે.

આ જવાબ વાંચી જીવ ગોસ્વામી તરત મીરાંબાઇને મળ્યા ને પ્રેમપૂર્વક ભગવદ્ચર્ચા કરી.

લાંબા વખત સુધી મીરાંબાઇ વૃંદાવનમાં રહ્યાં, એ પછી દ્વારકાધીશનાં દર્શન કરવાની એમને ઇચ્છા થઇ એથી એ દ્વારકામાં આવીને વસ્યા. અહીં જીવનની છેલ્લી ક્ષણ સુધી દ્વારકાધીશના ચરણે બેસીને એમણે ભગવદ્ભજન



કર્યું. ને છેવટે દ્વારકામાં જ હરિચરણકમલને પામી ગયાં.

( દુહો )

'રવિ' હરિની એ લાડિલી !
(જાણે) રાધાનો અવતાર,
ભગવતી ! મોહનની મીરાં,
તને નમન કરું શત વાર.

### મીરાંબાઇની ભજનગંગા.

મીરાંબાઇએ હિંદી અને ગુજરાતી એ બન્ને ભાષામાં સંખ્યાબંધી ભજનો લખ્યાં છે. એ બધાં સરળ અને સરસ છે. હૃદયની સાચી લાગણી વ્યક્ત કરવાની કળા મીરાંબાઇને સાધ્ય હતી. એમની રચનામાં સ્ત્રી હૃદયની કોમળતાનાં દર્શન થાય છે. ખરા ભક્તના મનની દૃઢતા અને અનન્ય વિશ્વાસ મીરાંબાઇની રચનામાં જોઇ શકાય છે. ભારતમાં તુલસીદાસ, સૂરદાસ, નરસિંહ મહેતા, તુકારામ, ચૈતન્ય મહાપ્રભુ આદિ ભગવાનના જે મહાન ભક્તો થઈ ગયા એમની કોટિનાં મીરાંબાઈ હતાં. શ્રીકૃષ્ણભક્તિનો એમણે ઘણો પ્રચાર કર્યો છે

ઉપર વર્ણવેલા મીરાંબાઇના ચરિત્રમાં મીરાંબાઇની ભજનપ્રસાદીનો થોડો ઘણો પરિચય આપણને થયો છે. આ નીચે બે ચાર વિશેષ ભજનો રજૂ કરીએ છીએઃ

( ૧ )

બોલ મા બોલ મા બોલ મા રે,
રાધાકૃષ્ણ વિના બીજું બોલ મા.
સાકર શેલડીનો સ્વાદ તજીને,
કડવો તે લીંબડો ઘોળ મા રે,
રાધાકૃષ્ણ વિના બીજું બોલ મા.

ચાંદા સૂરજનું તેજ તજીને,
આગયા સંગાથે પ્રીત જોડ મા રે.
રાધાકૃષ્ણ વિના બીજું બોલ મા.

હીરા માણેક ઝવેર તજીને,
કથીર સંગાથે મણિ તોળ મા રે,
રાધાકૃષ્ણ વિના બીજું બોલ મા.

મીરાં કહે પ્રભુ ગિરધર નાગર,
શરીર આપ્યું સમતોલમાં રે,
રાધાકૃષ્ણ વિના બીજું બોલ મા.

( ૨ )

જૂનું થયું રે દેવળ જૂનું રે થયું;
મારો હંસલો નાનો ને દેવળ જૂનું થયું.

આ રે કાયા રે હંસા, ડોલવાને લાગી રે
પડી ગયા દાંત માંયલી રેખું તો રયું;
મારો હંસલો નાનો ને દેવળ જૂનું થયું.

તારે ને મારે હંસા, પ્રીતુ બંધાણી રે,
ઉડી ગયો હંસ પીંજર પડી તો રહ્યું;
મારો હંસલો નાનો ને દેવળ જૂનું થયું.

બાઇ મીરાં કહે ગિરધર નાગર,
પ્રેમનો પ્યાલો તમને પાઇને પીઉં;
મારો હંસલો નાનો ને દેવળ જૂનું થયું.

( ૩ )

વાગે છે રે વાગે છે, વૃંદાવન મોરલી વાગે છે.
એનો શબ્દ ગગનમાં ગાજે છે,
વૃંદાવન મોરલી વાગે છે.

વૃંદા તે વનના મારગ જાતાં,
વહાલો દાણ દધિનાં માગે છે;
વૃંદાવન મોરલી વાગે છે.

વૃંદા તે વનમાં રાસ રચ્યો છે,
વ્હાલો રાસમંડળમાં બિરાજે છે;
વૃંદાવન મોરલી વાગે છે.
પીળાં પીતામ્બર જરકસી જામા,
પીળો તે પટ્કો બિરાજે છે;
વૃંદાવન મોરલી વાગે છે.
કાને તે કુંડળ, મસ્તકે મુગટ,
(વ્હાલાને) મુખ પર મોરલી બિરાજે છે;
વૃંદાવન મોરલી વાગે છે.
બાઈ મીરાં પ્રભુ ગિરધર નાગર,
દર્શનથી દુઃખ ભાગે છે.
વૃંદાવન મોરલી વાગે છે.

( ૪ )

નહીં ઐસો જન્મ બારંબાર;
ક્યા જાનૂં કછુ પુણ્ય પ્રગટે માનુસા અવતાર.
બઢત પલ પલ ઘટત છિન છિન
ચલત ન લાગે બાર;
બિરછ કે જ્યોં પાત ટૂટે,
લગે નહીં પુનિ ડાર.
ભવસાગર અતિ જોર કહિયે,
વિષમ ઓખી ધાર;
સુરતકા નર બાંધે બેઠા,
વેગ ઉતારો પાર.
સાધુ સંતાં ને મહંતાં,
ચલત કરત પુકાર;
દાસ મીરાં લાલ ગિરિધર,
જીવના દિન ચાર.

( ૫ )

મન રે પરસિ હરિ કે ચરન
સુભગ સીતલ કમલ કોમલ
ત્રિવિધ જ્વાલા હરન;
જે ચરન પ્રહલાદ પરસે
ઇન્દ્ર પદવી ધરન.
જિન ચરન ધ્રુવ અટલ કીનો,
રાખી અપને સરન;
જિન ચરન બ્રહ્માંડ ભેટ્યો
નખસિખો શ્રીભરન.
જિન ચરન પ્રભુ પરસિ લીને.
તરી ગૌતમી ઘરન;
જિન ચરન કાલીહિ નાથ્યો
ગોપલીલા કરન.
જિન ચરન ધરિયો ગોવર્ધન,
ગરવ મઘવા હરન,
દાસ મીરાં લાલ ગિરધર,
અગમ તારનતરન.



# ભક્ત તુલસીદાસ

मद्भक्ता यान्ति मामपि ।

गी. ७-२३

કથા કરીને એક નવજવાન કથાકાર પોતાના ઘર તરફ જતો હતો. એના મુખ પર સ્મિત રમી રહ્યું હતું.

ઘરથી કથાનું સ્થળ જરા દૂર હતું એટલે ઝડપથી પગલાં એ ઉપાડતો હતો. કથાનો પ્રવાહ એ ચલાવતો તે સમય દરમિયાન એને સમયનું ભાન રહેતું નહિ. તલ્લીન બનીને એ શ્રોતાઓને કથા શ્રવણ કરાવતો પરંતુ જ્યાં 'અચ્યુતં કેશવં....' થતું કે એને તરત પોતાનું ઘર યાદ આવતું ને ઝટપટ પોથી બગલમાં મારીને ઘણાના આશ્ચર્યને વધારતો વધારતો ઘરનો એ રસ્તો લેતો.

જ્ઞાની કથાકારને ઘરનું એટલું બધું આકર્ષણ કેમ હતું! ઘરમાં એવું તે શું હતું કે કથા પૂરી થયા બાદ એક ક્ષણ પણ એ કથાના સ્થાને ઊભો રહેતો નહિ.

'મોહમાયાનો ત્યાગ કર્યા સિવાય ભગવાન રામની શક્તિ પ્રાપ્ત થતી નથી.' એવું એવું તો ઘણું ઘણું એ શ્રોતાઓને સંભળાવતો. પણ એ પંડિત કથાકાર કેમ મોહમાયાના ચક્કરમાં આવી ગયો હતો?

પણ અહીં જ ગમ્મતની વાત હતી. કથાકાર જ્ઞાની હતો એમાં તો શંકા નહિ. કથાકાર શાસ્ત્રપુરાણવેત્તા હતો એમાં પણ બે મત હતા નહિ. છતાં એને ઘરનું ઘણું આકર્ષણ હતું. ઘર એટલે ગૃહિણી. એ ગૃહિણી અદ્ભુત હતી. એણે પોતાના રૂપથી અને સદ્ગુણોથી કથાકારના ચિત્તને ચોરી લીધું હતું. એની સુંદર મુખાકૃતિ ક્ષણે ક્ષણે જ્ઞાની કથાકારને યાદ આવી જતી. પત્નીનું ચિંતન કરતો કરતો એ કથા કરવા જતો અને પત્નીનું ચિંતન કરતો કરતો એ કથા કરીને પાછો આવતો. સામેથી ઘર દેખાય એટલે કથાકાર લગભગ દોડતો એમ કહીએ તો ચાલે. ઉંબરા ઉપર પગ મૂકે ત્યાર પહેલાં હર્ષથી એ બોલી ઊઠતોઃ

'રત્ના ! હું આવી ગયો છું.'

અને કથાકારની પત્ની–રત્નાવલી પણ સ્વામીની રાહ જોઈને બારણામાં ઊભી જ હોય. એ પ્રેમથી સ્વામીને સત્કારતી. હાથમાંથી પોથી લઈ લેતી. અને ઠંડા જળનો ચકચકિત પ્યાલો સ્વામીના હાથમાં આપીને એ હાથમાં પંખો લઈ એને ધીરે ધીરે પવન નાખતી. આસન પર બેસીને કથાકાર મહારાજ પત્નીના મુખ સામે જોતાજોતા જળ પીતા. અરે ! જળ શાનું ? અમૃત જ કહોને ! અમૃતના ઘુંટડા જાણે પોતે પીતા હોય એ રીતે જળના એ ઘુંટડા પીતા ને સાથેસાથે મીઠી મીઠી વાતો પણ કરતા. પ્રિય પત્નીને જોતા બરોબર એ 'મોહમાયાને ત્યાગવાનો જે ઉપદેશ કરીને આવ્યા હતા એ વાત જ ભૂલી જતા. પત્ની ઘણીવાર હસીને કહેતીઃ

'પંડિતજી! શ્રોતાઓને રામની કથા સંભળાવવાને બદલે તમારી રત્નાની કથા તો સંભળાવીને આવ્યા નથીને!'

હસીને પંડિતજી કહેતા:

'અરે રત્ના! બહુ સાચવી સાચવીને કથા કરું છું નહિ તો તું તો હસવાનું કહે છે પણ હું તો સાચમાચ રત્નાવલી આખ્યાન સંભળાવીને જ આવું એવો છું.' અને બન્ને–પતિ–પત્ની હસી પડતાં. પતિના પ્રેમને પતિવ્રતા રત્નાવલી નહોતી સમજતી એમ નહિ પરંતુ કોઇ કોઇવાર એના મનમાં થતું કે પોતે સ્વામીના ભગવદ્ ભજનના માર્ગમાં આડે તો નથી આવતી! પોતાનું સૌન્દર્ય પતિને પ્રભુના માર્ગમાં આગળ વધતાં અટકાવતું તો નહિ હોય! જ્યારે આવા વિચાર આવતા ત્યારે મનમાં ને મનમાં એ જગતના સ્વામી ભગવાન રામને પ્રાર્થના કરતી– હે નાથ! આપ તો બહુ દયાળુ છો. આપના સેવક ઉપર રહેમ રાખજો એમનો પ્રેમ પામીને હું ધન્ય બની છું પરંતુ જેની કથા શ્રવણ કરીને હજારોનાં હૈયાં પવિત્ર બને છે, જેનો ઉપદેશ સાંભળીને હજારોનાં જીવન સુધરી જાય છે એવા આપના દાસને આપ મોહ માયામાં ડૂબવા દેશો નહિ. એના કલ્યાણમાં મારું પણ કલ્યાણ સમાયેલુ છે.

રોજની પેઠે આજે કથાકાર કથા કરીને ઝડપથી ઘર તરફ જઇ રહ્યા હતા પણ પત્નીને મળવા અધીરા બની ગયેલા એ કથાકાર જ્યારે પોતાના ઘર પાસે આવી ગયા ત્યારે એ એકાએક ચમકીને ઊભા રહી ગયા. રોજની પેઠે હસતી હસતી પોતાની પ્રિયપત્ની આજે બારણામાં ઊભી ન હતી. એટલુ જ નહિ ઘરના દ્વાર બંધ હતાં અને બારણે તાળુ લટકતું હતું.

પંડિતજી મહારાજનું હૃદય ધડકવા લાગ્યું. 'રત્ના ક્યાં ગઇ?' એ ચારે બાજુ જોવા લાગ્યા એવામાં બાજુના ઘરની બારીએથી એક સ્ત્રીકંઠ સંભળાયો:

'તુલસીદાસજી! આપના ઘરની ચાવી અમારે ઘેર છે. લો!'

તુલસીદાસે ઊંચું જોયું.

'મારા ઘરની ચાવી તમારે ત્યાં છે?'

'હા, રત્નાવલીબહેને અહીં મૂકી છે.'

'એ ક્યાં ગઇ છે?' ઊંચા શ્વાસે તુલસીદાસે પૂછ્યું.

પેલી પરોશની સ્ત્રીએ જણાવ્યું:

'એમના ભાઇ આવ્યા હતા તે એમને તેડી ગયા છે. તમારાં સાસુમા બીમાર છે.'

તુલસીદાસે ચાવી લઇ ઘર ઉઘાડ્યું. એમનો બધો આનંદ ચાલ્યો ગયો હતો.

ઘરમાં પ્રવેશ કરી એમણે દીવો સળગાવ્યો. સામે એમની બેસવાની ગાદી ઉપર દેખાય એ રીતે પત્ર પડ્યો હતો. તુલસીદાસે એ પત્ર લઇ વાંચવા માંડ્યો. એમાં નીચેના શબ્દો હતા:

'સ્વામી!

મારાં માતાજી બહુ બીમાર થઇ ગયાં છે. આપ કથા કરવા ગયા પછી તરત મારો ભાઇ મને તેડવા આવ્યા હતા એટલે એમની સાથે હું મારા પિતાને ઘેર જાઉં છું. ત્રણ ચાર દિવસમાં પાછી આવી જઇશ. આપ પ્રસન્નતાથી રહેશો.

—દાસી રત્નાવલી.'

પરણીને આવ્યા પછી રત્નાવલીને એક પણ દિવસ તુલસીદાસે એને પિયર જવા દીધી નહતી. ઘણા સંદેશા આવ્યા. કેટલી ય વાર રત્નાવલીનો



ભાઇ બહેનને તેડવા આવ્યો પણ તુલસીદાસ હરેક વખતે કંઇને કંઇ બહાનાં કાઢીને રત્નાવલીને મોકલતા નહિ. અનેક વર્ષો આમ વીતી ગયાં. આખરે માતાજીની બીમારીનું બહાનું કાઢી બહેનને સમજાવી રત્નાવલીનો ભાઇ તુલસીદાસની ગેરહાજરીમાં બહેનને તેડી ગયો.

તુલસીદાસ પત્ર વાંચીને ગમગીન બની ગયા. રત્નાવલી વગર એક ક્ષણ પણ ઘરમાં શી રીતે રહી શકાય? એમનું મન ચકડોળે ચઢી ગયું. ઘણીવાર સુધી લમણે હાથ મૂકી એ બેસી રહ્યા. ભોજન કરવાનું તો એમને યાદ પણ ન આવ્યું.

રાત્રે પથારીમાં સુતા પણ એમને ઉંઘ આવી નહિ. નિદ્રા વેરણ બની હતી.

રાત્રીના બારનો સુમાર થયો. એકાએક એ પથારીમાં બેઠા થઇ ગયા. થોડું ઠંડું જળ પીધું ને મનમાં કંઇ નિશ્ચય કરી એમણે કપડાં પહેરવા માંડ્યાં.

ચોમાસાના દિવસો હતા. કૃષ્ણપક્ષની રાત હતી. આકાશ વાદળાંથી ઘેરાયેલું હતું. પણ એ કશાની પરવા કર્યા સિવાય ઘરને તાળું મારી તુલસીદાસે સસરાજીના ગામનો રસ્તો લીધો. એમના મગજ ઉપર એક જ ધુન સવાર થઇ ગઇ હતી-રત્નાવલી ક્યારે મળે? એમના મનમાં એક જ શબ્દ વારંવાર ઘુંટાતો હતો-રત્નાવલી! રત્નાવલી!

પ્રેમી પાગલ બન્યો હતો! એને કશો ડર લાગ્યો નહિ. એનું બીજામાં ધ્યાન જ ક્યાં હતું! એ તો પ્રિયતમાનું ધ્યાન ધરતો ધરતો ઝડપથી માર્ગ કાપી રહ્યો હતો.

આખરે સસરાજીના ગામમાં એ આવી પહોંચ્યો. સવાર થવાને હજુ ઘણી વાર હતી. સર્વત્ર શાન્તિ છવાએલી હતી. એ વખતે અશાંત મનવાળા તુલસીદાસે સસરાજીના મકાનના દ્વારની સાંકળ ખખડાવી.

રત્નાવલી આગલા ખંડમાં જ સુતી હતી. પતિના વિચારમાં એને ઉંઘ આવી ન હતી. સાંકળનો અવાજ સાંભળી પથારીમાંથી ઊઠી એણે આસ્તેથી બારણું ઉઘાડ્યું.

'અરે! તમે?' પતિને જોતાં રત્નાવલીને પરમ આશ્ચર્ય થયું. બહાર આવી બારણું બંધ કરી એણે તુલસીદાસનો હાથ પકડી લીધો.

'હા, રત્ના! તારા વગર હું રહી શક્યો નહિ.' તુલસીદાસ ધીમેથી બોલ્યા.

'અરે પણ હું પત્ર મૂકીને આવી હતી તે વાંચ્યો હતો કે નહિ?'

'વાંચ્યો હતો અને એટલે તો સીધો અહીં આવી ગયો.'

રત્નાવલીનું આશ્ચર્ય હજુ શમ્યું ન હતું. એક રાત પણ પત્ની સિવાય પતિ રહી શકતો નથી એ કેવી વાત! એણે ધીમેથી કહ્યું:

'બે દિવસ પછી તો હું આવવાની હતી. બે દિવસ પણ રહેવાયું નહિ! આ સ્વભાવ કંઇ સારો ન કહેવાય.'

તુલસીદાસે કહ્યું:

'સ્વભાવને સારો કહે કે ખોટો કહે બે દિવસ શું બે કલાક પણ મારાથી તારા વગર રહી શકાય એમ નથી. ચાલ, હું તને તેડવા આવ્યો છું. અહીં એક ક્ષણ પણ તને હું રહેવા નહિ દઉં.'

રત્નાવલી પતિનો પ્રેમ જોઇ મનમાં પ્રસન્ન થઇ છતાં એ આનંદ પ્રગટ કર્યા સિવાય એણે કહ્યું:

'અહીંના લોકો જાણશે તો તમારે માટે કેવો અભિપ્રાય બાંધશે ?'

'લોકોને જેવો અભિપ્રાય બાંધવો હોય તેવો બાંધી શકે છે મને એની દરકાર નથી.'

'પણ આવી ઘેલછા શું સારી કહેવાય ?'

'આને તું ઘેલછા કહે છે રત્નાવલી ?'

'ઘેલછા નહિ તો બીજું શું ?'

'આ ઘેલછા નથી, પ્રેમ છે પ્રેમ.'

'હવે જોયો તમારો પ્રેમ ! પરમેશ્વર સાથે જે લગની લાગે એને પ્રેમ કહેવાય. આ તો છે મોહ અને એ તો માર ખવડાવે સમજ્યા !'

'તુ તો ઉપદેશ દેવા લાગી રત્ના !'

'ઉપદેશ દેવાની મારી યોગ્યતા નથી પણ આ તો જે સત્ય છે તે આપને જણાવું છું. આપના જેવા પંડિત સીધી અને સરલ વાત પણ સમજી શકતા નથી એ કેવું આશ્ચર્ય ! ખરેખર તમારા અને મારાં પૂર્વ જન્મના પાપ આડે આવે છે કે મિથ્યા મોહમા આપણે તણાવાનુ પસંદ કરીએ છીએ સ્વામી ! આ માર્ગ કલ્યાણનો નથી તમારી રત્નાવલીનું શરીર પણ લોહી માંસથી ભરેલુ છે એ શું તમે નથી જાણતા ?'

તુલસીદાસ પત્નીના તેજસ્વી મુખ સામે જોઇ રહ્યા એમને લાગ્યુ આ કંઠસ્વ એમની પત્નીનો ન હોય એનો રણકાર કાઇ જુદો જ છે. ત્યા તો રત્નાવલી પુન. બોલીઃ

'સ્વામી ! ક્ષમા કરશો. જેવી લગની આ નાશવંત દેહની આપને લાગી છે એથી અડધી પણ અવિનાશી ભગવાનને માટે આપનામા જો જાગે તો તમારું અને મારું બન્નેનું કલ્યાણ થઇ જાય. તમારી રત્નાવલી અમર રહેવાની છે? તમારો પોતાનો દેહ પણ કયા સુધી સૌન્દર્યને ધારણ કરી રહેશે ? વૃદ્ધત્વ સૌને આવે છે તેમ આપણને નહિ આવે ? મૃત્યુને દયા નથી. એ આપણે શુ યુગોના યુગો સુધી સાથે ને સાથે રાખશે ? સાચુ સુખ અવિનાશી ભગવાનના ચરણકમલમા છે, એ આપના જેવા મહાજ્ઞાની કેમ સમજી શકતા નથી ?'

છેલ્લા શબ્દો રત્નાવલી એવી સ્પષ્ટતાથી અને લાગણીપૂર્વક બોલી કે તુલસીદાસનું હૃદય હાલી ઊઠ્યુ અજ્ઞાનનો પડદો જોતજોતામા ચીરાઇ ગયો ને પૂર્વ જન્મના સંસ્કારના બળે એ એકાએક જાગ્રત થઇ ગયા.

ક્ષણેક પત્નીના મુખ સામે જોઇ રહી સહેજ માથુ નમાવી ધીરેથી તુલસીદાસે કહ્યું :

'દેવી ! તે સાવ સાચી વાત કહી છે તારો હુ ઉપકાર માનુ છું તેં મને ખરે સમયે બચાવી લીધો છે પૂર્વ જન્મના પાપને લીધે હુ મોહમાયાના ચક્કરમા આવી ગયો હતો આજે તારા શબ્દોએ મારી આખ ખોલી છે રત્નાવલી ! તે સાચું કહ્યુ છે અવિનાશી ભગવાનના ચરણ કમલમા જ સાચા સુખનો વાસ છે. હુ એ સુખ અવશ્ય મેળવીશ.

આ ઘડીથી મારો નવો અવતાર થયો છે એમ સમજજે. અસાર સંસારનો આ ક્ષણેથી હું ત્યાગ કરુ છું ને પરમાત્માની પ્રીતિ પ્રાપ્ત કરવા અહીંથી સીધો જ ચાલ્યો જાઉ છુ '

રત્નાવલીની આખમા જળ ભરાઇ આવ્યું. એણે કોમળ કંઠથી પૂછ્યું.

'માઠુ લાગ્યુ સ્વામી ! મારાથી કંઇ અઘટિત બોલાઇ ગયું હોય તો ક્ષમા કરશો.'



તુલસીદાસે તરત જવાબ આપ્યોઃ

'ના, ના, જરાય માઠું લાગ્યું નથી. તારાં વચનો ઘણાં કીમતી છે. એને તો હું હંમેશાં યાદ રાખીશ.' આમ કહી તુલસીદાસે પગથીઆં ઉતરવા માંડ્યાં.

રત્નાવલી સ્ત્રીઓમાં રત્ન જેવી હતી. એ પરિસ્થિતિ સમજી ગઈ. ઝડપથી પગથીઆં ઉતરી એણે સ્વામીનો ખેશ ઝાલી લીધો.

'મારો ત્યાગ કરીને જાવ છો નાથ?'

તુલસીદાસે કહ્યું:

'રાગના ત્યાગ વગર શાન્તિ નથી. તારાં ઘડી પહેલાંનાં વચનો કેમ ભૂલે છે? એ સત્ય વાત તારે પણ સમજી લેવી જોઈએ. તેં મને જાગૃત કર્યો છે—કલ્યાણનો માર્ગ બતાવ્યો છે. હવે એ માર્ગે જવામાં અટકાવીશ નહિ એટલું માગી લઉં છું. પ્રભુ તારું કલ્યાણ કરશે.'

હાથ જોડી રત્નાવલી બોલીઃ

'સ્વામી! આપના આશીર્વાદ એ મારું બળ છે. પ્રભુના માર્ગે જતાં હું અટકાવીશ નહિ પણ આપ મને ફરી દર્શન નહિ દો? આપ મને કોના હાથમાં સોંપીને જાવ છો?'

'દેવી! ભગવાન બહુ દયાળુ છે. એના હાથમાં હું તને સોંપીને જાઉં છું. તું એ પરમ કૃપાળુ પ્રભુને વિનવજે કે એ મારા પર કૃપા કરે. તું સતી છે, પવિત્ર છે, ભગવાન તારા પર પ્રસન્ન છે. એણે જ તારા મુખે આપણા કલ્યાણનો માર્ગ બતાવ્યો છે. ભય, શોક કે ચિંતા છોડીને એના શરણે જા. એના પર બધું છોડી દે. એની ઇચ્છા હશે તો આપણે પુનઃ મળીશું. આ દેહે નહિ તો દિવ્ય દેહે પરમાત્માના ધામમાં. ચિંતા ન કર.'

રત્નાવલીની બન્ને આંખોમાંથી આંસુની ધારા ચાલી. એ હવે શું બોલે! પતિના ચરણ-કમલમાં મસ્તક નમાવી એણે પ્રણામ કર્યા. એના મસ્તકને પોતાના પવિત્ર હાથથી સ્પર્શ કરી તુલસીદાસે પીઠ ફેરવી ચાલવા માંડ્યું.

એકાએક એમના મુખમાંથી પ્રભુના મંગલમય નામની ધૂન સરી પડીઃ

**શ્રીરામ જય રામ, જય જય રામ!**

રત્નાવલીના હૃદયમાં એ શબ્દો અંકિત થઈ ગયા. પતિ તરફથી મળેલ એ અણમોલ ભેટે એને વિયોગ વ્યથામાંથી ઉગારી લીધી. ધૂળમાં પડેલાં પતિનો પાદચિહ્નોમાંથી ભક્તિપૂર્વક થોડાં રજકણ મસ્તક પર ધારણ કરતાં એ ગળગળા સ્વરથી બોલીઃ

**'શ્રીરામ, જય રામ, જય જય રામ!'**

(૨)

રાગીમાંથી ત્યાગી બનેલા તુલસીદાસને રસ્તે ચાલતાં એકાએક ગુરુદેવનું સ્મરણ થયું. અને એ સાથે એમને મળવાની એમને તાલાવેલી લાગી. ઘણાં વર્ષનો ગાળો પડી ગયો હતો. ગુરુદેવ હવે ક્યાં મળે? તીર્થરાજ પ્રયાગની દિશામાં ઝડપથી પગલાં ઉપાડતાં તુલસીદાસને પોતાના બાળપણના પ્રસંગો એક પછી એક યાદ આવવા લાગ્યા.

જન્મતાં જ એમણે માતા ગુમાવી. થોડા સમય પછી પિતાજી વગરના એ થઈ ગયા. ઘરની વિશ્વાસુ દાસીએ એમને ઉછેરવા માંડ્યા પણ પાંચેક વર્ષની ઉમ્મરના એ થયા ને દાસી પણ પરમાત્માના ધામમાં પહોંચી ગઈ.

બાલક તુલસીદાસ આમ અસહાય બની

ગયો. પણ અનાથના નાથ ભગવાન રામચંદ્રજીએ તરત એની જવાબદારી ઉપાડી લીધી. નરહરિ સ્વામી નામના સંત ફરતા ફરતા આવી પહોંચ્યા. એમણે સોહામણા બાળક તુલસીને પોતાની પાંખમાં લીધો. ને એને તીર્થયાત્રામાં ફેરવતાં ફેરવતાં અનોખી રીતે ઉછેરવા માંડયો. યથાસમયે અયોધ્યામાં તુલસીનો જનોઇ સંસ્કાર પણ કર્યો અને પછી કાશીમાં શેષસનાતન નામના પંડિત પાસે અભ્યાસ માટે પોતાના પ્રિય શિષ્યને દયાળુ નરહરિસ્વામીએ ગોઠવી દીધો. ત્યાં પંદર વર્ષ સુધી રહીને તુલસીદાસે અધ્યયન કરી વિદ્યાગુરુની પ્રીતિ સંપાદન કરી લીધી અને પછી એમની આજ્ઞા લઇ એ પોતાના વતનમાં આવ્યા. પરમાત્માની કૃપાથી થોડા જ સમયમાં રત્નાવલી નામની અત્યંત સુંદર અને પવિત્ર બ્રાહ્મણકન્યા સાથે એ લગ્નગ્રંથિથી જોડાયા.

પણ જેના ઉપર પ્રભુ પોતાની કૃપા વરસાવે છે એને એ સંસારમાં સબડવા દેતા નથી એથી યોગ્ય સમયે પ્રભુએ તુલસીદાસની પ્રિય પત્નીના કંઠમાં વાસ કરી તુલસીદાસને જાગૃત કરી દીધા. ને સંસારના બંધનમાંથી એમને જોતજોતામાં મુક્ત કર્યા.

ગુરુદેવની દયાનું અને પ્રભુની કૃપાનું સ્મરણ કરતા કરતા તુલસીદાસજી ગદ્ગદ્ થઇ ગયા. વારેવારે એમની આંખોમાં જળ ભરાઇ આવવા લાગ્યું. અને ગુરુ અને ગોવિંદનાં દર્શનની એમની ઝંખના વધારે ને વધારે તીવ્ર બનવા લાગી.

પ્રયાગમાં આવી તુલસીદાસે સાધુનો વેશ ધારણ કર્યો ને ગુરના મુખે નાનપણમાં સાંભળેલી રામકથાનું ગાન કરતાં કરતાં તીર્થસ્થાનોમાં ફરવા માંડયું.

એમનો કંઠ અત્યંત મધુર હતો. એમની રામકથામાં હજારો મનુષ્યો ભેગાં થવા લાગ્યાં ને તુલસીદાસની વાણીસુધા ઝીલીને પાવન થવા લાગ્યાં.

તુલસીદાસજી કથા બહુ તલ્લીન બનીને કરતા હતા. કથા કરતાં કરતાં વારંવાર પ્રભુની કરુણાનું સ્મરણ થતાં એમનું હૈયું ભરાઇ આવતું. ઘણીવાર કથાનો પ્રવાહ પણ અટકી જતો ને એ લગભગ ધ્યાનસ્થ દશાને પ્રાપ્ત થઇ જતા. એ વખતનું મધુર વાતાવરણ નાસ્તિકના હૃદયને પણ હલાવી મૂકતું.

એક સમય સ્વપ્નમાં તુલસીદાસને નરહરિ સ્વામીનાં દર્શન થયાં. પ્રસન્ન થઇને ગુરુદેવ બોલ્યાઃ 'વત્સ ! તેરી મનોકામના પૂર્ણ હોગી. પ્રભુ તેરા કલ્યાણ કરેગા.'

તુલસીદાસજીએ સ્વપ્નાવસ્થામાં ગુરુદેવને સાષ્ટાંગ પ્રણામ કર્યા. નરહરિસ્વામીએ પોતાનો વરદ હસ્ત એમના મસ્તક પર મુકયો.

આ સ્વપ્નના પ્રસંગ પછી તુલસીદાસમાં નવચૈતન્યનો સંચાર થયો. એમના ભક્તિભાવમાં એકદમ વધારો થઇ ગયો. એમની પ્રભુદર્શનની ઝંખના ખૂબ વધી ગઇ. એમની કથાપ્રવાહમાં અજબ વેગ આવી ગયો. એમનું હૃદય એકદમ પલટાઈ ગયુ.

( ૩ )

કાશીમાં તુલસીદાસની કથા ચાલતી હતી. એમના શ્રોતાઓમાં એક દમિયલ ડોસો નિયમીત આવે ને એક ખુણામાં કોઇની નજર ન ખેંચાય એ રીતે કથા સાંભળવા બેસતો. થોડા દિવસ પછી કથા કરતાં કરતાં તુલસીદાસની નજર એ ડોસા તરફ ખેંચાઇ. એ જ વખતે એમના કાનમાં 'જય બજરંગ ! જય બજરંગ !' એવો અવાજ સંભળાયો. એ અવાજ એટલો મીઠો અને એટલો મૃદુ હતો કે તુલસીદાસના હૃદયમાં જાણે અમૃતવર્ષણ થયુ.



બીજે દિવસે કથા કરતી વખતે તુલસીદાસ ચારેબાજુ નજર ફેરવતા હતા પણ પેલા ડોસાજી દેખતા નહતા.

પણ એથી તો એમની બેચેની વધી ગઈ. કથા પૂરી થયા પછી એમણે કેટલાક શ્રોતાઓને એ વૃદ્ધ પુરુષ સંબંધી પૂછી જોયું પણ કોઇ એનો પરિચય આપી શકયુ નહિ. હજારો શ્રોતાઓ ભેગા થતા હતા પણ એમાં એક દમિયલ ડોસાને ઓળખનાર કોઇ નીકળ્યું નહિ. ત્રીજા દિવસે પણ ડોસાજીએ દર્શન દીધાં નહિ. અને પછી તો એ જાણે ગુમ થઇ ગયા હોય એમ કેટલાય દિવસો સુધી કથામાં આવ્યા નહિ.

તુલસીદાસની બેચેની વધતી જતી હતી. એ ડોસામાં એવું તે શું એમણે જોયું હતું કે એને ક્ષણવાર પણ એ ભૂલતા નહતા!

એક રાત્રે એ સુતા હતા ત્યાં એમના મગજમાં કંઇ પ્રકાશ પડયો. રામકથા ચાલતી હોય ત્યાં અદૃશ્ય રીતે અથવા જુદા જુદા સ્વરૂપે ભક્તશિરોમણિ હનુમાનજી કથા સાંભળવા આવે છે એવી એક માન્યતા છે. એ માન્યતા તુલસીદાસના ખ્યાલ બહાર ન હતી. એટલે એમને વિચાર આવ્યો કે એકવારના દર્શનથી પોતાના ચિત્તને વ્યગ્ર બનાવનાર પેલા ડોસાજીના રૂપમાં રામભક્ત હનુમાનજી કેમ ન હોય! અને એ હકીકત જો સાચી નિવડે તો પછી પતિતપાવન ભગવાન રામચંદ્રજીનાં દર્શન એ ડોસાજીની કૃપા થાય તો, અત્યંત સુલભ બને એમાં શંકા શી!

જેવો આ વિચાર આવ્યો તેવા જ તુલસીદાસની હૃદયસિતારીના તાર ઝણઝણી ઊઠયા ને એમને સમજાઇ ગયું કે 'એ ડોસા એ જ ભગવાન મારુતી.' પણ એ પુનઃ દર્શન દે ત્યારેને!

એમણે પથારીમાં બેઠા થઇ ગદગદકંઠથી અને આંસુભરી આંખે મહાવીર હનુમાનજીની પ્રાર્થના કરી:

'હે દયાનિધિ! મારા સામું જુઓ! હું દુખી દુઃખી થઇને ફરું છું. આપના વગર ભગવાન રામના ચરણકમલનાં દર્શન બીજો કોણ કરાવી શકે એમ છે? આપ તો પ્રભુને બહુ પ્રિય છો. હું આપનો દાસ છું. મને આ સંસારસાગરમાંથી બચાવો! મારું રક્ષણ કરો! હું આપને શરણે આવ્યો છું. મારા અવગુણ સામે જોશો નહિ.'

ભગવાનની દયાનો પાર નથી. બીજે દિવસે કથામાં પેલા ડોસાજીનાં તુલસીદાસને પાછાં દર્શન થયાં.

કથામાં પ્રસંગ પણ બહુ મધુર આવી ગયો હતો. ભરત મિલાપનો પ્રસંગ તુલસીદાસજી વર્ણવતા હતા શ્રોતા અને વક્તા બન્ને તલ્લીન બની ગયા હતા. પેલા ડોસાજી હર્ષનાં આંસુ વહાવતા હતા.

યથા સમયે કથા બંધ થઇ ને શ્રોતાઓ એક પછી એક વિખરાવા લાગ્યા.

જ્યારે બધા વિખરાઈ ગયા-ત્યારે સહસા તુલસીદાસ ભાવસમાધિમાંથી જાગ્યા. પણ જાગ્યા તેવા બેબાકળા બની જોવા લાગ્યા. ત્યાં તો એમની નજર સભામંડપના ખુણા તરફ ગઈ. પેલા ડોસાજી જાણે સમાધિ સુખ અનુભવતા હોય એવી રીતે નીચું મુખ કરી બેઠા હતા.

છલંગ મારી તુલસીદાસજી વ્યાસપીઠ પરથી કુદી પડયા ને દોડીને એમણે પેલા ડોસાના પગ પકડી લીધા.

'મહારાજ! મહારાજ! હું તુલસીદાસ હું તુલસી....' ડોસા ઝબકીને જાગી ઊઠયા.

'અરે, અરે, પંડિત મહારાજ! શું કરો છો?'

તુલસીદાસે આંસુ વહાવતાં કહ્યું·

'પ્રભુ! બાલકની કસોટી ન કરો. હું તો તદ્દન સામાન્ય માણસ છું. મને અપનાવો! મને આપના સ્વામીનાં દર્શન કરાવો!'

ડોસાજી ઊભા થઇ ગયા ને ઉધરસ ખાવા લાગ્યા. એમને દમ ચઢી ગયો હતો.

થોડીવાર પછી ક્ષીણ અવાજથી એ બોલ્યા:

'અરે ભાઇ! તમે શું બોલો છો એની મને સમજ પડતી નથી. હું તો ગરીબ રોગી માણસ છું. ઘણા દિવસથી બીમાર પડી ગયો હતો. આજે કથામાં આવ્યો છું. ભગવાનની કથામાં દુ:ખ ભૂલી જવાય છે એટલે આવું છું. મને દમનો વ્યાધિ છે. અમુઝણ થતી હતી એટલે બેસી રહ્યો હતો.'

તુલસીદાસ બાલકની પેઠે રડી પડયા.

'મહારાજ! આપનું સ્વરૂપ હવે ન છૂપાવો. મારા પર રહેમ કરો. હું આપને શરણે આવ્યો છું.'

ડોસાજીને વળી પાછી ઉધરસ ચઢી ગઇ, એમણે અનેક ખેલ કર્યા પણ તુલસીદાસજીએ જ્યારે એમના પગ છોડયા નહિ ત્યારે વધુ વાર એ પોતાનું સ્વરૂપ છૂપાવી શકયા નહિ. આજુબાજુ નજર કરી એમણે પોતાનો વરદ હસ્ત તુલસીદાસના મસ્તક પર મૂકયો.

એ હસ્તસ્પર્શથી તુલસીદાસનું દુ:ખ શમી ગયું. એમના હૃદયમાં આનંદ આનંદ વ્યાપી ગયો. એમણે માથું ઉંચુ કર્યું ને તરત પાછા ડોસાજીના પગમાં ઢળી પડયા. પણ હવે એ ડોસાજીના પગ ન હતા મહાવીર હનુમાનજીના પરમ પવિત્ર ચરણકમલો ઉપર તુલસીદાસે પોતાનું મસ્તક ધરી, દીધુ હતું. જેના સ્મરણ માત્રથી પાપ અને તાપ નષ્ટ થઇ જાય છે એ દયાના સાગર પવનકુમાર અંજનિનંદને ભાગ્યશાળી તુલસીદાસને અપનાવી લીધા હતા. ભગવાન મારુતિએ સાક્ષાત દર્શન દઇને તુલસીદાસની મનોકામના પૂર્ણ કરી હતી.

'તુલસીદાસ!' થોડી વાર રહીને હનુમાનજીએ તુલસીદાસને બોલાવ્યા.

'મહારાજ!...' હાથ જોડી તુલસીદાસ સામે ઊભા રહ્યા.

'તમારી અચળ શ્રદ્ધાને લીધે હું પ્રસન્ન થયો છું. તમારી મનોકામના અવશ્ય પૂર્ણ થશે.'

'દયાળુ દેવ! આપના દર્શનથી હું પાવન થયો છું. આપના શબ્દો કદી વ્યર્થ હોય નહિ. પણ મહારાજ! ભગવાનનો વિયોગ હવે અસહ્ય બન્યો છે. ભગવાન રામનાં મને દર્શન કરાવો. મારે બીજા કશાની જરૂર નથી.'

હસીને હનુમાનજીએ કહ્યું:

'તમે અહીંથી ચિત્રકુટ જાવ. ત્યાં જગતના સ્વામીનાં તમને દર્શન થશે. હું તમારી સાથે જ છું.'

તુલસીદાસ ફરીથી ચરણમાં નમી પડયા. સ્વર્ગનું રાજ્ય એમને જાણે હવે મળી ગયું હતું.

(૪)

'કેમ? મનોકામના પૂર્ણ થઇને?' ચિત્રકુટમાં એકાએક પ્રગટ થઇ હનુમાનજીએ તુલસીદાસને પૂછ્યું.

હાથ જોડી વંદન કરતાં તુલસીદાસે કહ્યું:

'મહારાજ! આપની આજ્ઞા મુજબ ચિત્રકુટમાં આવી ગયો છું પણ સ્વામીનાં દર્શન હજી થયાં નથી.'

મંદ હસીને હનુમાનજીએ કહ્યું:

'અરે તુલસીદાસ! તમે અંધારામાં રહ્યા છો. સ્વામી તો તમારી સામે આવ્યા હતા.'

'મારી સામે?'

'હા.'

'ક્યારે?'

'ગઇ કાલે બપોરના સમયે આ રસ્તા ઉપરથી કોઇ ગયું ન હતું?'

'મહારાજ! આ રસ્તા ઉપર તો ઘણા યાત્રીઓ આવે છે ને જાય છે.'

'તમારું ધ્યાન ખેંચાય તેવું કાંઇ ન હતું?'

ક્ષણવાર અટકી તુલસીદાસે કહ્યું:

'ક્ષમા કરો. બે રૂપાળા જુવાન ઘોડા પર



બેસીને આ રસ્તેથી હસતા હસતા જતા હતા. એમના તરફ મારી નજર ખેંચાઈ હતી.'

પવનકુમાર ખડખડાટ હસી પડયા.

'અરે ભલા માણસ! એ રૂપાળા ઘોડેસવાર જ આપણા સ્વામી હતા. રામ અને લક્ષ્મણ. તમને દર્શન દેવા પધાર્યા તોય તમે તેમને ઓળખી શકયા નહિ?'

તુલસીદાસનું મુખ પડી ગયું. તે પોતાના નસીબને દોષ દેવા લાગ્યા.

'ઠીક, ચિંતા ન કરો. પ્રભુ તો બહુ દયાળુ છે. તમારા હૃદયમાં ભક્તિદેવીએ આસન જમાવ્યું છે એટલે થોડા દિવસમાં પ્રભુ પુનઃ પધારશે ને તમને દર્શન દઇ ધન્ય બનાવશે. પણ યાદ રાખશો, હવે ભૂલ ન કરતા.' હનુમાનજીએ હસતાં હસતાં જણાવ્યું.

તુલસીદાસે માથું નમાવી આજ્ઞાનો સ્વીકાર કર્યો.

અને એ ધન્ય દિવસ પણ આવ્યો.

સ્નાન સંધ્યાથી નિવૃત્ત થઇ ઘાટ પર બેઠા બેઠા એક દિવસ તુલસીદાસ ચંદન ઘસતા હતા. સવારનો પહોર હતો. યાત્રીઓ અને સંતમહાત્માઓની ભીડ જામી હતી. તે વખતે રાજકુમાર જેવા દેખાતા બે સ્વરૂપવાન યુવાનો તુલસીદાસ પાસે આવ્યા ને તેમાંના એક ગોરા ગોરા યુવાને તુલસીદાસને પૂછયુંઃ

'બાવાજી! અમને ચંદન આપશો કે?'

પણ બાવાજી તો પોતાના સ્વામીના ધ્યાનમાં નિમગ્ન હતા. હાથ હાથનું કામ કરતા હતા આંખ આંખનું કામ કરતી હતી પણ મન ભગવાન રામના ચરણકમળમાં લાગી ગયું હતું. એટલે તેમણે કંઇ સાંભળ્યું નહિ. 'શ્રીરામ જય રામ જય જય રામ' ના ઉચ્ચાર સાથે ચંદન ઘસવાનું કામ ચાલુ રાખ્યું.

અદૃશ્ય રહેલા હનુમાનજી સમજી ગયા કે આ વખતે પણ તુલસીદાસ જગતના સ્વામીનાં દર્શન નહિ કરે તો બાજી બગડી જશે એટલે તેમણે અદૃશ્ય રીતે કેવળ તુલસીદાસ સાંભળે તેવી રીતે કહ્યું.

'ચિત્રકુટકે ઘાટ પર, ભઇ સંતનકી ભીર,
તુલસીદાસ ચંદન ઘિસે, તિલક કરે રઘુવીર.'

તુલસીદાસ આ શબ્દો સાંભળી જાગૃત થઇ ગયા. જોયુ તો સામે અત્યંત રૂપાળા બે રાજકુમારો છે ને તેમાંનો મોટો રાજકુમાર નીચે નમીને ચંદન લઇ પોતાના હાથે તિલક કરી રહ્યો છે.

હવે સમજવાનું કંઇ બાકી રહે? તુલસીદાસનું મન નાચી ઊઠયું. તે સ્વામીની રૂપમાધુરીનું પાન કરવા લાગ્યા.

ત્યાં તો સ્વામીએ પોતાના હાથે ચંદન લઇ તુલસીદાસના કપાળમાં તિલક કર્યું ને તુલસીદાસ તે હસ્તસ્પર્શથી સમાધિદશાને પ્રાપ્ત થઇ ગયા.

થોડીવારે એ જાગ્યા ત્યારે તેમના સન્મુખ હસતા હસતા પવનકુમાર પાછા પ્રગટ થયા.

'કેમ? આ વખતે તો ઓળખી લીધા ને?' તેમણે તુલસીદાસને પૂછયુ.

તુલસીદાસે પવનકુમારના પગમાં માથું મૂકી કહ્યું:

'મહારાજ! આપની કૃપાથી મારી મનોકામના પૂર્ણ થઇ. કરુણાના અવતાર! હવે આપ મને શી આજ્ઞા કરો છો?'

હનુમાનજી બોલ્યાઃ

'હવે તમારે અહીં રહેવાની જરૂર નથી. અહીંથી સીધા અયોધ્યા જાવ ને ત્યાં રહીને રામાયણની રચના કરો.'

'ભલે નાથ!' આમ કહીને તુલસીદાસે ફરી માથું નમાવ્યું.

(૫)

અયોધ્યામાં જઇ તુલસીદાસે જગવિખ્યાત 'રામચરિત માનસ' ની રચના કરી ને એ ગ્રંથ-

શ્લને લઇને પોતે અયોધ્યાથી કાશી આવ્યા. ત્યાં વિશ્વનાથ ભગવાનને રામકથા સંભળાવી પોતાની એ નવી રચનાને જાહેરમાં મૂકી. અર્થાત્ જાહેરમાં તેની કથા કરવાની શરૂઆત કરી. દૂહા, ચોપાઈ, છંદ અને સોરઠામાં રચાયેલી નવા પ્રકારની આ રામકથા તુલસીદાસના કંઠેથી જે કોઇ સાંભળતું તે મુગ્ધ બની જતું. જોતજોતામાં 'રામચરિત માનસ' ની કીર્તિ ચારે બાજુ ફરી વળી. જ્યાં જુઓ ત્યાં તુલસીદાસની અને તેમના 'રામચરિત માનસ' ની જ લોકો ચર્ચા કરતા હોય.

પણ તુલસીદાસની પ્રશંસા કાશીના અભિમાની પંડિતો સહન કરી શકયા નહિ.

'એ તુલસીદાસ છે કોણ?' ઘમંડી પંડિતો ભેગા મળતાં એકે પ્રશ્ન કર્યો.

'અરે રખડતો રખડતો ક્યાંકથી આવ્યો છે.' બીજાએ જવાબ આપ્યો.

'એવા રખડતાને સાતમા આસમાને શા માટે લોકો ચઢાવતા હશે?' ત્રીજાએ હૈયાવરાળ કાઢી.

'લોકો તો બેવકૂફ છે. એમને સારા નરસાનું ભાન કયાં છે?' ચોથાએ કહ્યું.

'લોકોને ભાન ભલે ન હોય પણ આપણે એનું ધતિંગ ચલાવી લેવું જોઇએ નહિ.' પાંચમાએ ઘોઘરા ઘાંટાથી અભિપ્રાય આપ્યો.

'સાવ સાચી વાત. આપણે એની શાન ઠેકાણે લાવવી જ જોઇએ.' છઠ્ઠાએ હાથમાનો સોટો જમીન પર ઠોકતાં કહ્યું

'પણ એની શાન ઠેકાણે લાવશો શી રીતે?' એક જણે શંકા ઊઠાવી.

આ સાંભળી એક મોટી ફાંદવાળા પંડિતે કહ્યું: 'એણે દેશી ભાષામાં રામાયણ લખ્યું છે એને એની પાસેથી ઝૂંટવી લઇ ફાડી નાખવું એટલે એની શાન ઠેકાણે આવી ગઇ સમજો.'

'અથવા એમ જ કરોને! એને ચોવીસ કલાકમાં કાશીમાંથી તગેડી મૂકો. એના જેવા પાખંડીને વારાણસીમાંથી વિદાય જ આપવી જોઇએ.'

લાંબા સમય સુધી ઘાંટાઘાંટા કર્યા પછી બધા પંડિતો એવા નિર્ણય પર આવ્યા કે કોઇપણ હિસાબે તુલસીદાસે જે રામાયણ રચ્યું છે એની પોથી એની પાસેથી કબજે કરી લેવી પછી એને ગંગાજીમાં પધરાવી દેવી.

[ ૬ ]

'કેમ? પાછા કેમ આવ્યા? તુલસીદાસનો મુકામ જડયો કે ના જડયો?' પંડિતમંડળના આગેવાને તુલસીદાસના રામાયણની પોથી ચોરી લાવવા રોકેલા બે માણસોને પૂછયું.

બન્ને જણા ધ્રુજી રહ્યા હતા. એમણે કહ્યું:

'પંડિત મહારાજ! તુલસીદાસનું નિવાસસ્થાન તો જડયું. પણ આપે કહી હતી તે પોથી લઇ આવવાનું બની શકયું નથી.'

'કેમ? તમને વાંધો શો પડ્યો? તમને ઠરાવી છે એના કરતાં પણ વધારે રકમ આપીશું. જાવ, લઇ આવો.'

પણ ચોરોએ જણાવ્યું:

'હવે પાછા ત્યાં ન જવાય.'

'શા માટે ન જવાય?'

'ત્યાં જતાં અમને ડર લાગે છે.'

'ડર લાગે છે? કોનો?'

'પંડિતજી! અમે ગઇ કાલે રાત્રે તુલસીદાસના ઘરનું ભીંતડું કોચી અંદર પેઠા ને પોથીને પણ દૂરથી જોઇ પણ જેવા અમે એ પોથીની પાસે ગયા કે તરત હાથમાં ધનુષબાણ લઇને ઊભેલા બે શૂરવીર જુવાનોને જોયા. એમની મુખાકૃતિ જોઇને જ અમે તો ભાગ્યા. પંડિત મહારાજ! બીજું કોઇ કામ સોંપવું હોય તો સોંપો. આ કામ તો અમારાથી નહિ થાય.'



'તુલસીદાસે શું પોતાના રામાયણની રક્ષા માટે પુરુષોને રાખ્યા છે?'

'એ તો કોણ જાણે! પહેલાં તો અમે કોઇને જોયા નહિ પણ જેવા અમે પોથીની નજીક ગયા કે એકદમ એ બે પુરુષો પ્રગટ થઇ ગયા.'

'અલ્યા, તમને સ્વપ્ન તો નહોતું આવ્યું?'

'પંડિત મહારાજાઓ સપનું નહોતું, સત્ય હતું. જો અમે એક ક્ષણ પણ વધારે રોકાયા હોત તો અમારા રામ રમી જાત. એ બે પુરુષોમાંનો એક ગોરો ગોરો હતો એણે તો અમારા પર બાણ છોડવા ધનુષ્ય પણ ખેંચ્યું હતું. એની લાલ લાલ આંખો જોઇને જ અમે તો જીવ લઈને નાઠા.'

પંડિતો એકબીજાના મુખ સામે જોવા લાગ્યા. એ પામર જીવોને ક્યાં ખબર હતી કે,

'જાનકીનાથ સહાય કરે જબ,
કૌન બિગાર કરે નર તેરા?'

જેની સહાયમાં ભગવાન રામજી ખડા હોય એનો વાળ પણ વાંકો કરવા કોણ હિંમત કરે?

( ૭ )

કેટલાક દિવસો વીતી ગયા.

એક દિવસ સાંજના સમયે તુલસીદાસ મહારાજ કથા કરવા જઇ રહ્યા હતા ત્યાં એક ઠીંગણો માણસ આવી કહેવા લાગ્યોઃ

'તુલસીદાસ! કાશીના પંડિતોની ભગવાન વિશ્વનાથની સન્મુખ સભા ભરાઇ છે ત્યાં તમને બોલાવે છે. ચાલો.'

તુલસીદાસે કહ્યુંઃ

'પંડિતોની સભામાં મારું શું કામ છે ભાઇ!'

પેલાએ કહ્યું:

'કેમ? તમે પંડિત હોવાનો દાવો કરો છો ને?'

નમ્રતાથી તુલસીદાસ બોલ્યાઃ

'અરે ભાઇ, હું તો કોઇ પંડિતે ય નથી ન શાસ્ત્રી ય નથી. હું તો ભગવાન રામનો એક નમ્ર સેવક છું.'

'એ તો બધો દેખાવ છે. ખરી વાત તો એ છે કે તમે કાશીના મોટા મોટા પંડિતોને ય તુચ્છ લેખો છો એટલે પંડિતો તમારું જ્ઞાન માપવા માગે છે.'

'એવી અવળી વાત તમને કોણે કહી? ક્યાં કાશીના સમર્થ પંડિતો ને ક્યાં હું! મારાથી કોઇ પ્રકારનું અભિમાન રાખી શકાય નહિ.'

'સારું સારું, તમારે જે કંઇ કહેવું હોય તે ત્યાં સભામાં કહેજો.'

'પણ મારે તો બીજું કંઇ કહેવાનું નથી.'

'તો પણ ત્યાં ઘડીવાર આવી જાવ તમારી પેલી પોથી બગલમાં મારીને.'

'કઇ પોથી?'

'પેલું તમે કંઇ અગડંબગડં લખ્યું છે ને! દોહા–ચોપાઇમાં?'

'રામકથાની વાત કરો છો?'

'હા, હા, એ રામકથા–રામાયણ.'

'રામકથાને તમે અગડંબગડં કહો છો?'

'તો બીજું શું? અહીં વારાણસીમાં એવું ધતિંગ કોઇ ચલાવી લે નહિ સમજ્યા?'

તુલદાસજીએ એ ઠીંગણા આદમીના મુખ તરફ એકવાર નજર નાખી પછી કંઇ નિશ્ચય કરી કહ્યુંઃ

'ચાલો!'

જેવો તુલસીદાસજીએ પંડિત સભામાં પ્રવેશ કર્યો કે બધા પંડિતો એકસામટા ખડખડાટ હસી પડયા. પણ એ તરફ ધ્યાન આપ્યા સિવાય હાથ જોડીને તુલસીદાસે કહ્યુંઃ

'પંડિત મહારાજો! આપે મને યાદ કરવાની કૃપા કરી છે તે બદલ આભાર માનું છું. કહો, શી આજ્ઞા છે?'




- ગળામાં લટકતી મોટા મણકાની રુદ્રાક્ષની માળા ઉપર હાથ ફેરવતા ફેરવતાં એક આગેવાન પંડિતે કહ્યું :

'તુલસીદાસ! અમે સાંભળ્યું છે કે તમે ધતિંગ શરૂ કર્યું છે.'

'ધતિંગ? કેવું ધતિંગ?' સ્વસ્થતાથી તુલસીદાસે પ્રશ્ન કર્યો.

'અજાણ્યા કેમ થઇ જાવ છો? તમે દોહા–ચોપાઇમાં એક રામાયણ લખ્યું છે ને?' બીજા પંડિતે આંખો ચઢાવીને પૂછ્યું.

'હા જી, પણ એ કઇ ધતિંગ કહેવાય?'

'ધતિંગ, ધતિંગ! તમે સરસ્વતીમાતાનું અપમાન કર્યું છે.'

'સરસ્વતી માતાનું અપમાન? પંડિતો, કંઇ સમજ પડે એવી તો વાત કરો!'

'સમજ ન પડે તેવું શું છે? કોઇ પણ ગ્રંથની રચના દેશી ભાષામાં થાય જ શી રીતે? અને તેમાંય રામકથા જેવો ગ્રંથ તો સંસ્કૃતમાં જ લખાવો જોઇએ ને? તમે તો રામકથાને દેશી ભાષામાં ઉતારીને રામાયણના ગૌરવને ખંડિત કર્યું છે. તમે સરસ્વતીનું અપમાન નથી કર્યું તો શું કર્યું છે?'

તુલસીદાસે કહ્યું·

'દેશી ભાષામાં રચના કરવાનો મારો ઉદ્દેશ એ છે કે તેથી સંસ્કૃત ન જાણનાર પણ ભગવાન રામના પરમ પવિત્ર ચરિત્રને સમજી શકે.'

'એ કઇ ચાલે નહિ. અહીં વારાણસીમાં તો દેવભાષા સંસ્કૃતનો જ મહિમા છે. એ ભાષામાં જ ગ્રન્થરચના થઇ શકે સમજ્યા!'

'પણ ગ્રન્થરચના તો અયોધ્યામાં થઇ છે.'

'એથી શું? કથા તો અહીં કરો છો ને?'

'પણ આપ કૃપા કરીને પહેલાં મારી રામકથા જુઓ. પછી અભિપ્રાય આપો.'

'તમારી પોથીને જોયા સિવાય પણ અમે કહી શકીએ છીએ કે એ કેવી કોટીની છે!'

'કેવી કોટીની છે!'

'સાવ નીચલી કોટીની! લોકોને ઠગવા માટે ને સંસ્કૃતના મહિમાને ઓછો કરવા માટે તમે એ રચના કરી છે.'

તુલસીદાસ મદાંધ પંડિતોની અવળી વાણી સાંભળીને સ્તબ્ધ બની ગયા.

થોડીવાર પછી એમણે કહ્યું:

'પંડિતો! આપની સમજ બરાબર નથી. ભગવાનની આજ્ઞાથી જ મેં રામકથાની રચના કરી છે એટલે સંસ્કૃતભાષાનો મહિમા ઓછો કરવાનો કે લોકોને ઠગવાનો એમાં જરાપણ ઇરાદો નથી.'

આ સાંભળી એક પંડિત વચ્ચે કૂદી પડયો. એણે ઘેઘરા ઘાંટાથી કહ્યું·

'ભગવાનની આજ્ઞાથી તમે 'રામચરિતમાનસ' ની રચના કરી છે તો ભગવાન જો એને મંજૂર રાખે તો અમે એને માન્ય કરીએ.'

તુલસીદાસે દૃઢતાથી કહ્યું

'કબૂલ છે. ભગવાનનો અભિપ્રાય આપ માગો.'

'અહીં ભગવાન વિશ્વનાથ મોજૂદ છે. એ જો તુલસીદાસ! તમારી રચના બરાબર છે એવો અભિપ્રાય આપે તો પછી અમારે કશું કહેવાનું નથી.'

'ભલે એમ રાખો.'

'પણ યાદ રાખો, ભગવાન વિશ્વનાથ જો કશો અભિપ્રાય નહિ આપે તો તમારી પોથી અમને સ્વાધીન કરી દેવી પડશે. ને તમારે વારાણસી છોડીને ચાલ્યા જવું પડશે'

'આપ પોથીને શું કરશો?'

'અમે એને ગંગાજીમાં પધરાવી દઇશું અથવા અગ્નિને અર્પણ કરીશું.'

પંડિતોનું સાહસ અને ધૃષ્ટતા જોઇ તુલસીદાસ



ફરીથી સ્તબ્ધ થઇ ગયા. મનમાં ને મનમાં ભગવાન વિશ્વનાથને તેમણે પ્રાર્થના કરીઃ હે નાથ! આ મહાંધ પંડિતોને સદ્બુદ્ધિ આપો! આપના ઇષ્ટદેવના મંગલમય ચરિત્રનું તે અપમાન કરે છે. આપ તેમની આંખ ઉઘાડો!'

'કેમ ચૂપ થઇ ગયા?' તુલસીદાસને સ્તબ્ધ બનેલા જોઇને પંડિતોમાં જોર આવી ગયું.

'હું વિચાર કરતો હતો કે ભગવાન વિશ્વનાથ પાસે અભિપ્રાય શી રીતે લેવો?'

'ઓહો, એ તો સહેલી વાત છે. તમારી પોથી ભગવાન વિશ્વનાથના ચરણકમલ પાસે મૂકી દો. અમે મંદિરનાં દ્વાર બંધ કરીએ છીએ. કાલે સવારમાં એ દ્વાર ખુલશે. એ વખતે જો પોથી પર ભગવાન સદાશિવના હસ્તાક્ષરો જોવામાં આવશે તો તમારી રચના માન્ય થઇ છે એમ અમે સમજીશું ને જો સ્પષ્ટ અભિપ્રાય નહિ હોય તો તમારી પોથી તમને મળશે નહિ. ભગવાનને એ અસ્વીકાર્ય છે એમ સમજીને અમે એને ગંગાજીમાં અર્પણ કરી દઇશું અથવા તમારી ઇચ્છા હશે તો અગ્નિદેવને સ્વાધીન કરીશું.' આમ બોલીને પંડિતો હસવા લાગ્યા.

ભગવાન રામનું સ્મરણ કરી તુલસીદાસે પોથી પંડિતોના હાથમાં મૂકી દીધી.

તરત 'રામચરિતમાનસ' ને ભગવાન વિશ્વનાથ પાસે મૂકવામાં આવ્યું ને શિવાલયનાં દ્વાર બંધ થયાં. એટલું જ નહિ એ દ્વાર ઉપર એક મોટું મજબૂત તાળું પણ વાસવામાં આવ્યું.

'જાવ તુલસીદાસ, હવે તમે તમારા મુકામ પર જાવ. કાલે સવારે નિર્ણય જોવા આવજો.'

તુલસીદાસ 'શ્રીરામ, જય રામ, જય જય રામ!' નો જપ કરતા કરતા ધીરે ધીરે ચાલ્યા ગયા.

એમના ગયા પછી એક પંડિતે સૂચના કરીઃ 'અહીં દ્વાર પાસે આખી રાત એક બે પંડિતોને દ્વાર સાચવવા રાખવા પડશે કે જેથી કંઇ ગરબડ થાય નહિ.'

ને બે પંડિતો ચોકી કરવા બેઠા.

## (૮)

બીજે દિવસે સૂર્યોદય થતા પહેલાં ભગવાનનું સ્મરણ કરતા કરતા તુલસીદાસ મહારાજ ભગવાન વિશ્વનાથના મંદિરમાં આવી પહોંચ્યા. કાશી નગરીનાં નરનારીઓ પણ મોટી સંખ્યામાં ભેગાં થયાં હતાં. સૌ પરિણામ જાણવા ઉત્સુક હતાં. એક રાતમાં બધે સમાચાર ફરી વળ્યા હતા.

સૂર્યોદય થતા બરોબર પંડિતોના આગેવાને પોતાના હાથે તાળું ખોલ્યું ને દ્વાર ઉઘાડયાં. સૌ પંડિતોને ખાતરી હતી કે તુલસીદાસનું મોંઢું હમણાં જોવા જેવું થઇ જશે. કળિયુગમાં ભગવાન પ્રગટ થઇ અભિપ્રાય આપે એ વાત ઘમંડી પંડિતોના મનમાં ઉતરી ન હતી.

પણ રે! પંડિતોનો આગેવાન સ્તબ્ધ કેમ થઇ ગયો! એની આંખો પહોળી કેમ થઇ ગઇ! અરે, તુલસીદાસનું રામાયણ બે હાથે ઉંચકી એણે તો માથે પણ અડકાડયું ને પછી બહાર આવી લાંબો થઇ એ તો તુલસીદાસના ચરણમાં પડીને આંસુ સારવા લાગ્યો! શો ચમત્કાર થયો!

બધા પંડિતોએ 'રામચરિતમાનસ'ની પોથી જોવા માંડી. તેના પ્રથમ પાન ઉપર સ્પષ્ટ અને સુંદર અક્ષરોમાં ભગવાન વિશ્વનાથે અભિપ્રાય આપ્યો હતોઃ सत्यं शिवं सुन्दरम्। એટલે કે તુલસીકૃત રામાયણ સત્ય છે, કલ્યાણકારી છે, સુંદર છે.

જોતજોતામાં બધે વાત ફેલાઇ ગઇ ને માનવમહેરામણે 'ભગવાન વિશ્વનાથકી જય!' 'સંત તુલસીદાસકી જય!' 'ભગવાન સીતાપતિકી જય!' ના ગગનભેદી જયનાદથી દિશાઓ ગજવી મૂકી.

પંડિતોના હાથ હેઠા પડયા બધા એક પછી એક તુલસીદાસના ચરણોમાં પડીને આંસુભરી આંખે પોતાના અપરાધ બદલ ક્ષમા માગવા લાગ્યા

પ્રભુની કરુણા જોઇને તુલસીદાસ મહારાજની આંખોમાંથી પણ આંસુની ધારા ચાલતી હતી

એ મંગલમય દૃશ્ય જેણે જેણે જોયું એ ધન્ય બની ગયું

પછીની વાત ટૂંકી છે. અભિમાન ભૂલીને બધા પંડિતોએ તુલસીદાસના 'રામચરિતમાનસ' ને પાલખીમાં પધરાવીને મોટો વરઘોડો કાઢયો ને વાજતે ગાજતે તુલસીદાસને તેમના નિવાસસ્થાને પહોંચતા કર્યા

આ પછી તો તુલસીદાસ મહારાજની કીર્તિ દિનપ્રતિદિન વધુ ને વધુ ફેલાવા લાગી એક ખરા સંત તરીકે લોકો તેમને પૂજવા લાગ્યા ને એમની વાણીસુધાનું પાન કરીને ધન્ય બનવા લાગ્યા

ભગવાન રામચંદ્રજીના એ પરમભક્ત ! આપને સમગ્ર જગતના કોટી કોટી પ્રણામ હો !

જેણે વહાવી ભક્તિની ગંગા પુનિત જનમન વિષે,
રચી રામસીતાની કથા, જે અતિ મનોહર છે દિસે,
જેણે બતાવ્યું સરળ સાધન મુક્તિનું જગમાં ખરું,
એ ભક્ત તુલસીના ચરણમાં હું 'રવિ' મસ્તક ધરું

## તુલસીદાસની વાણી

ભક્તશિરોમણિ તુલસીદાસજીએ 'રામચરિત માનસ' ઉપરાંત બીજા કેટલાક ગ્રંથોની પણ રચના કરી છે તેમની નિર્મળ વાણી નાસ્તિકને પણ આસ્તિક બનાવે તેવી છે તેમના બે ચાર પદો નીચે આપ્યા છે —

(૧)

રઘુવીર ! તુમકો મેરી લાજ.
સદા સદા મેં સરન તિહારી,
તુમ બડે ગરીબનિવાજ
પતિત ઉધારન બિરુદ તિહારો,
શ્રવનન સુની આવાજ
હો તો પતિત પુરાતન કહિયે,
પાર ઉતારો જહાજ.
અઘ-ખંડન દુઃખ-ભંજન જન કે,
યહી તિહારો કાજ,
તુલસીદાસ પર કિરપા કિજે,
ભક્તિદાન દેહુ આજ.

(૨)

જાનકીનાથ સહાય કરે જબ
કૌન બિગાર કરે નર તેરો ?
સૂરજ મંગળ સોમ ભૃગુસૂત
બુધ અરુ ગુરુ વરદાયક તેરો,
રાહુ કેતુકી નાહીં ગમ્યતા,
સંગ શનિચર હોત ઉચેરો,
દુષ્ટ દુઃશાસન નિબલ દ્રૌપદી,
ચીર હરત કુમતર પ્રેરો
જાકી સહાય કરી કરુણાનિધિ,
બઢ ગયે ચીર કે ઢેર ઘનેરો
ગરભમા રાખ્યો પરીક્ષિત રાજા
અશ્વત્થામા જબ અસ્ત્ર પ્રેરો
ભારતમેં ભરુહી કે અંડા,
તાપર ગજ કો ઘટા ગેરો
જાકી સહાય કરી કરુણાનિધિ,
તાકે જગતમેં ભાગ બડેરો,
રઘુનંદી સંતન સુખદાયી,
તુલસીદાસ ચરણ કો ચેરો.

(૩)

ઐસો કો ઉદાર જગમાહી
બિનુ સેવા જો દ્રવે દીન પર,
રામસરિસ કોઉ નાહીં



જો ગતિ યોગ બિરાગ જતન કરી,
નહીં પાવત મુનિ જ્ઞાની;
સો ગતિ દઇ ગીધ સબરી કહૌં,
પ્રભુ ન બહુત જિય જાની.
જો સંપતિ દસસીસ અરપી,
રાવન શિવ પૈંહ લીન્હી;
સો સંપદા વિભીષન કહૌં,
અતિ સકુચ સહિત હરિ દીન્હી.
તુલસીદાસ સબ ભાંતિ,
સકલ સુખ જો ચાહસિ મન મેરો;
તો ભજુ રામ કામ સબ પૂરન,
કરે કૃપાનિધિ તેરો.

( ૪ )

જાકે પ્રિય ન રામ વૈદેહી.
તજિયે તાહિ કોટિ બૈરી સમ,
જદ્યપિ પરમ સનેહી.
તજ્યો પિતા પ્રહલાદ,
વિભીષણ બંધુ, ભરત મહતારી;
બલિ ગુરુ તજ્યો, કંથ બ્રજ વનિતનિ,
ભયે જગ મંગલકારી.
નાતે નેહ રામ કે મનિયત,
સુહૃદ સુસેવ્ય જહાઁલોં;
અંજન કહા આંખિ જેહિ ફૂટે
બહુ તક કહો કહાઁલો,
તુલસી સોઇ સબ ભાંતિ પરમ હિત
પૂજ્ય પ્રાન તે પ્યારો,
જાતે હોઇ સનેહ રામપદ
એ તો મતો હમારો.

( ૫ )

શ્રીરામચંદ્ર કૃપાળુ ભજ મન
હરણ ભવભય દારુણં,
નવ કંજ લોચન કંજ મુખ કર
કંજ પદ કંજારુણં.
કંદર્પ અગણિત અમીત છવી
નવ નીલ નીરદ સુંદરં,
પટ પીત માનહુ તડિત રુચિ શુચિ
નૌમિ જનકસુતાવરં.
શિર કીરિટ કુંડલ તિલક ચારુ
ઉદાર અંગ વિભૂષણં,
આજાનુ ભુજ શર ચાપ ધર
સંગ્રામ જીત ખર દૂષણં.
ભજ દીનબંધુ દિનેશ
દાનવદલન દુષ્ટ નિકંદનં,
રઘુનંદ આનંદકંદ
કૌશલચંદ દશરથ નંદનં,
ઇતિ વદતિ તુલસીદાસ
શંકર શેષ મુનિ મન રંજનં.
મમ હૃદયકંજ નિવાસકુરુ
કામાદિ ખલદલ ગંજનં.






એક દિવસ સૂરદાસના શરીરમાં સખત તાવ ભરાયો. આખો દિવસ એ પથારીમાં પડી રહ્યો. તાવની એને ફિકર ન હતી, પણ રાત્રે સૂરમોહિનીનાં દર્શન કરવા નહિ જવાય તો શું થશે એની એને ચિંતા હતી.

વર્ષાઋતુના દિવસો હતા. આકાશ વાદળાંથી ઘેરાએલું હતું. વરસાદ પણ થોડો થોડો વરસતો હતો. વિજળીના ચમકારા પણ થતા હતા.

રાત્રીના બાર વાગ્યા સુધી ચિંતામણિએ સૂરદાસની રાહ જોઇ, પછી સૂરદાસ આજે નહિ આવે એમ માનીને દ્વાર બંધ કરી એ પલંગમાં પડી.

આ બાજુ બાર વાગ્યા પછી સૂરદાસને જણાયું કે શરીર હવે ધીખતું નથી, તાવ આવ્યો ગયો છે. એટલે તરત એ બેઠો થઇ ગયો. ઉતાવળથી કપડાં બદલી નાખ્યાં ને ઘરને બંધ કરી ઝડપથી પગ ઉપાડતો રાત્રીના અંધકારને ચીરતો એ ચિંતામણિને મળવા ચાલ્યો.

પ્રાહાણ યુવાન! તારી આ કેવી દુર્મતિ!

રસ્તામાં નદી આવતી હતી. ચોમાસાને લીધે એમાં પુષ્કળ પાણી આવી ગયું હતું. સામે પાર જવા માટે મધ્યરાત્રીના સમયે નાવડું પણ શી રીતે મળી શકે?

પણ જુવાન સૂરદાસ એથી જરા પણ ગભરાયો નહિ. જરાવાર વિચાર કરી તરત તેણે પોતાનાં વસ્ત્ર કાઢી નદીકિનારાના એક ઝાડ પર મૂક્યાં. પોતીનો કચ્છ મારી દીધો ને નદીમાં તેણે ઝંપલાવ્યું.

તરતો તરતો તે થોડા જ વખતમાં સામે પાર પહોંચી ગયો. કિનારા પર પગ મૂક્યો ને તેનું શરીર ધ્રુજી ઊઠ્યું.

પણ સૂરમોહિનીની મોહિની કંઇ જેવી તેવી ન હતી. તેના ચિંતનમાં મગ્ન બનેલા સૂરદાસને શરીરની ક્યાં પરવા હતી? તેણે જરાપણ થોભ્યા સિવાય ચિંતામણિના આવાસ તરફ ઝડપથી ચાલવા માંડ્યું.

આખરે ચિંતામણિનું નિવાસસ્થાન આવી ગયું. પણ ત્યાં તો બધું અંધારું અંધારું હતું.

સૂરદાસે બેત્રણ વાર બારણાની સાંકળ ખખડાવી પણ ચિંતામણિ તો ઘસઘસાટ ઊંઘતી હતી. કોણ બારણું ઊઘાડે?

સૂરદાસે મકાનની આજુબાજુ ચક્કર લગાવ્યું. મકાનની પાછળની બાજુએ જતાં મુંદર મકાનના મેડાની બારી ખુલ્લી હતી અને તેમાંથી દીપકનો મંદ મંદ પ્રકાશ આવતો હતો.

સૂરદાસનું મન આનંદમાં નાચી ઊઠ્યું. પણ ઉપર જવું શી રીતે? અંધારામાં ઝીણી નજરથી જોતાં બારીએથી એક દોરડું લટકતું હોય એવું સૂરદાસને જણાયું. કૂદકો મારી સૂરદાસે તે દોરડાને પકડી લીધું ને તેની મદદથી તે બારીમાં આવીને ઊભો.

'મોહિની! સૂરમોહિની!' સામે પલંગમાં પોઢેલી ચિંતામણિની પાસે જઇ સૂરદાસે તેને બોલાવી.

પરિચિત અવાજ કાનમાં પડતાં ચિંતામણિ પલંગમાં બેઠી થઇ ગઇ. જોયું તો સામે સૂરદાસ ઊભો છે.

'અરે તમે? અત્યારે?' પરમ આશ્ચર્યમાં ચિંતામણિએ સૂરદાસને પૂછ્યું. ને પલંગમાંથી ઊતરી તેણે દીપકને સતેજ કર્યો.

'મોહિની! જરા પહેલાં બારી બંધ કર. શરીરમાં ઠંડી ભરાઇ ગઇ છે.'

ચિંતામણિની નજર હવે સૂરદાસના શરીર તરફ ખેંચાઇ. બદન ઊઘાડું જોઇ તે બોલી ઊઠી:

'અરે, આવા વેશે કેમ આવ્યા? તમારા શરીર પર તો વસ્ત્ર નથી. વસ્ત્ર ક્યાં મૂક્યાં? અને પોતી પણ ભીંજાઇ ગઇ છે. લો, પહેલાં વસ્ત્ર બદલી નાખો.' આમ બોલી નર્તકીએ સૂરદાસને



# ભક્ત સૂરદાસ

मात्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः।

गी. ६।५

સૂરદાસ સૂરનો દાસ હતો. સંગીતના સૂર રેલાતા હોય ત્યાં એની હાજરી ન હોય એવું બને જ નહિ. નાનપણથી જ સંગીતનો નાદ એને લાગ્યો હતો. જરા પણ આ....આ.... એવો અવાજ સંભળાય કે સૂરદાસ એ દિશા તરફ દોડે જ.

એના પિતા સારી મિલકત વારસામાં છોડીને પ્રભુના ધામને પામી ગયા હતા. માતા પણ સ્વર્ગ-વાસી થઈ હતી એટલે સૂરદાસ પોતાના ઘરનો રાજા બની ગયો હતો.

જુવાની હોય, સૌન્દર્ય હોય અને સંપત્તિ હોય છતાં મન જેનું બેકાબૂ ન બને એ પરમ ભાગ્ય-શાળી કહેવાય. સૂરદાસ જુવાન હતો, સોહામણો હતો અને સારી કહેવાય એવી સંપત્તિનો સ્વામી હતો પણ પ્રભુની કૃપા ઉતરે એવું પરમ ભાગ્ય એને પ્રાપ્ત થયુ ન હતું એટલે એના મને પૂરેપૂરી સ્વતંત્રતા મેળવી લીધી હતી. એનું મિત્રમંડળ મોટું હતું. પૈસાદાર મોજીલા જુવાનને મિત્રો પણ મોટી સંખ્યામાં મળી આવે છે. સૂરદાસ રોજ મોટા મિત્રમંડળથી ઘેરાએલો રહેતો. એ મિત્રોની સાથે ઘૂમવામાં એને અપૂર્વ આનંદ આવતો. એ મિત્રો સાથે સંગીતની મોજ માણવામાં એને પોતાનું જીવન ધન્ય લાગતું.

એ પોતે પણ સારું ગાઈ શકતો હતો. એના કંઠનું માધુર્ય અજબ હતું. મિત્રોમાં એ સંગીત-સમ્રાટ તરીકે ઓળખાતો.

એકવાર એના એક ગોઠિયા મિત્રે કહ્યું:

'સૂર! તેં જ્યાંસુધી ચિંતામણિના *કંઠમાધુર્યનું પાન કર્યું નથી ત્યાં સુધી સાચા સંગીતનો* તને ખ્યાલ નહિ આવે.'

સૂરદાસે પૂછ્યું:

'ચિંતામણિ? એ કોણ છે?'

સ્મિત કરીને મિત્રે કહ્યું:

'ચિંતામણિ એક પ્રસિદ્ધ ગાનારી છે.'

'એ શું બહુ સુંદર ગાય છે?'

'અરે તું એકવાર જો એનું સંગીત સાંભળે તો પછી બીજા ઉસ્તાદોની મહેફીલમાં હાજરી આપ-વાનું તને મન થાય જ નહિ.'

'ઓહો એમ?'

'હા.'

'પણ એ ચિંતામણિ રહે છે ક્યાં?'

'એ શહેરમાં રહે છે. સંગીત સાથે નૃત્ય પણ એ તો કરે છે. એને નૃત્ય કરતી જોવી એ જીવ-નનો લહાવો છે.'

સૂરદાસે મિત્રની આંખો સામે આંખો માંડી પૂછ્યુ:

'અલ્યા, પણ તને એ બધાની ખબર શી રીતે પડી?'

'એ દિવસ ઉપર જ મેં એને નજરે જોઈ છે.'

'અને....'

'અને એનાં નાચગાનનો આસ્વાદ લીધો છે. ઇન્દ્રલોકની અપ્સરાજ જાણે જોઈ લો.'



'એમ?'

'હા.'

'તો દોસ્ત, આપણે એનું સંગીત સાંભળવું જ જોઇએ.'

'તને વાંધો તો નથી ને?'

'ના રે, સ્વચ્છ સંગીત સાંભળવામાં વાંધો શો હોઇ શકે?'

'તો થા તૈયાર, આજે જ તને ચિંતામણિની મુલાકાત કરાવી દઉં.'

સૂરદાસ હસ્યો. મિત્રે પણ મોં મલકાવ્યું. પછી ધીમેથી એ બોલ્યોઃ

'પણ સૂર! એક વાત કહેવાની રહી જાય છે.'

'કહે, શું કહેવા માગે છે?'

'ચિંતામણિના સંગીત અને નૃત્યની કિંમત જરા ભારે છે.'

'ફિકર નહિ. કિંમત તો દ્રવ્યથી ચૂકવવાની છે ને?'

'હાસ્તો. એ કંઇ સામાન્ય માણસને પોતાની કલા બતાવતી નથી. અજબ નારી છે.'

'ભલે ને એ અજબ રહી. આપણે એની ગજબની કલા જોવી છે અને તે સામાન્ય માણસ તરીકે.'

'શાબાશ!' સૂરદાસનો ખભો થાબડતાં મિત્રે ધન્યવાદ આપ્યા.

(૨)

ખરે! ચિંતામણિ અજબ નારી હતી. એના જેવી રૂપાળી સ્ત્રી સૂરદાસે અત્યારસુધી જોઇ ન હતી. એની મોહક મૂર્તિ સૂરદાસના હૈયામાં વસી ગઈ. એના કોકિલકંઠે સૂરદાસના હૈયાને અમૃતથી ભરી દીધું ને એના ઝાંઝરનો ઝમકાર નિદ્રામાં પણ સૂરદાસના કાનમાં સંભળાવા લાગ્યો. પહેલી જ મુલાકાતે ચિંતામણિએ સૂરદાસ ઉપર પૂરેપૂરો કાબૂ મેળવી લીધો. સૂરદાસે એનું નામ પાડી દીધું. 'સૂરમોહિની.'

પણ એ સૂરમોહિનીની મોહિની સૂરદાસને એવી લાગી કે એક ભક્ત જેમ ભગવાનના મંદિરમાં નિત્ય જાય તેમ સૂરદાસ સૂરમોહિની–ચિંતામણિના દર્શને જવા લાગ્યો ને મોડી રાત્રી સુધી એના સંગીતનો અને નૃત્યનો આસ્વાદ લેવા લાગ્યો.

ચિંતામણિને પણ સોહામણો સૂરદાસ ગમી ગયો હતો. ધીમેધીમે સૂરદાસની સંપત્તિ સૂરદાસના ઘરમાંથી નીકળી ચિંતામણિના ઘરમાં આવવા લાગી.

લગ્નના પવિત્ર બંધનથી બ્રાહ્મણકુમાર સૂરદાસ બંધાએલો ન હતો એટલે એને પૂછનાર પણ કોઇ હતું નહિ. એટલે સ્વતંત્ર મિજાજનો સૂરદાસ ધીરેધીરે સ્વચ્છંદી બનવા લાગ્યો. લાજ આબરૂ નેવે મૂકીને એ કોઇની પણ પરવા કર્યા સિવાય ચિંતામણિનો દાસ બની ગયો. ચિંતામણિ પણ દિનપ્રતિદિન સૂરદાસ ઉપર વધારે ને વધારે આકર્ષણ જમાવવા લાગી. કડકડતી ઠંડી પડતી હોય કે ધોધમાર વરસાદ વરસતો હોય તો પણ સૂરદાસ પોતે મનથી માનેલી દેવીના દર્શને ગયા સિવાય રહી શકતો નહિ. ચિંતામણિ ઘણીવાર સૂરદાસની મજાક કરી લેતીઃ

'આવી ઠંડીમાં એક દિવસ ન અવાત તો શું તમે દુબળા પડી જાત કે?'

હસીને સૂરદાસ કહેતાઃ

'અરે સૂરમોહિની! તારું ચિંતન કરતો કરતો ઘરમાંથી નીકળું છું એટલે ઠંડીનો તો મને ખ્યાલ પણ નથી આવતો.'

ચિંતામણિ કટાક્ષ ફેંકતાં કહેતીઃ

'તમે તો પાગલ છો.'

જાણે મોટી ઉપાધિ મળી ગઇ હોય એમ નાચનારીના શબ્દો સાંભળી સૂરદાસ હસી પડતો.

ઘણા દિવસો વીતી ગયા

એક ઝીણી ચાદર પહેરવા આપી ને પછી એક શાલ લાવી શરીરે ઓઢાડી દીધી.

પલંગ પર બેસી સૂરદાસે કહ્યું:

'હવે તારા બધા પ્રશ્નોના જવાબ આપું છું. અત્યારે હું સીધો ઘેરથી આવું છું.'

વચ્ચે ચિંતામણિ બોલી:

'મેં જાણેલું કે આજ તમે નહિ આવી શકો.'

'ના કેમ આવું? મોડું થઇ ગયું પણ એનો મારી પાસે ઇલાજ ન હતો. સવારનો સખત તાવ શરીરમાં ભરાયો હતો. અંગારા જેવું શરીર ધીકતું હતું. પથારીમાં બેઠા થવાની હિંમત જ નહતી ચાલતી. બાર વાગ્યા પછી તાવ ઉતર્યો એટલે પછી ક્ષણેય ઘરમાં હું શી રીતે રહું?'

ઊંડો શ્વાસ લઇ ચિંતામણિએ પૂછ્યું:

'ઠીક, પણ તમે એકલી ધોતી પહેરીને જ ઘેરથી નીકળ્યા હતા?'

હસીને સૂરદાસે કહ્યું:

'એમ તે હોય! બધાં કપડાં પહેરીને હું નીકળ્યો હતો પણ રસ્તામાં નદી આવે છે ને! એમાં પાણી ઘણું આવ્યું છે. મધ્યરાત્રે નાવડી ક્યાંથી મળે? એટલે વસ્ત્ર કાઢી નદીને પેલે પાર એક ઝાડ પર મૂકી બંદાએ તો નદીમાં ઝંપલાવ્યું ને આ પાર આવી પહોંચ્યો. હવે સમજાયું કે ધોતી કેમ ભીંજાઇ ગઇ હતી અને ઉઘાડા બદને દેવીના દર્શને કેમ આવ્યો?'

સૂરદાસના સાહસથી ચિંતામણિ વિચારમાં પડી ગઇ. આ બ્રાહ્મણયુવકને પોતાના રૂપે પાગલ બનાવી દીધો છે એ વાતની એને ખાતરી થઇ ગઇ. પણ સૂરદાસ બારી વાટે ઘરમાં શી રીતે આવ્યો એ એને સમજાયું નહિ. એટલે એણે પૂછ્યું:

'તમારી બધી વાત સાંભળી પણ તમે બારીએ આવી શક્યા શી રીતે?'

'કેમ? તેં બારીએ દોરડું લટકાવી રાખ્યું ન હતું? એ દોરડાને પકડી હું ઉપર ચઢી આવ્યો છું.'

'દોરડું?'

'હા, હા, અજાણી કેમ બની જાય છે?'

સૂરદાસના મુખ સામે એક નજર ફેંકી ચિંતામણિએ કહ્યું:

'ઠીક, બતાવો જોઇએ એ દોરડું ક્યાં છે?'

સૂરદાસ પલંગમાંથી ઊભો થયો. ચિંતામણિએ હાથમાં દીપક લીધો. બન્ને જણ બારી પાસે આવ્યાં. ત્યાં દોરડા જેવું કશુંક લટકતું હતું. પણ એ જોઇને તો બન્ને જણ પાછાં હઠી ગયાં.

'અરે આ તો સાપ લટકે છે.'

ચિંતામણિએ ઝડપથી બારી બંધ કરી દીધી. પલંગ પર બેસી એણે સૂરદાસને કહ્યું:

'જોયું તમારું દોરડું? એ દોરડાને ઝાલીને તમે ઉપર આવ્યા હતા.'

'હું તો એને દોરડું સમજ્યો હતો. તને મળવા અધીરો બની ગયો હતો એટલે મને એની કશી ખબર રહી નહિ.'

ચિંતામણિ પુનઃ વિચારમાં પડી ગઇ. બ્રાહ્મણ યુવાનને પોતાની અજબ લગની લાગી છે એ જાણી એનું હૈયું એને ડંખવા લાગ્યું. એક રૂપજીવિનીના મોહમાં પોતાનું જીવન પણ જે હોડમાં મૂકી દે એ માણસ જો સારા પંથે વળી જાય તો એનું પોતાનું તો એ કલ્યાણ કરે જ પણ જગતના જીવોનો ય એ ઉદ્ધારક બને જ બને. સૂરદાસમાં શક્તિ છે, હૃદય છે; વિદ્યા પણ છે, ઉચ્ચ બ્રાહ્મણકુળમાં જન્મેલો ભાવનાશાળી યુવાન ખરાબ સંગતથી પતનના માર્ગે આવી ગયો છે એને સાચો રસ્તો બતાવવો જ જોઇએ.

ચિંતામણિના મગજમાં સદ્‌વિચારોની પરંપરા શરૂ થઇ ગઇ. કાદવમાંથી જેમ કમળ જન્મે છે તેમ વાસનાની આ પુતળીના મગજમાં પરોપકારની લાગણી જન્મી.

એક બીજી ચાદર પહેરવા આપી ને પછી એક શાલ લાવી શરીરે ઓઢાડી દીધી.

પલંગ પર બેસી સૂરદાસે કહ્યું'

'હવે તારા બધા પ્રશ્નોના જવાબ આપું છું. અત્યારે હું સીધો ઘેરથી આવું છું'

વચ્ચે ચિંતામણિ બોલી:

'મેં જાણેલું કે આજ તમે નહિ આવી શકો.'

'ના કેમ આવું? મોડું થઇ ગયું પણ એનો મારી પાસે ઇલાજ ન હતો. સવારનો સખત તાવ શરીરમાં ભરાયો હતો. અંગારા જેવું શરીર ધીકતું હતું. પથારીમાં બેઠા થવાની હિંમત જ નહતી ચાલતી. બાર વાગ્યા પછી તાવ ઉતર્યો એટલે પછી ક્ષણેય ઘરમાં હું શી રીતે રહું?'

ઊંડો શ્વાસ લઇ ચિંતામણિએ પૂછ્યુંઃ

'ઠીક, પણ તમે એકલી ધોતી પહેરીને જ ઘેરથી નીકળ્યા હતા?'

હસીને સૂરદાસે કહ્યું:

'એમ તે હોય! બધાં કપડાં પહેરીને હું નીકળ્યો હતો પણ રસ્તામાં નદી આવે છે ને! એમાં પાણી ઘણું આવ્યું છે. મધ્યરાત્રે નાવડી ક્યાંથી મળે? એટલે વસ્ત્ર કાઢી નદીને પેલે પાર એક ઝાડ પર મૂકી બંદાએ તો નદીમાં ઝંપલાવ્યું ને આ પાર આવી પહોંચ્યો. હવે સમજાયું કે ધોતી કેમ ભીંજાઇ ગઇ હતી અને ઉઘાડા બદને દેવીના દર્શને કેમ આવ્યો?'

સૂરદાસના સાહસથી ચિંતામણિ વિચારમાં પડી ગઇ. આ બ્રાહ્મણયુવકને પોતાના રૂપે પાગલ બનાવી દીધો છે એ વાતની એને ખાતરી થઇ ગઇ. પણ સૂરદાસ બારી વાટે ઘરમાં શી રીતે આવ્યો એ એને સમજાયું નહિ. એટલે એણે પૂછ્યું:

'તમારી બધી વાત સાંભળી પણ તમે બારીએ આવી શક્યા શી રીતે?'

'કેમ? તે બારીએ દોરડું લટકાવી રાખ્યું ન હતું? એ દોરડાને પકડી હું ઉપર ચઢી આવ્યો છું.'

'દોરડું?'

'હા, હા, અજાણી કેમ બની જાય છે?'

સૂરદાસના મુખ સામે એક નજર ફેંકી ચિંતામણિએ કહ્યું:

'ઠીક, બતાવો જોઇએ એ દોરડું ક્યાં છે?'

સૂરદાસ પલંગમાંથી ઊભો થયો. ચિંતામણિએ હાથમાં દીપક લીધો. બન્ને જણ બારી પાસે આવ્યાં. ત્યાં દોરડા જેવું કશુંક લટકતું હતું. પણ એ જોઇને તો બન્ને જણ પાછાં હટી ગયાં.

'અરે આ તો સાપ લટકે છે.'

ચિંતામણિએ ઝડપથી બારી બંધ કરી દીધી. પલંગ પર બેસી એણે સૂરદાસને કહ્યું:

'જોયું તમારું દોરડું? એ દોરડાને ઝાલીને તમે ઉપર આવ્યા હતા.'

'હું તો એને દોરડું સમજ્યો હતો. તને મળવા અધીરો બની ગયો હતો એટલે મને એની કશી ખબર રહી નહિ.'

ચિંતામણિ પુનઃ વિચારમાં પડી ગઇ. બ્રાહ્મણ યુવાનને પોતાની અજબ લગની લાગી છે એ જાણી એનું હૈયું એને ઠપકવા લાગ્યું. એક રૂપજીવિનીના મોહમાં પોતાનું જીવન પણ જે હોડમાં મૂકી દે એ માણસ જો સારા પથે વળી જાય તો એનું પોતાનું તો એ કલ્યાણ કરે જ પણ જગતના જીવોનો ય એ ઉદ્ધારક બને જ બને. સૂરદાસમાં શક્તિ છે, હૃદય છે; વિદ્યા પણ છે, ઉચ્ચ બ્રાહ્મણકુળમાં જન્મેલો ભાવનાશાળી યુવાન ખરાબ સંગતથી પતનના માર્ગે આવી ગયો છે એને સાચો રસ્તો બતાવવો જ જોઇએ.

ચિંતામણિના મગજમાં સદ્‌વિચારોની પરંપરા શરૂ થઇ ગઇ. કાદવમાંથી જેમ કમળ જન્મે છે તેમ વાસનાની આ પુતળીના મગજમાં પરોપકારની લાગણી જન્મી.




'કેમ શો વિચાર કરે છે?' સૂરદાસે મીઠું હસીને ચિંતામણિને બોલાવી.

ચિંતામણિ સ્વસ્થ થઇ ગઇ. એણે કહ્યું:

'હું તમારો વિચાર કરું છું.'

'તારા વિચાર જેમ મને આવે છે તેમ મારા વિચાર તને આવવા જોઇએ—આવે જ પણ એમાં ઉદાસ થઇ જવાનું કારણ શું? તું તો ગમગીન થઇ ગઇ છે.'

ચિંતામણિ બોલી·

'અરે, તમારો વિચાર કરતાં હું ગમગીન થઇ ગઇ છું. મને એવો વિચાર આવે છે કે તમે ખોટા માર્ગે આગળ વધી રહ્યા છો. તમારે જાગૃત થઇને પાછા વળી જવું જોઇએ.'

'એટલે?'

'સૂર! મારું ના લગાડશો. તમને જેવું મારું આકર્ષણ છે એથી જરાય ઓછું આકર્ષણ તમારું મને નથી. તેમ છતાં આજની તમારી લગની જોઇ મારી આંખ ખુલી ગઇ છે. અત્યાર સુધી આપણે જેને પ્રેમ કહીએ છીએ એ પ્રેમ નથી, પણ મોહ છે. સુખી થવું હોય તો એ મોહપાશથી છૂટવું જોઇએ.'

'હું સુખી નથી એવું કોણ કહે છે?'

'તમે જેને સુખ માનીને બેઠા છો એ સુખ નથી. એ તો મહાદુઃખ છે. એનાથી તમારો સર્વનાશ થશે. પ્રભુને ખાતર તમે બીજી રીતે વિચાર કરતાં શીખો. હું પાપી છું, મારા સંગથી તમે મહા પાપી બની જશો. સૂર! જેના ચરણમાં તમે સર્વસ્વ અર્પણ કરી દીધું છે એ તમારી સૂરમોહિનીને આ ક્ષણથી તમે ધિક્કારો, એનો સંગ છોડો, એ તમારી મહાન શત્રુ છે. તમારો એ સર્વનાશ કરશે.' કહેતાં કહેતાં ચિંતામણિ ગળગળી થઇ ગઇ.

'અરે! મોહિની! આ તું શું કહે છે?"

'હું સાચું કહું છું સૂર! તમે રસ્તો ભૂલ્યા છો. તમે સાચા પ્રેમનું અને સુખનું સ્વરૂપ સમજતા હોત તો આ માર્ગે કદાપિ આવત નહિ. પરમાત્મા સાથે જે સંબંધ ભક્તિદ્વારા જોડાય એને જ પ્રેમ કહેવાય અને સાચું સુખ પરમાત્માને ઓળખવામાં ને પ્રેમપૂર્વક નિરંતર એમને યાદ કરવામાં વસેલું છે. હાડમાંસથી ભરેલા એક અધમ નારીના ચિંતનમાં નહિ.'

સૂરદાસનું આશ્ચર્ય વધી રહ્યું હતું. ચિંતામણિ આજે આવા શબ્દો કેમ બોલે છે? એના હૃદયનું શું પરિવર્તન થઇ ગયું? એક સતી નારી, એક પવિત્ર ભગવદ્ભક્ત જેમ ઉપદેશ આપે એમ એ તો બોલે છે!

ચિંતામણિના મુખ સામે એકવાર નજર નાખી એ બોલ્યો:

'મોહિની! તું મારો તિરસ્કાર તો નથી કરતી?'

'નહિ નહિ, તમારો તિરસ્કાર સ્વપ્નમાં પણ કરવાનું મારું સાહસ નથી. તમારે માટે મને જરા પણ અણગમો હોત તો આવા શબ્દો બોલત નહિ. મને તમારે માટે લાગણી છે માટે જ વિનવું છું કે તમે જે સમજવાનું છે તે સમજી લો. પ્રભુ બહુ દયાળુ છે. એના શરણે જનારના બધા અપરાધો એ માફ કરે છે ને પોતાનો વરદ હસ્ત એના મસ્તક પર એ મૂકે છે. તમારું મન જેવી રીતે મને ઝંખે છે તેવી રીતે દયાળુ પ્રભુને એ ઝંખતું થાય એ જોવા હું ઇચ્છું છું. સૂર! તમે ઉચ્ચ બ્રાહ્મણ કુળમાં જન્મ્યા છો. જરા વિચાર તો કરો, બ્રાહ્મણ તો પ્રભુનો સંદેશવાહક જેવો છે. સમાજને પ્રભુના પંથે વાળવાનો એનો ધર્મ છે. એ ધર્મને ભૂલીને જે અધર્મના રસ્તે જાય એ પ્રભુનો અપરાધી બને છે.

હું અધર્મના રસ્તે ચઢી ગઇ એ મારાં પૂર્વ જન્મનાં પાપનું ફળ છે. આ માર્ગ પર આવ્યા પહેલાં હું પણ એક સારી સ્ત્રી હતી. ને સંત મહાત્મા-



એની વાણી સાંભળવાનું સદ્દભાગ્ય તે સમયે મને મળ્યું હતું. આજે એના પ્રતાપથી કહો કે દયાનિધિ પ્રભુની કૃપાથી કહો મને સત્યનું ભાન થયું છે ને મારા જીવન પ્રત્યે મને ખરેખર તિરસ્કાર આવ્યો છે. એટલે જે જ્ઞાન મને થયું તે તમને મેં અર્પણ કર્યું છે. તમારી સૂરમોહિની પ્રત્યે તમે જો અત્યારસુધીમાં જરા પણ સાચી લાગણી ધરાવી હોય તો આ ભેટનો તમે સ્વીકાર કરો. બિમાર શરીરની પરવા રાખ્યા સિવાય અંધારી રાત્રીમાં નદીમાં તરીને, સાપને દોરડું સમજીને એના વડે તમે જે નારીને મળવા આવ્યા એ નારી નરકની ખાણ છે. એનાથી તમારો ઊદ્ધાર નહિ થાય. એનાથી તમારું કલ્યાણ નહિ થાય. આ વાત તમે સમજી લો.'

સૂરદાસના મગજમાં ખળભળાટ થઈ ગયો. એના હ્રદયનો અંધકાર સરી ગયો. એના મનમાં એકાએક પ્રકાશ પડ્યો.

ચિંતામણિના વદનકમલ સામે ક્યાંય સુધી એણે જોયા કર્યું. પછી એકાએક એની બન્ને આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી.

જે નારી પોતાને અધમ ગણે છે એનામાં આવા સ્વચ્છ વિચારો પ્રગટ થયા ને એ જીવનનું સત્ય સમજી શકી એ પહેલાં પોતાને કેમ આ જ્ઞાન ન થયું ? ખરે, ચિંતામણિનો અક્ષરે અક્ષર સાચો છે.

સૂરદાસને વિચાર ઉપર વિચાર આવવા લાગ્યા. આંસુની પરવા કર્યા સિવાય ગદ્‌ગદ કંઠથી એણે કહ્યું:

'સૂરમોહિની ! અત્યારસુધી હું અંધારામાં અથડાતો હતો એ વાત સાવ સાચી છે. તે આજે મને સત્પંથનું ભાન કરાવ્યું એ પ્રભુની પરમ કૃપાનું ફળ છે ને એ બદલ હું તારો હ્રદયપૂર્વક ઉપકાર માનું છું. તું અધમ નારી નથી, તું દેવી છે. ને મારા ઉદ્ધાર માટે જ પ્રભુએ તને આ સંસારમાં મોકલી છે. તું તારી જાતને આ ક્ષણથી હવે પરમ પવિત્ર માનજે ને જે રસ્તો મને બતાવ્યો એ રસ્તો તું પણ ગ્રહણ કરજે. મોહિની ! તને હું પ્રણામ કરું છું. તને હું ગુરુસ્થાને બેસાડું છું.' આમ બોલીને ઊભા થઈ સૂરદાસે બે હાથ જોડી ચિંતામણિને પ્રણામ કર્યા ને બારણા તરફ જવા માંડ્યું.

ચિંતામણિ પલંગ ઉપરથી નીચે ઉતરી પડી. સૂરદાસની સામે આવી એણે નમી નમી નમસ્કાર કર્યા ને હાથ જોડી ઊભી રહી. આંસુથી એની આંખો ભરાઈ ગઈ હતી.

એ આંસુની પરમ પવિત્ર ધારાઓને વહેતી જોઈ સર્વવ્યાપી પરમાત્મા પ્રસન્ન થયા. એમણે આત્મગત કહ્યું:

'બચ્ચાં ! તમે આજથી મારાં છો.'

## (૪)

ચિન્તામણિથી છૂટા થઈ સૂરદાસે સીધો વૃંદાવનનો માર્ગ લીધો. ને તે ભૂમિનાં દર્શન કરી સાધુના વેશે તીર્થસ્થાનોમાં ફરવા માંડ્યું અને સંતસાધુઓના ભજન કીર્તનનો લાભ લેવા માંડ્યો. હવે તે રાગીમાંથી ત્યાગી બની ગયા હતા. પહેલાંના મોજીલા જુવાનને ઠેકાણે એક સાદા અને નમ્ર ભક્તનાં તેમનામાં દર્શન થવા લાગ્યાં. તેમનું મુખ રાધાકૃષ્ણના નામ વગર બીજા શબ્દો ઉચ્ચારતું નહિ. શ્યામસુંદરના સેવકોમાં તેમણે પોતાનું નામ નોંધાવી દીધું હતું. કોટી કંદર્પની કાન્તિને લજાવે એવા મનમોહનના ચરણકમલ તરફ ધીરે ધીરે તેમનું ચિત્ત ખેંચાતું હતું.

પણ સંસારના પદાર્થોમાં અનેક વર્ષો સુધી જે મન રમી રહેલું એ સહેલાઈથી વશ થતું નથી.

એક વખત સૂરદાસ ફરતા ફરતા એક ગામમાં આવ્યા. ને ભિક્ષા માટે ગામમાં એક મોટા મકાન પાસે આવીને ઊભા. હરિનું નામ સાંભળી એક જુવાન સ્ત્રી ભિક્ષા લઈને બહાર આવી. તે અત્યંત રૂપાળી હતી.

સૂરદાસની તેના પર નજર પડી ને તે ભિક્ષા લેવાનુ ભૂલી ગયા. મન જૂના કુસસ્કારોને વશ થઇ ગયુ ને તેમની આખો અપવિત્ર બની.

ભિક્ષા આપવા આવેલી સ્ત્રી તેજસ્વી હતી સૂરદાસના મુખ તરફ ઝડપથી એક નજર નાખી તે બોલીઃ

'મહારાજ ! ભિક્ષા લેશો કે બાવરાની પેઠે ચારે બાજુ જોયા કરશો ?'

સૂરદાસ જાગૃત થયા, તેમને પોતાની ભૂલનુ ભાન થયુ. આવી રીતે સ્ત્રીના મુખ સામે જોવું અને તેના સૌન્દર્યનુ પાન કરવું તે સાધુનુ ભૂષણ નથી, દૂષણ છે.

નીચુ માથુ કરી તેમણે પોતાની ઝોળી ભિક્ષા માટે આગળ ધરી. પણ ભિક્ષા આપતા તે રૂપાળી સ્ત્રીએ ફરી ટકોર કરી

'સાધુના કપડા પહેરવાથી કઇ સાધુ થવાતુ નથી. જેણે રાગ છોડયો નથી તે તેના ત્યાગને લજાવે છે હૈયું જેનુ પવિત્ર નથી તે સાધુ શાનો ?'

આ વચનો સૂરદાસના હૃદયમા ઊતરી ગયાં. ખરેખર તેણે ગભીર ભૂલ કરી હતી. સંસારનો ત્યાગ કર્યા પછી ઇન્દ્રિયો કાબૂમા ન રહે તો સાધુપણુ શા કામનુ ? એવાને પ્રભુ માફ પણ શી રીતે કરે ?

રસ્તે ચાલતા ચાલતા હજાર હજાર વીંછીની વેદના સૂરદાસને થવા લાગી પશ્ચાતાપથી એમનું હૃદય સળગી ઊઠયુ

એકાએક એમને એક વિચાર આવ્યો. સમારના પદાર્થો તરફ નજર ન જાય એવો કોઇ રસ્તો ખરો ? મન તો મર્કટ જેવુ છે, એ સહેલાઇથી વશમા ન પણ રહે એ ન જોવાનુ પણ જુએ ને સાધુપણાને લજવે. એ અપરાધમાથી સદાને માટે મુક્ત થવા માટે શું કરવું ? નેત્ર રોશની આપતા બધ થઇ જાય તો જ કામ સરે આખરે સૂરદાસે નિશ્ચય કર્યો ને એક દિવસે પોતાને હાથે એમણે પોતાની બન્ને આખો ફોડી નાખી.

અપાર વેદના થઇ. પણ સૂરદાસના મનમાં પછી શાન્તિ વ્યાપી ગઇ. બહારની દુનિયા દેખાતી બધ થઇ પણ અદરની સૃષ્ટિના એમને દર્શન થવા લાગ્યાં. પ્રભુના ભજનનો એ ચમત્કાર હતો. સૂરદાસ દુનિયાની નજરે અધ બન્યા પણ સાચી રીતે એ હવે દેખતા થયા

સૂરદાસનુ મન હવે દિવસે દિવસે વધારે ને વધારે એકાગ્ર થતું ગયુ એમના કઠમાં દર્દ ઉભરાવા લાગ્યું. ભક્તિભીના હૃદયમાંથી હવે ગીતની ગગા વહેવા લાગી એમનામા કવિત્વશક્તિ જાગી હતી રોજ શ્યામસુંદરની લીલામા મધુર મધુર પદ બનાવવામાં ને એને દર્દભર્યા કઠથી ગાવામા સૂરદાસને અપૂર્વ આનદ મળવા લાગ્યો. વારંવાર હવે શ્યામસુંદરના નિદ્રામા એમને દર્શન થવા લાગ્યા પિતામ્બરધારી પોતાની મધુર બસી પણ એમને કોઈ કોઇ વાર સભળાવવા લાગ્યા એટલું જ નહિ નેત્ર વગરના સૂરદાસને પોતાની મનોહર લીલાનુ દર્શન પણ કરાવવા લાગ્યા.

ધીરે ધીરે સૂરદાસનુ ચિત્ત પોતાના તરફ ભક્તવત્સલ પ્રભુએ ખેચવા માડયુ ધીરે ધીરે સૂરદાસનું મન દૃઢ બનતું ગયુ ધીરે ધીરે એ જગતને ભૂલવા લાગ્યા.

ભક્તિમાતાનો પ્રભાવ ઘણો મોટો છે સૂરદાસ ઝડપથી શ્યામસુંદરના અનન્ય ભક્ત બની ગયા એમના કીર્તન સાભળવા હજારો માણસોની મેદની જામવા લાગી સાધુ સતો પણ ભક્ત સૂરદાસની સાથે સત્સગ કરવામા પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યા

સૂરદાસજી ઘણુંખરુ એકાતમા રહેવાનું પસંદ કરતા લાકડી ઠોકતા ઠોકતા ઘણીવાર એ જગલમા ચાલ્યા જતા ને ત્યા વસ્તીથી દૂર રહીને શ્યામસુંદરનુ સ્મરણ કરતા.



ઘણાં વર્ષો વીતી ગયાં.

એક દિવસ સવારના પહોરમાં સૂરદાસજી નિત્ય-નિયમ પ્રમાણે નદીએ સ્નાન કરવા ચાલ્યા. લાકડી ઠોકતા ઠોકતા તે નદી તરફ જવા લાગ્યા. પણ પ્રભાતના મનોહર સમયમાં તેમનું મન હરિસ્મરણમાં વિશેષ મગ્ન બની ગયું હતું એટલે તે નદીનો રસ્તો ભૂલી ગયા ને ધૂનમાં ને ધૂનમાં આડા રસ્તે ચઢી ગયા.

તે તરફ તો મોટાં મોટાં કોતર આવતાં હતાં. સૂરદાસજી થોડુંક ચાલ્યા ને સામે મોટું કોતર આવ્યું. પણ સૂરદાસ તો પોતાની ધૂનમા આગળ ને આગળ વધી રહ્યા હતા. કોતર ઊંડું હતું. લે કે.ઇ એમાં ગબડે તો પછી એકેય હાડકું તેનું સલામત ન રહે.

સૂરદાસ કોતરની ધારની લગભગ નજીક આવી ગયા. પણ ત્યાં તો એકાએક એક સુકુમાર બાલકે આવીને તેમની લાકડી પકડી લીધીઃ

'બાવાજી ! અહીં તો મોટું કોતર છે. આ બાજુ આવો. તમને હું નદીનો રસ્તો બતાવું.'

સૂરદાસ બાળકની પાછળ પાછળ ચાલ્યા.

રસ્તા પર આવ્યા પછી બાલકે સૂરદાસનો હાથ પકડી કહ્યું:

'બાવાજી ! હવે સીધાને સીધા ચાલ્યા જાવ '

પણ બાલકના હાથનો સ્પર્શ થયો ને બાવાજી ચમકી ગયા. તેમના આખા શરીરમાં ઝણઝણાટી વ્યાપી ગઇ. હૃદયમાં ન સમજાય તેવો અવર્ણ્ય આનંદ ઉભરાવા લાગ્યો. તેમણે બાલકનો મૃદુ હાથ પોતાના હાથમાં પકડી લીધો ને પૂછ્યુંઃ

'અરે ભાઇ ! તારું નામ શું ?'

બાલક અજબ હતો. તેણે કહ્યું:

'મારું નામ ?'

'હા, તારું નામ.'

'મારું નામ....મારું નામ....'

સૂરદાસ ખેલ સમજી ગયા. હસીને તે બોલ્યાઃ

'તને તારું નામ પણ યાદ નથી આવતું ? હજારો નામ ખરાંને એટલે એવું બને. લે હું કહું તારું નામ શ્યામ. કેમ ખરુંને ?'

'ના, ના.' બાલકે હાથ છોડાવી ભાગવા માંડયું.

'અરે આંધળાને તું સતાવે છે શા માટે બાપુ! તારા આધાર વગર તો હું એક ડગલુંય આગળ વધી શકું એમ નથી.'

સૂરદાસ બાલકના ખરા સ્વરૂપને ઓળખી ગયા હતા. એ બાલકને પકડવા દોડયા. પણ બાલક તેમના હાથમાં આવ્યો નહિ. અલબત્ત, તેના હસવાનો અવાજ સૂરદાસને સ્પષ્ટ સંભળાતો હતો. થોડીવાર અટકી સૂરદાસે બાળકની દિશામાં એકાએક દોટ મૂકી. આંધળો માણસ દોટ મૂકે એટલે કઇક નવાજૂની અવશ્ય બને. દોડતાં દોડતાં સૂરદાસને એક પથ્થરની ઠોકર વાગી ને એ ગબડી પડયા. એમના હાથમાંથી લાકડી છૂટી ગઇ, પગની પાવડીઓ ખસી ગઇ ને એ રસ્તા વચ્ચ ઊંધા મોંએ પડયા.

હવે પેલો દિવ્ય બાલક બાવાજીથી દૂર રહી શક્યો નહિ આ તો હસવામાંથી ખસવાનું થયું. એ મીઠું મીઠું હસતો હસતો સૂરદાસની પાસે આવ્યો. પોતાના નાનકડા બે હાથ વતી સૂરદાસને એણે બેઠા કર્યા. ને પછી શરીર પરની ધૂળ સાફ કરવા લાગ્યો.

સૂરદાસનું હૈયું ભરાઇ આવ્યું. જેના સ્પર્શને માટે પોતે આતુર હતા એ શ્યામસુંદર પોતાની સેવા કરે છે ! અહો ! કેવું ભાગ્ય !

આ જ વખતે પેલા મોરમુગટવાળા બાલકે પોતાનો રૂપાળો નાનકડો હાથ સૂરદાસના ગળે મેલી કોમળ કંઠથી પૂછ્યુંઃ

'બાવાજી ! પડી ગયા ! વાગ્યું તો નથીને !'

સૂરદાસ બાલકની પેઠે રડી પડયા. પોતાને




પ્રભુએ દર્શન દઇ પાવન કરી દીધો એ કંઇ જેવી તેવી વાત હતી!

આ જ વખતે સૂરદાસને પ્રભુના દિવ્ય સ્વરૂપનું દર્શન થયું.

સૂરદાસ ચરણમાં નમી પડયા.

જે હરિને સંભારે એને.
ભૂલે ના જગદીશ જરી;
સૂરદાસનાં આંસુને 'રવિ'
લ્હોતા સુંદર શ્યામ-હરિ.

ꕥ

## સૂરદાસની પદાવલી

ભક્ત સૂરદાસે સવા લાખ પદોની રચના કરી છે એમ કહેવાય છે પણ એમાંથી પાંચેક હજાર પદો જળવાઇ રહ્યાં છે ને તે 'સૂરસાગર' નામના એમના ગ્રંથમાં પ્રગટ થયાં છે. ભગવાન શ્રીકૃષ્ણના એ અનન્ય ભક્તે શ્રીકૃષ્ણલીલાનાં અને શ્રીકૃષ્ણ ભક્તિનાં અત્યંત મધુર પદો રચ્યાં છે એમાંનાં બે-ચાર નીચે રજૂ કરવામાં આવ્યાં છેઃ—

(૧)

હમ ભક્તન કે ભક્ત હમારે,
સુન અર્જુન પરતિગ્યા મેરી
યહ વ્રત ટરત ન ટારે.
ભક્ત કાજ લાજ હિય ધરિ કે,
પાઇ પયાદે ધાઉં,
જહં જહં ભીર પરે ભક્તન પૈ
તહાં તહાં જાઇ છુડાઉં.
જો મમ ભક્ત સો બૈર કરત હૈ,
સો નિજ વૈરી મેરો,
દેખિ વિચારી ભક્ત હિત કારન,
હાંકત હો રથ તેરો.
જીતે જીતિ ભક્ત અપને કી,
હારે હારિ વિચારો,
સૂરદાસ સુનિ ભક્ત વિરોધી,
ચક્ર સુદર્શન જારો.

(૨)

મૈયા, મોહિ દાઉ બહુત ખિજાયો;
મોસો કહત મોલકો લીનો, તૂ જસુમતિ કબ જાયો.
કહા કહોં યહિ રિસ કે મારે, ખેલન હો નહિ જાતુ.
પુનિ પુનિ કહત કોન હૈ માતા, કો હૈ તુમારો તાતુ.
ગોરે નંદ જસોદા ગોરી, તુમ કત શ્યામ શરીર,
ચુટકી દૈ દૈ હસત ગ્વાલ સબ, સિખૈ દેત બલવીર.
તૂ મોહી કો મારન સીખી, દાઉહિ કબહુ ન ખિજૈ,
મોહનકો મુખ રિસ સમેત લખી,
જસુમતિ સુનિ સુનિ રીઝૈ.
સુનહુ કાન બલભદ્ર ચવાઇ, જનમત હી કો ધૂત.
સૂર શ્યામ મો ગોધનકી સો, હોં માતા તૂ પૂત.

(૩)

પ્રભુ મો સમ કૌન કુટીલ ખલ કામી.
જિન તનુ દીયો તાહિ બિસરાયો ઐસો નિમકહરામી
ભરી ભરી ઉદર વિષય કો ધાવોં
જૈસે સૂકર ગ્રામી;
હરિજન છાંડ હરિ બિમુખનકી
નિશદિન કરત ગુલામી.
પાપી કૌન બડો હૈ ગોતે,
સબ પતિતનમેં નામી,
સૂર પતિત કો ઠોર કહાં હૈ,
સુનિયે શ્રીપતિ સ્વામી.

(૪)

સુનરી મેરે નિર્બલ કે બલરામ.
પિછલી સાખ ભરું સંતનકી આડે સંભારે કામ.
જબલગ ગજબલ અપનો વરત્યો નેક સર્યો નહિ કામ
નિર્બલ હોય બલ રામ પુકારો આયે આધે નામ.
દ્રુપદસુતા નિર્બલ ભઇ તાદિન ગહ લાયે નિજ ધામ,
દુઃશાસનકી ભુજા થકિત ભઇ, વસનરૂપ ભયે શ્યામ.
અપબલ તપબલ ઔર બાહુબલ ચૌથા હૈ બલદામ,
સૂર કિશોર કૃપાસે સબ બલ હારે કો હર નામ.

# ભકતશિરોમણિ હનુમાનજી

(હનુમાનજીની ચપટી : ભક્તવરના જીવનનો એક પ્રસંગ)

योगिनामपि सर्वेषां, मद्गतेनान्तरात्मना ।
श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मत: ॥

ગી. ૬।૪૭

કહ તુલસીદાસ સેવત સુલભ, સેવકહિત સતત નિકટ,
ગુન ગનન નમત સુમિરત જપત શમન સકલ સંકટ બિકટ.

—તુલસીદાસ

તુલસીદાસ મહારાજે ભક્તવર હનુમાનજીની વંદના કરતાં એમને 'अतुलितबलधामम्' એવું વિશેષણ આપ્યું છે. એ તરફ ધ્યાન આપવા જેવું છે. પવનકુમારમાં અપાર શક્તિ છે. રામ-રાવણના સંગ્રામમાં એમણે જે પરાક્રમ બતાવ્યું હતું-એનું વર્ણન કરવાની કોણ તાકાત ધરાવે છે?

જેવી એમની ભક્તિ હતી એવી જ અપ્રતિમ એમની શક્તિ હતી. એટલે એ અતુલિત બળવાળા હતા એમ કહેવામાં લેશ પણ ખોટું નથી. પરન્તુ ગોસ્વામીજી મહારાજે 'अतुलितबलधामम्' કહીને જે વંદના કરી છે, તે રામકથાનાં હનુમાનજીનાં પ્રસિદ્ધ પરાક્રમોથી અંજાઈને કરી હોય એમ અમને લાગતું નથી. અમને તો એમ સમજાય છે કે, પવનકુમારના એક ઓછા જાણીતા અથવા મોટા ભાગે પ્રકાશમાં નહિ આવેલા એવા અલૌકિક પરાક્રમની કથા સાંભળીને જ તુલસીદાસ મહારાજે 'अतुलितबलधामम्' કહીને એમના મહાન ગુરુને માથું નમાવ્યું હશે. તમે કહેશો કે એ પરાક્રમકથા ગોસ્વામી મહારાજ જાણતા હતા તો એમણે એને 'રામચરિતમાનસ'માં કેમ ગૂંથી લીધી નહિ? અમને પણ એ જ આશ્ચર્ય થાય છે. પણ આપણે 'કેમ?' એવો સવાલ કરવાની ધૃષ્ટતા શું કામ કરીએ? એને બદલે પવનકુમારના પવિત્ર નામનું સ્મરણ કરીને એમના એ પરાક્રમની મઝાની કથા જ સાંભળી લઈએ તો કેવું સારું?

ઠીક ત્યારે સાંભળો–

અયોધ્યાના ગગનચુંબી રાજમહેલના એક આકર્ષક ઓરડામાં ભગવાન રામચંદ્રજી બેઠા છે. સામે એમના પગની પાસે એક પગ ઉંચો વાળીને જાણે આજ્ઞા ઉઠાવવા તૈયાર જ બેઠા હોય એવી રીતે હનુમાનજી બેઠા છે. ભગવાનના મુખકમલ ઉપર મંદમંદ સ્મિત ફરકી રહ્યું છે. ભક્તનું હૃદયકમલ ભક્તિભાવથી બરાબર ખીલી ઊઠયું છે. જેમ પિતા પોતાના પ્રિય બાલકની સામે ખુશમિજાજથી જોઇ રહે તેમ ભગવાન ભક્તના મુખ સામે જોઇ રહ્યા છે, અને પિતાના વાત્સલ્યને સમજીને બાળકનું હૃદય જેમ નાચી ઊઠે તેમ ભક્તનું મન પ્રસન્ન પ્રસન્ન થઇ રહ્યું છે. વાતાવરણ પવિત્ર બની ગયું છે. અણુઅણુ ધન્ય ધન્ય બોલી રહ્યું છે.

આ વખતે એકાએક ઝાંઝરનો ઝમકાર થયો. ને બાજુના ઓરડાના દ્વાર પર લટકાવેલા રેશમી પડદાને હઠાવીને મહારાણી સીતાજી ખંડમાં દાખલ થયાં.

સીતામાતાને જોઇને હનુમાનજી ઊભા થઇ ગયા.

મુખ મલકાવતાં મહારાણીએ પૂછયું:

'કેમ મારુતિ! મઝામાં છો ને?'

'હા માતાજી! ભગવાનની સેવા કરવામાં ખૂબ જ આનંદ આવે છે.' કહીને હનુમાનજીએ નમન કર્યું.

જનકનંદિની ધીમે ધીમે પગલાં ભરતાં ભગવાનની પાસે આવીને બાજુમાં બેસી ગયાં. પવન-




'ભગવાનની તબિયત બગડી છે'—એ શબ્દો કાનમાં જતા બરોબરો હનુમાનજીનું ધ્યાન તૂટ્યું. એ સામટા ઊભા થઈ ગયા. અને મોટી મોટી ફલગો ભરતા રામચંદ્રજીના ઓરડા તરફ દોડ્યા.

આ બાજુ હનુમાનજીની ચપટી વાગતી બંધ થઈ, એટલે ભગવાનનાં બગાસાં પણ બંધ થયાં ને તે બેઠા થઈ ગયા.

એટલામાં 'ભગવાન ! ભગવાન !' એવી મોટેથી બૂમ પાડતા હનુમાનજી આવી પહોંચ્યા અને ભગવાનના પગ પકડીને બેસી ગયા.

રામચંદ્રજી હસવા લાગ્યા.

સૌને પ્રથમ આમાં કંઇ સમજ પડી નહિ, પણ લક્ષ્મણજીએ હનુમાનજી બે હાથે ચપટી વગાડતાં વગાડતાં ધૂન મચાવી રહ્યા હતા એમ કહ્યું અને ભગવાને જ્યારે સૌને ખરી હકીકત જણાવી ત્યારે સર્વ મંડળ હસીહસીને લોટપોટ થઈ ગયું.

છેવટે સીતાજી બોલ્યાં, 'હનુમાનજી ચપટી વગાડે ત્યારે બગાસાં આવે એ વાત તો હું જાણતી હતી, છતાં ગભરામણમાં હું તે વિસરી ગઈ નહીં તો હનુમાનજીને ઝટ બોલાવત.'

'એ તો ભક્તને ભગવાન પાસેથી ખસેડવાનું પરિણામ. નહીં તો ધ્યાનમાં હોય એ વાત કદી ભૂલાય ખરી ?' બધી વાત સમજ્યા પછી કૌશલ્યામા હસતાં હસતાં બોલ્યાં. પછી હનુમાનજી તરફ વળીને એમણે કહ્યું:

'મારુતિ ! મારા રામ પાસેથી હવેથી તું વડી વારેય દૂર જઈશ ના હોં દીકરા ! તું દૂર ગયો ને જોયુંને તારા ભગવાનને કેવું થઈ ગયું !'

'પણ મા ! હું તો જવાની ના જ પાડતો હતો. એ તો ભગવાને જ મને બળાત્કાર મોકલી દીધો !' જાણે ભગવાનની વિરુદ્ધ માતાજી પાસે ફરિયાદ કરતા હોય તેવી ઢબથી હનુમાનજીએ હાથ જોડીને કૌશલ્યામાને કહ્યું. અને સાંભળનાર બધાં ખડખડાટ હસી પડ્યાં.

ચતુર વાચક ઉપરની પરાક્રમકથા સાંભળીને સમજી જશે કે હનુમાનજીને 'अतुलितबलधामम्' નું અપાયેલું વિશેષણ સર્વથા યોગ્ય છે. જગતના ચાલકપાલક એવા ભગવાન રામચંદ્રજીને પણ જે ચપટી-વગાડતાં વગાડતાં વિચિત્ર પરિસ્થિતિમાં મૂકી દે એના "ભક્તિબળનો" અને મહિમાનો પાર કોણ પામી શકે ?

ધન્ય છે તુલસીદાસ મહારાજને કે જેમણે પ્રભુના એ પ્યારા ભક્તના બહુ મીઠા મીઠા શબ્દોમાં ગુણ ગાયા છે:—

अतुलितबलधामं हेमशैलाभदेहं,
दनुजवनकृशानुं ज्ञानिनामग्रगण्यम्।
सकलगुणनिधानं वानराणामधीशं,
रघुपतिप्रियभक्तं वातजातं नमामि॥

રામ વગર જેના મનમાંહી,
આવે ના 'રવિ' અન્ય વિચાર;
એ વજ્રાંગબલી ભગવાન—
—ચરણમાં વંદન વારંવાર.



કુમાર સાથે વાતચીત લંબાવવામાં એમને અપૂર્વ આનંદ આવતો હતો. એ બોલ્યાં·

'અરે પણ મારુતિ! તમે ચોવીસે કલાક તમારાં ભગવાનની સેવા ઉઠાવ્યા જ કરશો તો પછી કંઇ પણ કામ કરવાનું એમને ફાવશે જ નહિ!'

આ સાંભળી માથું ઉંચુ કરીને હનુમાનજીએ કહ્યું :

'માતાજી! પણ ભગવાનને જાતે કામ કરવાની જરૂર જ શું કામ પડે? એ શ્રમ જ શું કામ ઉઠાવે? હું છું ને?'

ભક્તનો નિષ્કપટ વ્યવહાર જોઇ મહારાણી હસી પડયાં. પછી પાછાં બોલ્યાંઃ

'તમારી વાત સાચી છે. પણ ચોવીસે ય કલાક ભગવાનની પાસે ને પાસે રહેવાની જરૂર શી હોય? થોડો સમય તો એમને એકલા રાખવા જોઇએ. એટલા વખતમાં એમને કાંઇ તકલીફ પડે નહિ '

પણ મારુતિ જેનું નામ. એ કહેઃ

'ના મા, એવું તેવું બોલશો નહિ. આપણને તો ભગવાનની સાથે ને સાથે જ રહેવાનું ફાવે. ધારો કે હું જરા દૂર ગયો ને મહારાજને એકાએક કામ પડયુ તો?'

સીતાજી કહેઃ

'પણ ધારો કે કોઇને તમારા મહારાજ સાથે મહત્વની વાત કરવી હોય તો?'

હનુમાનજી બોલ્યાઃ

'તો શું! જેને વાત કરવી હોય તે ખુશીથી કરે. હું કોઇ ના કહું છું?'

'ના તો તમે કહો નહિ, પણ વાતચીત ખાનગી હોય તો શું થાય?' 'ખાનગી' ઉપર ભાર મૂકતાં સીતાજીએ પૂછયું.

હવે ખાનગી શબ્દથી હનુમાનજી મુંઝવણમાં પડી ગયા. એમને થયુ–આ ખાનગી શું? પોતાનાથી વળી ખાનગી હોય એવી કઇ વાત કોઇને કરવાની હોય? અને ભગવાન એવી ખાનગી વાત પોતાની હાજરી વગર સાંભળે જ શી રીતે?'

ભક્ત જ્યારે ભગવાનમાં એકતાર બની ગયો હોય છે, ત્યારે એને એમ જ લાગ્યા કરે છે કે પોતાનું હૃદય એ જ ભગવાનનું હૃદય છે. પોતાનાં નેત્રો એ જ ભગવાનનાં નેત્રો છે, પોતાના હાથ, પગ, કાન એ ભગવાનના જ હાથ, પગ અને કાન છે. અને જ્યારે આમ જ હોય છે. ત્યારે ભક્ત વગર ભગવાન કઇ ક્રિયા કરી શકે? અને પછી ભક્તથી ભગવાનને વળી ખાનગી શું રહે?

પણ સીતા માતાને તો મારુતિની આજે જરા ગમ્મત કરવી હતી. ભગવાનની પાસેથી એમને થોડીવાર દૂર ખસેડવા હતા. અને એમ કર્યા પછી એમને તાલ જોવો હતો. એટલે એમણે ઠાવકું મુખ રાખીને હનુમાનજીની મુંઝવણ તરફ ધ્યાન આપ્યા સિવાય કહ્યુંઃ

'સમજ્યાને અંજનિકુમાર! કોઇ તમારા ભગવાન સાથે વાત કરવા આવે તો તેટલો વખત તમારે ભગવાનથી દૂર રહેવાની ટેવ પાડવી જોઇએ. જુઓ, હું હમણાં બહુ અગત્યના કામે આવી છું, અને મહારાજની સાથે થોડી વાતચીત કરવા માગુ છું. આ વખતે કોઇ ત્રીજુ માણસ આવી જાય તો સ્પષ્ટ રીતે વાતચીત થાય નહિ. માટે તમે થોડીવાર બહાર બેસો તો સારુ; જેથી કોઇ અંદર આવી શકે નહિ.'

મહારાણીનું વર્તન મારુતિને આજે ઠીક લાગ્યું નહિ. એમણે ભગવાનના મુખ સામે જોયું. પણ ભગવાન તો વળી સીતાજીની બાજુએ ઢળી ગયા.

એમણે કહ્યું·

'શો વાંધો છે, પવનકુમાર! જરા વાર બહાર આમતેમ ફરો ને? એટલામાં તો ઝડપથી મહારાણીની સાથે હું વાતચીત પતાવી દઉં છું, અને તમને બોલાવું છું '



અને હનુમાનજી બારણા તરફ જવા લાગ્યા. પણ દ્વારના ઉંબરા આગળ પહોંચતાં એ પાછા ઊભા રહ્યા અને બોલ્યા:

'પણ ભગવાન........'

હસીને રામચંદ્રજીએ કહ્યું: 'બોલો બોલો, શું છે?'

'બીજું તો કંઈ નહીં. પણ આપને બગાસું આવે છે ત્યારે મારે ચપટી વગાડવાનો નિયમ છે તેનું શું? હું બહાર ઊભો રહું પણ એ દરમિયાન આપને બગાસું આવી જાય તો હું ચપટી શી રીતે વગાડું? મને ખબર શી રીતે પડે?'

'ઓ ત્તારીની! આતો જબરો છે.' સીતાજી મનમાં ને મનમાં બોલી ઊઠયાં.

ત્યાં તો ભગવાને કહ્યું:

'મારુતિ! એ વિષે તમે નિર્ભય રહો. તમે જ્યાં સુધી ચપટી નહિ વગાડો ત્યાં સુધી હું બગાસાને આવવા જ નહિ દઉં બસ! તમે જ્યારે ચપટી વગાડશો ત્યારે જ મને બગાસાં આવશે. હવે ખુશીથી જાઓ.'

માથું નમાવી હનુમાનજી ઓરડાની બહાર ચાલ્યા ગયા.

જે ઓરડામાં ભગવાન રામ બેઠા હતા એ ઓરડાની ત્રણેય બાજુ વિશાળ બગીચો હતો. એ બગીચામાં હનુમાનજી આમતેમ ફરવા લાગ્યા. પણ એમને કંઇ ચેન પડયું નહિ. એક એક ક્ષણ એમને એક એક યુગ જેટલી લાગવા માંડી. ભગવાનની અને માતાજીની વાતો કોણ જાણે ક્યારે ય પૂરી થશે? પળે પળે તેઓ ઓરડાના મુખ્ય દ્વાર તરફ જોવા લાગ્યા પણ રામ અને સીતાની વાત ખૂટતી જ ન હતી.

બાર વર્ષના વનવાસનાં અને રામ-રાવણ યુદ્ધનાં અનેક સ્મરણો એમની વાતચીતમાં ખડાં થતાં હતાં. એમાં હનુમાનજીની વાત વિસરાઈ ગઈ.

આ બાજુ અંજનિકુમાર થોડા સમયમાં તો આકુળ વ્યાકુળ થઇ ગયા. એમને પળેપળ બહુ વસમી લાગવા માંડી પણ શું થાય? ભગવાનના બોલાવ્યા વગર જવાય શી રીતે?

આખરે રામનામનો એમણે આશ્રય લીધો. બગીચાના એક ખૂણામાં એ આસન જમાવીને બેસી ગયા. અને 'રાજા રામ રામ રામ, સીતા રામ રામ રામ' ની ધૂન એમણે મચાવવા માંડી.



થોડી વારમાં તો ધૂને જાદુનું કામ કર્યું. હૃદયની વ્યથાની જગ્યાએ અપૂર્વ આનંદ જામી ગયો. ને એ સાથે બેધ્યાનપણે મારુતિના હાથની ચપટી તાલમાં વાગવા માંડી.

પણ હવે જ ખરી ગમ્મત થઇ. જ્યાં હનુમાનજીએ ચપટી વગાડવાની શરૂઆત કરી કે, આ બાજુ ભગવાન રામને બગાસાં ઉપર બગાસાં આવવા માંડયાં અને વાતચીતમાં એકાએક ભંગાણ પડયું. સીતાજી ચમકયાં.

'અરે અરે શું થયું? આમ કેમ?' એ બોલી

ઊઠયાં પણ ભગવાનનુ મોઢું બંધ થાય તો એ જવાબ આપે ને! એમને તો હવે બહુ ઝડપથી ઉપરા છાપરી બગાસાં આવવા માંડયા. કારણ કે રામધૂનમાં મસ્ત થઇ ગયેલા હનુમાનજીએ બે હાથે ચપટીઓ વગાડવા માંડી હતી.

ભગવાન રામની આ દશા જોઇ મહારાણી ખરેખર ગભરાઇ ગયાં. એમણે તાત્કાલિક કૌશલ્યામાને ખબર કરી. 'રામની તબિયત બગડી છે' એ શબ્દો સાંભળતાં કૌશલ્યામા ઉતાવળાં ઉતાવળાં



આવ્યાં. પછવાડે મોટા મોટાં ડગલાં ભરતા લક્ષ્મણજી આવી પહોચ્યા. ત્યા તો રાજમહેલમા સર્વત્ર વાત પ્રસરી ગઇ ને ભરત, શત્રુઘ્ન, સુમિત્રા, કૈકેયી દાસ દાસીઓ સૌ ભેગાં થઇ ગયા. મહર્ષિ વસિષ્ઠને બોલાવવામાં આવ્યા. એમની પાછળ મોટા મોટા વૈદો અને જોષીણવાઓ આવીને ખડા થયા.

કોઇ કહેવા લાગ્યું, 'અરે ભગવાનને વાયુ થઇ ગયું છે. માટે એનો ઉપચાર કરો.'

કોઇ કહેવા લાગ્યું 'મગજે ગરમી ચઢી ગઇ છે તે સિવાય આવું ન બને!'

કોઇ બોલી ઊઠયું, 'અરે આ બગાસારોગ એ પેટના વિકારનુ જ કારણ છે માટે એની દવા કરો.'

ત્યાં તો વૈદે નાડી જોઇને કહ્યું, 'નાડી સરસ ચાલે છે' જોષીઓએ આંગળીના વેઢા ગણીને કહ્યું 'ભગવાનના ગ્રહો બધા સારા છે.'

પણ જોષી, 'ભગવાનના ગ્રહો સારા છે એમ પૂરુ બોલી ન રહે ત્યાર પહેલાં તો અતિશય બગાસાં આવવાથી ભગવાન મુંઝાઇ ગયા અને ધડીમ્મ દઇને ગાદીવાળા આસન પર પડી ગયા.

કૌશલ્યામા તરત જ ભગવાનની પાસે બેસી ગયાં અને ભગવાનને માથે હાથ ફેરવતાં ફેરવતાં 'મારા લાલ! મારા લાલ!' એમ બોલવા લાગ્યાં. લક્ષ્મણજી ભગવાનના પગે હાથ ફેરવવા લાગ્યા. ભરતજી પવન નાખવા લાગ્યા. સીતાજી આકુળ વ્યાકુળ થઇ ગયાં. વસિષ્ઠમુનિ સ્તબ્ધ થઇ ગયા.

આમ વાતાવરણ એકદમ ગંભીર થઇ ગયું. ભગવાન રામ આ બધી ઉપાધિનું ખરુ કારણ જાણતા હતા. પણ એમનું મોઢુ બંધ થાય અને એ બોલી શકે તો કંઇ ખુલાસો કરે ને?

આખરે એમણે જાણ્યું કે હવે જો ખરી વાતની બધાંને સમજ નહિ પડે તો વાત વધી જશે એથી સુતાસુતાં એમણે શત્રુઘ્નને લખવાના સાધન લાવવા હાથની ઇશારતથી સમજાવ્યું.

શત્રુઘ્ને તાત્કાલિક લખવાનાં સાધન ભગવાનની પાસે રજૂ કર્યાં. ભગવાને ઝટપટ લખ્યુ–હનુમાનને બોલાવો.

એક કૂદકો મારી લક્ષ્મણજી ઓરડાની બહાર દોડયા અને દૂર બગીચાના એક ખૂણામાં આંખો મીંચીને રામનામની ધૂન મચાવતા મારુતિની પાસે આવીને બોલ્યા:

'અરે હનુમાન! તમે તો અહીં બેસી રહ્યા છો; પણ ભગવાનની તબિયત એકાએક બગડી ગઇ છે. ચાલો, રામચંદ્રજી તમને બોલાવે છે.'



'ભગવાનની તબિયત બગડી છે'—એ શબ્દો કાનમાં જતા બરોબર હનુમાનજીનું ધ્યાન તૂટ્યું. એ લાગલા ઊભા થઇ ગયા. અને મોટી મોટી ફલંગો ભરતા રામચંદ્રજીના ઓરડા તરફ દોડયા.

આ બાજુ હનુમાનજીની ચપટી વાગતી બંધ થઇ, એટલે ભગવાનનાં બગાસાં પણ બંધ થયાં ને તે બેઠા થઇ ગયા.

એટલામાં 'ભગવાન! ભગવાન!' એવી મોટેથી બૂમ પાડતા હનુમાનજી આવી પહોંચ્યા અને ભગવાનના પગ પકડીને બેસી ગયા.

રામચંદ્રજી હસવા લાગ્યા.

સૌને પ્રથમ આમાં કંઇ સમજ પડી નહિ, પણ લક્ષ્મણજીએ હનુમાનજી બે હાથે ચપટી વગાડતાં વગાડતાં ધૂન મચાવી રહ્યા હતા એમ કહ્યું અને ભગવાને જ્યારે સૌને ખરી હકીકત જણાવી ત્યારે સર્વ મંડળ હસીહસીને લોટપોટ થઇ ગયું.

છેવટે સીતાજી બોલ્યાં, 'હનુમાનજી ચપટી વગાડે ત્યારે બગાસાં આવે એ વાત તો હું જાણતી હતી, છતાં ગણરામણમાં હું તે વિસરી ગઇ નહીં તો હનુમાનજીને ઝટ બોલાવત.'

'એ તો ભક્તને ભગવાન પાસેથી ખસેડવાનું પરિણામ. નહીં તો ધ્યાનમાં હોય એ વાત કદી ભૂલાય ખરી?' બધી વાત સમજ્યા પછી કૌશલ્યામા હસતાં હસતાં બોલ્યાં. પછી હનુમાનજી તરફ વળીને એમણે કહ્યું'

'મારુતિ! મારા રામ પાસેથી હવેથી તું ઘડી વારેય દૂર જઇશ ના હોં દીકરા! તું દૂર ગયો ને જોયુને તારા ભગવાનને કેવું થઇ ગયું!'

'પણ મા! હું તો જવાની ના જ પાડતો હતો. એ તો ભગવાને જ મને બળાત્કાર મોકલી દીધો!' જાણે ભગવાનની વિરુદ્ધ માતાજી પાસે ફરિયાદ કરતા હોય તેવી ઢબથી હનુમાનજીએ હાથ જોડીને કૌશલ્યામાને કહ્યું. અને સાંભળનાર બધાં ખડખડાટ હસી પડ્યાં.

ચતુર વાચક ઉપરની પરાક્રમકથા સાંભળીને સમજી જશે કે હનુમાનજીને 'अतुलितबलधामम्' નું અપાયેલું વિશેષણ સર્વથા યોગ્ય છે. જગતના પાલકપાલક એવા ભગવાન રામચંદ્રજીને પણ જે ચપટી-વગાડતાં વગાડતાં વિચિત્ર પરિસ્થિતિમાં મૂકી દે એના "ભક્તિબળ"નો અને મહિમાનો પાર કોણ પામી શકે?

ધન્ય છે તુલસીદાસ મહારાજને કે જેમણે પ્રભુના એ પ્યારા ભક્તના બહુ મીઠા મીઠા શબ્દોમાં ગુણ ગાયા છે.-

अतुलितबलधामं हेमशैलाभदेहं,
दनुजवनकृशानुं ज्ञानिनामग्रगण्यम्।
सकलगुणनिधानं वानराणामधीशं,
रघुपतिप्रियभक्तं वातजातं नमामि॥

રામ વગર જેના મનમાંહી,
આવે ના 'રવિ' અન્ય વિચાર;
એ વજ્રાંગબલી ભગવાન—
—ચરણમાં વંદન વારંવાર.



# ભક્તોની વિશેષતાઓ

લેખક: પં. મંગલજી ઉદ્ધવજી શાસ્રી
સદ્વિદ્યાલંકાર; સાહિત્યભૂષણ, સમ્પાદક–'મંગલમંદિર'

## ભાગ્યવાન ભક્ત

ગુર્જરી ગિરાનું મશહૂર છતાં ભાવગંભીર એક પદ છે:—

જનની જણ તો ભક્ત જણ, કાં દાતા કાં શૂર;
નહિ તો રહેજે વાંઝણી, રખે ગુમાવતી નૂર.

નાના સરખા આ દુહામાં માનવજનેતાને સંબોધીને કહેવામાં આવ્યું છે, કે હે માતા! તું જન્મ આપે, તો ભક્તને જ આપજે, જો તારાથી ભક્તનું સર્જન ન થઇ શકે, તો કોઇ દાનેશ્વરીને પ્રકટાવજે, જો દાનેશ્વરીને જન્મ ન આપી શકે તો કોઇ શૂરવીરની જન્મદાત્રી બનજે: પરન્તુ અભક્ત, કૃપણ કે કાયરને જન્મ આપવા કરતાં તો તું વાંઝણી જ રહેજે: આવા પામરોને ઉત્પન્ન કરીને તારા તેજને વ્યર્થ વેડફી નાખીશ નહિ.

અહીં આપણે વિચાર કરીએ:—

ભક્તપુત્રને જન્મ આપવાની ભલામણ આ પદના કવિએ સર્વપ્રથમ શા માટે કરી હશે? દાતારપુત્ર જન્મે, અને એ પોતાના દાનપ્રવાહદ્વારા દેશ, ધર્મ અને સમાજની મૂલ્યવાન સેવા કરી શકે, તો તેમાં કવિને શી અડચણ હશે? અને શૂરવીર પુત્રનું સર્જન કરીને દેશ અને ધર્મનો રક્ષણહાર બાલક જન્મે તો તેમા પણ કવિને શો વાંધો હશે? ભલા ભ ને જન્મ આપવાની ભલામણ સર્વપ્રથમ કેમ કરી?

પરન્તુ આમાં શંકાને સ્થાન નથી. દાન આપનારમાં કોઇ દોષ આવી જવાનો સંભવ છે, જો એનું દાન કુપાત્રમાં પહોંચી જાય તો પણ તમામ દાનનું ફલ નષ્ટ થઇ જાય. અને જો દાન કરતાં કરતાં તેને અભિમાન આવી જાય, તો પણ તેને સીધો નરકનો માર્ગ પકડવો પડે!

એક બીજી પણ વાત છે કે દાનેશ્વરીને પણ એ જન્મ પૂર્ણ કર્યા બાદ ફરીવાર ભક્ત તરીકે તો જન્મ લેવો જ પડે છે. કારણ કે ભક્તિ વિના મુક્તિ મળી શકતી નથી. એટલા માટે દાતાર પુત્રને જન્માવવાની પ્રાર્થનાને બીજો નંબર આપવામાં આવ્યો છે.

તો શૂરવીર પુત્રને જન્માવવાની પ્રાર્થનાને ત્રીજો નંબર કેમ?

એના સમાધાનમાં પણ એ સમજવું ઉચિત છે કે શૂરવીર મનુષ્યમાં ઉગ્રતાનું પ્રમાણ વિશેષ આવી જવાનો સંભવ છે. સમય આવ્યે એ દુર્જનોથી દેશનું સમાજનું અને ધર્મનું રક્ષણ તો જરૂર કરે છે. પરન્તુ એનાથી એનું આખું કુટુમ્બ અને એનો પરિચિત સમાજ હંમેશા ડરતો રહે છે. શૂરવીરનો આ સહજદોષ છે અને તેથી જ તેનો ત્રીજો નંબર આપવામાં આવ્યો છે.

હવે ભક્તનો વિચાર કરીએ:—



ભક્ત ભલે નિર્ધન હોય, પરન્તુ સમય આવ્યે એ દાન આપવામાં દાતારથી ઊતરતો આવતો નથી. સમય આવ્યે સર્વસ્વતું સમર્પણ કરવામાં પણ એ સંકોચ પામતો નથી. આથી એ ભક્ત હોવા છતાં દાનવીર તો છે જ. પરન્તુ એકલા દાતામાં જે સ્વભાવજન્ય દુર્ગુણો હોય, એ દુર્ગુણો ભક્તમાં આવવાનો સંભવ નથી.

–અને શૂરવીરતાના સદ્‌ગુણો પણ ભક્તમાં સહજભાવે જ હોય છે. કારણ કે ભક્ત ભગવાન સિવાય કોઈનાથી ડરતો નથી. 'अभय' એ ભક્તનું મુખ્ય લક્ષણ છે. ગમે તેવા દુષ્ટ માણસને પણ ભક્તહૃદયી મનુષ્ય સીધે સીધો ઉપદેશ આપીને સીધો કરી શકે છે. એટલે ભક્તમાં શૂરવીરના તમામ સદ્‌ગુણોનો સમાવેશ તો સહજ થઈ જાય છે, છતાં શૂરવીરના દુર્ગુણો એના હૃદયમાં પ્રવેશતા નથી.

એટલે ભક્ત મનુષ્ય ભક્ત તો છે જ; પરન્તુ સાથે સાથે એ દાતાર પણ છે અને શૂરવીર પણ છે. માટે જ ઉપરની બે લીટીમાં ભક્ત થવાની ભલામણ સર્વપ્રથમ કરવામાં આવી છે.

વસ્તુત: ભક્ત થવું એ પૂર્વજન્મના પુણ્ય-સંચયનો પ્રભાવ છે, એમ સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી. અને તેથી જ શાસ્ત્રો મુક્તકંઠે ભક્તની પ્રશંસા કરતાં કહે છે:–

कुलं पवित्रं जननी कृतार्था ।
वसुन्धरा पुण्यवती च तेन ॥

ભક્તના જન્મ વડે તેનું કુલ પવિત્ર બને છે, તેની જન્મદાત્રી માતા કૃતાર્થ બને છે અને જે ભૂમિમાં તેનો જન્મ થયો હોય તે ભૂમિ તીર્થના જેવી પવિત્ર બની જાય છે. આ છે ભક્તનો અપાર મહિમા !

## ભક્તોનું અવતરણ

જગત્ જ્યારે મોહનિદ્રામાં પડી જાય છે, જનસમાજ જ્યારે કર્તવ્યથી વિમુખ બની જાય છે. દૈવી સંપત્તિનો લોપ થઇને જ્યારે આસુરી સમ્પત્તિ બલવાન બને છે, ત્યારે દેશ કાલ અને સમાજને અનુસરીને સંત કે ભક્તનો જન્મ થાય છે. અને એ પોતાના આચરણ અને ઉપ-દેશ દ્વારા ધર્મ અને સમાજની જે કડી નબળી પડી ગઇ હોય તેને પુનઃ મજબૂત બનાવે છે.

આથી ભક્તોનું અવતરણ કોઈ ખાસ દેશ જાતિ કે સમાજના હિત માટે જ નથી હોતું પરન્તુ એના જીવનનો અલૌકિક પ્રકાશ તો તમામ દેશો, તમામ જાતિઓ અને તમામ સમાજોને હિતકર્તા બની જાય છે.

આવા ભક્તો એકાન્તિક ભાવનાવાળા હોવા છતાં સમાજની વચ્ચે જ રહીને પોતાનું જીવન વીતાવે છે. એ એમના જીવનની ખાસ વિશેષતા છે. એમ છતાં એમના જીવનની સુમધુર સુવાસ તો દેશ, જાતિ અને સમાજથી દૂર–દૂર પણ પસરી જાય છે. એવા ભક્તોની કીર્તિ દ્વારા સમસ્ત વિશ્વમાંની આસુરીવૃત્તિઓ આપોઆપ દબાઇ જાય છે. ભક્ત નરસિંહમહેતા, મીરાં, તુલસી સૂર, તુકારામ અને જ્ઞાનેશ્વર કોઇ દેશ જાતિ કે સમાજના માટે જ જન્મ્યા હતા એમ કોણ કહી શકે છે ?

–અને તેથી જ ભક્તોનું અવતરણ પણ ભગવાનના અવતારની જેમ સાર્વત્રિક વિશ્વના કલ્યાણઅર્થે થાય છે એમ આપણે સ્વીકારવું પડે છે. અને તેથી જ ભક્ત અને ભગવાનની એકરૂપતા માનવી ઘટે છે.



આજનો સુધારાવાદી માનવ એક આનાની ચાહની પ્યાલી કે એક સિગારેટના બદલામાં 'થેંક્યૂ' કહેવાની શિસ્તને તો સ્વીકારે જ છે ને ?

હવે ધ્યાન આપો, કે જ્યારે આવી-મામુલી વ્યસનની વસ્તુમાં પણ જો આભાર માનવાનો વિધિ હોય તો જે ભક્તે પોતાનું તન, મન અને જીવનનું સર્વસ્વ ભગવાનના ચરણમાં સમર્પિત કર્યું હોય તે અનન્ય ભક્તનાં તમામ કાર્યો ભગવાન પોતે ન કરે તો બીજું કોણ કરે ? એક તો ભગવાનનું અવતાર કૃત્ય કરવા માટે જ ભક્તનો જન્મ થયો હોય તો એમના કાર્યમાં ભગવાનની સંપૂર્ણ સહાય હોય તેમાં આશ્ચર્ય શું ?

અહીં કોઈ સુધારક શંકા કરી શકે કે ભગવાન જેવી મહાન્ વ્યક્તિ પોતે જ દોડીને ભક્તનાં કાર્યો કરે એ તો શિસ્તને બદલે શિસ્તભંગ થયો ન ગણાય ? એક ઓફીસનો મેનેજર પોતાની જ ઓફીસના પટાવાળાને ત્યાં ઝાડૂ વાળવા દોડ્યો જાય એ તે કેવી વાત ?

–પરંતુ ભક્ત અને ભગવાનને શ્રદ્ધાળુજનો એટલા માટે જ તો અભિન્ન માને છે. સંસારની શિસ્ત જો ભક્તને માન્ય નથી તો ભગવાનને શા માટે માન્ય હોય ? ભલા જમણો હાથ ડાબા હાથની શિસ્ત પાળવા માગે તોય કેટલીક પાળી શકે ? ભક્ત અને ભગવાનનાં જ્યાં શરીરો જ જુદાં હોય–આત્મભાવે તો તે એક જ હોય ત્યાં શિસ્ત તે કોણ કોની પાળે ?

માટે જ ભાવિકોના માટે ભક્ત અને ભગવાન એક જ છે.

## ભક્ત અને ચમત્કારો

ભક્તોના જીવનમાં જગત્ માની ન શકે તેવા કેટલાએક ચમત્કારો પણ દૃષ્ટિગોચર થાય છે. નવો જમાનો તેને 'મઢી લીધેલા પ્રસંગો' માનીને તેના પ્રત્યે ઉપેક્ષા પણ કરે છે. ભક્ત નરસિંહની હુંડીના જમાનામાં દ્વારકાપુરી જેટલે દૂર ભગવાનને બદલે કોઈ શેઠ સાતસો રૂપીઆ ચૂકાવી આપે, કુંવરબાઈના મામેરામાં પણ કોઈ એકાદ સદ્ગૃહસ્થ રૂપે આવીને સહાયતા આપી જાય અને તેવી જ રીતે અન્ય ભક્તોના જીવનના પ્રસંગોને આજના લોકો માનતા નથી; અથવા તો આવા લોકો જ્યારે ભક્તોના જીવનપ્રસંગોને લખે છે ત્યારે આવા ચમત્કારિક પ્રસંગોને બાદ કરીને માનવ સહજ ચરિત્રનું જ તેઓ આલેખન કરે છે.

ત્યારે ભક્તહૃદયના લેખકો આવા ચમત્કારોમાં ભક્તજીવનની સહજસાધ્ય કાર્યપ્રણાલીની જ ઝાંખી કરે છે. તેમને આવા ચમત્કારોમાં પણ અતિશયોક્તિ દેખાતી નથી. કારણ કે ભગવાન તો સર્વ ચમત્કારોના પણ ચમત્કાર છે જ એમાં તો લેશ પણ શંકાને સ્થાન છે જ નહીં.

આજનો અણુબોંબ કે H બોંબ બનાવનારો કોઇ નવો ચમત્કાર સર્જે તો તેને બધા જ સર્વાનુમતે સ્વીકારી જ લે છે. ત્યારે ભક્તહૃદયના મનુષ્યો તો એ અણુબોંબના કે H. બોંબના રચયિતાને જ ભગવાનનું સર્જન સમજીને તેમાં આશ્ચર્ય અનુભવતા નથી.

એક બીજી પણ વાત છે કે શ્રદ્ધાળુજનો પ્રાચીન ભક્તોના આવા ચમત્કારોમાં પણ ભક્તજીવનની સહજસાધ્ય કાર્યપ્રણાલિની જ ઝાંખી

કરતા હોવા છતાં એટલું તો સ્વીકારવું જ પડે છે કે ભક્ત કોઈ જાદુગર કે મદારી નથી કે જ્યાં ને ત્યાં આવા ચમત્કારો જ બતાવતો ફરે.

કેટલાક આધુનિક કહેવાતા ભક્તો આવા ચમત્કારોના પક્ષપાતી બનીને પોતાના જીવનમાં પણ આવા જ કોઈ દિવ્ય ચમત્કારોનું આરોપણ કરતા હોય છે, તેમના માટે જનતાને અહીં લાલબત્તી બતાવવી પણ જરૂરી જણાય છે. કારણ કે એવા ચમત્કારો આજના કહેવાતા ભજનિકો કે ભક્તોમાં આવવા સહજ પણ નથી.

પરન્તુ આથી પ્રાચીન ભક્તોના જીવનમાં બનેલા ચમત્કારોને તો ઉપહાસની દૃષ્ટિએ જોઈ શકાય જ નહિ. કારણ કે એ ભક્તિપ્રાણ ભક્તોનાં જીવન જ સ્વયં ચમત્કારરૂપ છે. રાણાના રાજ્યમાં માતા-પિતા વિનાની એક રાજકુમારી મીરા આટ-આટલા મારણપ્રયોગો છતાં 'મેરે તો गिरधर गुपाल दूसरा न कोई' નું મસ્ત ગીત આલાપતી જીવતી રહી જાય એ ઓછો ચમત્કાર છે? મીરાના જીવનને અને પ્રહ્લાદના જીવનને મેળવી મીરાના માટે માત્ર નૃસિંહાવતાર ન થયો એટલી જ ભિન્નતા નથી જણાતી શું?

એમ જુઓ, તો ચમત્કાર ક્યાં નથી? આપણે-પગવાળાં પ્રાણિઓ આકાશમાં ઊડતાં પક્ષિઓને જોઈએ છીએ ત્યારે શું ઓછો ચમત્કાર લાગે છે? અને એવી જ રીતે એ પશુ-પક્ષિઓ આપણને જોઈને ચમત્કાર નહિ માનતાં હોય?

પરન્તુ, માનવ સ્વભાવ જ કંઈક આપડાહ્યો છે. વાત-વાતમાં એ પોતાને સર્વશ્રેષ્ઠ માનવાની ટેવ વાળો છે. પક્ષિઓ આકાશમાં ઊડે છે, એ ચમત્કાર જ હોવા છતાં એમાં એને ચમત્કારની ગંધ પણ આવતી નથી. કારણ કે, મનુષ્ય પોતે પક્ષિ નથી ગીધ જેવાં પક્ષિઓ દૂર-દૂર સુધી જોઈ શકે છે, એ એને ચમત્કાર નથી દેખાતો કારણ કે એ ગીધ નથી.

પરન્તુ એને પોતાનાથી ઉત્કૃષ્ટ જીવનવાળાઓના ચમત્કારો ખુંચે છે. કારણ કે એને એ પોતાનું મજાતીય પ્રાણિ સમજવાનો પૂર્વગ્રહ બાંધીને બેઠો ગયો છે. જો એ આવા ભક્તોને પ્રભુરૂપે જોતો થાય, તો એના જીવનમાં બનેલા ચમત્કારો એને જરૂર સહજગ્રાહ્ય લાગે.

જરા આગળ જુઓ, ચમત્કાર ક્યાં નથી? એક પૃથ્વી પર ઊગેલા આકડા અને ધંતૂરાના સુંદર આકારવાળાં પુષ્પોમાં સુવાસ ન હોય અને ગુલાબના પુષ્પમાં મનમોહક સુવાસ આવે, એ આકડા ને ધંતૂરાને મન ચમત્કાર ખરો કે કેમ?

પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આધાર વિના ટકી રહેલા આકાશમાં યે ક્યાં ઓછા ચમત્કારો છે? પરંતુ માનવ તેને જન્મથી જ જોવા ટેવાયેલો હોવાથી એને એમાં ચમત્કાર દેખાતો નથી. એ ચમત્કારને એ ચમત્કાર જ માનતો નથી.

પ્રભુના આપેલા આ માનવ શરીરને ચમત્કાર કેમ ન માનવો? માનવ જન્મે છે, જીવે છે અને મૃત્યુની ગોદમાં સમાઈ જાય છે. સૂર્યનારાયણ બરાબર સમય પ્રમાણે ઊગે છે, ને સાયંકાળે અંતર્ધાન થઈ જાય છે. એ અને આવા બીજા ઘણા ચમત્કારો નથી તો બીજું શું છે?

અને અરે, પૂછો તો ઇશ્વરની તમામ સૃષ્ટિ આશ્ચર્યજનક ચમત્કાર જ છે ને? પરંતુ આ બધા ચમત્કારોમાં એ આપડાહ્યા માનવને ચમત્કાર જેવું કાંઈ જ જણાતું નથી. એને માત્ર

" ભક્ત-રત્નાવલી " ના રચનાર

# સંત કવિ વિષ્ણુપુરી

( લેખક : પ્રો. મંજુલાલ મજમુદાર એમ. એ. એલ એલ. બી. પી એચ. ડી. )

સંતકવિ વિષ્ણુપુરી તિરહુતના વતની હતા અને ઇ. સ. ૧૪૦૦ની આસપાસ થઈ ગયા. 'ભાગવત' પુરાણમાં ભક્તિને ઉદ્દેશીને જે જે કથનો આપવામાં આવ્યાં છે તેની તેમણે પોતાની રીતે નવેસર ગોઠવણી કરી છે: અને ભક્તિના સમગ્ર વિષયનું પ્રતિપાદન તે દ્વારા કર્યું છે: એવા તેર ભાગ અથવા પ્રકરણોને તેમણે 'વિરચન' નામથી ઓળખાવ્યાં છે.

આ વિષ્ણુપુરી તિરભુક્ત દેશના ભક્ત કવિ હતા: એમનો ગ્રંથ વૈષ્ણવોમાં બહુ લોકપ્રિય થયો જણાય છે કારણ કે તેના ઉપર ઘણી સંસ્કૃત ટીકાઓ થઇ છે. તેમાંથી એક શ્રીધરની 'કાંચનમાલા' નામની ટીકા શક સંવત ૧૫૫૫ માં રચાઇ છે: એટલે કે સં. ૧૬૯૦ માં તેની રચના થયેલી છે.

હિંદી भक्तमाला ના રચનાર વૈષ્ણવ સાધુ નાભાદાસ અથવા નાભાજીએ સં. ૧૬૮૯ માં એટલે ઇ. સ. ૧૬૩૩ માં યાત્રા નિમિત્તે જે જે સંતોનાં ચરિત્રો તેમના જાણવામાં આવ્યાં તેમની ચરિત્રાવલી તેમણે ગૂંથી છે: પ્રત્યેક સંત માટે ફક્ત એક એક 'છપ્પય' માં તેમણે પરિચય કરાવ્યો છે. પુરાણોમાં ઉલ્લેખેલા ભક્તો ઉપરાંત, ઐતિહાસિક કાલના અને તેમના નજીકના પુરોગામીઓ માટે તેમણે भक्तमाला માં નોંધ લીધી છે. ઐતિહાસિક સંતો માટે જયદેવથી આરંભી, શ્રીધર, બિલ્વમંગલ, વલ્લભાચાર્ય અને તેમના પછી વિષ્ણુપુરીને નાભાજીએ સંભાર્યા છે.

વિષ્ણુપુરી માટેનો 'છપ્પય' નીચે પ્રમાણે છે:–

भागवत धर्म उत्तंग, आन धर्म आनन देखा।
पीतलपट पर यीगत, निकप ज्यों कुन्दन-रेखा॥
कृष्ण कृपा कही येल, फलित सत्संग दिखायो।
कोटि ग्रंथको अर्थ तेरह, विरचनमें गायो॥
महासमुद्र भागवत-ते, भक्ति-रतन-राजि रची।
कलिजीव जंजाली कारणे,
विष्णुपुरी यही निधि संची॥

'ભક્તરત્નાવલી' નું ટૂંકું નામ 'રત્નાવલી'.

---

ભક્તોના જીવનમાં બનેલા ચમત્કારો જ ખૂંચે છે. માનવરૂપ દેખાતા ભક્તોના જીવનમાં થયેલા સહજ ભાવો કે જેનું ભક્તિશાસ્ત્રોમાં સ્પષ્ટ વર્ણન કર્યું છે, તેને એની બુદ્ધિ કબૂલ કરતી નથી. ભક્તોના જીવનની સમાલોચના કરતી વખતે એ એને પોતાની બુદ્ધિની જ ફૂટપટ્ટીથી માપવા માંડી જાય છે અને એ એમના જીવનને સાધારણ જીવન માનવાની હિમાલય જેવડી ભૂલ કરી બેસે છે.

જ્યાં બુદ્ધિનો વિષય પૂરો થઇ જાય છે, ત્યાંથી જ શ્રદ્ધા અને ભગવદીય તત્ત્વોના દર્શનની શરૂઆત થાય છે. એટલા માટે તો મહાપુરુષોએ કહ્યું છે:–

ભક્તિ, ભક્ત, ભગવંત ગુરુ, ચતુર નામ વપુ એક;
ઇનકે પદવંદન કિયે, નાસત વિઘ્ન અનેક.

ભક્તો અને ભગવાન જુદા નથી. માટે જ કોઇ ભક્તના જીવનમાં ભગવાનના જેવા ચમત્કારો હોય એ સ્વાભાવિક છે. ઇત્યોમ્.

છે; અને તેની ખંગાળી છાયા કૃષ્ણદાસ લૌહિયાએ પંદરમા શતકના પ્રારંભમાં ઊતારી છે. તેથી સંત વિષ્ણુપુરીનો જન્મ ઈ. સ. ૧૪૦૦ આસપાસ માનવામાં આવે છે.

'ભક્તિરત્નાવલી' ની રચના કેવા સંયોગોમાં થઇ તેને માટે બે ત્રણ આખ્યાયિકા પ્રચલિત છે. કાશીનિવાસી સંત વિષ્ણુપુરીએ પોતાનો ગ્રંથ પુરુષોત્તમક્ષેત્રના અધિષ્ઠાતા જગન્નાથદેવના ચરણમાં ભેટ કર્યો હતો એમ બધામાં સામાન્ય એકવાક્યતા છે.

'પુરી' શબ્દ મુક્તિપુરી કાશી તથા જગન્નાથપુરી માટે તેમજ સંત વિષ્ણુપુરી માટે યોજવામાં આવ્યો છે. એમ કહેવાય છે કે પુરુષોત્તમક્ષેત્રથી ભગવાન જગન્નાથદેવે વિષ્ણુપુરીને સંદેશો કહેવરાવ્યો: 'પુરી, તમે ભુક્તિ તથા મુક્તિની પ્રાપ્તિ માટે કાશીવાસ કર્યો છે: અને હું તો અહીં અરણ્યનો વાસી રહ્યો એટલે તમને ભુક્તિ કે મુક્તિ ક્યાંથી આપી શકું? એટલે જ તમને આ 'પુરી' માં આવવું ગમતું નથી; છતાં કોઇવાર આ તરફ યાત્રાએ આવવાનું થાય ત્યારે તમારા દર્શનનો લાભ મળશે એમ હું આશા રાખું છું.'

વક્રોક્તિભરેલો છતાં અનુગ્રહભરેલો એવો ભગવાન જગન્નાથનો આવો સંદેશો સાંભળી વિષ્ણુપુરીએ વિનયપૂર્વક કહાવ્યું કે, 'દેવ હું તો ભુક્તિ શું? મુક્તિ શું? મથુરા શું કે વૃંદાવન શું?–એમાંનું કાંઇ જાણતો નથી હું આપનો પાર પામી શકયો નથી છતાં એટલું મને ખબર છે કે ભગવાન જગન્નાથ કૃષ્ણનું નામ મારે કાને પડયું છે તેથી હમેશાં એ કૃષ્ણ નામની માલા મારા કંઠમાં ધારણ કરું છું. પ્રભુએ મને હવે સંભાર્યો છે તો હું જરૂર આપશ્રીના સાન્નિધ્યમાં હાજર થઇશ.'

થોડો સમય વીત્યા પછી વિષ્ણુપુરી પોતાની સાથે પોતાનો રચેલો 'વિષ્ણુ–ભક્તિ–રત્નાવલી' નો ગ્રંથ સાથે રાખી, પુરુષોત્તમ ક્ષેત્રની યાત્રાએ ગયા; અને ભગવાનનાં દર્શનથી પાવન થઇ, તેમના ચરણમાં પોતાનો ગ્રંથ ભેટ કર્યો હતો.

વૈષ્ણવોમાં આ આખ્યાયિકાને લીધે 'ભક્તિરત્નાવલી' પ્રત્યે ભારે અનુરાગ છે.

બીજી આખ્યાયિકા આ ગ્રંથરચના સંબંધી વૈષ્ણવોમાં એવી છે કે નવદ્વીપ (નદીયા)ના ભગવાન ચૈતન્ય વિષ્ણુપુરીને કાશીમાં મળ્યા હતા, જ્યારે પોતે વૃન્દાવનની યાત્રા કરીને પાછા આવતા હતા. પરસ્પરને અન્યોન્ય માટે આદરભાવ ઉત્પન્ન થયો, વિષ્ણુપુરીની ભક્તિ તથા તેમની શાસ્ત્રપારંગતતા માટે ચૈતન્યને માન થયું; વિષ્ણુપુરીને ચૈતન્યમાં ભક્તિનો ભાવ આવેશ તથા તેમની તન્મયતા માટે મધુરભાવ જન્મ્યો. ચૈતન્ય પછી કાયમ માટે મુક્તિપુરી જગન્નાથજીમાં રહેવા લાગ્યા.

કથા એવી ચાલે છે કે એક વૈષ્ણવ, જે વિષ્ણુપુરીનો ભક્ત હતો તે કાશીથી જગન્નાથપુરીની યાત્રાએ ગયો હતો ત્યારે ત્યાં તેમને ચૈતન્યદેવનો ભેટો થયો હતો, પોતાના ગુરુના જયશ્રીકૃષ્ણ ભકને ચૈતન્યને સંભળાવ્યા પછી યાત્રા પુરી કાશી જતાં પહેલાં ચૈતન્યદેવને મળ્યો, અને પોતાના ગુરુને કઇ સંદેશો કહેવરાવવો હોય તો તે માટે પ્રાર્થના કરી

સર્વ વૈષ્ણવ સમાજની હાજરીમાં ચૈતન્યદેવે વિષ્ણુપુરીને કહાવ્યું કે 'મને એક 'રત્નાવલી' (રત્નનો હાર) મોકલાવજો'



વૈષ્ણવો ભેગા બેઠેલા સાધુઓ આવો સંદેશો સાંભળી આશ્ચર્ય પામ્યા. સંસારના સર્વ વૈભવોને ત્યાગીને બેઠેલા સંત ચૈતન્યને આવી 'રત્નમાલા' માટે મમતા હતી તે જાણી તેમને આઘાત થયો; છતાં આ વાતનો ખુલાસો પૂછવાની કોઈની હિમ્મત ચાલી નહિ.

સમય વહી ગયો, વાત ભૂલાઈ ગઈ, અને પેલો યાત્રાળુ વિષ્ણુપુરી-શિષ્ય કાશીથી જગન્નાથપુરી આવ્યો; અને એણે ચૈતન્યદેવને 'ભક્તિરત્નાવલી'ની પોથી ભેટ કરી.

ચૈતન્યદેવે ભક્તસમાજને નિવેદન કર્યું કે, "વિષ્ણુપુરીએ મારા માગ્યા પ્રમાણે આ 'રત્નાવલી' મને ભેટ મોકલી છે તે જુઓ—"

વૈષ્ણવસમાજ ચૈતન્યની આ ટકોરથી ઝાંખો થયો. તેમને હવે સમજ પડી કે ભક્ત ચૈતન્યની મમતા આવા ભક્તિના ગ્રંથ માટે હતી. નહીં કે સ્થૂલ રત્નોની માલા માટે. પોથીને જગન્નાથજીને ચરણે પધરાવવામાં આવી.

વસ્તુતઃ ચૈતન્યની પ્રેરણાથી વિષ્ણુપુરીએ આ ગ્રન્થની રચના કરી એમ માની શકાય.

ત્રીજી આખ્યાયિકા પણ 'ભક્તિરત્નાવલી' ના સંબંધમાં પ્રચલિત છેઃ એ પ્રસંગ આ ગ્રંથના હિંદી પદ્ય અનુવાદ ' मायानियच भक्तिप्रकाशिका टीका' નામના દોહા, ચોપાઈ તથા સોરઠામાં રચેલા ગ્રંથમાંથી પ્રાપ્ત છે.

વિષ્ણુપુરીના પરમ મિત્ર માધવદાસે એક અવનવા પ્રકારની રત્નમાલા—જે ધારણ કરવાથી એના આત્માને સંતોષ થાય તે આપવા માટે વિનંતિ કરી. ત્યારે ભાગવત પુરાણમાંથી ભક્તિ સંબંધી વચનો રૂપી રત્નોની માલા બનાવી, માધવદાસ રહેતા હતા તે જગન્નાથપુરીમાં તેમને પહોંચાડી.

विष्णुपुरीके मित्रवर माधवदास प्रवीन ।
तिन मागो मनि-मुक्ता माला सुन्दर नवीन ॥
तब श्रीभगवद् भक्तिकी रत्नावली बनाई ।
श्रीपुरुषोत्तमक्षेत्रमहु इनको दई पठाई ॥

આ ગ્રંથ નિમ્બાર્ક આચાર્યના રાધાકૃષ્ણની ભક્તિના ઉપાસકોમાં બહુ સન્માન્ય છે. ભગવાનની નવધા ભક્તિના પ્રકારને સંત કવિએ તેર સૂત્રમાં પરોવ્યો છે. આરંભના ચાર શ્લોકમાં તેમણે ગ્રંથ પ્રયોજન સમજાવ્યું છેઃ—

(વસંતતિલક)

दूरान्निशम्य महिमानमुपेत्य पार्श्वे—
सन्तः प्रविश्य शुभ भागवतामृताब्धेः ।
पश्यामि कृष्णकरुणाञ्जन निर्मलेन ,
हल्लोचनेन भगवद्भजनं हि रत्नम् ॥

( ભાગવતરૂપી અમૃતના સાગરનું માહાત્મ્ય દૂર દૂરથી સાંભળવાથી, હું તેમના સાન્નિધ્યમાં ગયો; એ ભગવત્કૃપા સમુદ્રમાંથી ભગવદ્ભજન રૂપી રત્ન મારી નજરે પડ્યું.)

(માલિની)

तदिदमतिमहार्घं भक्तिरत्नं मुरारे-
रहमधिकसयत्नः प्रीतये वैष्णवानाम् ।
हृदि गतभगवदीयादेशमासाद्य मायन्
निधि धर्ममिव तस्माद् वारिधे उद्धरामि ॥

( આ મહાગ્રંથમાં ભક્તિરૂપી રત્નોને વૈષ્ણવોની ખાતર હું પ્રભુની આજ્ઞાને માથે ચઢાવી, બહાર કાઢું છું.)

કેટલાક કહેશે કે જ્યારે 'ભાગવત' વ્યાસ ભગવાનનું રચેલું સૌને સુલભ છે ત્યારે આવી 'રત્નાવલી'ની શી જરૂર હતી? ત્યારે તેમને ઉત્તર આપતાં સંત વિષ્ણુપુરી કહે છે કે મૂલ ગ્રંથ મોટો અને વિસ્તૃત છે, અને સામાન્ય જનને સમજાવો કઠિન છેઃ તેથી જગદીશભક્તિને સમજાવનારાં ઉજ્જવલ શ્લોકરત્નોને મેં એક -સૂત્રમાં પરોવ્યાં છે એનાથી શો લાભ થશે?

कण्ठे कृता कुलमशेषमलंकरोति
वेश्मस्थिता निखिलमेव तमोपहन्ति।
तामुज्ज्वलां गुणवती जगदीशभक्ति-
रत्नावलीं सुकृतिनः परिशीलयन्तु ॥

(સં. ૧૮૦૬ (ઇ. સ. ૧૭૫૦) માં સચિત્ર તથા મૂલ સહિત ગુજરાતી ગદ્ય અનુવાદ સાથે અમદાવાદમાં ઉતારેલી ભક્તિરત્નાવલીની પોથીમાં આ શ્લોકનો અર્થ આપ્યો છે; તે નીચે પ્રમાણેઃ—

"એ ગ્રંથનું પ્રયોજન, શ્રી ભાગવત છતે એ નવો ગ્રંથ કરવો પડયો તે શું? તે એટલા માટે, ભક્તિરત્નાવલી કહિતાં માલા કંઠને વિષે ધરી હોય તો ઘણું શોભે તે માટે એ ગ્રંથ કર્યો છિ.")

(દ્રુતવિલંબિત)

निखिल भागवतश्रवणालसा
बहु कथाभिरथानवकाशिनः।
श्रयमयं ननु ताननु सार्थको
भवतु विष्णुपुरीग्रथनग्रहः ॥ १३-१०

સાચા વિનયી ભક્તની જેમ ગ્રંથને અંતે વિષ્ણુપુરી કહે છેઃ મેં મારી બુદ્ધિશક્તિ પ્રમાણે ગ્રંથની રચના કરે છે તેનાથી પ્રભુ પ્રસન્ન થાવ! :—

[મંદાક્રાંતા]

एवं श्रीश्रीरमण भवता यत्समुत्तेजितोऽहं
वाञ्छल्ये वा सफलविषये सारनिर्धारणे वा।
आत्मप्रज्ञाविभवसदृशैस्तत्र यत्नै र्ममैतैः
साकं भक्तैरगति सुगते तुष्टिमेहि त्वमेव ॥

આ પ્રકારનો ભક્તિની ચર્ચા કરનારો, તથા ભાગવતમાંથી જ અવતરણો લઇને નવધા ભક્તિનું પ્રતિપાદન કરનાર સંત વિષ્ણુપુરી આપણા વંદનને યોગ્ય છે






લેખક : શ્રી. 'પુષ્પમ્'

ભક્તો તેમનો પરમ કલ્યાણકારી સંદેશો આ વિશ્વમાં ફેલાવે છે આ સંદેશો કોઇ એક પ્રજા કે દેશ માટે નથી હોતો, પરંતુ વિશ્વની સમસ્ત પ્રજા માટે હોય છે. લોકોનું જીવન કેવી રીતે ઉન્નત અને નિર્મળ બને, લોકોમાંથી અસત્ય, અનીતિ, ઇર્ષા, દ્વેષ ઇત્યાદિ ઇન્સાનિયતને કલંકિત કરનારા દુર્ગુણો દૂર થઇને વિશ્વપ્રજાનું કલ્યાણ કેમ થાય તે જ ભક્તોના જીવનનો હેતુ હોય છે

આ વિશ્વ માયા, મોહિનીથી પરિપૂર્ણ છે. પરંતુ ભક્તો એનાથી અલિપ્ત છે. તેમનું જીવન સાદું, સંયમી હોય છે. જન્મથી મૃત્યુ પર્યંત ભક્તોને અનેક કાંટાળા અને વિષમ માર્ગોમાંથી પસાર થવાનું હોય છે. આમ છતાં પરોપકાર માટે ભક્તની સદા આગેકૂચ હોય છે. આ આગેકૂચમાં ઉરમંદિરમાં બિરાજમાન પ્રભુની પ્રતિમાનો સાક્ષાત્કાર થાય છે જ્યારે જ્યારે જનસમૂહ પ્રભુથી વિમુખ બનો જાય છે ત્યારે ત્યારે ભક્તો એને પોતાના જીવન દ્વારા પ્રભુ તરફ વાળવા પ્રયત્ન કરે છે.

જુદા જુદા સમયે જુદા જુદા ભક્તોએ વિશ્વની પ્રજાને માર્ગદર્શન આપ્યું છે. પ્રભુ પ્રત્યે સંપૂર્ણ શ્રદ્ધા રાખવી જોઇએ. તે જ આપણને યોગ્ય માર્ગ બતાવશે. ઇશ્વર હંમેશાં ભક્તોની મદદે દોડી જાય છે. ઈશ્વર આપણો રક્ષણકર્તા અને માર્ગદર્શક છે. વગેરે વગેરે.

ભક્તો નિઃસ્વાર્થપણે અને ઉદાત્ત હેતુથી સેવા કરતા હોય છે. તેમની સમક્ષ અનેક પ્રલોભનો આવે છે. પરંતુ તેઓ પ્રલોભનમાં ફસાતા નથી. ભક્તો વિદ્યા, ધન, બળ, સામર્થ્ય સત્તા ઇત્યાદિનો ઉપયોગ સામુદાયિક હિત અને કલ્યાણ કરવામાં કરે છે.

જીવનપર્યંત દુઃખો સહન કરવા છતાં ય વિપત્તિ માટેની સ્વેચ્છાપૂર્વકની પ્રાર્થના કરતા, પ્રભુના અપાર મહિમાને ગાતા ભક્તહૃદયને પ્રભુદર્શનની કેટલી તીવ્ર ઝંખના હોય છે એ સામાન્ય માનવી કેવી રીતે સમજી શકે? તેમના માટે ફક્ત કલ્પના જ કરવાની છે.

વિશ્વની સુખદ સ્થિતિ કરતાં વિપત્તિના બનાવો ભક્તના જીવનને વધુ ઉત્કટતાથી પ્રભુ પ્રત્યે પ્રેરે છે ઇશ્વર જેમને તારવા માગે છે, તેમને અનેક વિષમ કષ્ટોના અગ્નિમાંથી શુદ્ધ થવું પડે છે. આમ સમજતા ભક્તને વિપત્તિનો ડર હોતો નથી.



# ભકતને માટે ભગવાનના અવતાર

( લેખક: શ્રી રવિશંકર ન. પાઠક )

ભગવાને જે જે અવતારો ધારણ કર્યા છે એ બધાનો હેતુ પ્રધાનપણે એક જ જોવામાં આવે છે. ધર્મનું રક્ષણ અને દુષ્ટોનો સંહાર. અધર્મથી પૃથ્વી જ્યારે ત્રાસી જાય છે ત્યારે દીનદયાળ પૃથ્વીનો ભાર ઓછો કરવા પૃથ્વી ઉપર પગલાં પડે છે. એ અવતાર ધારણ કરી ભક્તજનોનું રક્ષણ કરે છે, અધર્મીઓનો નાશ કરે છે અને પુનઃ ધર્મની સંસ્થાપના કરે છે.

આકાશ જ્યારે કાળાં કાળાં વાદળથી ઘેરાઇ જાય છે ને પૃથ્વી ઉપર અંધારું છવાઇ જાય છે ત્યારે જ મેઘમહારાજ મહેર કરે છે ને ?

ભગવાને અનેક અવતારો ધારણ કર્યા છે પણ જે અવતારોમાં વિશેષ લીલા કરી છે એવા તો બે જ અવતારો આપણે ગણાવી શકીયે. એક રામાવતાર અને બીજો કૃષ્ણાવતાર. બન્ને અવતારોની મંગળલીલાઓ ભક્તજનો હજારો વર્ષથી ગાતા આવ્યા છે. એના શ્રવણથી શ્રોતાઓના પાપ અને તાપ બન્ને ટળે છે. એના પઠનથી હૃદય અને વાણી બન્ને પવિત્ર થાય છે ને એક પ્રકારનો એવો દિવ્ય આનંદ વ્યાપે છે કે જેનું વર્ણન વાણીથી બરાબર થઇ શકે જ નહિ.

પ્રભુની આ લીલાઓ જ ભગવાનના અવતારના રહસ્યને સમજાવી દે છે. એને ધ્યાનથી, ભક્તિથી નમ્ર બનીને સમજવા પ્રયત્ન થવો જોઇએ.

રામાવતાર અને કૃષ્ણાવતાર એ ભગવાનના મુખ્ય દસ અવતારોમાં ગણાય છે. એ બે અવતારો વચ્ચે-એ બે અવતારોની મંગલમય લીલાઓ વચ્ચે જેમ અંતર છે તેમ સામ્ય પણ છે. આપણે અહીં સંક્ષિપ્તમાં સામ્યનો વિચાર કરીશું.

રામાવતાર પ્રભુને ધારણ કરવાની જ્યારે ફરજ પડી તે વખતે પૃથ્વી પર જેવું વાતાવરણ હતું તેવા પ્રકારનું વાતાવરણ કૃષ્ણાવતાર સમયે પણ હતું.

મહાબળવાન રાક્ષસાધિપતિ રાવણના નામથી પૃથ્વી ઉપર એક પ્રકારનો ભય વ્યાપી ગયો હતો. એની હાક ત્રિભુવનમાં વાગતી હતી એમ કહીએ તો ચાલે. દેવતાઓ પણ એના નામથી ધ્રુજતા હતા. એના પ્રતાપી પુત્ર મેઘનાદે તો સુરેશ્વર ઇન્દ્રને પણ પરાજય આપ્યો હતો. રાવણના મિત્રો અને અનુચરો પૃથ્વીનો ભાર વધારી રહ્યા હતા. તપોવન નિર્ભય ન હતાં. સાધુ પુરુષો ઋષિમુનિયો યજ્ઞ-યાગાદિ કરી શકતા નહિ. ખર-દૂષણ, ત્રિશિરા પણ હાહાકાર વર્તાવવામાં પાછી પાની કરતાં નહિ. સુબાહુ અને તાડિકાનો ભય પણ ભારે હતો.

પોતાના ઇષ્ટદેવ દયાળુ સદાશિવની સામે પણ જેણે અવિનય કર્યો હતો એ ખળ દશાનન કેવા કેવા ત્રાસ ભૂમંડળ પર વર્તાવતો હશે એની તો માત્ર કલ્પના જ કરવી સારી. એના ત્રાસથી, એના વર્તનથી, એ અને એના દુષ્ટ સાગરીતોના પાપાચારથી પૃથ્વી કમકમી રહી હતી.

ભગવાન પોતાની દૃષ્ટિમાં આવો અધર્મ શુ



સાંખી રહે ? એમણે અયોધ્યાના પરમ ભાગ્યશાળી મહારાજા દશરથને ઘેર પુત્રરૂપે અવતાર ધારણ કર્યો ને રામાવતારની લીલાઓની શરૂઆત કરી.

શ્રીકૃષ્ણાવતાર વખતે પણ પૃથ્વીની સ્થિતિ દયાજનક થઈ ગઈ હતી. કંસ, જરાસંધ નરકાસુર, વગેરે અધર્મીઓથી ધર્મનો નાશ થઈ રહ્યો હતો. આ મદોન્મત્ત રાક્ષસોની સામે ઉંચી આંખ કરીને જોવાની કોઈનામાં તાકાત ન હતી. મન ફાવે એ રીતે એ દાનવો વર્તતા હતા અને પ્રજાને પીડતા હતા. 'હમ કરે સો કાયદા' એવા પ્રકારનો એ દુષ્ટોનો મુદ્રાલેખ હતો દીનબંધુ અધર્મીઓનું આવું વર્તન કેવી રીતે સાંખી શકે? એઓ કૃષ્ણચંદ્રરૂપે અવતર્યા ને પાપીઓનાં હૃદયમાં ધ્રુજારી પેસી ગઈ.

રામાવતારમાં પ્રભુએ મિત્રધર્મનું પાલન કરી સાચા મિત્રધર્મનો મહિમા સમજાવ્યો છે. સુગ્રીવ સાથે મિત્રતા બાંધ્યા પછી એને પોતાના ભાઈ જેવો પ્રભુ ગણે છે ને અધર્મી વાલીને મારી કિષ્કિંધાની ગાદી સુગ્રીવને આપી એને નિર્ભય બનાવે છે. જેને મિત્ર માન્યો, એનું દુઃખ એ પોતાનું દુઃખ થઈ જવું જોઈએ. એમ બને તો જ મિત્રતા દીપી નીકળે છે.

કૃષ્ણાવતારમાં આ જ હકીકત જોવા મળે છે. કુંતાકુમાર અર્જુન પ્રત્યે પ્રભુએ કેવી લાગણી બતાવી હતી અને પાંડવોને કેવી મદદ કરી હતી ? મહાભારતના યુદ્ધમાં ધનંજયની બાજુમાં રહીને એને કેવો વિજય અપાવ્યો હતો ?

ગાંડીવધારી અર્જુનનો જયજયકાર થયો ને ત્રિભુવનમાં એના નામનું ગાન થવા માંડ્યું, એ કોને આભારી છે ? શ્રીકૃષ્ણે બજાવેલા ઉત્તમ મિત્રપ્રેમને જ એ બધું આભારી છે.

એકદમ ધ્યાન ખેંચાય એવો એક ગુણ બંને અવતારમાં જોવા મળે છે તે નાના-મોટા વચ્ચેનો અભેદભાવ છે. જ્યાં પ્રેમ જોયો, જ્યાં ભક્તિ જોઈ, કે લાગલા પ્રભુ, એને હૃદય સાથે લગાવી દે છે.

રામાવતારમાં પરમ ભાગ્યશાળી ગુહરાજ પ્રત્યે પ્રભુ કેવો પ્રેમ બતાવે છે ! એની સેવાથી ખુશ થઈ પ્રભુ કહે છે, 'તું તો મને મારા ભરત જેવો પ્રિય છે.' પ્રભુ આ વખતે ખ્યાલ નથી રાખતા કે પોતે પ્રતાપી અયોધ્યાપતિના મોટા કુમાર છે ને જેને એ હૃદય સાથે લગાવે છે એ એક તુચ્છ–માછીમાર છે અસ્પૃશ્ય ગણાતી કોમનો માણસ છે. ભીલડી શબરીના બોર આરોગતાં પણ એમને વિચાર આવતો નથી. 'ભગવાન ભક્તાધીન છે' એવું જે કહેવાય છે એને આવાં દૃષ્ટાંતોથી સમર્થન મળે છે.

ભગવાન શ્રીકૃષ્ણ પણ ગોપકુમારો સાથે ખેલવામાં નાનમ લેતા નથી. વ્રજની ગોપીઓનાં ઘરમાં નિઃસંકોચ દાખલ થઈ મહી–માખણ ખાવામાં અને માકડાને ખવરાવવામાં એમને જરા પણ વિચાર નથી આવતો કે પોતે બહુ ઉંચા છે. કેવો અભેદભાવ !

રામાવતાર તેમ કૃષ્ણાવતારમાં નિર્લોભીપણાનો ગુણ પણ આગળ તરી આવતો આપણે જોઈ શકીએ છીએ. વાલી અને રાવણના રાજ્ય ઉપર ભગવાન રામે ધાર્યું હોત તો પોતાની સત્તા સ્થાપી શકત. કારણ કે પોતાની તાકાતથી બન્ને રાજ્યોના અધર્મી શાસકોનો એમણે નાશ કર્યો હતો. પણ નહિ, પ્રભુએ જરા પણ લોભવૃત્તિ બતાવી નહિ. એમણે ઉદાર દિલથી કિષ્કિંધાની ગાદી સુગ્રીવને આપી અને લંકાની ગાદી રાવણના નાના ભાઈ વિભીષણને સુપ્રત કરી.

કૃષ્ણાવતારમાં પણ આવી જ નીતિ ભગવાને સ્વીકારી છે. ભગવાન શ્રીકૃષ્ણે ઇચ્છા કરી હોત તો તે શું મથુરાની ગાદી પર ન બેસત ? જરાસંઘની ગાદી પર તે અધિકાર જમાવી શકત નહિ ? અને

નરકાસુરના રાજ્ય પર શાસન કરતાં એમને કોણ રોકી શકે એમ હતું ? પણ પ્રભુને તે ગમ્યુ નહિ તેમણે કંસને માર્યા પછી ખુશીથી મથુરાની ગાદી પર ઉગ્રસેન મહારાજને બેસાડયા ને જરાસંધ તથા નરકાસુરની ગાદી પર તેમના પુત્રોનો અધિકાર કાયમી રાખ્યો.'

'પ્રભુની ઉદારતાને બંધ નથી.' તે વાત આવા દાખલાઓથી આપણને સમજાય છે.

પોતાના ભક્તો પ્રત્યે પ્રભુએ જે પ્રેમ બતાવ્યો છે તેનો તો જોટો મળવો મુશ્કેલ.

ભરત, લક્ષ્મણ, હનુમાન, વિભીષણ, સુગ્રીવ, શબરી આદિ ભક્તોની ભક્તિને પ્રભુ વશ થઇ ગયા છે, ને દરેક પ્રસંગે 'મારા ભક્તને હું શું આપી દઉં ?' એ જ ભાવ એમનામાં પ્રગટયો છે.

ભગવાન શ્રીકૃષ્ણે પણ પોતાના અનન્ય ભક્ત પાંડવો, ઉદ્ધવ, અક્રૂર, પાંચાલી અને વ્રજાંગનાઓ પ્રત્યે ઓછો પ્રેમ દર્શાવ્યો છે ? ભક્તના ભક્તિબળથી આકર્ષાઇ પ્રભુએ પાંડવોના રાજસૂય યજ્ઞ વખતે દ્વારપાળનું અને એઠાં પતરાળાં ઊંચકવાનું કામ કર્યું છે. અર્જુનનો રથ હંકયો છે. પાંચાળીની વહારે ધાયા છે. અક્રૂરજીની મનોકામના પૂર્ણ કરી છે અને પરમભાગવત ઉદ્ધવજીને 'ઉદ્ધવગીતા' દ્વારા પોતાના પરમપ્રિય ધનંજયની માફક જ જ્ઞાનદાન દીધું છે.

'હમ ભક્તન કે ભક્ત હમારે' એવું જે પ્રભુનું કથન છે એ કોણ કહે છે-ખોટું છે ?

ગીતાના નામનું સ્મરણ થતાં પરમપવિત્ર 'રામગીતા'નું સ્મરણ થઇ આવે છે. કુરુક્ષેત્રના મેદાનમાં જેવી રીતે પિતા પોતાના વહાલા પુત્રને સમજાવે એ રીતે પ્રભુએ પાર્થને ઉપદેશ કર્યો હતો. તેવી જ રીતે, તેવા જ પ્રેમથી કરુણાસિંધુ ભગવાન રામચંદ્રજીએ પોતાના અનન્ય સેવક લક્ષ્મણજીને 'રામગીતા'નો ઉપદેશ કર્યો હતો.

પણ પ્રભુ જેટલા દયાળુ છે, પ્રભુ જેટલા ઉદાર છે, તેટલા જ બલકે તેથી પણ વધારે, પ્રભુ સમય આવે કઠણ બને છે. વજ્ર કરતાં પણ વિશેષ કઠણ પ્રભુનું હૈયું હોય છે. એ વાત પણ રામવતાર અને કૃષ્ણાવતારની લીલાઓથી આપણે જાણી શકીએ છીએ,

સીતા માતાની અગ્નિપરીક્ષાનો પ્રસંગ ભગવાન રામે ન યોજ્યો હોત તો કાંઇ વાંધો હતો ? સીતા માતાની ભક્તિ અને એમના પ્રેમને શું કરુણાવતાર નહોતા જાણતા ? સુશીલ સીતાના આચાર વિચાર માટે કે એના પતિવ્રતા ધર્મ વિરુદ્ધ એકપણ શબ્દ બોલવાની કોનામાં તાકાત હતી ? પણ ભગવાનની લીલા અકલિત છે. રાવણને વધેરીને રણયજ્ઞ પૂરો કર્યો ત્યાં સુધી 'સીતા ! સીતા ! ઝંખતું ભગવાનનું હૈયું સીતાને જોઇ વજ્ર જેવું કઠણ બની ગયું, ને સાધ્વી સીતાને અગ્નિપરીક્ષામાંથી પસાર થવું પડયું.

આ પણ જાણે ઓછું હોય તેમ અયોધ્યામાં આવ્યા પછી લોકાપવાદથી ડરીને પરમપ્રિય સીતાનો પ્રભુએ ત્યાગ કર્યો. અહો ! આ નિષ્ઠુરતા—હૃદયની આ કઠણતા ! પ્રભુ સિવાય બીજુ કોણ બતાવે !

સીતાના ત્યાગની વાતને જરા વાર ભૂલી જઇએ પણ જેણે જન્મથી માંડીને રામની સેવા સિવાય બીજા કશાની પરવા કરી નહતી, એવા અનન્ય ભક્ત લક્ષ્મણજીનો ત્યાગ કરતાં પ્રભુએ જરા પણ દયા રાખી નથી. કાળદેવ સાથે પ્રતિજ્ઞાબદ્ધ થયેલા ભગવાને પોતાની પ્રતિજ્ઞાના પાલન અર્થે લક્ષ્મણજીનો ત્યાગ કર્યો અને રામ વગર લક્ષ્મણજી રહી શકે જ શી રીતે ? એટલે લક્ષ્મણજીએ સરયૂના કિનારે જઇ દેહ છોડી દીધો. આ હૃદય ઉપર ભારે આઘાત કરતો પ્રસંગ વાંચતાં વાંચતાં બહુ વેદના થાય છે.

શ્રી કૃષ્ણાવતારમાં આવા જ પ્રભુ કઠણ બન્યા છે. નંદ-યશોદાએ જે પ્રેમથી ભગવાન બાલકૃષ્ણને ઉછેરીને મોટા કરેલા એવો પ્રેમ જગતના કયા માતાપિતા બતાવી શકે છે ? વ્રજની ગોપીઓએ જે અનન્ય ભક્તિભાવ રાખેલો એ કોણ ભૂલી શકે એમ છે ?

પણ કંસને મારવા માટે નંદબાવાનું ધામ છોડી અક્રૂર સાથે પ્રભુ મથુરામાં પધાર્યા તે પાછા ગોકુળ વૃંદાવન તરફ જતા જ નથી. જાણે ગોકુળ વૃંદાવનની લીલા એ એક સ્વપ્નું જ ન હોય! આથી વધારે હૃદયની કઠણતા બીજે કયાં જોવા મળવાની?

રાધિકાજીના પાત્રને કૃષ્ણચરિતમાં સ્થાન છે એવું ભક્તજનો વિશ્વાસથી માને છે, પછી ભલે પંડિતો ને શાસ્ત્રીઓ 'રાધા' શબ્દને જેમ ઘટાવવો હોય એમ ઘટાવે કે એની ચર્ચા કરે!

કૃષ્ણના નામ સાથે હજારો વર્ષોથી જેનું નામ જોડાઈને ભક્તોનાં હૃદયમાં વિરાજે છે એ મહારાણી રાધિકાજીને ભગવાન સાવ વિસરી જતા હોય એમ કૃષ્ણચરિત જોતાં લાગે છે. મથુરામાં પ્રભુએ પગ મૂક્યો કે જાણે રાધાની સ્મૃતિ ગુમ!!

સીતાજીના રામે કરેલા પરિત્યાગની હકીકત સાથે રાધાને છોડી દેવાની ઘટનાને મૂકી શકાય.

હજુ આગળ એક બે પ્રસંગ જુઓઃ–

પોતાના દેખતાં જ પોતાની ઇચ્છાથી યાદવાસ્થળી કરાવી પુત્રપૌત્રોનો સંહાર ભગવાને પ્રભાસમાં કરાવી નાખ્યો. એ હૃદય વજ્ર કરતાં પણ વિશેષ કઠણ ન હોત તો બને ખરું? અને સ્વધામ પધારતી વેળાએ, જેને હંમેશાં પોતાની સાથેને સાથે ફેરવ્યો છે એવા ઉદ્ધવને પ્રભુ કહે છે–'તું હવે બદરિકાશ્રમ તરફ જા. તારે હજુ પૃથ્વી પર રહેવાનું છે મારે જવાનો હવે સમય થયો છે!' અને પ્રભુથી અળગા નહીં થવાની પ્રબળ ઇચ્છા હોવા છતાં પ્રભુની કઠણ આજ્ઞાથી આંખમાં આંસુ સાથે ઊદ્ધવ જ્યારે જવા લાગે છે ત્યારે શું એમ નથી લાગતું કે પ્રભુ ભારે કઠોર બન્યા છે?

પણ યાદ રાખો, પ્રભુનું હૃદય કુસુમ કરતાં ય વિશેષ કોમળ પણ છે એ આપણાથી શે ભૂલાય?

સીતામાતાની અગ્નિપરીક્ષા લીધી, સીતામાતાનો પરિત્યાગ કર્યો. લક્ષ્મણજીને દૂર થવાની આજ્ઞા આપી તે વાત ખરી પરંતુ પંચવટીમાં સીતાને નહિ જોવાથી રામના હૃદયમાં જે દુ:ખ થયેલું તે કંઈ જેવું તેવું ન હતું; સીતાની ભક્તિ, સીતાનો પ્રેમ, સીતાની સેવા સંભારી સંભારીને રામ કેવો અશ્રુપાત કરતા હતા? ઝાડને, પહાડને, સરોવરોને, સરિતાને, પશુને, પક્ષીને બધાને સીતાની ખબર કહેવા અશ્રુભર્યા લોચનથી પ્રભુ પૂછતા હતા એ કેવા હૃદયનાં દર્શન કરાવે છે?

રસ્તામાં ભગવાનને મહાભાગ્યશાળી જટાયુ મળે છે. સીતામાતાને હરી જતાં રાવણ સાથે એ ઝઘડયો હતો. એમાં એ ઘવાયો હતો અને એનો પ્રાણ કંઠે આવ્યો હતો. એના મુખેથી સીતાજીની હકીકત જાણતાં ભગવાનનું હૃદય એકાએક ભરાઈ આવ્યું, એ જમીન પર બેસી ગયા. જટાયુના શરીર પર પ્રેમથી હાથ ફેરવ્યો. પોતાની જટાના લાંબા વાળ જટાયુના શરીર પર ફેલાઈ ગયા ને ગળગળા અવાજથી પ્રભુએ કહ્યું, 'તારી સેવાનો હું શો બદલો વાળું ભાઈ! તેં મારા પિતાનું સ્થાન સાચવ્યું છે.' પ્રભુના જ ખોળામાં માથું મૂકી અપૂર્વ સંતોષથી જટાયુ પ્રાણ છોડે છે ને ભગવાન પોતાના પિતાને જેમ અંજલિ આપે તેમ એને અંજલિ આપે છે.

કોણ કહેશે વજ્ર કરતાં પણ વિશેષ કઠણ હૃદયવાળા ભગવાન રામ તે આ જ હશે?

ભરતના નામને લીધે ગાદી છોડવાનો પ્રસંગ આવ્યો ને પોતે વનવાસ સ્વીકાર્યો. પણ ભગવાનના હૃદયની મૃદુતા તો જુઓ! તે વનમાં રહ્યા રહ્યા દુ:ખી થતા હતા. વનના કષ્ટોથી નહિ પણ એમને એવો વિચાર આવતો હતો કે ભરત મોસાળથી અયોધ્યામાં આવી જ્યારે મારા વનવાસને સાંભળશે ત્યારે મારા એ પ્રિયભક્તના હૃદયને કેવું દુ:ખ થશે!' આવો વિચાર ભગવાનને બેચેન બનાવે એ શું સૂચવે છે?

સીતાજીના ત્યાગ પછી રામની એક ઘડી પણ ક્યાં સુખમાં ગઈ હતી? તેમનું હૃદય તો 'સીતા! સીતા' જ બોલતું હતું. અને લક્ષ્મણજીને છેવટની આજ્ઞા આપ્યા પછી તો ભગવાન પોતે પણ દેહ છોડી દેવાનો નિર્ણય કરે છે.

પ્રભુના હૃદયની કોમળતા સમજવા આટલી હકીકત શું બસ નથી?

ભગવાન શ્રીકૃષ્ણનું હૃદય પણ ઘણું કોમળ હતું. પોતાના સહાધ્યાયી અને મિત્ર સુદામાની દશા જોઈ ભગવાન કૃષ્ણચન્દ્રને ખૂબ લાગી આવે છે એ સુદામાના દેહ ઉપર હાથ ફેરવતા ફેરવતાં કહે છે, 'સુદામા! ક્યાંથી તમે ખૂબ દુર્બળ થઈ ગયા છો. તમને ભારે આપત્તિ પડી હોય એમ લાગે છે. પણ ભલા, તમે મને જણાવ્યું પણ નહિ!' અને આમ કહેતાં કહેતાં ભગવાનની આંખોમાંથી આંસુની ધારાઓ ચાલવા લાગે છે

પાંડવોના સુખ દુઃખથી તે હંમેશાં માહિતગાર રહેતા હતા. પાંડવોના દુઃખની જરા પણ હકીકત તે જાણતા કે બેચેન થઈ જતા અને વહારે ધાતા.

દ્રૌપદી અને કુંતા માતા, અર્જુન અને ઉદ્ધવ, વિદુર અને અક્રૂર, કયા ભક્તની મનોકામના દયાળુ શ્રીકૃષ્ણે પૂરી કરી નથી? કયા ભક્તનાં દુઃખે ભગવાન્ દુઃખી બન્યા નથી?

જગતહિતાર્થે નાનામોટા અવતારો તો પ્રભુએ ઘણા લીધા છે પણ રામાવતાર અને કૃષ્ણાવતારની લીલાઓ હૃદયને બહુ તૃપ્તિ આપે છે. ભગવાન ભાગવતકારે 'तव कथामृतं तप्तजीवनं' એવા શબ્દો જે ઉચ્ચાર્યા છે, તે રામાવતાર અને કૃષ્ણાવતારના લીલાપ્રસંગો વાંચતા વાંચતાં મને તો બિલકુલ ખરા લાગ્યા છે અને સૌ કોઈને લાગશે

આ પરમ પવિત્ર લીલાપ્રસંગો યાદ કરવાની આ લેખ દ્વારા મને તક મળી છે એ બદલ પરમ કૃપાળુ પરમાત્માના ચરણકમળમાં હું મનોમય પ્રણામ કરું છું ને મારું હૃદય બોલી ઊઠે છે.

'રામકૃષ્ણ ગોવિંદ, જય જય ગોવિંદ!
હરે રામ ગોવિંદ, જય જય ગોવિંદ!
રામકૃષ્ણ ગોવિંદ, જય જય ગોવિંદ!'



# ભક્ત મયૂરની વાણી

[ અનુસંધાન પાન ૪૦ થી ચાલુ ]

(૪૧)

હે નાથ ! આપ તો ખૂબ દયાળુ છો. નહીં તો અમે જગતના પામર જીવો જે આપની શરણાગતિ કેમ સ્વીકારવી તેય જાણતા નથી એઓનું તમે રક્ષણ કરો નહિ. અને વિષયસુખને વ્હાલું માનનાર તેમ ડગલે ને પગલે ભૂલો કરનારા અમો એઓના તરફ કરુણા ભરેલી નજરથી જુઓ નહિ. પણ હે પ્રભુ ! આપનો આ દયાળુપણાનો એક જ ગુણ મને ખાતરી કરાવે છે કે અમૃત મળ્યા પછી મધ પીવાની ઊર્મિ હવે અમને કદાપિ કાળે થવાની નથી.

(૪૨)

હે નાથ ! આપની પાસે કશું પણ છૂપાવ્યા સિવાય હું આજે કહું છું કે, મારા જેવો જગતભરમાં બીજો કોઇ પાપી નથી. મેં આગળ પાછળ જરા પણ વિચાર કર્યો નથી. ફક્ત જીવનમાં ઉંધુ ઘાલીને પાપ જ કર્યા કર્યા છે. હે પ્રભુ ! એથી પાપી અજામિલનો જાણે બીજો અવતાર ના હોઉં એવું મને લાગે છે. અને એથી કરેલાં પાપોનું સ્મરણ થવાથી હૃદય ધડકી ઊઠે છે, આંખે અંધારાં આવે છે, દેહલતા ધ્રૂજે છે, અને મહાયત્ન કરવા છતાં પણ શબ્દો મુખની બહાર પડતા નથી. હે દીનબન્ધુ ! આ સ્થિતિમાં મને કઇ માર્ગ જડતો નથી માટે મારા પાપોની ક્ષમા આપીને આ મહાન ભવસાગરમાંથી મને તારો.

(૪૩)

જગતના નાથ ! તારું પરાક્રમ ત્રિભુવનવિદિત છે. અને એ વાત બધી રીતે સાચી પણ છે એમ ઇન્દ્રનો ગર્વ ઉતારવા મોટા પર્વતને પોતાના કરકમળમાં લીલાથી તમે ઉચકી લીધો એવા દૃષ્ટાન્તથી સાબિત થાય છે. તો પણ આપના ખરા પરાક્રમની—આપના અપૂર્વ બાહુબળની મને તો ત્યારે જ પ્રતીતિ થાય કે જ્યારે પાપપંકમાં ભરાઇ પડેલા એવા મને આપ હાથ ઝાલીને બહાર કહાડો.

(૪૪)

આ ઉપરથી આપ મને જો કહેશો કે, 'બેવકૂફ ! મારી શક્તિની આખા ત્રિભુવનને ખાતરી છે અને તને જ નથી શું ?' તો હું કહીશ કે, વૈદ્ય ગમે તેટલો બીજાને માટે સારો હોય અને બીજા ગમે તેટલા એની શક્તિનાં વખાણ કરે, પરંતુ જે બિમાર પડ્યો છે, જે અસહ્ય દર્દથી બૂમો પાડી રહ્યો છે, એને જ્યાં સુધી પોતાની દવાથી વૈદ્ય સારો કરતો નથી ત્યાં સુધી રોગીને વૈદ્યની શક્તિની પ્રતીતિ થતી નથી. મતલબ કે આપના ભક્તોને આપે તારીને જેવી ખાતરી કરાવી છે, તેવી રીતે મને તારીને શક્તિની પ્રતીતિ કરાવો !

(૪૫)

આ ઠેકાણે પાછી પ્રભુની અમૃતતુલ્ય વાણી સંભળાઇ. એમણે ધીર ગંભીર સ્વરે કહ્યું: 'અલ્યા મયૂર, તને મારા દયાળુપણામાં વિશ્વાસ છે, અને શરણે આવેલાના ઉદ્ધાર માટે હું કાળજી રાખું છું, એમ તું માને છે. તો પછી અધીરા માણસની માફક આમ ઉતાવળ શું કરવા કરે છે ?'

'એનું કારણ એ છે મહારાજ !

नलिनीदलगतसलिलं तरलं
तद्वज्जीवितमतिशय चपलम् ।

એટલે કમળપત્ર પર જળબિન્દુ પડ્યું હોય એ એક ક્ષણ વારમાં જેમ અદૃશ્ય થાય છે તેવું જ માનવનું જીવન અતિશય ચપળ હોવાને લીધે ઘડીકમાં પૂરું થઇ જાય છે. અને એથી જો હું ઉતાવળ ન કરું અને ઠંડા પેટે બેસી રહું તો જે સાધવાનું છે તે સધાય નહીં અને હું માર્યો જાઉં.

(૪૬)

અને સાચું પૂછાવો તો મહારાજ ! હાથ જોડીને કવિ મયૂરે કહ્યું, 'સફેદ ધજા જેવી વૃદ્ધાવસ્થા યમરાજના સૈન્યની મને જણાવા લાગી છે અને સૈન્યના આગળના લોકો જે નાના પ્રકારના

સીતાજીના ત્યાગ પછી રામની એક ઘડી પણ ક્યાં સુખમાં ગઈ હતી? તેમનું હૃદય તો 'સીતા! સીતા' જ બોલતું હતું. અને લક્ષ્મણજીને છેવટની આજ્ઞા આપ્યા પછી તો ભગવાન પોતે પણ દેહ છોડી દેવાનો નિર્ણય કરે છે.

પ્રભુના હૃદયની કોમળતા સમજવા આટલી હકીકત શું બસ નથી?

ભગવાન શ્રીકૃષ્ણનું હૃદય પણ ઘણું કોમળ હતું. પોતાના સહાધ્યાયી અને મિત્ર સુદામાની દશા જોઈ ભગવાન કૃષ્ણચંદ્રને ખૂબ લાગી આવે છે એ સુદામાના દેહ ઉપર હાથ ફેરવતા ફેરવતાં કહે છે, 'સુદામા! કઈથી તમે ખૂબ દુર્બળ થઈ ગયા છો. તમને ભારે આપત્તિ પડી હોય એમ લાગે છે. પણ વાલા, તમે મને જણાવ્યું પણ નહિ!' અને આમ કહેતાં કહેતાં ભગવાનની આંખોમાંથી આંસુની ધારાઓ ચાલવા લાગે છે.

પાંડવોના સુખ દુઃખથી તે હંમેશાં માહિતગાર રહેતા હતા. પાંડવોના દુઃખની જરા પણ હકીકત તે જાણતા કે બેચેન થઈ જતા અને વહારે ધાતા.

દ્રોપદી અને કુંતા માતા, અર્જુન અને ઉદ્ધવ, વિદુર અને અક્રૂર. ક્યા ભક્તની મનોકામના દયાળુ શ્રીકૃષ્ણે પૂરી કરી નથી? ક્યા ભક્તનાં દુઃખે ભગવાન્ દુઃખી બન્યા નથી?

જગતહિતાર્થે નાનામોટા અવતારો તો પ્રભુએ ઘણા લીધા છે પણ રામાવતાર અને કૃષ્ણાવતારની લીલાઓ હૃદયને બહુ તૃપ્તિ આપે છે. ભગવાન ભાગવતકારે 'तव कथामृतं तप्तजीवनं' એવા શબ્દો જે ઉચ્ચાર્યા છે, તે રામાવતાર અને કૃષ્ણાવતારના લીલાપ્રસંગો વાચતા વાંચતાં મને તો બિલકુલ ખરા લાગ્યા છે અને સૌ કોઈને લાગશે.

આ પરમ પવિત્ર લીલાપ્રસંગો યાદ કરવાની આ લેખ દ્વારા મને તક મળી છે એ બદલ પરમ કૃપાળુ પરમાત્માના ચરણકમળમાં હું મનોમય પ્રણામ કરું છું ને મારું હૃદય બોલી ઊઠે છેઃ

'રામકૃષ્ણ ગોવિંદ, જય જય ગોવિંદ!<br>
હરે રામ ગોવિંદ, જય જય ગોવિંદ!<br>
રામકૃષ્ણ ગોવિંદ, જય જય ગોવિંદ!'



# ભક્ત મયૂરની વાણી

[ અનુસંધાન પાન ૪૦ થી ચાલુ ]

(૪૧)

હે નાથ! આપ તો ખૂબ દયાળુ છો. નહીં તો અમે જગતના પામર જીવો જે આપની શરણાગતિ કેમ સ્વીકારવી તેય જાણતા નથી એઓનું તમે રક્ષણ કરો નહિ. અને વિષયસુખને વ્હાલું માનનાર તેમ ડગલે ને પગલે ભૂલો કરનારા અમો એઓના તરફ કરુણા ભરેલી નજરથી જુઓ નહિ. પણ હે પ્રભુ! આપનો આ દયાળુપણાનો એક જ ગુણ મને ખાતરી કરાવે છે કે અમૃત મળ્યા પછી મદ્ય પીવાની ઊર્મિ હવે અમને કદાપિ કાળે થવાની નથી.

(૪૨)

હે નાથ! આપની પાસે કશું પણ છૂપાવ્યા સિવાય હું આજે કહું છું કે, મારા જેવો જગતભરમાં બીજો કોઇ પાપી નથી. મેં આગળ પાછળ જરા પણ વિચાર કર્યો નથી. ફક્ત જીવનમાં ઉંધુ ઘાલીને પાપ જ કર્યા કર્યાં છે. હે પ્રભુ! એથી પાપી અજામિલનો જાણે બીજો અવતાર ના હોઉં એવું મને લાગે છે. અને એથી કરેલાં પાપોનું સ્મરણ થવાથી હૃદય ધડકી ઊઠે છે, આંખે અંધારાં આવે છે, દેહલતા ધ્રુજે છે, અને મહાયત્ન કરવા છતાં પણ શબ્દો મુખની બહાર પડતા નથી. હે દીનબન્ધુ! આ સ્થિતિમાં મને કંઇ માર્ગ જડતો નથી માટે મારાં પાપોની ક્ષમા આપીને આ મહાન ભવસાગરમાંથી મને તારો.

(૪૩)

જગતના નાથ! તારું પરાક્રમ ત્રિભુવનવિદિત છે. અને એ વાત બધી રીતે સાચી પણ છે એમ ઇન્દ્રનો ગર્વ ઉતારવા મોટા પર્વતને પોતાના કરકમળમાં લીલાથી તમે ઉંચકી લીધો એવા દૃષ્ટાન્તથી સાબિત થાય છે. તો પણ આપના ખરા પરાક્રમની–આપના અપૂર્વ બાહુબળની મને તો ત્યારે જ પ્રતીતિ થાય કે જ્યારે પાપપંકમાં ભરાઇ પડેલા એવા મને આપ હાથ ઝાલીને બહાર કહાડો.

(૪૪)

આ ઉપરથી આપ મને જો કહેશો કે, 'બેવકૂફ! મારી શક્તિની આખા ત્રિભુવનને ખાતરી છે અને તને જ નથી શું?' તો હું કહીશ કે, વૈદ્ય ગમે તેટલો બીજાને માટે સારો હોય અને બીજા ગમે તેટલા એની શક્તિનાં વખાણ કરે, પરંતુ જે બિમાર પડ્યો છે, જે અસહ્ય દર્દથી બૂમો પાડી રહ્યો છે, એને જ્યાં સુધી પોતાની દવાથી વૈદ્ય સારો કરતો નથી ત્યાં સુધી રોગીને વૈદ્યની શક્તિની પ્રતીતિ થતી નથી. મતલબ કે આપના ભક્તોને આપે તારીને જેવી ખાતરી કરાવી છે, તેવી રીતે મને તારીને શક્તિની પ્રતીતિ કરાવો!

(૪૫)

આ ઠેકાણે પાછી પ્રભુની અમૃતતુલ્ય વાણી સંભળાઇ. એમણે ધીર ગંભીર સ્વરે કહ્યું: 'અલ્યા મયૂર, તને મારા દયાળુપણામાં વિશ્વાસ છે, અને શરણે આવેલાના ઉદ્ધાર માટે હું કાળજી રાખું છું, એમ તું માને છે. તો પછી અધીરા માણસની માફક આમ ઉતાવળ શું કરવા કરે છે?'

'એનું કારણ એ છે મહારાજ!

नलिनीदलगतसलिलं तरलं
तद्वज्जीवितमतिशय चपलम्।

એટલે કમળપત્ર પર જળબિન્દુ પડ્યું હોય એ એક ક્ષણ વારમાં જેમ અદૃશ્ય થાય છે તેવું જ માનવનું જીવન અતિશય ચપળ હોવાને લીધે ઘડીકમાં પૂરું થઇ જાય છે. અને એથી જો હું ઉતાવળ ન કરું અને ઠંડા પેટે બેસી રહું તો જે સાધવાનું છે તે સધાય નહીં અને હું માર્યો જાઉં.

(૪૬)

અને સાચું પૂછાવો તો મહારાજ! હાથ જોડીને કવિ મયૂરે કહ્યું, 'સફેદ ધજા જેવી વૃદ્ધાવસ્થા યમરાજના સૈન્યની મને જણાવા લાગી છે અને સૈન્યના આગળના લોકો જે નાના પ્રકારના

રોગ એની સાથે લડતાં લડતાં મારો દેહ હવે ભાગવા લાગ્યો છે, અને એથી ઝાઝો સમય મારાથી જીવનસંગ્રામમાં હવે નભી શકાશે નહીં એમ સમજીને મે ઉતાવળ કરી છે. એટલે મહારાજ! યમરાજ આવીને મારું ગળુ પકડે તે પહેલાં મને આપના ચરણમાં આશ્રય આપો કે જેથી હુ નિર્ભય થઇ જાઉં નહિ તો....નહિ તો....મારા બહુ ભૂડા હાલ' થશે.'

(૪૭)

વળી દયા ઉપજાવે તેવું મુખ કરી કવિ કહેવા લાગ્યો—'હે નાથ! મોડુવહેલું ય શરણે આવેલાનું રક્ષણ તો કરવું જ પડશે, તો પછી, તાત્કાલિક તેમ કરવામાં શો વાધો છે? કારણ કે નહિ તો પછી યમદેવ એનો પાશ મારા ગળામાં નાખી મને ખેચવા લાગશે તે સમયે આપને મને છોડાવવા માટે હજાર કામ પડતાં મૂકી દોડાદોડ કરવી પડશે. એથી બહુ તકલીફ પડશે. માટે સવેળા મારું રક્ષણ કરો કે જેથી આપણે બન્ને નિશ્ચિંત રહી શકીએ.'

(૪૮)

'અલ્યા ભાઇ! મારી કાળજી તું શું કરવા કરે છે? તારા રક્ષણ માટે દોડાદોડ કરવી પડશે, કે કષ્ટ ઊઠાવવું પડશે તો તે હું ઊઠાવીશ. તું તારે કરતો હોય તેમ કરને!' પ્રભુએ કહ્યું.

એ સાંભળી મયૂરે કહ્યું:

'મહારાજ! સ્વામીને કષ્ટ ન પડે એની કાળજી સેવક શું ન રાખે? પિતાને દોડવાનો પ્રસંગ ન આવે એ માટે પુત્ર શું વિચાર ન કરે? ગુરુના જીવને જરા પણ ચિંતા કરવાનું પ્રયોજન ન રહે એની સરત શિષ્ય શું રાખવી ભૂલી જાય? મહારાજ! જેના ખોળે માથુ મૂક્યુ, જેની સેવામાં જીવન અર્પ્યું, જેના આશ્રયમાં રહેવા માંડ્યું એના જીવને શાન્તિ હોય તો જ આશ્રિતજન આરામથી રહી શકે, મહારાજ! જો વન સારી સ્થિતિમાં હશે તો જ આશ્રય કરીને રહેનાર હરણ સુખમાં રહેશે.

(૪૯)

હે જીવનદાતા! તેવી જ રીતે માતાને જો સુખ હોય તો જ એનો બાળક સુખમાં રહે. નહીં તો કદાપિ કાળે બાળક આનંદમા રહે નહિ કારણ કે માને દુઃખ થાય એની અસર બાળક ઉપર થયા સિવાય રહેતી નથી એટલા માટે વિપત્તિરૂપી સમુદ્રના સેતુરૂપી હે કલ્યાણકામ! આપને ઘડીભર પણ શ્રમ ન પડે! હે નાથ! આપને જો શ્રમ પડે અને એથી આપનું શરીર ક્ષીણ થાય, તો અનેક લોકોને અજ્ઞાનના અંધકારમાંથી સુમાર્ગ બતાવવાનું આપનું જે વ્રત છે, તેમાં શિથિલતા આવી જાય. માટે આપને તો સદા સુખી જ રહેવું જોઇએ, અને એથી હુ મારા હૃદયથી ઇચ્છું છું કે આપ કદિપણ વ્યથા ન અનુભવો!'

(૫૦)

'તારા જેવા અનેક ભક્તો રોજ રોજ આમ આવીને એમનાં દુઃખ રડે એટલે પછી મારું મન દુઃખ પામ્યા સિવાય રહે ખરુ?' બહુ મૃદુ અવાજે પ્રભુએ કહ્યું.

'એથી આપને વ્યથા થતી હોય મારા નાથ! તો બધાય આપના ભક્તો તરફથી હુ બોલું છું કે અમારુ રહેલું આયુષ્ય આપને અમો સર્વે અર્પણ કરીશું તે સ્વીકારશો. કે દરેકના સંકટ વખતે આપને દોડવું ના પડે. અમારે કશી તૃષ્ણા નથી. અમારે જીવનનો મોહ નથી. ફક્ત અમે તો ઇચ્છીએ છીએ, કે અમારા પ્રભુ સુખમાં રહો!— અમારા ભગવાન દુ:ખને ન જાણો! અમારા નાથ વ્યથા ન અનુભવો!

(૫૧)

મયૂર કવિનાં હૃદયનો ભક્તિભાવ જોઇ શ્યામસુંદરના મુખની સુંદરતા વધી ગઇ. એ હજાર હજાર તાપને ભૂલાવી દેનાર મુખચંદ્ર તરફ અનિ-



મિષ નયને જોતો જોતો મયૂર કવિ કેટલીક વાર પોતાની જાતને ભૂલી ગયો, ત્યાર પછી જાગૃત થઈ નેત્રમાં આવેલાં હર્ષાશ્રુને ખભા ઉપરના વસ્ત્રવતી લૂછી દીન ભાવથી કહેવા લાગ્યો :—

'મહારાજ, મારા ઉદ્ધાર માટે મેં જે કંઇ બોલ બોલ કર્યું છે, એમાં અયોગ્ય વાતો ઘણી નીકળશે પરંતુ તે તરફ આપ નજર ન કરતાં મને ક્ષમા આપશો. આપની ઉદારતાને જેમ બંધ નથી તેમ આપની ક્ષમાને પણ બંધ નથી એની મને બરાબર ખાતરી છે. આમ તો દેવ દાનવો અને માનવોમાં 'અમે ક્ષમાવાળા' એવું કહેનાર ઘણા સાંભળ્યા છે; પરંતુ દયાના સાગર! આપની તોલે આવે એવો એક પણ હજુ સુધી નીકળ્યો નથી. અહોહો! પેલા ભૃગુઋષિએ આવીને આપની છાતીમાં જ્યારે લત્તાપ્રહાર કર્યો ત્યારે વહેલા વહેલા આસન ઉપરથી ઉઠીને આપ એ ઋષિના પગને પકડીને દાબવા લાગ્યા, અને કંઠમાં અત્યંત માધુર્ય આણીને કહેવા લાગ્યા કે, 'મહારાજ! આ દાસની છાતી બહુ કઠણ છે, એથી આપના કોમલ ચરણકમલને બહુ દુઃખ થતું હશે, માટે મને દાબવા દો.'

આ પ્રકારની ક્ષમા ચૌદ ભવનમાં બીજે ક્યાં મળવાની મહારાજ ?

( ૫૨ )

'મારા ઉત્તમ ગુણો જોઇ જોઇને તારું મન મારા ચરણકમલમાં લુબ્ધ થઇ ગયું છે ખરું ને મયૂર!' હવે પ્રભુના અવાજમાંથી કૃત્રિમતા ધીમે ધીમે ખસતી હતી. અને એને ઠેકાણે પ્રચ્છન રહેલો વાત્સલ્યભાવ સ્થાન લેતો હતો. તેમ છતાં વિનોદ એક રતીભાર પણ ઓછો થયો ન હતો.

હાથ જોડી મયૂરે કહ્યું: 'મહારાજ, એમ જ છે!'

'ત્યારે ચોવીસે કલાક મારા ચિંતનમાં રત રહેવાને બદલે જગતની ધનધામની અશાશ્વત ઉપાધિમાં શા માટે ગુંથાએલો જણાય છે?' સ્મિતભર્યા વદનથી લક્ષ્મીકાન્તે કહ્યું:

'મહારાજ, સંસારી લોકોથી તો એવી ભૂલો થવાની જ. ઘણું ઘણું મનને વારીએ છીએ તોય પાછું જગતની અશાશ્વત વસ્તુઓ તરફ આકર્ષાય છે અને એનો વિચાર ચલાવે છે.'

'એમ ન થવું જોઇએ, મયૂર! કાં તો આ માર્ગ કે કાં તો તે માર્ગ, બેમાંથી એક માર્ગ ગ્રહણ કરી શકાય. આમ દૂધમાં ને દહીંમાં પગ રાખવો એ બરાબર નથી!'

'ઓ મહારાજ! આપનું કથન સાવ સાચું છે. પરંતુ આપની માયાનો એ પ્રતાપ હોવાથી સંસારી લોકોથી એને અનુસરાતું નથી. જુઓને, જસોદામાતા જેવાંય ભૂલ નોતાં કરતાં? આપના કરતાં કાંઇ ચાર પૈસાના દૂધની કિંમત વધારે હતી, તે કૃષ્ણાવતારમાં ખોળામાં બેસાડીને સ્તનપાન કરાવતાં હતાં તે વખતે ચૂલ્હા ઉપર મૂકેલું દૂધ ઉભરાઇ જતું જોઇને લાગલાં તમને નીચે મૂકી દઇને એ દૂધને સંભાળવા નાઠાં!'

( ૫૩ )

થોડીવાર અટકી વળી પાછો એ બોલવા લાગ્યો: 'દીનાનાથ! મારી તો ઘણી ઇચ્છા છે કે કોઇ કાળે પણ જગતની અસ્થિર વસ્તુઓ તરફ મારી નજર ખેંચાય નહિ. પરંતુ આ જગતમાં વિષય વાસનારૂપી પિશાચિની છે તે મને છોડતી નથી અને વારંવાર ભુલાવામાં નાખીને મને આપના ચરણકમલના ધ્યાનમાંથી દૂર ખેંચી જાય છે. એને હું ખરા હૃદયથી પ્રભુ! વિનંતિ કરું–છું કે–આપ દાર કરો; કે જેથી આપ કહો છો તેમ અહોરાત્ર પછી માત્ર આપની જ સેવામાં હું કાળ નિર્ગમન કરી શકું.

( ૫૪ )

ઓ પ્રભુ! આ કંઇ ઓછા ભયની વાત નથી. જે પિશાચિનીની મેં વાત કરી તે તો બહુ દુષ્ટ છે. મોટા મોટા ઇંદ્રિય નિગ્રહરૂપી દંડ ધારણ કરનાર પણ એનાથી ભય પામે છે, કારણ કે તેઓની ઉપર પણ એ દુષ્ટ લત્તાપ્રહાર કરતાં ડરતી નથી,

એવીને માટે તો ભગવાન શુકમુનિ જવા જ જોઇએ. પણ નાથ ! બધા કઇ ઓછા એવી તાકાતવાળા હોય છે ? એટલે જગતમા આ વિષયવાસનારૂપી પિશાચિની લોકોને મન મુજબ દબાવે છે, જાણી જોઇને ભુ ગળાવે છે અને આપની કથારૂપી કામધેનુનું મીઠુ મધુરુ પય પીવા જનારને પણ એ રોકી રાખી બહુ અનર્થ કરે છે, માટે એનો સહાર કરી ભયમુક્ત કરો. કારણ કે હું તો સાવ અદ્દ હોવાથી (એટલે ઇન્દ્રિય નિગ્રહ વગરનો હોવાથી) મને એનો ભય રહે છે.

( ૫૫ )

હે પ્રભુ ! આ વિષયવાસનારૂપી પિશાચિની ઓછી કઇ દુષ્ટ નથી રામાવતારમા ખરાસુર—જેનો આપે લીલામાત્રમા નાશ કર્યો એ જેવો હલકટ હતો તેવી જ આ હલકી છે આપ કદાચ કહેશો કે તારી વાત ખરી છે પણ વિષયવાસનારૂપી પિશાચિની એ સ્ત્રી જાતિની થઇ અને સ્ત્રી જાતની ઉપર વધ કરવા હથિયાર કઇ ઉપાડાય ? તો પ્રભુ ! હું કહીશ કે પેલી તાડિકા કોણ હતી ? પેલી પૂતના કોણ હતી ? એ દુષ્ટાઓનો સહાર કરતા આપ અટકયા નહિ તો પછી એ તાડિકા અને પૂતના કરતા પણ વધારે નીચ એવી આ વિષયવાસનાનો નાશ કરવામા શા માટે સકોચ રાખો છો ? જાણે ગોકુળમા એક વધારે લીલા કરી હતી એમ માનીને એનો સહાર કરો જ કરો ! -

( ૫૬ )

આ ઉપરની કહી એ લીલાઓ રામવતારમા કે કૃષ્ણાવતારમા આપે કદાચ ના કરી હોત તો પણ ભક્તોનાં સકટ દૂર કરવાની આપની જે પ્રતિજ્ઞા છે તે કઇ અફળ જાય એમ ઓછી છે ? મુખ્ય વાત તો આ જ એક માત્ર સમજવાની છે. માટે ખરાસૂર કરતાં પણ અધિક દુષ્ટ એવી વિષયવાસના રૂપી ખરીનો નાશ કરીને મને ભયમુક્ત કરો

(૫૭)

ઓ સ્વામી ! આપ તો ઘટઘટમા વ્યાપક છો એટલે જાણતા હશો, તેમ છતા હું કહું છું કે વિષયવાસના રૂપી આ જે ખરી છે તે તો એમ પણ લોકોને લલચાવીને કહે છે કે હરિકથા રૂપી કામધેનુનુ દૂધ ગમે તેટલુ મીઠુ મધુરુ અને પુષ્ટિ કારક હશે પરતુ તે મારા દૂધની તોલે આવે તેમ નથી. માટે કામધેનુને દોહવાને બદલે મને જ દૂહો. જુઓ પ્રભુ ! હવે આ દુષ્ટા મોતને પાત્ર છે કે નહિ ?

(૫૮)

ઓ નાથ ! આપની કથારૂપી કામધેનુ છે તે તો માતા કરતા પણ વિશેષ વહાલી છે, કારણ કે જગતની માતાઓ હોય છે, એના સ્તનમાથી તો પોતાનું બાળક ખોળામાં બેસે અને પયપાન કરવા લાગે ત્યારે જ માત્ર દૂધની ધારા વછૂટે છે, પણ આ તમારી કથારૂપી કામધેનુ માતા છે એની પાસે નાના મોટા કે પારકા પોતાનો ભેદ નથી એ તો જે કોઇ આવી એના પય પાનની ઇચ્છા રાખે એને એ દહોવા દે છે અને એને એ સ્તનપાન કરવા દે છે. એ ઉપરાત એ પરમ પાવનકારી માતાનો એક ગુણ એવો છે કે પોતાનુ સ્તનપાન કરે છે એના મળનું (પાપનું) એ ભક્ષણ કરે છે ( મતલબ કે એના પાપને દૂર કરે છે. ) જ્યારે જગતની માતાઓમા આ ગુણ નથી

(૫૯)

ઓ નાથ ! પાછી મે ભૂલ કરી ! મને મૂર્ખને આ ઉપમા યોગ્ય છે કે અયોગ્ય તેનું ય ભાન નથી આપની કલ્યાણકારી કથા, જેની ખરુ જોતાં જગતમા કોઇ ઉપમા જ નથી, એને મે પશુની ઉપમા આપી એ કેવું અયોગ્ય છે ! સાધુ પુરુષો તો ખરેખર આ જાણે તો ... જાય.

(૯૦)

જો કે મારા નાથ ! મારા ગુરુદેવે તો મને એક વાની ખૂબી કહી દીધી છે કે, બેટા ! સરત રાખ,

मूर्खो वदति विष्णाय धीरो वदति विष्णवे ।
उभयोस्तु शुभं पुण्यं भावग्राही जनार्दनः ॥

એટલે કે ભગવાનની જેવી આવડે તેવી સ્તુતિ કરજે, પ્રભુ તો ભાવગ્રાહી છે, એ હૃદયની ભાષા ઉપર માત્ર નજર રાખે છે, એટલે ચીપી ચીપીને ગોઠવી ગોઠવીને કે આ ખરું છે, અને આ ખોટું છે, આ શુદ્ધ છે અને આ અશુદ્ધ છે એવો વિચાર રાખીને સ્તુતિ નહિ થાય તો એથી જરાપણ ગભરાવાનું નથી. માત્ર હૃદયપૂર્વક સ્તુતિ ન થાય તો જ ગભરાવાનું છે, તો પણ મહા પુરુષો મારી અનુચિત વાણી જોઇને શું કહેશે ? એનો ભય રહે છે.

(૯૧)

ઓ પ્રભુ ! મારા મનમાં તો એવું થાય છે કે મારા ભગવાનની જે હું સ્તુતિ કરુ છું, એનો એક કાંનોય વાકો ન હોય. એની ઉપમા, એની ઉત્પ્રેક્ષા, એના પ્રાસાનુપ્રાસ, એનુ પદલાલિત્ય એનો ભાવ પ્રવાહ તમામ જેવું જોઇએ તેવું થાય. મતલબ કે મારી સ્તુતિ સર્વાંગસુંદર બને, કે જેથી મારા પ્રભુના ચરણકમલમાં હું સુંદરમાં સુંદર એ ભેટ ધરી શકુ. મારો આવો ભાવ છે અને આપ કલ્પવૃક્ષ જેવા છો માટે यथायोग्यं तथा कुरु યોગ્ય લાગે તેમ કરો !

(૯૨)

ઓ લક્ષ્મીપતિ ! તમારા વ્હાલા ભક્ત પેલા ધ્રુવકુમારના ગાલે શંખ વડે તમે જરા સ્પર્શ કરીને એને કેવો બોલતો બનાવી દીધો હતો ? એ પાંચ વર્ષના નાના સરખા ભક્તની ભક્તિથી પ્રસન્ન થઇ તમે માત્ર છ જ માસમાં એની સામે જઇને ઊભા અને કહ્યુ 'બેટા ! ઉઘાડ આંખો ને માગી લે ગમે તે !' આ સાંભળી ધ્રુવે આંખો ઉઘાડીને પગમાં પડીને બોલ્યો, 'ભગવાન ! મને આપની સ્તુતિ કેમ કરવી તેનું ભાન નથી અને ઇચ્છા એટલી બધી છે કે જાણે હું ઉમદા સ્તુતિ કરુ તે સમયે શંખનો એના ગાલે જરા સ્પર્શ કર્યો અને લાગલી એણે સ્તુતિ શરૂ કરીઃ

योऽन्तः प्रविश्य मम वाचमिमां प्रसुप्ताम्
संजीवयत्यखिल शक्तिधरः स्वधाम्ना ।
अन्यांश्च हस्तचरणश्रवणत्वगादीन्
प्राणान्नमो भगवते पुरुषाय तुभ्यम् ॥

આવા ભક્તોની મનોકામનાને પૂર્ણ કરનાર પ્રભુ ! જેવી કરુણા ધ્રુવદેવ ઉપર આપે કરી તેવી મારા ઉપર કરી આપનો વરદ હસ્ત મારા માથા ઉપર મૂકો !

(૯૩)

ઓ પ્રણતવત્સલ ! આપનો કરસ્પર્શ મને થાય એતો બહુ મોટા ભાગ્યની વાત થઇ. અને એવો ભાગ્યશાળી કંઇ હું નથી. એટલે તેવી કૃપા મેળવવાનો મને અધિકાર નથી. માટે તે વાત જવા દો. માત્ર આપના ચરણકમલની રજ જ મને જરા આપવાની કૃપા કરો એટલે બસ; કારણ તે બહુ પવિત્ર છે. ઇન્દ્રાદિ જેવા દેવતાઓ અને નારદાદિ જેવા મુનિઓ પણ એની ઇચ્છા માટે આપના ચરણમાં રોજ નમે છે. એટલે એની (પદરજની) યોગ્યતા કંઇ ઓછી નથી.

(૯૪)

તેમ છતાં દીનબંધુ ! તમારા એ વહાલા ભક્ત ધ્રુવની પેઠે મારા ઉપર કૃપા કરવાનો જો વિચાર હોય તો મને એનો કંઇ વાંધો નથી. આપ આપના કરકમળને મારા મસ્તક ઉપર ખુશીથી મુકશો. હું એથી ધન્યધન્ય થઇ જઇશ. બાકી હું એવી મહત્-કૃપા મેળવી શકુ એવી કંઇ લાયકાતવાળો નથી. કારણ કે ભક્તોમાં શ્રેષ્ઠ એવા ધ્રુવકુમારનું સ્થા-

બહુ ઉંચું છે. એની ભક્તિ અને એની યોગ્યતા એટલી બધી છે કે મોટો સૂરપતિ પણ એના ચરણોમાં માથુ નમાવે છે. મોટા મોટા ઋષિમુનિઓ અને સતજનો એના અતુલિત મહિમાને વદે છે. અને નારદ જેવા મહર્ષિ એના પવિત્ર ચરિત્રનું ગાન કરતાં કરતાં ત્રણે લોકોમાં વિચરે છે. મતલબ કે ધ્રુવદેવ ખૂબ મહાન છે. જ્યારે હું ઘણો નાનો છું, એટલે ધ્રુવકુમારની સાથે સ્વપ્ને પણ મારી સરખામણી થઇ શકે એમ નથી.

( ૬૫ )

અહોહો ! એની ઉમ્મર તો જુઓ ! એટલી નાની વયમાં જે વિશ્વાસથી અને ભક્તિથી ધ્રુવકુમારે પ્રખર તપ કર્યું, એનો જોટો જગતમાં શું મળી શકે એમ છે ? ખરેખર ધ્રુવ પોતાના નામ પ્રમાણે ધ્રુવ (અચળ) જ છે. એની સાથે કોઇની પણ સરખામણી થઇ શકે નહિ. તેમ છતાં ઓ કૃપામૃતના મહાસાગર ! આપ જો મારી ઉપર એના જેવી જ કૃપા કરશો તો આપને મન સર્વ સરખા છે. કોઇ વહાલું-અળખામણું કે પારકું પોતાનું નથી એ સિદ્ધાંતની ખાતરી અમને થશે.

( ૬૬ )

હે રાઘવ ! ખરુ જોતાં અવિશ્વાસની ગંધ સરખી પણ ભક્તના મનમાં આવવી જોઇએ નહીં અને છતાં 'આમ કરશો તો આમ ખાતરી થશે.' એવી નાદાની ભરેલી મેં વાત કહી એથી મારી યોગ્યતાની આપને બરાબર જાણ થઇ હશે. તો પણ ઓ કુસુમ કરતાં યે વધારે કોમળ હૃદયવાળા કરુણાના સાગર ! એકાદવાર પણ જો આપના ચરણમાં આવી દીનભાવથી કોઇ કહે કે હે નાથ, હું તમારો છું, તો તેવાને આગળપાછળની વાત સાંભળ્યા સિવાય એકદમ તમે તેનો હાથ પકડી પોતાના મહાપ્રતિષ્ઠાવાળા સ્થાન ઉપર બેસાડી દો છો. પછી ભલેને તે પાપનો મહાપર્વત હોય ! ભલે જગતમાં ખૂબ નિંદાને પાત્ર હોય ! ભલેને બધી રીતે એ સાવ ગરીબ હોય ! આપ આ ઓછી યોગ્યતાવાળો છે અને આ વધારે યોગ્યતાવાળો છે એવો ભેદ રાખતા નથી અને શરણમાં દીનભાવથી આવ્યો તેને પોતાના જેવો તાકાતવાળો બનાવી મૂકો છો ! આ એક જ ગુણ આપના પ્રભુત્વને સાબીત કરવા બસ છે. હે દીનદયાળ ! મને તો લંકાપતિ દશાનનના નાના ભાઇ વિભિષણનો દાખલો વારંવાર યાદ આવે છે, આપે દુષ્ટ રાવણને હણીને આખી લંકાની ગાદી જીતી લીધી છતાં પણ તેનો જરાય લોભ નહિ કરતાં તરત જ તેને પોતાના ભક્ત વિભીષણને આપી દીધી. આપના ચરણના શરણમાં વિભીષણ આવ્યો હતો એટલા ઉપરથી તેને આપે લંકાપતિ બનાવી દીધો એ કાંઇ ઓછી કરુણાની વાત નથી.

( ૬૭ )

પરંતુ મહારાજ ! મારા ઉપર કૃપા કરો તો મારી યોગ્યતા જોઇને તે પ્રમાણે કૃપા કરશો. કારણ કે મારી લાયકાત સિવાય વધારે જો મળી જાય તો તેને યોગ્ય મારાથી નીવડાય નહિ. અને આપે બતાવેલી વિશેષ કરુણાનો કંઇ અર્થ રહે નહીં. મોટા મોટા આપના જે ભક્તો થઇ ગયા છે અને એમના ઉપર આપે જે મહત્ કૃપા કરી છે, તેવી રીતે આપ મારા તરફ કૃપા નહીં કરતા થોડી ઘણી મારી યોગ્યતા મુજબ આપ દયા કરશો કે જેથી બરાબર રીતે હું એને પાત્ર બની શકું.

( ૬૮ )

માગણીની રીત ફરતી જોઇને પ્રભુથી હસ્યા વગર રહેવાયું નહિ એમણે ખડખડ હસતાં કહ્યું : 'મયૂર ! તું બહુ મીઠું મીઠું બોલે છે, હો ! આટલી બધી નમ્રતા સામાને જરૂર છેતરી લે.'

જરા માથુ નીચું નમાવી મયૂરકવિએ ઉત્તરમાં કહ્યું, 'ઓ મહારાજ ! જો જો, આમ વાણીની મીઠાશ ઉપરથી કે બહારની નમ્રતા ઉપરથી આપ મારી યોગ્યતા વધારે ગણી લેતા [illegible] કે 'નમન



નમન મેં ફેર હૈ બહુત નમે નાદન, દગાબાજ દૂના નમે ચિત્તા ચોર કમાન. 'આવી એક કહેવત છે. એટલે હૃદયમાં કંઇ હોય અને મોઢે કંઇ કંઇ બોલે તેના ઉપરથી ભોળવાઇ જવું તે ઠીક નથી' આપ આમ તો મહાચતુર છો ભલાભલાની ચાલાકી જોતજોતામાં પકડી પાડો એવા છો, છતાં કોક વખત એવા ઉદાર રહો છો કે લુચ્ચા પણ આપની પાસેથી ઉત્તમમાં ઉત્તમ વરદાન લઇ જાય છે તોય બોલતા નથી. આ જુઓને, પેલો ભસ્માસુર આપને કેવો ઠગી ગયો હતો! આવ્યો ત્યારે કેવો દીન હતો! કેવું મીઠું મીઠું અને ભક્તિભર્યું બોલતો હતો! પરંતુ જેના માથા પર એ પોતાનો હાથ મુકે તે ભસ્મ થઇ જાય' એવું વરદાન આપે આપ્યું ત્યારે ફરીફરીને આપના જ માથા ઉપર એ હાથ મૂકવા આવ્યો અને સંસારરૂપી મહાસર્પના દંશને દૂર કરવા મણિ જેવા જે આપ, એમના પ્રાણ હરવા તેણે પ્રયત્ન કર્યો; પરંતુ એમ તે એ નાદાન કંઇ ફાવે એમ હતો? આપને જન્મમરણ છે જ કયે દિવસે કે મૃત્યુનો ભય હોય? તોપણ દુર્જન માણસની નફટાઇ અને નીચપણાની વાત કેટલે સુધી પહોંચે છે તે જુઓ! આખરે આપે એ ખરની શાન ઠેકાણે લાવવા મોહિની સ્વરૂપ ધારણ કરી એને ઠગ્યો અને એનો જ હાથ એના માથા ઉપર મુકાવી ભૂ પીતો કરી દીધો તે કામ બહુ સારું કર્યું, પરંતુ આપને તકલીફ કેટલી બધી પડી? માટે આવી ઉદારતા મારા જેવા માટે મને ઓળખ્યા સિવાય બતાવશો નહિ. નહિ તો આપને પાછું તકલીફમાં ઉતરવું પડશે.

(૬૯)

હે સદાશિવ! આ ઉપરથી આપ એવું ન માનતા કે આપ કેવળ ઉધુ ઘાલીને જ વરદાન આપ આપ કરો છો એમ હું કહું છું. અપાત્રને આપ સારી પેઠે ઓળખો છો અને તે પ્રમાણે જે યોગ્ય હોય છે તેને યોગ્ય વરદાન પણ આપો છો પરંતુ આપની ઉદારતાનો લાભ કેટલીક વખત ખલ લઇ જાય છે તે સારું નથી, દા. પેલા બ્રહ્મપુત્ર ઉપમન્યુ ઉપર કૃપા કરી આપે ક્ષીરસાગર આપે એને આપી દીધો એ પ્રશંસનીય કામ છે કારણ કે ઉપમન્યુ એ આપનો ખરો ભક્ત હતો અને એણે ખરા હૃદયથી આપની ભક્તિ કરી હતી. એટલે એ વરદાન બરાબર છે; પરંતુ છળકપટ કરીને કોઇ આવ્યો હોય એને તો ધમકાવીને જ કાઢવો સારો! નહિ તો સાપને દૂધ પાઇને ઉછેર્યા હોય, તે જેમ અનર્થ કરનાર નીવડે છે તેમ ખલ હોય છે તે દાતાની ઉદારતાને ઓળખતો નથી અને ત્રાસ આપે છે.

(૭૦)

'મયૂર મહારાજ! આપની શિખામણ બહુ સારી છે!' હસતા હસતાં પ્રભુ બોલ્યા અને મયૂર કવિ ચમકી ગયો. ભક્તિભાવના તોરથી અત્યાર સુધી એ બોલતો હોવાથી બાહ્ય ભાન એવું ન હતું. અંતરયામીને આ બાબતની ખબર હતી છતાં મજાક કરવાના ઇરાદાથી ઉપરના શબ્દો એમણે કહ્યા અને હાસ્યપૂર્ણ વદનથી મયૂર કવિના મુખ સામું જોઇ રહ્યા.

ઉંઘમાંથી ઝબકીને જાગૃત થતો હોય એમ જાગીને તાત્કાલિક કવિ મયૂરે કહ્યું, 'મહારાજ, હું ખરેખર બહુ નાદાન છું. મને ખબર છે કે જ્યાં ત્યાં મન ફાવે તેવો લવારો ન થાય જ્યાં વિનય રાખવાનાં સ્થળ પણ હોય છે, વિવેક અને જાણે કેમ, મારાથી જાગૃત રહેવાતું નથી પરંતુ ભાન ભૂલી ગમે તેમ લપલપાટ કરી નાખે છે. આ હું સાવ સાચું કહું છું. માટે મારા ઉપર રોષ કરશો નહિ. કારણ કે આપ તો મયૂરના હૃદયને અતિ પ્રિય એવા આનંદરૂપી જળવાળા મેઘ છો! હે નાથ! આપે આમ કરવું જોઇએ અથવા આ કામ સારું અને આ કામ નાઠારું છે—એવી શિખામણની વાતો કહેવાની મારાથી ધૃષ્ટતા થાય ખરી? કામ તો માત્ર સ્તુતિ જ કરવા તરફ મોરી

લાગેલી છે અને એથી આપના ઉદારપણાની જ મેં સ્તુતિ કરી છે. માટે એને શિષ્ટાપણાના શબ્દો ન માનતા આ ગાંડા ઘેલા બાળક ઉપર ક્ષમા રાખશો.

(૭૧)

ઉપરનો ખુલાસો કરત કરતાં મયૂર કવિનું મેં હું દીન થઇ ગયું અને એના ઉપર જરા ઝાંખુ લાગ્યાની રેખાઓ ઉપસી આવી. એ જોઇ ચતુર વનમાળીએ વાતને પલટો આપ્યો. એ બોલ્યા, 'અરે મયૂર! તું જ્યારથી મારી સાથે વાત કરે છે ત્યારથી હું એક વાત જોતો આવ્યો છું કે ઘડીમાં તું મને વિષ્ણુ તરીકે સંબોધે છે. તો ઘડીમાં શંકરનું નામ લઇને સંબોધે છે, એનો અર્થ શો? હું વિષ્ણુસ્વરૂપ તેને એકદમ શંકર માની લે છે એ તે કંઇ ઠીક કહેવાય?'

'મહારાજ, મને આવ બેવકૂફ શું કરવા બનાવો છો?' મયૂર કવિ બોલ્યો, 'વિષ્ણુ અને શંકર એ શું જુદા છે? અને જુદા હોય તો હરિહરયોર ભેદ કહેવાય છે તે શું તૂત છે? મહારાજ, ડાહ્યા હોય છે તેનો કદાપિ કાળે એમ નહીં કહે કે શંકર જુદા અને વિષ્ણુ જુદા, એ તો મૂર્ખાઓની પાયા વગરની વાતો છે.

(૭૨)

અને આમ હોવાથી હું આપને ઘડીકમાં પુરાંતક કહું છું અને ઘડીકમા મુરાંતક કહું છું એ જો આપને ઠીક ના લાગે તો મહારાજ! મને જે કહેવું હોય તે કહો. બાકી આપ શંકરને ભજો છો અને શંકર આપને ભજે છે. તેથી આપ અભિન્ન હોવાથી એક જ સ્વરૂપ છો. માટે મારી સમજ બરાબર છે એમ મને લાગે છે હે ભગવાન! આ કંઇ મારા ઘરની બનાવટી વાત કહેતો નથી. પરંતુ શાસ્ત્રો-પુરાણોમા ઘણા કાળ પહેલાં લખાયેલી છે એટલે એ પ્રમાણવાળી છે માટે કહું છું.

(૭૩)

હે પ્રભુ! આપ કદાચ કહેશો કે 'શાસ્ત્ર પુરાણોમાં લખ્યુ એટલે શું ખરું થઇ ગયું?' તો એના જવાબમાં હું કહીશ કે એ શાસ્ત્રો પુરાણોની રચના કરનાર તો ભગવાન વ્યાસ છે મારા જેવો કંઇ મામૂલી માણસ નથી. અને ભગવાન વ્યાસ તો આપનો જ અવતાર મનાય છે ને? એટલે તે કદાચ ઉંઘમાં હોય અને ઉંઘમાં કંઇ બોલી ઊઠે તોય તે બધુ બરાબર પ્રમાણવાળુ અને લોકોપકારી જ નીકળે એમાં શો સંશય?

(૭૪)

અને હે ત્રિભુવનપતિ! શાસ્ત્રો પુરાણોમાં આપના પવિત્ર મંગળકારી નામનું જ માહાત્મ્ય મુખ્યત્વે વર્ણવેલું હોવાથી એની કિંમત ઘણી વધારે છે. જેના પ્રભાવથી અતિભયંકર એવો દુષ્ટ કળી પણ થરથરે છે અને કાયિક વાચિક તથા માનસિક પાપો ટળી જાય છે, તેમ જ આધિ, વ્યાધિ અને ઉપાધિ નિર્મૂળ બની જાય છે એ નામની શક્તિ એવી તો ચમત્કારિક છે, કે એનો આશ્રય લેનારને એ મૂળ પ્રકૃતિના સ્વામી એવા જે તમે એમના ચરણનું, જેમ ભક્ત પ્રહલાદને શરણ અપાવ્યું તેમ અપાવે છે.

(૭૫)

અને જગતનિયંતા! આપના નામનો મહિમા એક મુખે શું વર્ણવી શકાય એમ છે? ભગવતી વીણાધારિણી અને સહસ્ર મુખવાળા શેષ ભગવાન જેવા પણ જેનું કથન કરતાં કરતાં થાકી જાય છે એનો પ્રભાવ 'આવો છે અને આટલો છે' એમ કહેવાની મારા જેવા નાના માથાવાળાની તે શી તાકાત? તથાપિ રાજા મિત્રના ઉપકારને વર્ણવવાની તાકાત ન હોવા છતાં એને જોતાં બરોબર મોઢેથી ટહુકા કર્યા સિવાય જેમ રહી શકાતું નથી, તેમ આપના વિશ્વોપકારી નામના ચમત્કારથી અંજાઇ



ગયેલો અને ઉપકારથી દબાઇ ગયેલો એવો હું એનથી એનું માહાત્મ્ય વર્ણવ્યા સિવાય રહી શકાતું નથી, અને એથી મારથી કહેવાઇ જાય છે કે હે કરુણાનિધિ આપનું નામ આપના કરતા વધારે શક્તિવાનુ છે."

'એમ? શા ઉપરથી આ ફેંસલો આપ્યો, મયૂર!' ભગવને પૂછ્યું.

'મહારાજ! ગરુડ ઘેલું પણ મને સમજાય છે તેવું મે કહ્યુ. એને જો ખોટું માનવું હોય તો તેમ કરવા આપને અધિકાર છે. બાકી મને તો એવી પ્રતિતી થાય છે કે આપના કરતાંય આપના નામનો મહિમા અતિશેષ છે; કારણ કે આપનામાં જે નથી એવો એક મોટામા મોટો ગુણ એનામાં છે.'

'શું કહે છે? મારા કરતય મારા નામમાં વિશેષ ગુણ?'

'હા મહારાજ! મારી એવી સમજ છે.'

'તો તે મારે જાણવો પડશે કહે એ ગુણ કયો?'

નીચા વળી બે હાથ જોડી મયૂરે જવાબ આપ્યો.

'ક્ષમા કરજો મહારાજ! પણ આપ પૂછો છો એટલે કહેવું પડે છે કે નિષ્કપટપણાનો મોટામાં મોટો ગુણ આપના નામમા છે જે આપનામાં........'

(૭૬)

'ઓત્તારીનો અટવા તું તો બડો જબરો નીકળ્યો! સામાના મોઢ મુંદરમમુદ્દું કહી દેતાં પણ તું અચકાતો નથી. ઠીક, પણ હવે એની સાબિતિ આપવી પડશે એમને એમ કઇ ગપ્પું લગાવવાથી ચલી શકશે નહીં!'

'ઓ મહારાજ, પ્રમાણ આપવાની અને મારી વાત સાબિત થઇ જાય, એવી રીતે દલિલ કરવાની મારી શું તાકાત છે? અને તે વળી આપની સન્મુખ!'

'ત્યારે એમ કહે કે તે હમણાં જે નામના મહત્વની વાત કરી તે ખોટી છે'

'ઓ મહારાજ! ખોટી તો કેમ કહેવાય? આખુ જગત જે પરમ પવિત્ર વાતને હજારો વર્ષથી ગાતું આવ્યું છે, અને જેનું શ્રવણ કરવાથી આપના નામની શક્તિમાં શ્રવણ કરનારને દૃઢ વિશ્વાસ બેસે છે એને હું ખોટી કહું તો મારી હ.ગાળી જ ખસી ગઇ છે એમ માનવું પડે'

'માટે તો હું કહું છું કે હું સમજ પડે તેમ કહે!' પ્રભુએ સસ્મિત કહ્યું.

'ઓ વિરાટ ભગવાન! આપ શું નથી જાણતા કે આપના મહાન ભક્તોમાંનો એક જે બળીરાજા હતો એને આપે બ્રાહ્મણ બટુનો વેશ લઇને ઠગ્યો હતો? આપે એ વિરોચનના પુત્ર બળીરાજા પાસે વામન સ્વરૂપમા સાડત્રણ ડગલા એ યજ્ઞ કરતો હતો તે વખતે જઇ પૃથ્વી માગી–અને બળીએ દાનનો સંકલ્પ મૂક્યો, ત્યારે વિરાટ સ્વરૂપ ધારણ કરી પૃથ્વી ભરી લેવા તૈયાર થયા પરંતુ ઠગાઇથી બળીરાજા લેશ પણ ગભરાયો નહીં અને એણે આખુ ત્રિભુવનનું રાજ્ય અર્પણ કરી દેવા પોતાના મસ્તક ઉપર આપનો પગ મુકવા જણાવ્યુ કરણ કે વિરોચનના એ ભાગ્યશાળી પુત્રને આપનો આશ્રય હતો. અને એના બળથી આપને એણે પ્રથમથી જ ઓળખી લીધા હોવાથી આખા જગતના ઐશ્વર્યને છોડીને આપના પાદારવિંદની સેવા જ એણે માગી લીધી. મતલબ કે આપ કારણવશાત્ ઠગાઇ કરવામાં પાછા પડતા નથી. જ્યારે આપનુ નામ છે એ એને શરણે જનારને કદી પણ ઠગતું નથી. ઉલટું એને જપનારના સંકટ વખતે તેની સહાયમા દોડી જઇને એને બચાવે છે આમ કહી મયૂર કવિ હાથ ઉંચા કરી કરીને નીચેના ભાવનું ગાવા લાગ્યો:

"હરિને ભજતાં હજુ કોઇની લાજ
જતા નથી જાણી રે,
જેની સુરતા શામળિયાની સાથ,
વદે વેદ વાણી રે."

( ૭૭ )

થોડીવાર રહીને વળી પાછી મયૂર કવિની મીઠી મધુરી વાની શરૂ થઇ

પણ પ્રભુ ! આપને એથી ગાઠુ લાગે એવું કશું આપમા ઠગાઇના દુર્ગુણમાં નથી. આપના દુર્ગુણ પણ જગતને હિતકર્તા જ નીવડે છે જુઓ, આપે બળીરાજા સાથે ઠગાઇ કરી ન હોત તો સતત-આપના ચરણની સેવા કરવાનુ એને ભાગ્ય મળ્યું છે તે કદાપિ મળત ખરુ ? તે ઉપરાત બળીરાજા, એ આપનો આવો મહાન ભક્ત હતો એની વાત જગતમા ફેલાઇ જાત ખરી ? વળી એવી ઠગાઇ કરી ન હોત તો આપના નામમા આવું અતુલિત બળ છે એની કથા કવિઓએ પોતાનાં કાવ્યોમા ગૂથીને જગતમાં ફરતી કરી પોતે ધન્ય બની ગયા તે બનત ખરા ? વળી અખિલ જગતના મળને હરનારી પતિતપાવની ગગામૈયા આ ઠગાઇનો પ્રસગ ન આવ્યો હોત તો ઉત્પન્ન થાત ખરી ? મતલબ કે–હે નાથ ! આપ ગમે તેવું આચરણ કરો છો પરતુ તે ત્રિભુવનને શોભા આપનારુ જ નીવડે છે

( ૭૮ )

આમ હોવા છતાં પણ (આપની ઠગાઇ એ ભક્તો ના હિત માટે જ છે એમ હોવા છતા પણ) હું તો માથુ નમાવીને પ્રભુ માગી લઉં છુ કે, મારી સાથે એવું છળ કરશો નહિ કેમકે બળીરાજા જેવી મોરામા હિંમત નથી કારણ કે છત્ર ચામર અને બાદશાહી દબદબો એ તો મોટા રાજાને જ શોભે ગરીબ હોય એને એ મળે તો એ હાસ્યને પાત્ર થાય માટે આપને ગોકુળમાં ખભા ઉપર કામળી નાખી ફરવા મા જેમ મોજ આવતી હતી એમ નાના થઇને જીવી જવામા–મારી કીર્તિ કોઇ ન જાણે એવી રીતે જીવી જવામા મને મોજ આવશે આપ કહેશો કે બળીરાજાને તું મોટો કેમ કહે છે ? એ તો હારી ગયો હતો તો હું કહીશ કે એમ બોલવામા કશો અર્થ નથી. કારણ કે બળીરાજાના નામનો જ અર્થ બલિષ્ઠ–એવો થાય છે એટલે કદાપિ પરાજયને તો એ જાણે જ નહિ અને ખરી વાત આપ શું નથી જાણતા ? પરાજય કોણ પામ્યું ? બળી કે આપ ? વિજેતા કદિ પરા જીત થયેલાને બારણે દ્વારપાળ થઇને ઊભા રહે ખરા ?

( ૭૯ )

વળી થોડીવાર અટકીને મયૂરે કહ્યું: મહારાજ ! રજ્જુ જોઇને કોઇ કહે કે એ સર્પ છે અને જેવું એ અજ્ઞાન છે તેવું જ મારુ બોલવું ઘણીવાર ભૂલભરેલું હોય છે. મે કહ્યું કે–પ્રભુ ! મારી સાથે છળ કરશો નહિ પણ મારી સાથે શું કરવા છળ કરશો ? સમરાંગણમા યુદ્ધ તો બે સરખા હોય એમની સાથે જ શોભે. એક નિર્બળ હોય અને એક સબળ હોય એ બે વચ્ચે યુદ્ધ કદાપિ સભવે જ નહીં મતલબ કે હું નિર્બળ માણસ–સામાન્ય ભક્ત એની આપ કડક પરીક્ષા લો જ નહીં પરીક્ષા તો આપ બળીરાજા, મયૂરધ્વજ, સુધન્વા, પ્રહલાદ, વગેરે મહાન મહાન ભક્તો છે એવાની જ લો. એટલે આપ મારી પરીક્ષા કરશો એવો ભય રાખવાનુ કશું પ્રયોજન નથી કારણ કે આ ભવરૂપ અરણ્યની અદર અજ્ઞાન અને અધારમા બૂડી ગયેલા અને બહાર નીકળવા માટે બહુ શ્રમ કરતા એવા મારા ઉપર આપ જેટલી કૃપા કરશો એટલી બહુ ઉપકારક થઇ પડશે.

( ૮૦ )

અહો નાથ ! 'શ્રમ' અને 'અરણ્ય' શબ્દનો ઉચ્ચાર મારા મુખમાથી હમણા થયો એ સાંભળતાં બરોબર મને ઓ જાનકીજીવન ! પિતાનુ વચન પાળવા માટે અને ઋષિમુનિયોને એમના અનેક વર્ષના તપનુ ફળ આપવા માટે અરણ્યમાં શ્રમ સહન કરતા એવા આપના રામાવતારનુ સ્મરણ થઇ આવે છે

(૮૧)

અને એ સાથે તે સમયે અરણ્યમાં સીતામાતાના વિયોગથી આપ ઝૂરતા હોવા છતાં શબરી ઉપર એને જોતાં બરોબર આપે જે કૃપા વરસાવી એ વાત તાજી થાય છે. અને વિચાર આવે છે કે મહારાજ! આપનું ચિત્ત અસ્વસ્થ હોવા છતાં આપે તે સમયે શબરી ઉપર કરુણા વરસાવી એ શબરીને બહુ સારું સારું બોલતાં આવડું હતું માટે? અને આ વખતે આ દાસ ઉપર આપ બિલકુલ સ્વસ્થ હોવા છતાં કૃપાકટાક્ષ નાખતા નથી. એ એને મીઠું મીઠું બોલતાં નથી આવડતું માટે?'

(૮૨)

હે જાનકીવલ્લભ! આપ જવાબમાં એમ કહેશો કે 'એમ તો ખરું'સ્તો' તો હું કહીશ કે આપના સમાગમની ઇચ્છાથી હજારો વર્ષ તપ કરતા એવા સાધુ મુનિયોને છોડીને વંદરો સાથે મૈત્રી બાંધવાનું અયોગ્ય કામ આપે જેને માટે કર્યું અને બીજા અનેક કષ્ટો આપે જેને માટે સહન કર્યાં એ જનકકુમારી સીતાદેવીના વચનો કરતાં મારા વચનો કંઈ વિશેષ અયોગ્ય નથી.

(૮૩)

હે સકળ મનોહરગુણોના ભંડાર! 'ગમે તેમ કરો પણ પેલા સુવર્ણમૃગને મારી પાસે લાવો. એના ચામડાની મારે કંચુકી બનાવવી છે.' એવી માગણી સીતાજીની અયોગ્ય હોવા છતાં તમને એ યોગ્ય લાગી અને એથી તાત્કાલિક હથિયાર લઈ મૃગની પાછળ તમે પડ્યા. એ શું બતાવે છે? સીતાજી આપને વ્હાલાં હતાં માટે? પરંતુ કોઈ વસ્તુ વ્હાલી હોય એથી સિદ્ધાન્તનો ત્યાગ કરવો એ બરાબર નથી. મહાપુરુષનો સિદ્ધાંત તો સર્વને માટે એકસરખો જ હોય, પણ આપે એક સરખો રાખ્યો નથી અને જનકતનયા પ્રત્યે પક્ષપાત બતાવ્યો છે; પણ મહારાજ! એથી તો આપનું શીલપટ્ટપણું આપણ આવે છે. મતલબ કે ખરું-ખોટું પણ ભક્તનું કામ કરવું એમ જો આપનો સિદ્ધાન્ત હોય તો સીતાજીનાં અયોગ્ય વચનો હોવા છતાં જેમ આપે એનો સ્વીકાર કર્યો હતો તેમ મારાં વચનો અણગમતા હોય તો પણ તે તરફ ધ્યાન નહીં આપતાં મારી માગણી આપે મંજૂર રાખવી જોઈએ.






# 'ગીતાધર્મ'ના ઉદ્દેશ્ય અને નિયમો

ઉદ્દેશ:—ભગવદ્‌વાણી શ્રી ગીતાના પ્રચાર દ્વારા જગતમાં જ્ઞાન, શક્તિ, સદાચાર, સદ્‌ભાવના, ઉપકાર, પરસ્પર સહયોગ અને પ્રભુપ્રેમની વ્યાપક ભાવનાને મૂર્તિમંત કરવી.



### વ્યવસ્થા સંબંધી નિયમો

(૧) 'ગીતાધર્મ' દર મહિનાની ૧ લી તારીખે પ્રસિદ્ધ થાય છે.

(૨) 'ગીતાધર્મ'નું લવાજમ ભારતમાં રૂા ૬–૨૫ અને વિદેશમાં ૧૫ શિલિંગ છે. છૂટક અંકની કિંમત આઠ આના છે

(૩) પુસ્તકાલય માટે 'ગીતાધર્મ'નું લવાજમ રૂા. ૫–૨૫ છે

(૪) 'ગીતાધર્મ'નું વર્ષ જાન્યુઆરીથી ડીસેમ્બર સુધી ગણાય છે

(૫) જાન્યુઆરીનો વિશેષાંક પ્રગટ થાય છે ફેબ્રુઆરીથી ડીસેમ્બર સુધીના અંકોમાં વિવિધ સામગ્રી રજૂ કરવામાં આવે છે

(૬) કાયમ માટે સરનામું બદલવાનું હોય તો જ કાર્યાલયને જણાવવું. થોડા સમય માટે સરનામું બદલવાનું હોય તો સ્થાનિક પોસ્ટ ઓફિસ દ્વારા પ્રબંધ કરવો.

(૭) પત્રવ્યવહાર કરતી વેળા દરેક ગ્રાહકે ગ્રાહક નંબર અવશ્ય લખવો

### સંપાદકીય નિયમો

(૧) 'ગીતાધર્મ'માં રાષ્ટ્ર, સમાજ, ધર્મ અને ભારતીય સંસ્કૃતિને લગતા લેખો તેમજ પ્રગતિસૂચક પ્રેરણાત્મક લેખો લેવામાં આવશે.

(૨) લેખો સુધારવા, છાપવા યા ન છાપવા વગેરેનો અધિકાર સંપાદકનો છે.

(૩) અપ્રગટ લેખો પરત કરવામાં આવશે નહિ

(૪) કાગળની એક બાજુ હાંસિયો રાખીને શાહીથી સારા અક્ષરોથી લખીને પોતાના લેખો મોકલવા.

(૫) ધર્મ વિરુદ્ધ તેમજ કોઇપણ સંપ્રદાયની ટીકાને લગતા લેખો આ માસિકમાં પ્રગટ થશે નહી.

(૬) કથાઓ, પ્રસંગો, કાવ્યો, વાર્તાઓ, વગેરે જનસમાજને પ્રેરણાત્મક થઈ પડે તેવા આલેખનોને પ્રથમ સ્થાન આપવામાં આવશે.

(૭) લેખકો 'ગીતાધર્મ'ને પોતાનું માસિક ગણીને તેને યોગ્ય જે સામગ્રી મોકલશે તેનો સહર્ષ સ્વીકાર કરવામાં આવશે.

(૮) સરનામું નીચે મુજબ કરવું.

મેનેજર

**ગીતાધર્મ કાર્યાલય**

**ગીતામંદિર, અમદાવાદ-૧**

સંસ્થાપકઃ- શ્રીમત્ પ. પ. બ્ર. મ. મં. જગદ્‌ગુરુ ગીતાભ્યાસ બ્રહ્મલીન
સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજ

# ગીતામંદિર ધર્માર્થ આયુર્વેદિક ઔષધાલય



પરમ પૂજ્ય મહામંડલેશ્વર સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજના શુભાશીર્વાદ સાથે ધન્વન્તરિગુરુ સ્વામીશ્રી શિવાનંદજી મહારાજના સંચાલન હેઠળ અમદાવાદ ગીતામંદિર ધર્માર્થ ઔષધાલય મહાગુજરાત, મુંબઇ, રાજસ્થાન તેમજ ભારતના અનેક પ્રાંતોમાં તેમજ આફ્રિકામાં સુપરિચિત બની ચૂક્યુ છે. દૂર દૂરના નિવાસીઓ સ્વામીજીની ચિકિત્સાથી કષ્ટસાધ્ય ભયંકર દરદોમાથી મુક્ત બન્યા છે, અને તેઓ આ સંસ્થાનાં મુક્તકંઠે વખાણ કરે છે. મધ્યપ્રદેશમા પણ આ ઔષધાલયની ખ્યાતિ ઘણાં વરસોથી પ્રસરી છે. સ્વામીજીની ચિકિત્સાથી ત્યાંના મોટા મોટા અફસરો, ન્યાયાધીશો અને શિક્ષકો પણ આ ઔષધાલયનો લાભ મેળવીને ઉપકૃત બન્યા છે.

આ ઔષધાલયની શાખાની સ્થાપના પરમપૂજ્ય મહામંડલેશ્વર સ્વામીજી મહારાજના નિર્દેશાનુસાર નાગપુર ગીતામંદિરમાં કરવામાં આવી છે. અમદાવાદ ગીતા મંદિરના સિદ્ધ હસ્ત ચિકિત્સાકુશળ સ્વામીશ્રી રામાનંદજી મહારાજ આયુર્વેદાચાર્યના સંચાલન હેઠળ આ ઔષધાલય મધ્ય પ્રદેશમાં જનસેવાર્થે ખુબ જ પ્રગતિ સાધી રહ્યુ છે.

આ ઔષધાલય દરરોજ સવારથી અગિયાર વાગ્યા સુધી ખુલ્લુ રહે છે. દરેક રોગીના રોગોની જાતતપાસ કરીને તેને ઉચિત ઔષધિ આપવામાં આવે છે. બહાર ગામથી આવનાર રોગીઓની એક વાર જાતે તપાસ કરીને તેને સગવડ પ્રમાણે સાત દિવસ કે પંદર દિવસની દવા આપવામાં આવે છે, તેમજ બહારગામથી જવાબી ટપાલ મોકલનાર રોગીની સૂચના પ્રમાણે તેની દવામા ઘટતો ફેરફાર કરીને દવા ટપાલ દ્વારા વી. પી. થી મોકલવામા આવે છે. ઔષધ લેનાર રોગીએ પથ્ય પાલન કરવું જોઇએ. તેથી તેલ, ખટાઇ (આંબલી, કેરી), મરચાં, ગોળ, ચા વગેરે છોડી દેવા તેમજ પૌષ્ટિક ખોરાક લેવો જોઇએ. રોગીએ વધારે પરિશ્રમ કે જાગરણ ન કરવું જોઇએ તેમજ બ્રહ્મચર્યનુ પાલન કરવું જરુરી છે.

વિવિધ ભસ્મો, રસો, પર્પટી-લોહ, વટી, આસવ, ઘૃત-તેલ, ચૂર્ણ વગેરે ઔષધો માટે સૂચિપત્ર મંગાવો.

: વ્યવસ્થાપક :

શ્રી ગીતામંદિર ધર્માર્થ આયુર્વેદિક ઔષધાલય
ગીતામંદિર-અમદાવાદ. (ગુજરાત)